૧. પ્રકાશક તથા પ્રાપ્તિસ્થાન
વિશ્વ અભ્યુદય જ્ઞાનમંદિર
ગ્રંથમાળા વતી
કુમારી રંજનદેવી સૌભાગ્યચંદ્ર શ્રોફ
મહેતા બિલ્ડીંગ, બીજે માળે,
૧૨મો રસ્તો, ખાર, મુંબઈ—પર

૨. નારાયણભાઈ જે. પ્રિન્સીપાલ
વિશ્વવિદ્યાલય (હાઈસ્કૂલ)
ન્યુ સિવિલરોડ, અસારવા, અમદાવાદ—૧૦

૩. મનોહરલાલ છોટાલાલ મહેતા
કોટક શેરી નં. ૧, મહેન્દ્રકુંજ,
રાજકોટ—૩૬૦૦૦૧

૪. વિશ્વશાંતિચાહક
સુશીલકુમાર એન. પારેખ
માનવમંદિર, સ્ટેટ બેન્ક કોલોની,
રવાપરરોડ, મોરબી (સૌરાષ્ટ્ર)

દ્વિતીયાવૃત્તિ : પ્રત ૧૦૦૦

સન : એપ્રિલ, ૧૯૮૨

મુદ્રક :
બેલા ટાઈપસેટિંગ વર્કસ
ઘીકાંટા રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧

# સાભાર ધન્યવાદ

આ પ્રકાશન પ્રગટ કરવામાં જે—જે ધર્મપ્રેમી બહેનો તથા બંધુઓએ આર્થિક, શારીરિક, પ્રત્યક્ષ અને પરોક્ષ, સહકાર આપેલ છે તે સર્વનો હાર્દિક ધન્યવાદ સહ આભાર માનવામાં આવે છે. આ પુસ્તકનું જે મૂલ્ય રાખેલ છે, તે પણ જ્ઞાન ખાતે જ વ્યય થશે. મતલબ કે આવાં આધ્યાત્મિક પુસ્તકો પ્રગટ કરવામાં જ તેનો સદુ-પયોગ થશે એ ભાવના હૃદયમાં વસેલ છે. માટે ગુણશીલ મહાનુભાવો આ પ્રકાશનને આનંદભેર અપનાવી આધ્યાત્મિક સ્વવિકાસ સાધશે એ જ મંગલ કામના હૈયે રાખી વિરમું છું.

શ્રીયુત્ મનહરલાલ મોદી તથા વિશ્વવિદ્યાલય, અસારવા, અમદાવાદના પ્રિન્સીપાલ શ્રીયુત્ નારાયણભાઈ જે. પટેલ જેમણે આ પુસ્તક છપાવવાની સર્વ કામની જવાબદારી લઈને દરેક કાર્ય કાળજી-પૂર્વક ખંત અને ઉત્સાહથી જે પરિશ્રમ લઈને સેવા બજાવી છે. તેઓનો ધન્યવાદ સહ આભાર માનવામાં આવે છે. તેઓ આવા પારમાર્થિક કાર્યો કરીને ઉત્તરોત્તર સ્વવિકાસ સાધે. ફરીવાર લખું છું કે જેઓએ આમાં નિસ્વાર્થભાવે જે સેવા કરી છે. તેમનું શ્રેય થાઓ અને મોક્ષમાર્ગના પંથી બનો. કુમારી સરોજબહેન, કુમારી લતાબહેન, કુમારી દક્ષાબહેન, સૌ. જાગૃતિબહેન, જેમણે પ્રૂફ સુધારવામાં જે પરિશ્રમ લઈને સહકાર આપી સેવા કરેલ છે તેમનો હાર્દિક ધન્યવાદ સહ આભાર માનવામાં આવે છે.

લિ. કુમારી રંજનદેવી શ્રોફ

## षट् चक्र मूर्ति




આનો અધિકાર ૧૦ માં પ્રકરણમાં જુઓ

# આત્મ વિકાસની વિશિષ્ટ પદ્ધતિઓ

| જૈન દૃષ્ટિએ | | | | | | જૈનેતર દૃષ્ટિએ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| આત્માની દશા 1 | ગુણસ્થાનક ક્રમ 2 | ધ્યાન 3 | વિકાસ કાળ 4 | જ્ઞાન—પ્રકાશ 5 | યોગ દૃષ્ટિ 6 | અષ્ટાંગ યોગ 7 | અવસ્થા 8 | સાંખ્ય મત 9 | શ્રેયાર્થી પ્રેયાર્થી 10 |
| બહિરાત્મ ભાવ | 0 | રૌદ્ર-આર્ત | અવિકાસ કાળ | 0 | ઓઘ દૃષ્ટિ | 0 | મૂઢાવસ્થા | તમોગુણ | પ્રેયાર્થી |
| | 0 | „ „ | „ | 0 | „ | 0 | „ | „ | „ |
| | 0 | „ „ | „ | 0 | „ | 0 | „ | „ | „ |
| | 1 | આર્ત-રૌદ્ર | „ | તૃણાગ્નિની પ્રભા સમાન | મિત્રા | યમ | ક્ષિપ્તાવસ્થા | તમઃ રજઃ | „ |
| | 1 | „ „ | „ | છાણાની અગ્નિની પ્રભા સમાન | તારા | નિયમ | „ | „ | „ |
| | 2 | „ „ | „ | લાકડાની અગ્નિની પ્રભા સમાન | બલા | આસન | વિક્ષિપ્ત | „ | „ |
| | 3 | આર્ત-રૌદ્ર | „ | દીવાની પ્રભા સમાન | દીપ્તા | પ્રાણાયામ | „ | „ | „ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અન્તરાત્મભાવ | ૪ | આર્ત-રૌદ્ર ધર્મ | વિકાસ કાળ | રત્નપ્રભા | સ્થિરા | પ્રત્યાહાર | એકાગ્ર | રજઃસત્ત્વ | શ્રેયાર્થી |
| | ૫ | ,, ,, | ,, ,, | ,, ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| | ૬ | આર્ત-ધર્મ | ,, ,, | ,, ,, | ,, | ,, | ,, | સત્ત્વ | ,, |
| | ૭ | ધર્મ | ,, ,, | તારાની પ્રભા | કાન્તા | ધારણા | ,, | ,, | ,, |
| | ૮થી૧૨ | ધર્મ-શુક્લ | ,, ,, | સૂર્યપ્રભા સમાન | પ્રભા | ધ્યાન | નિરુદ્ધ | પરમ સત્ત્વ | ,, |
| પરમાત્મભાવ | ૧૩ | શુક્લ | પૂર્ણ વિકાસ કાળ | ચંદ્રિકા સમાન | પરા | સમાધિ | ,, | ગુણાતીત | શ્રેયરૂપ |
| | ૧૪ | પરમ શુક્લ | ,, ,, | ,, ,, | ,, | સમાધિ | ,, | ,, | શ્રેયરૂપ |

# દુઃખનું ઔષધ

તને બીજું કોઈ દુઃખી કરતું નથી, તારી પોતાની વાસના જ તને દુઃખી કરે છે. 'જે દિ' તારી વાસના નષ્ટ થઈ જશે તે દિ' દુઃખ નહીં રહે.

તારામાં માનપ્રાપ્તિની વાસના છે અને તને કોઈએ માન આપ્યું નહીં, ત્યારે તું એને દુઃખ આપનાર માને છે! પરંતુ વાસ્તવમાં, જો માનપ્રાપ્તિની તારી વાસના જ ન હોત તો તેને તું દુઃખ આપનાર ન માનત.

માટે જ્યારે જ્યારે તને લાગે કે "હું દુઃખી છું" ત્યારે ત્યારે એની પાછળ કાર્ય કરતી વાસનાને શોધી કાઢજે અને એને નિર્મૂળ કરવાના ઉપાયો કરજે. પછી બીજું કોઈ તને દુઃખ આપનાર નહિ લાગે.

રસ્તામાં ચાલ્યા જતાં અચાનક ખાડો આવે ને પડી જવાય... ત્યારે કેટલું દુઃખ થાય છે? જોઈને ન ચાલ્યા તેનો કેટલો બધો પશ્ચાતાપ થાય છે? એમ કોઈ દુષ્ટ વિચાર રૂપી ખાડામાં મન પડી જાય ત્યારે કેટલું દુઃખ થાય છે? કેટલો પશ્ચાતાપ થાય છે? [illegible] વિચાર કર્યા પાછળ તીવ્ર દુઃખ અને પશ્ચાતાપ વિના પુનઃ [illegible] એ વિચારોથી પાછા નહિ ફરી શકીએ.

[illegible] વિચાર એટલે ઊંડો કૂવો! એવી આત્મપ્રતીતિ વિના [illegible] અટકવાનું નથી. ખરાબ વિચારો અટકાવવાની તીવ્ર [illegible] ખરાબ વિચારો નહિ જ અટકે. આપણી રતિ–આનંદનું [illegible] વિચાર નથી. આપણી રતિનું પાત્ર તો છે પરમાત્મા [illegible] પરમાત્મામાં જ રતિ કરી શકીએ તો મનુષ્ય છીએ!

પરમ પૂજ્ય આત્માર્થી મહાસતીજી ચૈતન્યદેવીજી
ઉર્ફે વિશ્વ શાંતિચાહક



જન્મ તારીખ : ૧૬-૧૧-૧૯૦૬

દીક્ષા : સંવત ૧૯૯૧
વૈશાખ સુદ ૩ રવિવાર

પરમ પૂજ્ય આત્માર્થી મહાસતીજી ગૌતમદેવીજી
ઉર્ફે બિન્દુ શાંતિબાઈ



જન્મ તારીખ : ૧૨-૧૧-૧૯૦૩

દીક્ષા : સંવત ૧૯૯૧
વૈશાખ સુદ ૩ રવિવાર

### આત્માર્થી મહાસતી ચૈતન્યદેવીજી ઉર્ફે "વિશ્વશાંતિ-ચાહક"નું

# જીવનકવન

સંત—સાધુ—સાધ્વીજી તેમજ મહાત્માઓના જીવનનો પરિચય આપવો એ ખરેખર મારા જેવા અલ્પજ્ઞાની માટે દુષ્કર કાર્ય છે. સાધુ—સંતોની વાણી, વર્તન અને જીવન દિવ્યાતિદિવ્ય હોય છે. જે સાધારણ જનસમુદાયની સમજમાં આવતાં નથી; છતાં પરમ પૂજ્ય મહાસતી વિશ્વશાંતિ ચાહકના જીવનનો પરિચય આપવાની ફરજ મારા પર આવી પરી છે.

છેલ્લાં દશબાર વર્ષથી હું પૂ.પાદ મહાસતી "વિશ્વશાંતિ ચાહક"ના પરિચયમાં આવ્યો હું અને તેમનું સાહિત્ય વાંચ્યું છે તેનો આધાર લઈ પૂ.પાદ મહાસતીજી "વિશ્વશાતિચાહક"ના જીવનનો પરિચય આપવા પ્રેરાયો છું.

'યોગદર્શન અને યોગસમાધિ' પુસ્તકના લેખક મહાસતી ચૈતન્ય-દેવીજી ઉર્ફે "વિશ્વશાંતિચાહક"નો જન્મ એવા સંતપુરુષને ત્યાં થયેલ, જેઓ જ્ઞાની—વિજ્ઞાની, જૈનદર્શનના તત્ત્વવેત્તા, ધર્મરહસ્યના જ્ઞાતા, જ્યોતિષવિદ્યામાં પ્રવીણ, અવધાની—૧૦૮ અવધાન કરી શકનાર, આત્મજ્ઞાની—આત્માનું તલસ્પર્શી જ્ઞાન ધરાવનાર, આત્માર્થી, ધ્યાની અને આત્મસાક્ષાત્કાર કરેલ મહાત્મા હતા. સસારી હોવા છતાં અનાસક્ત જીવન જીવનાર હતા. તેમને બધા સાધુપુરુષ કહીને જ સંબોધન કરતા. તેમના દિલમાં સંસાર હતો જ નહિ. તેઓ આત્મ-ભાવે જ જીવન જીવતા હતા. તેમના ખિસ્સામાંથી પૈસા કે બીજી કોઈ અન્ય વસ્તુઓ કોઈ લઈ લે અગર ધંધામાં ભાગીદાર તરફથી

કંઈ પ્રપંચ થાય તો તેઓ એમ જ કહેતા કે 'તે પણ આપણા બંધુઓ છે ને !! તેઓ તેનો સદુપયોગ કરે કે આપણે તેનો ઉપયોગ કરીએ એ બધું એક બરાબર છે' તેઓ વિશ્વબંધુત્વની ભાવનાથી જીવન જીવનાર મહાપુરુષ હતા.

તેમનાં માતુશ્રી પણ ખૂબ ધાર્મિકવૃત્તિનાં અને સંત—સેવાભાવી તેમજ ધાર્મિક અનુષ્ઠાનોને યથાશકિત આચરનારાં હતાં. આવા સદ્‌-ગુણોયુકત માત—પિતાને ત્યાં કરાંચીમાં રત્નકુક્ષિધારક માતા નંદકુંવર-બેનની કુક્ષિથી સંવત ૧૯૬૦ કારતક વદ ૮ ને વાર ગુરુ તા. ૧૨—૧૧—૧૯૦૩ના રોજ તેમનો જન્મ થયેલ હતો. જ્યોતિષશાસ્ત્રનો એવો નિયમ છે કે અષ્ટમી, ચતુર્દશી, પૂનમ, અમાવસ્યા તિથિઓમાં જે બાળક જન્મે એ ભાર લઈને જન્મે એટલે કે ત્રણ વ્યકિતઓ— માતા, પિતા કે બાળક એ ત્રણમાંથી એકનું મૃત્યુ થાય. પરંતુ તેઓના પિતાજી પ્રખર જ્યોતિષવિદ્યાના જાણકાર હોવાથી તેમણે કોઈ એવો પ્રયોગ કરેલ કે ત્રણમાંથી કોઈને કાંઈ જ હાનિ ન થઈ.

તેમનું પાલન ધાર્મિક વાતાવરણમાં જ થયેલ, તેથી સ્વાભાવિક જ ધાર્મિક સંસ્કારોનું સિંચન થયુ. ત્યાર પછી એમનો અભ્યાસ વગેરે મુબઈમાં જ થયેલો, કારણ કે ત્યાર પછી તેમનાં માતા—પિતા વગેરે મુંબઈમાં નિવાસ કરતાં હતાં. ધાર્મિક પુસ્તકો ઘરમા હોવાથી તેઓ બાલ્યાવસ્થાથી જ વાંચવા લાગ્યા અને તે વાંચનનુ જાણે એક વ્યસન જ થઈ ગયું હોય તેમ વાંચન ચાલુ રહેતું. તેમનો ગુજરાતી અભ્યાસ સાધારણ હોવા છતા તેમણે ગુજરાતી, હિન્દી, મરાઠી વગેરેનો અભ્યાસ આપમેળે કરી તેના ઉપર પ્રભુત્વ મેળવેલ હતું. અભ્યાસ સાધારણ હોવા છતાં બહુ વાંચનને કારણે અનુભવનું જ્ઞાન ઘણું હોવાથી તેમજ પૂર્વના ક્ષયોપશમનને કારણે બુદ્ધિ તીવ્ર અને સૂક્ષ્મ રહસ્યગ્રાહી હતી તેમજ માતા—પિતાના સંસ્કારોનો જ્ઞાનવારસો તેમને મળેલો હતો; આથી તેમની જ્ઞાનસમૃદ્ધિ વૃદ્ધિ પામતી ગઈ. પુસ્તકોનું

વાંચન તેમણે કેટલું કરેલ, તેની ગણતરી થઈ શકે તેમ નથી જ. અને વાંચનના કારણે જ તેમનું જ્ઞાન પરિપકવ અને તલસ્પર્શી બનેલું હતું. સમય જતાં બાલ્યકાળ પૂર્ણ થયો અને યુવાવયમાં પદાર્પણ કર્યું.

બાલ્યકાળથી જ પ્રભુભક્તિથી તેમનું દિલ રંગાયેલું હતું. છતાં ભોગાવળી કર્મના ઉદયથી ૧૫ વર્ષની ઉમર બાદ ગૃહસંસારમાં પ્રવેશ કરવો પડેલ. તેમનું દાંપત્યજીવન સંપૂર્ણ સુખમય હતું, પ્રેમમય હતું. આવી રીતે સંસારમાં રહેતા ભોગાવલી કર્મનો ભોગ ભોગવી રહેલ હતા. એમ લગભગ દશ વર્ષ વ્યતીત થયાં. તે અવસરે માટુંગા—મુંબઈમાં ઋષિસંપ્રદાયના મહાસતીજી રાજકુંવર મહારાજ સાહેબનું માટુંગામાં ચાતુર્માસ થયેલ. પૂર્વકર્મના સંસ્કારવશાત્ તેમના પ્રથમ દર્શને જ અને સમાગમે તેમના મનમાં એવી ભાવના જાગૃત થઈ કે ગમે તેવો સંસારના સંબંધીઓનો પ્રેમ હોય છતાં તે સ્વાર્થમય છે અને સ્વાર્થભાવથી પર થઈને ત્યાગભાવનામય જીવન જીવવાની ભાવના હૃદયમાં ઉદિત થઈ, ત્યારે તેમણે પોતાની એ ભાવના તેમના પતિ પાસે વ્યક્ત કરી ત્યારે તેઓને એમ જ સમજાયું કે આ તો મશ્કરીમાં અમરથા બોલી રહેલ છે. અને તેથી તેમણે મજાકમાં તેવો જ ઉત્તર આપ્યો. પરંતુ સમય જતાં વૈરાગ્યભાવ વૃદ્ધિ પામતો ગયો અને જે વાતને મજાકરૂપ માનતા હતા તે હવે તેમને સત્યરૂપે ભાસવા લાગી. મહાસતીજીના ભોગાવલી કર્મનો અંત—સમય હતો, પરંતુ સામી વ્યક્તિના કંઈ ભોગાવલી કર્મનો અંત આવેલ ન હતો અને સ્નેહરાગનું બંધન તૂટે તે કોને પસંદ આવે? આપણા સ્વજનો જ્યારે મૃત્યુને શરણ થાય છે અને આપણને ત્યજીને તેનો અમર આત્મા પરલોકની યાત્રાએ જાય છે છતાં પણ આપણો સ્નેહ-રાગ આપણને કેટલો દુ:ખી કરે છે, તે તો સર્વનો અનુભવ છે ને? ત્યારે આ તો જીવતાજીવનો સ્નેહરાગ તોડવો પડે તે કોણ પસંદ કરે?

તેથી સ્નેહરાગને કારણે સ્નેહબંધન ન તૂટે તેવાં ચક્રો ગતિમાન કરવા પ્રેરાયા. સંસારનો સ્નેહ અગર જેને લોકો પ્રેમ નામ આપે છે તે કંઈ યથાર્થ પ્રેમ નથી જ. સાચો પ્રેમ કોઈ દિવસ દુઃખમાં ન જ પરિણમે, તે તો સદાસર્વદા હરહાલતમાં આનંદ જ આપે.

સસારી જનોનો પ્રેમ તે પ્રેમ નહિ પરંતુ તે મોહજનિત રાગ—સ્નેહરાગ હોય છે અને તે તો દુઃખદાતા હોય છે. આ સંસારમાં આ જીવે આવા સ્નેહરાગ અનંતા જીવો સાથે અનંતીવાર બાંધ્યા અને તોડયા છે અને દુઃખી થઈ ભવભ્રમણ વધારેલ છે. છતાં જીવ એ જ ઈચ્છે છે તે જ અજ્ઞાનદશા છે. હા ! તો શામ, દામ, દંડ અને ભેદ નીતિથી ત્યાગભાવથી ચલાયમાન કરવાના પ્રયોગો તેમના પતિ તરફથી આદરવામાં આવ્યા તેમ તેમ મહાસતીજીને સંસારના સ્વાર્થભાવનું પ્રત્યક્ષ દર્શન થતું ગયું અને જે ત્યાગભાવ હતો તે ઘટવાને બદલે વૃદ્ધિ પામતો જ ગયો. તેમના દિલમાં સાચી સમજ હતી એટલે તેઓ પોતાના ભાવમાં દૃઢ રહ્યા. આવી રીતે અંદાજે અઢી વર્ષ નીકળી ગયાં બન્ને વ્યકિત પોતપોતાના પક્ષમાં જરા પણ ઢીલા ન પડયા. બન્ને પક્ષ પોતપોતાના પ્રયત્નમાં અચલ હતા તેથી આજ્ઞા પ્રાપ્ત ન થઈ. આજ્ઞા ન આપવામા બીજું પણ પ્રબળ કારણ એ હતું કે તેમને લગભગ છ થી સાત વર્ષની પુત્રી હતી અને તેનું પાલન કરવા ઘરમાં તેના પિતા સિવાય કોઈ ન હતું. ભોગાવલી કર્મ ભોગવાઈ ગયા પરંતુ અંતરાય કર્મ ઉદયમાં આવ્યા.

ત્યાર પછી મહાસતીજીએ અભ્યાસ અર્થે, સાધુસંતોના સમાગમ અર્થે, સંવત ૧૯૮૯ની સાલમાં કાર્તિક પૂર્ણિમાની આસપાસ ગૃહનો ત્યાગ કર્યો. આ પહેલાં તેઓ પોતાના ઘેર હતાં ત્યારે તેમને ત્યાગભાવના જાગૃત થઈ ત્યારે તેમના પિતાશ્રીએ તેઓને ધાર્મિક અભ્યાસ સારો કરાવેલ તેમજ બાલ્યકાળથી પણ ધાર્મિક અભ્યાસ હતો જ.

ઘેરથી નીકળીને તેઓ જોધપુર (મારવાડ)માં પ્રથમ ગયા. તે પ્રદેશના તેઓ માહિતગાર હતા નહિ. જોધપુરમાં જે રેલ્વે જવાની હતી તે જોધપુર રાતના પહોંચાડવાની હતી. અજાણ્યા પ્રદેશમાં રાતના ક્યાં જવું? પરંતુ નવકાર મંત્ર, પ્રભુનું શરણ, ધર્મની શ્રદ્ધા, સાહસ અને વીરતા—આ બધું જ તેમની સાથે હતું, તેથી નિર્ભયપણે તેમણે ધર્મશાળામાં રાત વીતાવી અને પછી સવારે ઉપાશ્રયે ગયા. ત્યાં પૂ. જવાહરલાલજી મહારાજશ્રી બિરાજમાન હતા. બેચાર દિવસમાં તો ત્યાં બહેનો સાથે એવો પ્રેમ બંધાઈ ગયો કે જાણે આપણા પૂર્વ પરિચિત સ્નેહીઓ જ કેમ ન હોય! પરંતુ ચાતુર્માસ પૂર્ણ થવાથી મહારાજ સાહેબે ત્યાંથી વિહાર કર્યો. તેથી મહાસતીજી બીજે જવા વિચાર કરતા હતા પરંતુ ત્યાંની બહેનો કહે, "તમો અહીંયા જ રહો અને અમોને ધાર્મિક અભ્યાસ કરાવો." પરંતુ મહાસતીજી તો સાધુ—સાધ્વીઓનો સંગ ઇચ્છતા હતા તેથી ત્યાં ન રોકાતાં જોધપુરથી અજમેર ગયાં. અજમેરમાં સાધ્વીઓના ઉપાશ્રયમાં રહ્યા પરંતુ સાધ્વીઓનું કહેવું એમ હતું કે જો તમો અમારી પાસે દીક્ષા લેવાની હા પાડો તો અમે તમારા અભ્યાસની વ્યવસ્થા કરીએ, અગર ભણાવીએ.

આ વાત એક—બે સાધ્વીઓની નહિ પણ બધાની એક જ પ્રકારની વાત હતી. ત્યારે સાધુઓ એવી સલાહ આપતા કે તમારે જેની પાસે અભ્યાસ કરવો હોય તેને કહી દેવુ કે તમારી પાસે દીક્ષા લઈશ અને અભ્યાસ થયા પછી તમારી ઇચ્છા પ્રમાણે કરજો. આની અંદર સાધ્વીઓ જે વાત કરતી તે તો પ્રત્યક્ષ સ્વાર્થભાવની જ વાત હતી અને સાધુઓ જે સલાહ આપતા તેમાં તો અસત્ય અને પ્રપંચ જ હતાં. આ બન્ને વાતો—જેણે સાચું જાણ્યું છે અને જે સાચું આચરવા માટે જ ત્યાગમાર્ગ ગ્રહણ કરવા ઇચ્છે છે તેને કેમ રુચે? અને રુચે નહિ તો આચરે તો ક્યાંથી જ? આ કારણે વિશેષ અભ્યાસ થતો નહોતો.

અજમેરમાં એક કુટુંબ સાથે સારો પ્રેમસંબંધ બંધાયેલ. તેને ધર્મમાતા અને તેના પુત્રને ધર્મબંધુ માનેલ હતા. તેમની દીકરીના કોઈ સંબંધીએ દીક્ષા લીધેલ હતી અને તે પંજાબમાં જાલધર શહેરમાં બિરાજમાન હતા. ત્યાં પાર્વતીજી નામનાં એક સાધ્વી હતાં. તેની પ્રશસા કોઈના મુખે મહાસતીજીએ પહેલાં શ્રવણ કરેલ તેથી અને ધર્મબધુની સલાહથી જાલધર જવાનો વિચાર કર્યો અને તે બધુની સહાયતાથી પજાબમાં જાલંધર શહેરમા પહોંચ્યાં. ત્યાંના લોકોને માલૂમ થયું કે આ દીક્ષાર્થી બહેન છે તેથી સાધ્વીઓના કહેવાથી તેઓ જે આદરભાવ અને સેવા કરતા તે ઘણી જ સુંદર અને શ્રેષ્ઠ હતી. થોડા દિવસ તો આવી રીતે ચાલ્યું. મહાસતીજીની બુદ્ધિ, તેમના જ્ઞાન–વિજ્ઞાન જોઈને તે લોકોની લાલચ વધી ગઈ. જૈનદર્શનમાં શાસ્ત્રીય કાયદો એવો છે કે દીક્ષાર્થીના પરિવાર–સ્વજનો જ્યાં સુધી આજ્ઞા ન આપે ત્યાં સુધી દીક્ષા લઈ ન જ શકાય.

જાલંધરની સાધ્વીઓને તો લાલચ અને લોભે ઘેરી લીધી અને કહે તમે દીક્ષા લેવાની હા પાડો. મહાસતીજીએ કહ્યું કે શાસ્ત્રમાં તો આજ્ઞા સિવાય દીક્ષા આપવાની ના છે; તો તમે કેવી રીતે દીક્ષા આપશો ? તેઓ કહે અમે કોર્ટથી આજ્ઞા મંજૂર કરાવશુ અને દીક્ષા સમયે સ્વજનો આવે પછી તેમનું કંઈ જ ન ચાલે મહાસતીજીનું ભણતર કેવળ ભણતરરૂપે જ નહોતું પરંતુ ભણતર સાથે ગણતર હતું, અનુભવ હતો, સાચી સમજ હતી. તેથી તેમણે મનમાં વિચાર કર્યો આપણે કંઈ રાગદ્વેષ જીતી ગયાં નથી. આવી રીતે દીક્ષા લેવાય તો પછી પશ્ચાત્તાપ થાય તો સંયમનું શું પરિણામ ? તેમજ આવા પ્રપંચી અને સ્વાર્થી લોકો પાસે દીક્ષા લેવાથી જે દીક્ષા જીવનને ઉન્નત બનાવવા અને મોક્ષ તરફ પ્રયાણ કરવા લેવાની છે તેની સફળતા ક્યાથી થાય ? આમ વિચારીને તેમણે ત્યાં દીક્ષા લેવાની હા ન જ પાડી.

હવે પછી જોઈ લો સ્વાર્થનો તમાશો. પહેલાં જે માનપાન તેમને મળતાં હતા તે બંધ થઈ ગયાં અને તે સાધ્વીઓ કહે—જો તમે દીક્ષા અહીંયાં ન લો તો તમે અહીંયાં રહી જ નહિ શકો. અહીંથી ચાલ્યા જાઓ. મહાસતીજી પાસે ત્યારે પૈસા હતા નહિ. તેઓ ન્યાયનીતિ માનનાર હોઈ તેમણે ઘરમાંથી કંઈ લીધેલ નહિ. તેમની પાસે હાથમાં સોનાની બંગડીઓ અને ગળામાં લોકીટ ચેન હતો. હવે જવું કેવી રીતે? છતાં તેઓ વિચારમાં અચલ રહ્યાં. અને તેમણે વિચાર્યું કે ગમે તો આ સોનાની વસ્તુઓ વેચવી પડે તો વેચીને પૈસા કરી, બીજા યોગ્ય સ્થળે જવું, પણ આવા લોકો પાસે દીક્ષા તો ન જ લેવી. પછી ત્યાંના શ્રાવકો કહે, "અમો તમોને દિલ્હી સુધી પહોચાડી દઈશું, આગળ નહિ." મહાસતીજીને માટે તે બધો પ્રદેશ અજાણ્યો જ હતો. માત્ર એક પ્રભુનું સ્મરણ, આત્મશ્રદ્ધા અને સાહસ જ સાથે હતા. મહાસતીજીએ કહ્યું, "ભલે, દિલ્હી સુધી પહોચતી કરો, પરંતુ દિલ્હીમા દિવસના ગાડી પહોંચે તેવી રેલ્વેમાં જવાનું નક્કી કરો." તે લોકો કહે, "દિલ્હીમા સવારે કોઈ ગાડી જતી નથી. ફક્ત રાતના નવ વાગે જ ત્યાં પહોચે તેવી જ ગાડી છે."

આ તે લોકોની વાત સત્ય હોય કે મહાસતીજીને ભય પમાડીને રાખવાની તરકીબ હોય તે તો પ્રભુ જાણે—જ્ઞાની જાણે! પરંતુ મહાસતીજીમાં પૂર્ણ સાહસ, અચલ મન, પ્રભુશ્રદ્ધા તેમજ સત્યનિષ્ઠા હોવાથી તેઓ દિલ્હી જવા તૈયાર થયા, ફક્ત પ્રભુના ભરોસે પરંતુ તે લોકોની પ્રપંચજાળને વશ થયા જ નહિ તે નહિ જ. મહાસતીજીએ તે લોકોને પૂછી લીધુ હતું કે દિલ્હીમાં કોઈ સાધુ—સાધ્વીજીઓ હોય તો તેમનું સરનામુ આપો. પરંતુ તે સાધ્વીઓનો સ્વાર્થ સરતો ન હોવાથી અને પરમાર્થવૃત્તિનો અભાવ હોવાથી તે સાચો માર્ગ ક્યાંથી બતાવી શકે? માનવજીવનમાં જ્યારે સ્વાર્થભાવ

પ્રવેશે છે ત્યારે તે માનવ ન રહેતાં પિશાચ બને છે. આવા માનવીને શુ સાધુ કહી શકાય? વેશમાત્રથી સાધુ થવાતુ નથી. પરંતુ સદ્‌ગુણોથી તેમજ સ્વાર્થભાવથી પર થઇ પરમાર્થ જીવન જીવે તે જ સાધુ. પછી તેણે વેશ ન પહેરેલ હોય તો કંઈ વાંધો નહીં. તેઓના એટલે જાલંધરના સાધ્વીઓના શ્રાવક—શ્રાવિકાઓ પણ સાધ્વીઓ કહે તેમ જ કરવા તૈયાર હના. પરંતુ તેઓ સત્યના પક્ષપાતી નહોતા બલ્કે તે સાધ્વીઓના વગર પૈસાના ગુલામ જ હતા. આ બધો અનુભવ થવાથી એમ સમજાયું કે આ મોહમાયાનુ સામ્રાજ્ય તો બધે જ પ્રસરેલું છે. સ્વાર્થથી પર થવા અને પરમાર્થ જીવન જીવનારમાં પણ મોહરાજાએ પ્રવેશ કરેલ છે અને તેમને પણ સ્વાર્થી બનાવી દીધા છે. તેથી સંસાર તરફનો વિરક્તભાવ હતો જ પરંતુ આ પામર જીવન જીવતા સાધુ-સાધ્વીઓ પર પણ હૃદયમાં વિરક્તભાવ પેદા થયો જ મહાસતીજીએ જાલંધરમાં તે સાધ્વીઓને પૂછેલ હનું કે દિલ્હીમા કોઈ સાધ્વીઓ હોય તો તેમનું સરનામું આપો પરંતુ તેમની સ્વાર્થની પૂર્તિ ન થવાથી તેઓને મહાસતીજી પ્રત્યે સારા ભાવ ક્યાથી રહે? તેથી તેમણે સાધ્વીઓનુ સરનામું તો ન જ આપ્યું. ફક્ત એટલું જ કહ્યુ કે બારાદરીમાં સાધુઓ રહે છે. બારાદરી એટલે શું અને તે કયા સ્થળે છે વગેરે કંઇ ખુલાસો કરેલ નહિ.

રાતના આશરે નવેક વાગ્યાના સુમારે દિલ્હીના સ્ટેશન પર મહાસતી પહોચ્યાં અને સ્ટેશન બહાર જઈને ઘોડાગાડી કરીને ઘોડાગાડીવાળાને કહ્યુ કે 'બારાદરીમા લઈ જા.' હવે ત્યાં બારાદરી નામનો એક રસ્તો હતો અને ઉપાશ્રયનું પણ તે જ નામ હતુ. તેથી ગાડીવાળો તો બિચારો બારાદરી રસ્તો આવ્યો કે ત્યા ઉતારી દીધા અને પૈસા લઈને ચાલતો થયો ત્યાની ભાષા જુદી. ગુજરાતીમા તેઓ સમજે નહિ મહાસતીજીને હિન્દી બોલતા થોડું થોડું આવડતું હતુ. પરંતુ ત્યાની ભાષા જુદી તેથી બારાદરીના રસ્તા પર બધાને પૂછે અને

એટલામાં ફરે પણ કોઈ તેમની ભાષામાં પૂરું સમજે નહિ તેથી રસ્તો કેમ નીકળે ?

આવા વિકટ અને કપરા સંજોગોમાં મહાસતીજીએ મનોમન એકસરખો નવકાર મંત્રનો જાપ ચાલુ રાખેલ અને પ્રભુપ્રાર્થના. આ સિવાય ત્યાં બીજો શો ઉપાય કરી શકે ? લોકો કહે છે કલિયુગમાં કંઈ દેવ વગેરે આવતા નથી, ધર્મનું ફળ પણ મળતું નથી. આ વાતમાં સત્યતા નથી. આપણી ભાવના અને શ્રદ્ધા દૃઢ હોય તો કલિયુગ કંઈ વિઘ્નકર્તા થતો નથી અને ધર્મ જરૂર ફળદાતા બને જ છે. મહાસતીજી બારાદરીમાં નવકાર મંત્રનું સતત રટણ કરતાં કરતાં ત્યાં ફરી રહ્યાં હતાં તે જ વખતે એક સજ્જન પુરુષ, પછી તે દેવ હોય કે કોણ તે તો પ્રભુ જાણે, તે તેમની પાસે આવેલ અને પૂછ્યું કે 'બ્હેન શું વાત છે ?' મહાસતીએ તેમને વાત કરી. તેણે તેમના હાથમાંથી થેલી લઈ લીધી અને આશ્વાસન આપ્યું અને તેમની સાથે હવે દિલ્હી શહેરમાં ફરવા લાગ્યો અને બધાને બારાદરી વિષે પૂછવા લાગ્યો.

પરંતુ મોટા શહેરમાં એમ ક્યાંથી જલદી પત્તો લાગે ? લગભગ બે-ત્રણ કલાક ફર્યા ત્યારે પત્તો લાગ્યો. કદાચ લગભગ રાત્રિના બારનો સમય થઇ ગયો હશે. ત્યારે બારાદરીના ઉપાશ્રયમાં પહોચ્યા. ત્યા તો બધા સૂઈ ગયા હતા. દરવાજા ખોલાવ્યા અને કહે કે આ બહેન દર્શન કરવા આવેલ છે. રાત્રે સાધુજીના મકાનમાં બાઈ માણસ રહી શકે નહિ, તેથી ત્યાનાં માણસને તે દેવપુરુષે તેમને સુપ્રત કર્યાં. તેનો આભાર માન્યો અને પછી તે સજ્જન પુરુષ ત્યાથી ગયા. હવે તે દેવ હતા કે કોણ તે પ્રશ્નનો ઉકેલ હજુ સુધી મળેલ નથી જ પરંતુ મંત્રનો પ્રભાવ તો પ્રત્યક્ષ જ થયેલ હતો.

ત્યાર પછી ઉપાશ્રયના ભાઇ તેમને સાધ્વીજીના ઉપાશ્રયે મૂકી આવ્યા. સવારે પછી સાધુજીના ઉપાશ્રયે ગયા અને પછી એક ધર્માત્મા

બહેનને બધી વિગત કહી અને અભ્યાસ કરવાની ભાવના વ્યક્ત કરી તેમણે કહ્યું કે હું બધી વ્યવસ્થા કરીશ. પરંતુ તેઓ જયપુર જઇ રહ્યાં હતાં. ત્યા સાધુજી મહારાજ પધારેલા હતા. તેમના દર્શન કરવા માટે તેથી તેઓ મહાસતીજીને પણ સાથે લઇને દર્શન કરવા ગયા. જયપુરના ઉપાશ્રયમાં તે બહેનના પરિચિત એક જયપુરના બહેન તેમને મળ્યા. તેમણે તેમને પૂછયુ કે આ તમારી સાથે કોણ આવ્યું છે? તેઓએ કહ્યું કે આ એક વૈરાગી બહેન છે અને અભ્યાસ કરવા ઇચ્છે છે. તે જયપુર-વાળા બહેન કહે કે હું તેમને મારી પુત્રી સમાન રાખીને મારે ત્યાં જ અભ્યાસ કરાવીશ. તમો તેમને મારે ત્યાં રહેવા દેર. જયપુરવાળા બહેને પોતાના ઘરના કોઇને પૂછયા વિના એક અજાણી યુવતીને આશ્રય આપવાનો સ્વીકાર કર્યો. કહો તેનો પરમાર્થવૃત્તિ અને ઉદારતા કેટલી હશે?

જયારે પેલા જાલંધરના સાધ્વી કે આ બહેન, કોણ શ્રેષ્ઠ તે વાચક બંધુઓ અને ભગિનીઓ તમે જ વિચારશો.

ત્યારથી મહાસનીજીએ જયપુરમાં મુળચંદ કોઠારીને ત્યાં વાસ કર્યો. ઘણો સમય થવાથી બહેનોના નામ યાદ નથી રહ્યા, કારણ કે હાલમાં મહાસતીજી માત્ર પોતાની સાધનામા બધાને ભૂલવાનો જ અભ્યાસ કરી રહેલ છે.

જયપુરવાળા બહેન કરતાં પણ તેમના પુત્ર મુળચાંદભાઈ વિશેપ પરમાર્થી હતા. તેઓ પરમાર્થમય જીવન વ્યતીત કરતા હતા. તેઓએ તેમની માતા તથા મહાસતીજીને એક જુદું મકાન રહેવા માટે આપ્યું. અને અભ્યાસ પોતે કરાવતા હતા. મહાસતીજીનો વિચાર સંસ્કૃત તેમજ પ્રાકૃત વ્યાકરણ શીખવાનો હતો, પરંતુ તેમના ધર્મબંધુએ તેમને સસ્કૃત વગેરેની સંધિનુ જ્ઞાન આપ્યું. સાથે સાથે તેમણે આધ્યાત્મિક બોધ આપવો શરૂ કર્યો તથા તેવા પુસ્તકો પણ લાવીને

વાંચવા આપ્યાં અને મહાસતીજીના મનમાં ધીરે ધીરે એ વાત દઢ
કરાવવા લાગ્યા કે દીક્ષા પહેલાં સમ્યકત્વ પ્રાપ્ત કરવું જરૂરી છે માટે
તેનો અભ્યાસ કરો. આપણે બન્ને લોકહિતકારી અને પરમાર્થી
કાર્યો કરશું અને સાથે સમ્યકત્વ પ્રાપ્ત કરવાની સાધના પણ કરજો.

ને ધર્મબંધુઓ જે સેવા ધર્મના પ્રેમપૂર્વક એક ધર્મભગિનીની ફરજ
બજાવી છે તે લખવાને તો લેખની અસમર્થ છે. સહોદરભાઈ પણ આ
જમાનામાં એવી સેવા ન કરી શકે. આ વિશ્વમાં આવી રીતે ઋણાનુ-
બંધ ચૂકવવા એકબીજાનો સંયોગ થાય છે પરંતુ અજ્ઞાનતાવશ જીવ
તે જાણી શકતો નથી. આવું સ્થિર સ્થાન અને સાધના—અભ્યાસ
અને આત્મોન્નતિકર સેવા કરનાર ધર્મમાતા અને ધર્મબંધુની સહાયતા
મળવાથી મહાસતીજી ત્યાં સ્થિર થયા અને ત્યા બિરાજતા મુનિરાજ
પાસે તેમણે આજીવન બ્રહ્મચર્યવ્રત પાલન કરવાના નિયમ લીધા.
ધર્મમાતાએ અને તેમણે આરંભ—સમારંભ કરવાનો ત્યાગ કર્યો ફક્ત
રેલ્વેમાં બેસવાની જ છૂટ ગરમ પાણી પીવાનુ, રાત્રિના ચોવિહાર
અને કોઈ જાતનો સ્વહસ્તે આરંભ—સમારંભ કરવો નહિ. ગૃહસ્થોથી
અલગ રહીને માતા—પુત્રી ત્યાગીજીવન વ્યતીત કરવા લાગ્યા અને
ભાઈ તેમને બોધ આપતા હતા. બન્ને જણ—ભાઈ બહેન પરમાર્થમય
કાર્ય કરવાની ભાવના સેવતા હતા. પરંતુ માનવનું ધારેલુ કયારે પાર
પડે! પુણ્યોદય હોય ત્યારે જ ને? માનવ કંઈ વિચારે છે અને
કુદરત કંઇ જ કરે છે. ઉન્નતભાવી તે ધર્મબંધુને ક્ષયરોગે ઘેરી લીધો

ઉન્નત ભાવનાના મિનારા આમ તૂટી પડયા. ઘણા ઉપચારો
કરવા છતાં રોગ ઘટવાને બદલે દિનપ્રતિદિન વધતો જ રહ્યો આ છે
કર્મની લીલા ! જે ઘણી જ વિચિત્ર હોય છે. એવી અવસ્થામા પણ
ધર્મબંધુની એક જ ભાવના રહેતી, "મને ધર્મશ્રાવણ કરાવો" એ એક
મહાન આત્મા હતા. ક્ષયરોગ એટલે લાંબી બીમારી. મહાસતીજી યથા-
શકિત તેમને ધર્મશ્રાવણ કરાવતા. તેમની માતા પણ તેમને ધર્મશ્રાવણ

-કરાવતા. ત્યાર પછી મહાસતીજીની તબિયત પણ બગડી. ડૉકટરનું કહેવું એમ હતું કે તેમને પણ ક્ષય લાગુ પડેલ છે. કર્મ આવી રીતે ધર્મકાર્યમાં વિઘ્નભૂત થાય છે. તે પૂર્વે બાંધેલા અંતરાયકર્મનો વિપાક જ સમજવો. વિસ્તાર વધારે ન કરવાના કારણે અહીંયાં ઘણી વાતો છોડી દીધી. હવે મહાસતીજીને વિચારો થવા લાગ્યા કે બધી વાતનો ત્યાગ કરેલ છે. ધર્મબંધુનો આધાર હતો અને હવે તેની પરિસ્થિતિ ખરાબ થઈ. અને તેમના પતિને ખબર પડે ને લઈ જાય તો તેમના ત્યાગ—પ્રત્યાખ્યાનનું શું થાય તે કહી શકાય નહિ? અણસમજ માનવ નિયમો ભંગ જ કરે તો કેમ કરવું?

અંતે બહુ વિચાર વિનિમયથી એવો નિશ્ચય કર્યો કે ગમે તે ઉપાયે દીક્ષા લઈ લેવાય તો જ વ્રતનો ભંગ થાય નહિ બાકી કોઈ ઉપાય નથી. પોતાની તબિયત પણ ખરાબ હતી. ભાઈની તબિયત તો વિષમ જ હતી છતા વ્રતના રક્ષણાર્થે જવું જરૂરી હતું, એટલે અશ્રુભીના નયને તેમણે ત્યાંથી વિદાય લીધી અને અજમેર ગયા. ત્યાંથી એક ધર્મબંધુને સાથે લઈને આગળ નાગોર ગયા, પછી બીકાનેર ગયા. ત્યાં તેમના પિતાશ્રી આજ્ઞા લઈને આવ્યા અને બીકાનેર (રાજસ્થાન)મા સંવત ૧૯૯૧ના વૈશાખ સુદ ત્રીજને રવિવારે દીક્ષિત થયા. દીક્ષા લેવાની આગલી રાત્રે તેમના પિતાશ્રીએ તેમને ઘણો જ બોધ આપેલો દીક્ષા લેવાને સમયે હજારોની માનવમેદનીમાં તેમણે લેકચર આપેલું અને તેમના ગુરુજીને અંતમાં કહેલ કે હું તમોને માટીના પિંડ સમાન મારી પુત્રીનુ દાન કરું છું, તમો તેનું ઘડતર કરીને મૂર્તિ સમાન બનાવજો. મહાસતીજીનો વિચાર ઉન્નતજીવી અને સારા શુદ્ધ સંયમી સાધ્વીઓ પાસે સંયમ અંગીકૃત કરવાની ભાવના હતી, પરંતુ સંયોગે સાથ આપ્યો નહિ.

કર્મ પાસે માનવ લાચાર છે ને? ગુરુણીજી તથા ગુરુબહેનો વગેરે મહાસતીજી પર ઘણો જ પ્રેમભાવ રાખતાં હતાં કોઈ

કામ કરવા આપતાં નહિ. તેમનું ઘણું જ માન રાખતા હતા. અભ્યાસ કરાવવા માટે બે માસ્તર જુદા જુદા વિષયો માટે આવતા હતા. તે સાધ્વીઓમાં મહાસતીજી જેવા જ્ઞાનવાળા કે બુદ્ધિશાળી કોઈ હતું નહિ. આમ હોવા છતાં મહાસતીજીને ત્યાં સંતોષ નહોતો. તેઓ એ ઈચ્છતા હતા કે આત્માનો ઉદ્ધાર કેમ થાય? ત્યારે ત્યાંનુ વાતાવરણ તેવું ન હતું. એટલામાં જ સમજી જવા જેવું છે. વધારે વિસ્તારની શી જરૂર? ગમે તેવા પણ તે તેમના ગુરુ હતા ને! પરંતુ મહાસતીજીને ખૂબ ચિંતા થવા લાગી કે આવી પરિસ્થિતિમાં મારું મૃત્યુ થશે તો શું થશે? મૃત્યુ મંગલમય નહિ જ થાય. સંયમી જીવને અનુરૂપ આ જીવન કે વાતાવરણ છે જ નહિ. આવી ચિંતાને કારણે તેમને હિસ્ટીરિયાનો રોગ થયો તેઓ તેમની સેવા ખૂબ જ કરતા. બધાનો પ્રેમ ઘણો હતો પરંતુ મહાસતીજીને તો મોહ-મમત્વ વગેરે વિકારોને જીતીને વિકાસ સાધવો હતો. તેવું વાતાવરણ ત્યાં ન જ હતું. સંયમી જીવન એટલે મોહથી પર થવાનો પ્રયત્ન કરવો—પરભાવથી પર થવાનો પ્રયત્ન કરવો. ધર્મબંધુએ અને તેમના પૂજ્ય પિતાશ્રીએ તેમના જીવનમાં આવાં બીજોનું વાવેતર તો કરેલું હતું. હવે તેમને વિકસિત કરવાનાં હતાં પણ આ વાતાવરણમાં તેમ બનવું અસંભવ જ હતું. એમને સંસારમાં બાહ્ય દૃષ્ટિએ કંઈ જ દુ:ખ ન હતું. સુખનો સાગર હિલ્લોળા લેતો હતો, પરંતુ તેમને તો આત્મ—ઉન્નતિ માર્ગ શ્રેયસ્કર હતો ભોગવિલાસ કે મોજશોખમા અમૂલ્ય જીવન વેડફી નાખવું ન હતું. અને ત્યારે અહીંયાં પણ બાહ્યસુખની કોઈ કમીના ન હતી. ગુરુ તથા ગુરુ બહેનોનો તેમને અપાર પ્રેમ મળેલ હતો પરંતુ આત્મ-કલ્યાણ ન થાય તો એને માટે એ બધું વ્યર્થ જ હતું દુ:ખરૂપ હતું. અત: વૈશાખ માસમાં દીક્ષા લીધી હતી તે પછીનું એ જ વર્ષનું એક ચોમાસું અને ત્યાર પછી એક ચોમાસું એમ બે ચાતુર્માસ તેમની સાથે કર્યા અને તેમનો પ્રેમ—માયા—મમતા બધાનો ત્યાગ કરીને એકલ-વિહારીપણું અંગીકાર કરેલ હતું. સમાજ વિરુદ્ધ રહેવાથી કેટલી

મુશ્કેલી આવી હશે તે તો વાચક સ્વયં વિચારે પરંતુ પોતાના આદર્શ ખાતર તેમણે એ બધું સહન કરેલ હતુ. ત્યાર પછી એક સમયે ટોંક (રાજસ્થાન) નામના ગામમાં ચાતુર્માસ હતું ત્યારે તેમને કલ્પવૃક્ષ કાર્યાલય ઉજ્જૈનની પ્રાર્થના કલ્પદ્રુમ નામનું પુસ્તક વાંચવા મળેલ અને ત્યારથી તેઓએ પ્રાર્થનાનો અભ્યાસ કરવા માંડયો ત્યાર પછી માલવ-પ્રદેશમાં રાયપુરમાં ચાતુર્માસ કર્યું. ત્યાં કલ્પવૃક્ષ કાર્યાલયનાં કલ્પવૃક્ષ માસિકો વાંચવા મળ્યાં તેથી વિચારનું વિજ્ઞાન થયું અને રાયપુરથી ખાનદેશ તરફ વિહાર કરતા ઉજ્જૈન જઈને કલ્પવૃક્ષ કાર્યાલયવાળા ભાઈનો પ્રત્યક્ષ પરિચય કર્યો. તેમની પાસેથી આસન વગેરેનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. તેમણે વિચારશાસ્ત્ર વગેરેનાં પુસ્તકો વાંચ્યાં. એટલું જ નહિ તેનો ક્રમસર અભ્યાસ કરી સાધના કરી અને શરીર તથા મનોબળને બળવાન તથા સ્વસ્થ બનાવ્યા. પ્રાકૃતિક ચિકિત્સાનો પણ અભ્યાસ કર્યો હતો. ત્યાર બાદ વિહાર કરતાં કરતા બરાડ પ્રાન્તમાં ઉમરાવતી જિલ્લામાં ધામણ ગામમાં ચાતુર્માસ કરેલ. ત્યાં પ્રભુકૃપાએ અને પૂર્વના પૂણ્યોદયથી સ્વામી શિવાનંદ સરસ્વતી (હરિદ્વાર—ઋષિકેશ)નાં આધ્યાત્મિક અને ધ્યાન સંબંધી પુસ્તકો વાંચવા મળ્યાં અને સન ૧૯૪૭ થી ધ્યાનનો સાધનાનો પ્રારંભ કર્યો. સ્વામી શિવાનંદજીના પુસ્તકો વાંચ્યા ત્યાર પછી સ્વામી વિવેકાનંદજીનાં તથા સ્વામી રામતીર્થનાં આધ્યાત્મિક પુસ્તકો મંગાવીને વાંચ્યાં અને પૂર્વજન્મનો જાણે કેમ અભ્યાસ ન હોય તેમ તેમાં દિનપ્રતિદિન પ્રગતિ થતી ગઈ. અને ત્યાર પછી તો જૈન ધર્મના પણ આધ્યાત્મિક તથા યોગસંબધી ઘણાં પુસ્તકોનો અભ્યાસ કર્યો.

અભ્યાસકાળમાં કલ્પનો વિહાર કરતા નહિ. પરંતુ જ્યાં સાધના કરવાની સગવડ હોય ત્યાં ચાતુર્માસ સુધી રહેતાં હતાં. શરૂ શરૂમાં ધ્યાન-સાધના કરવામાં સામાજિક લોકો તરફથી ઘણી જ મુશ્કેલી પડતી પરંતુ તેઓ મક્કમ રહેવાથી બે-ચાર વર્ષમાં તે મુશ્કેલી નાબૂદ થઇ ગઈ અને અભ્યાસ અર્થે સગવડતાવાળા જ ગામમાં વધારે

સમય રહેવા લાગ્યા હતા. ત્યાર પછી કપડવંજ પાસે ઉત્કંઠેશ્વર ગામમાં જ્યાં જૈન યોગાશ્રમ છે ત્યાં વિશેષ અભ્યાસ અર્થે ગયેલ હતા. ત્યાં જનતાની વિશેષ વસ્તી હતી નહિ. ત્યાં સાધનામાં જતાં-ચેંન ઘણી જ ઉન્નતિ થઈ. ત્યાં ગયા બાદ અલ્પ સમયમાં ઈશ્વર-સાક્ષાત્કાર અથવા જેને જૈન પરિભાષામાં સમ્યગ્દર્શન (સ્વાનુભૂતિ) કહે છે તે પ્રાપ્ત થયેલ હતુ. તેમણે એકલા રહીને પણ દૂર દૂરના અજાણ્યા પ્રદેશમાં વિહાર કરેલ હતો. રાજસ્થાનમાં દૂર દૂરના પ્રદેશમાં વિહાર કરેલ, ખાનદેશમાં, બરાડપ્રાંતમા, નાગપુર અને તેની આગળ બાલાઘાટ આદિ અનેક સ્થળે દૂર દૂરના પ્રદેશમા વિચર્યા છે. અજાણ્યા પ્રદેશમાં જવા છતાં પોતાના ચારિત્રબળને પ્રભાવે સર્વ જગ્યાએ પ્રેમ અને આદરભાવ પામેલ છે. તેમના પ્રત્યે સર્વને તલસ્પર્શી પ્રેમભાવ જ થઈ જતો કારણ કે તેઓ સદાસર્વદા જગહિતની કામના કરનાર છે.

એક સમય વિચરતાં—વિચરતાં શેષકાળમાં તેઓ અકોલા જિલ્લાના મોર્તીજાપુર ગામ ગયેલા. ત્યાં થોડો સમય વ્યતીત થયા બાદ તેઓને સખત તાવ, ઉધરસ અને કફ પડવા લાગ્યો. ડૉકટરનું કહેવું એવુ હતું કે ક્ષય રોગ છે, પરંતુ તેઓ બીમારીથી ભય પામે તેવા હતા નહિ. તેમણે તેવી સ્થિતિમાં પણ ડૉકટરની દવા લીધી જ નહિ. હા, પ્રાકૃતિક ઉપચાર જે તેઓ જાણતા હતા તે કરેલા અને પેટ સાફ કરવા માટે વૈદનાં પડીકાં લીધેલા. આ બીમારી લગભગ એક કે દોઢ માસ ચાલી હશે.

એવી સખત બીમારીમાં તેઓ ફક્ત આત્મચિંતનમાં જ લીન રહેતાં હતાં. ત્યાર પછી વિચરતાં વિચરતાં તેઓ વર્ધા જિલ્લાના નાના ગામ શેલુમાં ગયેલાં ત્યાં તેમણે ચાતુર્માસ કરેલ હતું અને ઘણો સમય ત્યાં રહેલાં હતાં. ત્યારે તેમને એક આંખમાં મોતિયો આવેલો હતો, તેથી તેમણે પ્રાકૃતિક ચિકિત્સકની પત્ર દ્વારા સલાહ લઈને ઉપચાર

શરૂ કર્યો. તે ઉપચારની શરૂઆતમાં પ્રથમ દિવસે ઉપવાસ કરવાનો હોય છે અને પ્રાકૃતિક ચિકિત્સકે લખેલું કે એક એક કલાકે અમુક પ્રમાણમાં ગરમ પાણી પીવાનું. એવી રીતે ઉપચાર શરૂ કરેલ અને ગરમ પાણી એક એક કલાકે પીવાના કારણે લગભગ એક વાગ્યાના સમયથી ઊલટીઓ થવા લાગી અને સાંજ સુધીમાં તબિયત ઘણી જ ખરાબ થઈ ગઈ. મહાસતીજીએ તો ઉપવાસના પ્રત્યાખ્યાન કરેલ હતા અને સાંજે ચોવિહાર કરેલ હતો. હાથપગની નસોમા અસહ્ય વેદના થતી હતી અને હૃદયમાં પણ અસહ્ય વેદના-સહ જાણે હમણાં જ જીવ નીકળી જશે એમ થતું હતું. બધા લોકો ભેગા થઈ ગયા અને ગભરાવા લાગ્યા કે હવે શું થશે? અમારા ગામમાં આ પહેલુ જ ચાતુર્માસ છે, તે પહેલાં કોઈએ કરેલ જ નહોતું. અને શું આમ થઈ જશે? તેઓ ઘરની કોઈ ઔષધિ આપીએ તેમ કહેવા લાગ્યા ત્યારે તેવી સ્થિતિમાં પણ મહાસતીજીએ કહ્યું કે, "રાત્રીના અમારે કંઈ જ ન લેવાય. દવા કંઈ મરણ આવ્યું હશે તો રોકવાને સમર્થ નથી જ." અને કોઈ જ દવા લીધી નહિ.

પોતાનાં વ્રતોમાં અચળ રહ્યાં. મહાસતીજીએ જ્યારે ધ્યાનસાધનાની શરૂઆત કરેલ ત્યારે ધ્યાનની સાથે દિવસની ૨૫૦ માળા સોડહમ્ મત્રની ગણવાનો પણ પ્રારંભ કરેલો. તેના સંસ્કારવશાત્ કંઈક જાગૃત અવસ્થામાં અને કંઈક અભાન અવસ્થામાં તે સમયે શોડહમ્ સોડહમ્ જોર જોરથી બોલવા લાગ્યાં. ત્યાં એક વૈદ્યને પણ બોલાવી લાવેલ હશે. પૂરી યાદ નથી. તેણે તથા બીજાઓએ કહ્યું કે આટલા જોરથી તેમને બોલવા ન દો. પણ ત્યાં કોણ સાભળે? તેમણે તો જોર જોરથી સોડહમ્નું રટણ કરતાં કરતાં જ તેઓ નિદ્રાવશ થઈ ગયાં અને જ્યારે જાગૃત થયાં ત્યારે તે બધી અસહ્ય વેદના કોણ જાણે ક્યાં રફુચક્કર થઈ ગઈ તે સમજાયું જ નહિ? તે અસહ્ય વેદનાનો અંશ-માત્ર પણ નિદ્રામાંથી જાગૃત થતાં રહેલ ન હતો. આ છે મંત્રશકિતનો

ચમત્કાર, માનવ જો શ્રદ્ધાપૂર્વક કોઈ સાધના કરે તો જરૂર તે ફળ-દાતા થાય.

આ તો બાહ્ય લાભ હતો. પરંતુ આંતરિક લાભ તો જે થયો તે તો અનુભવજન્ય છે, તેને લેખની શી રીતે વર્ણવી શકે? તે પ્રાકૃતિક ચિકિત્સાના સમયે તેમને એક માસ સુધી નિદ્રા આવેલ ન હતી. છતાં તેઓ રાતભર આત્મચિંતનમાં પસાર કરતાં, તેથી તેમને રાત્રી ક્યાં અને કેમ પસાર થઈ તે જણાતું નહિ? મોરબીમાં હોનારત થયા પહેલાં લગભગ આઠેક માસ પહેલાં મહાસતીજીએ મૌન અને એકાંતવાસની સાધનાનો પ્રારંભ કરેલ હતો. અને ત્યાર પછી હોનારત થવાથી મહાસતીજીને રાજકોટ જવું પડેલ છતાં સાધના ચાલુ જ રાખેલ તે સાધના સમયે એવો સંકલ્પ કરેલ કે બે માસ અનાજ લેવું અને બે માસ દૂધ વગેરે લેવું. સાધના થાય ત્યાં સુધી આવો ક્રમ ચલાવવાનો સંકલ્પ મનોમન કરેલ હતો. ચાતુર્માસ પૂર્ણ થયા પછી મોરબી આવ્યાં અને ત્યાર પછી થોડા સમય બાદ તેઓને બ્લડપ્રેસરની બીમારીની શરૂઆત થઈ, ત્યારે તેમના સંકલ્પ મુજબ તેઓને અનાજનો ત્યાગ જ હતો. છતાં બીમારી આવી તોપણ અનાજ કે દવા લીધાં જ નહિ. મૌન પણ ચાલુ જ રાખેલ અને તેઓ તો પોતાના આત્મ-ચિંતનમાં જ લીન રહેતાં હતાં. હજી પણ ઘણી વખત બ્લડપ્રેસરનો હુમલો થાય છે ત્યારે પણ તેઓ એવી વિષમ સ્થિતિમાં ધ્યાનસમાધિમાં તદાકાર થઈ જાય છે, અને મન પર વેદનાની અસર થતી નથી.

ગમે તે પરિસ્થિતિમાં તેઓ આત્મચિંતનમાં લીન રહે છે, રત રહે છે. આ બધો પ્રભાવ અભ્યાસનો જ છે. જે માનવ આવો અભ્યાસ કરે તેને આ અનુભવની ગમ પડે. બીજા તેના આનંદને શું જાણી શકે? ઘણા ભક્તો મહાસતીજીને તેમના અનુભવો વિશે પૂછે છે તે કારણથી આ બધું લખેલ છે. તેમજ આ ચરિત્ર લખવાનો બીજો

ઉદ્દેશ એ છે કે કોઈ ભવ્યાત્મા બંધુ કે ભગિની આ જીવનકથા વાંચીને તેમાંથી સાર ગ્રહણ કરીને પોતનો ઉત્કર્ષ સાધવા તત્પર થાય તો લેખકનો પરિશ્રમ સાર્થક થયેલો ગણાશે. ભવ્યાત્મા જરૂર કંઈક ને કંઈક તો આ કથામાંથી ગ્રહણ કરીને જરૂર સ્વવિકાસ સાધશે જ એવી શુભ કામનાસહ વિરમું છું. જો માનવને સુખી થવું હોય અને શાંતિ—સુખ પ્રાપ્ત કરવાં હોય તો પોતાના ચારિત્રબળનું ઘડતર કરવુ જરૂરી છે. તે વિના સાચા સુખ કે શાંતિ પ્રાપ્ત થઈ શકે જ નહિ. માટે સાચા સુખ—શાતિના ઈચ્છુકે પોતાના ચારિત્રબળનો વિકાસ કરવો જ રહ્યો. ચારિત્રબળ એવું અમોઘ બળ છે કે તે વડે માનવ સર્વ વિશ્વવાસી જનોનો પ્રીતિપાત્ર બને છે અને બધાનો તેના પર પ્રેમભાવ અહર્નિશ રહે છે. પ્રેમ અને સુખને ઈચ્છનારે આ વસ્તુ અપનાવવી પરમાવશ્યક જ છે.

લિ.
૧. નારાયણભાઈ જે. પટેલ
(પ્રિન્સિપાલ, વિશ્વવિદ્યાલય, અસારવા, અમદાવાદ)
૨. ભોગીભાઈ પારેખ
(મોરબી)



# સદ્‌ગત સૂરજબહેન ડી. વોરાનો ટૂંક પરિચય

સદ્‌ગત સૂરજબહેન ડી. વોરા પૂર્વજન્મના ધર્મસંસ્કારોનો વારસો લઈને જ જન્મેલાં હતાં. જન્મજાત ધાર્મિક વૃત્તિવાળાં હતાં. પ્રભુ મહાવીરદેવનાં પરમ ભક્ત હતાં. તેમની પ્રભુભક્તિ અને ગુરુભક્તિ અજોડ હતાં. તેઓ સદા જૈનધર્મનાં ધાર્મિક અનુષ્ઠાનોને આચરતાં હતાં. જેવાં કે, સામાયિક, પ્રતિક્રમણ, ચોવિહાર, બીજા વ્રતો—નિયમો વગેરે. એ ધાર્મિક અનુષ્ઠાનોથી તેમનું જીવન ભરપૂર હતું. તેમના હૃદયમાં ધર્મની અટલ શ્રદ્ધા હતી. તેમણે તેમના સંસ્કારનું સિંચન પોતાના પુત્રો તથા પુત્રીઓ તથા પુત્રવધૂઓમાં પણ કરેલું હતું. તેમના કુટુંબમાં તેઓ વટવૃક્ષ સમાન હતાં. તેમની છત્રછાયામાં તેમનો પરિવાર ધર્મના રંગે રંગાતો હતો. તેમના હૃદયસરોવરમાં કરુણાનો સાગર ઊછળતો હતો. જેમ કોઈ માનવને ચાનું વ્યસન હોય, કોઈને સોપારીનું વ્યસન હોય તેમ સૂરજબહેનને દાનનું વ્યસન હતું. તેઓ પોતે કોઈ જાતનો પરિગ્રહ ન રાખતાં. જે પૈસા મળે તેને દાનમાં વ્યય કરતાં હતાં. ગરીબો, સાધર્મીઓ વગેરે માટે તેમણે માસિક અમુક રૂપિયા આપવાનો સંકલ્પ કરેલો અને તેઓ જાતે જ મોટરમાં બેસીને આપવા જતાં. જેને જેની જરૂરિયાત હોય તે તેઓ આપતાં હતાં.

તેમનામાં અભિમાનનો અંશ પણ ન હતો. સદા નમ્ર રહેતાં હતાં. પ્રથમ તેમનો જ્ઞાનનો અભ્યાસ સામાન્ય હતો. પરંતુ ત્યાર પછી લગભગ ૧૬—૧૭ વર્ષ પહેલાં સોલાપુરમાં પૂજ્ય મહાસતી

ચૈતન્યદેવીજીનો તેમને પરિચય થયો ત્યાર પછી તેમના જ્ઞાનમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થઈ તથા સાથે સાથે આધ્યાત્મિક જ્ઞાનનો પણ ઘણો સરસ અભ્યાસ થયો. આત્મજ્ઞાનમાં પ્રવીણ બન્યાં, એટલું જ નહિ પરંતુ તેમણે તેમને ગુરુ જ માનીને ત્યારથી તેમની જ સેવાભક્તિ તનથી, મનથી અને ધનથી કરી છે તેનુ વર્ણન કરવાને આ લેખની અસમર્થ છે.

આ જ્ઞાનનો વારસો તેમણે તેમની મોટી પુત્રી સૌ. અસિતા-બહેનને પણ આપેલ છે. તેઓ ફક્ત બે પ્રકારના દાનમાં જ માનતાં હતાં અને તે તેમના ગુરુ પાસેથી જ શીખેલાં હતાં. એક જ્ઞાનદાન, બીજું ગરીબોની સેવામાં દાન આપવું તેઓ જે દાન આપતા તે કોઈ કીર્તિની ભાવનાથી નહિ, નામનાની કામનાથી નહિ તેમજ જાહેરાત કરવાની ભાવનાથી નહિ, ફક્ત દાન રૂપે દાન અને હૃદયમાં રહેલી કરુણાથી ગરીબોને દાન આપતાં અને જ્ઞાનદાન પોતાને સમ્યક્ જ્ઞાન પ્રાપ્ત થાય, સાચા જ્ઞાનની પ્રાપ્તિ થાય અને જ્ઞાનનો પ્રચાર કરવાથી લોકોને સાચું જ્ઞાન મળે એ જ એમની ભાવના હતી.

તેમના ગુરુએ ઘણાં પુસ્તક પ્રકાશિત કર્યાં, તેમાં તેમનો જ મોટો ફાળો હતો અર્થાત્ તેમની જ સહાયતાથી તે પુસ્તકો પ્રકાશિત થયાં એમ લખીએ તો જરા પણ અતિશયોક્તિ ન કહેવાય.

તેમણે જેમને હૃદયપૂર્વક ગુરુ તરીકે સ્વીકારેલ છે તે પુજ્ય મહાસતી ચૈતન્યદેવીજીને તેમણે અતિ આગ્રહપૂર્વક સાધનાર્થે મોરબીમાં પધારવા વિનંતી કરી અને ત્યાર પછી તેઓ મોરબીમાં જ બિરાજમાન છે અને તેઓ તેમની હર પ્રકારે સેવાનો લાભ લઈ રહ્યા હતા.

મોરબી આવ્યા પહેલાં મહાસતીજી પોતાની સાધનાર્થે ઉન્કંટેશ્વર મહાદેવમાં જૈન યોગાશ્રમમાં છ વર્ષ રહ્યા હતા ત્યારે

સૂરજબહેન બધી વસ્તુ મધુભાઈ અને આરતીબહેનને કહીને મોરબીથી મોકલાવતાં અને ત્યાંથી સગવડ બધી સાચવતાં. તેમના કહેવાથી તેમના પુત્રો, પુત્રવધૂઓ બધા જ સેવાનો લાભ લેતા હતા. મહાસતીજી યોગાશ્રમમાં હતા ત્યારે સૂરજબહેન મોરબીમાં ન હતા પરંતુ સોલાપુર વગેરે સ્થળે રહેતા હતા. મહાસતી આવ્યા પછી તેઓ પણ મોરબીમાં જ રહેતા, કારણ પ્રસંગે જતા ખરા પણ સ્થાયી મોરબીમાં જ રહેતા. તેઓની તબિયત નરમ-ગરમ ઘણાં વરસથી રહેતી છતાં આત્મબળથી સહન કરતાં અને ધર્મધ્યાનમાં રહેતાં હતાં છેલ્લા થોડા મહિનાથી તબિયત વધારે નરમ હતી છતાં મોટરમાં બેસી દર્શન કરવા જરૂર આવતા. તેમના ગુરુ પ્રત્યે અનૂટ ભક્તિ અને પ્રેમ હતો. હૃદયના ભાવ તો આત્મગત છે, લેખિની તેનું શી રીતે વર્ણન કરી શકે? તેમના હૃદયમાં એક અરિહંત પ્રભુનું તથા બીજું ગુરુનું રટણ સદા સર્વદા રહેતું હતું. તેઓના ગુણોનું વર્ણન કરવા લેખિની સમર્થ નથી તે નથી જ. તેમની તબિયત બગડયા પછી તા. ૬—૨ શનિવારે મહાસતી અરૂણોદય મિલમાં ગયેલ અને સૂરજબહેન, જેમનો સ્વર બિલકુલ ક્ષીણ થઈ ગયેલો હતો તેમ છતાં કહે, 'મહાસતીજી પધાર્યા. મારા ધન્ય ભાગ્ય, ધન્ય ઘડી !' તેમને મોસંબીનો રસ પાવા લાગ્યા તો કહે ,'પ્રથમ મહાસતીને વહોરાવો, મહાસતી અહીંયા રોકાશે તેમણે ગોચરી કરી કે નહિ" એમ પૂછતા હતા. ગોચરી પણ તેમના હાથે વહોરાવી. મહાસતીજીએ તેમને ધર્મશ્રાવણ કરાવેલ, આલોચના સંભળાવી, પ્રત્યાખ્યાન કરાવ્યા, માંગલિક સંભળાવ્યું વગેરે. તેમણે દત્ત ચિત્તે સાભળ્યું. મને સાભળાવો એમ પણ કહેતા હતા. એવા એ ધર્માત્મા હતા. સૂરજબહેન રવિવારે મહાસતીજી ગયાં ત્યારે ઘેનમાં હતા અને બુધવારે પણ ગયા પરંતુ ભાનમાં ન હતા તેમના કાનમાં મહાસતીજીએ બધું સંભળાવ્યું અને ચાર શરણ તો તેમના અંત સુધી સંભળાવ્યા. તેમનો અમરાત્મા તા. ૧૦-૨-૮૨ ને બુધવારે ત્રણ વાગ્યા પછી આ નશ્વર દેહનો ત્યાગ

કરી દિવ્યલોકનો વાસી બનેલ છે. પ્રભુ તેના અમર આત્માને નિત્ય શાંતિ અને શાશ્વત સુખ અર્પો એ જ પ્રભુપ્રાર્થના સહ વિરમું છું.

સદ્ગતના પોતાના પરિવારમાં ચાર પુત્રો–પુત્રવધૂઓ, બે પુત્રીઓ પૌત્રો, પૌત્રીઓ આદિ પરિવાર છે. પરંતુ તેમને તેમાં વિશેષ કોઈ રાગભાવ ન હતો તેઓ તો પોતાના ઇષ્ટદેવ અને ગુરુ પર જ પ્રેમભાવ રાખનાર હતા. તેમના પરિવારને માતાનું વિયોગ જનિત દુ:ખ સહન કરવાનું બળ પ્રભુ અર્પો અને તેમને શાંતિ બક્ષો.

લિ. આપનો

કાન્તિલાલ.

માતૃદેવોભવ

પૂજ્ય માતુશ્રી,

આપશ્રીએ અમારામાં શિશુવયમાં ધાર્મિક સંસ્કારોનું સિંચન કરીને અમોને તેમાં દૃઢ કરીને અમારું જીવન સન્માર્ગગામી બનાવેલ છે. આપશ્રી જ્યાં બિરાજમાન હો ત્યાંથી અમારા પર આશીર્વાદની અમીવૃષ્ટિ કરતાં રહેશો કે જેથી અમો જીવનમાં કદાપિ સન્માર્ગથી વિચલિત ન થઈએ અને સદા સત્કર્મો કરતા રહીએ. પ્રભુ આપના અમરાત્માને શાશ્વત શાંતિ અને સુખ બક્ષે એ જ શુભ કામના.

લિ. ભવોભવનાં ઋણી આપનાં સંતાનો,
**મનસુખલાલ, ચંદ્રકાન્ત, મધુસૂદન,**
**મહેન્દ્રકુમાર, આસીતાબહેન, મુક્તાબહેન.**

# શ્રદ્ધાંજલિ

આજે અમો આપનાં સંતાનો અશ્રુભીનાં નયને, વ્યથિત હૃદયે ભાવભરી શ્રદ્ધાંજલિ અર્પણ કરીએ છીએ. આપના સદ્‌ગુણોનાં સ્મરણોની ફૂલમાળા અમારા હૃદયમાં એટલી જ તાજી, પ્રેમભીની, સુખથી સિંચેલી, સુગંધિત બનેલી પ્રસરતી રહી છે. આપ તો સ્વર્ગ, સુખના ભોક્તા બનેલ હશો, ત્યાંથી અમારા પર સદા ધર્મની પ્રેરણા આપતી આશીર્વાદની વૃષ્ટિ અમારા સર્વ પર વરસી રહે એ જ અમારા હૃદયની શુભ કામના છે. પ્રભુ આપને શાશ્વત શાંતિ અને સુખ બક્ષો એ જ અમારા હૃદયની ભાવના છે.

આપના અમારા પર અમાપ ઉપકારો છે, તેનાથી અમે મુક્ત થઈ શકવા સમર્થ નથી છતાં તમારી ભક્તિવશાત્‌ કંઈક અંશે મુક્ત થવાની ભાવનાથી ફૂલ નહિ પણ ફૂલની પાંખડી રૂપે આપશ્રીની પુણ્યસ્મૃતિમાં આ "યોગદર્શન અને યોગસમાધિ" નામના પુસ્તકની ૧૦૦ પ્રતો પ્રકાશિત કરવા પ્રેરાયા છીએ. આપને જ્ઞાનદાન ઉપર અનહદ પ્રેમ હતો જ. ભવ્ય જીવો તેના જ્ઞાનનો લાભ લઈને સ્વવિકાસ સાધશે જ.

"શિવાસ્તે સન્તુ પંથાન:" એમ કહીને પ્રાર્થના કરીએ છીએ કે, આપશ્રી ભવાન્તરમાં પણ પ્રભુ મહાવીરનું શાસન પામો અને તમારી અપૂર્ણ રહેલ સાધના સાધી સમ્યગ્‌દર્શનને પ્રાપ્ત કરી સત્વર ભવસમુદ્રથી પાર પામી મોક્ષના શાશ્વત સુખના ભોક્તા બનો એ જ અમારા સર્વની અંતરેચ્છા છે.

લિ. આપનાં ભવભવનાં સંતાનો

મનસુખલાલ, ચંદ્રકાંત, મધુસૂદન, મહેન્દ્રકુમાર, કુસુમ, નિરંજના, આરતી, સુનીતા, આસિતાબહેન અને મુક્તાબહેન.



# સ્મરણાંજલિ

**પરમ પૂજ્ય માતુશ્રી તથા પિતાશ્રી,**

આપનો અમારા ઉપર અસીમ, અવર્ણનીય ઉપકાર છે. આજે અમે જે ધાર્મિક, નૈતિક અને સંસ્કારિક જીવન જીવી રહ્યા છીએ તે સર્વ આપનો પુણ્ય પ્રતાપ છે. આપના પ્રેરણાત્મક જીવને અમને માનવ-જીવન જીવતાં શીખવ્યું છે. તેનું ઋણ અમારાથી ચૂકવી શકાય તેમ નથી. આપનો શાંત, ઉદાર, કરુણામય, પ્રેમમગ્ન સ્વભાવ અમારાથી ભૂલી શકાય તેમ નથી. આપના આ અસીમ ઉપકારમાંથી કંઈક અંશે મુક્ત થવા માટે ફૂલ નહિ પણ ફૂલની પાંખડીરૂપે આપશ્રીની પુણ્ય સ્મૃતિમાં આ 'યોગદર્શન અને યોગસમાધિ' નામના પુસ્તકની ૧૦૦ પ્રત પ્રકાશિત કરવા આપની ભક્તિવશાત્ પ્રેરાયા છીએ. પ્રભુ આપ બન્નેના આત્માને ચિર શાંતિ અને શાશ્વત સુખ અર્પો.

"શિવાસ્તે સન્તુ પંથાન:" એમ કહીને પ્રાર્થના કરીએ છીએ કે, આપ ભવાન્તરને વિશે પણ પ્રભુ મહાવીરનું શાસન પામો અને જલ્દીથી ભવભ્રમણમાંથી મુક્ત થઈને પોતાના સ્વરૂપમાં સ્થિર બનો. એ માટેની બુદ્ધિ અને શક્તિ પરમકૃપાળુ પરમાત્મા આપ જ્યાં હો ત્યાં આપને અર્પે એવી અંતરની નમ્ર પ્રાર્થના છે.

લિ. **ભવોભવના ઋણી આપનાં સંતાનો,**

નગીનદાસ, પ્રવીણચંદ્ર, મંજુલાબહેન, રંજનબાળાબહેન,
વિજયકુમાર, અનિલકુમાર, દીપકકુમાર, કલ્પેશકુમાર
જયકુમાર આદિ પરિવાર.

## સ્વ. દલીચંદ માણેકચંદ મહેતા



### પિતૃ દેવો ભવ

પૂજ્ય પિતાશ્રી,

સદ્ વિચારોને આચારમાં મૂકી શકીએ એ ઉચ્ચ આશયથી આપે અમારા જીવનમાં સદાચાર, સૌમ્યતા, ઉદારતા, નમ્રતાના ગુણ વિકસાવવા સતત પ્રયત્નશીલ રહ્યા. સમાજમા ઉન્નત મસ્તકે ગૌરવપૂર્વક જીવન વ્યતીત થઈ શકે એવા ઉચ્ચ હેતુથી બૌદ્ધિક શિક્ષણ આપી અમોને પુરૂષાર્થી બનાવ્યા અમારો જીવન પંથ મહાવીર પ્રભુએ બતાવેલ સન્માર્ગે વહો એવી આશિષ ઈચ્છતા આપના કુટુંબીજનો.

લિ **ભવોભવના ઋણી આપનાં સંતાનો,**

નગીનદાસ, પ્રવીણચંદ્ર, મંજુલાબહેન

રંજનબાળાબહેન

# સ્વ. છબલબહેન દલીચંદ મહેતા



## માતૃ દેવો ભવ

પૂજ્ય માતુશ્રી,

આપે અમારામા બાલ્યાવસ્થામા જે દાન, શીલ, તપ અને ભાવનારૂપી ધાર્મિક સંસ્કારોનુ બીજારોપણ કર્યું, તેનાથી જીવનને સન્માર્ગે લઈ જવામાં અને સત્કાર્યો કરવાની પ્રેરણા મળતી રહે છે. એવા સહૃદયી પૂ માતુશ્રીના આત્માને પ્રભુ શાશ્વત શાંતિ અને સુખ અર્પો

લિ ભવોભવના ઋણી આપનાં સંતાનો,
નગીનદાસ, પ્રવીણચંદ્ર, મંજુલાબહેન, રંજનબાળા
આદિ પરિવાર

## પૂ. પૂ. પિતાશ્રી શાંતિલાલ હરીચંદ મહેતા
## (વણથલીવાળા)



આપની સરલતા, નિખાલસતા અને ધર્મભાવનાની સુવાસ આખાયે કુટુંબમાં આજે પણ મહેકતી રહી છે. આપે વાવેલા સંસ્કારબીજનું અમે જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય અને તપના સિંચનથી સુંદર વૃક્ષ બનાવીશું. પ્રભુ આપના અમર આત્માને ચિર શાંતિ અને શાશ્વત સુખ અર્પે.

લિ. આપનાં ભક્તિભાવના ભર્યા સંતાનો

જયંતિભાઈ, પ્રવિણભાઈ, જગદીશચંદ્ર, [illegible]ભાઈ, શુકતાબેન,
શારદાબેન, જ્યોત્સનાબેન, [illegible], [illegible]બેન, કુમુદબહેન.

## સ્વ. પૂ. માતુશ્રી હીરમણબહેન શાંતિલાલ ખંઢેરા
## ( વઘાણીયાવાળા )



શિશુવયમાં મળેલા સુસંસ્કારો જ જીવન વિકાસનું મુખ્ય અંગ બની જાય છે. સંસારનું વ્યવહારિક જ્ઞાન સાથે ધાર્મિક જ્ઞાનનું સિંચન કરનારાં માતુશ્રીનો મહાન ઉપકાર છે તે મહાન ઉપકારી માતાએ કરેલા ધાર્મિક સિંચનમા અમે સદા શ્રદ્ધાવંત રહીએ એ જ શુભ કામના.

**લિ. આપના ભવોભવના ઋણી સંતાનો**

**જયંતિભાઈ, પ્રવિણભાઈ, જગદીશભાઈ, મુકેશભાઈ, મુકતાબેન, શારદાબહેન, જ્યોત્સનાબન, ભાનુબેન, જયોતિબેન, કુમુદ બહેન**

# સ્વ. દિવાળીબહેન લીલાધર મહેતા



## માતૃ દેવો ભવ

પૂજ્ય માતુશ્રી,

આપે આપના આદર્શ જીવન વડે અમારામાં જે દાન, શીલ, તપ અને ભાવનારૂપી ધાર્મિક સંસ્કારોનું બીજ વાવ્યું, તેનાથી જીવનને સન્માર્ગગામી બનવામાં અને સત્કર્મો કરવાની પ્રેરણા મળતી રહે છે. એવા નારીરત્ન પૂજ્ય માતુશ્રીના આત્માને પ્રભુ શાશ્વતશાંતિ અને સુખ અર્પો.

લિ. **ભવોભવના ઋણી આપનાં સંતાનો,**
શ્રી ડૉ. લીલાબહેન, ડૉ. ભરતકુમાર, ભારતી,
પુષ્પા, ચંદા, જ્યોતિ, અરિમના હેમાક્ષી.

# સ્મરણાંજલિ

પૂજ્ય માતાજી,

આપના અમારા પર અનંત ઉપકાર છે. વિશાળ વડલા જેવી આપની છાયામાં અમો સૌ નિશ્ચિંત બની આનંદ કરતા હતા. સહનશીલતા, પરોપકારવૃત્તિ અને શાંત સ્વભાવમય આપના જીવને અમારામાં જીવમાત્ર પ્રત્યે કરુણાભાવ ઉપજાવ્યો. એ આપનો ઉપકાર અમારાથી વાળી શકાય તેમ નથી. પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે આપના અમર આત્માને ચિર શાંતિ બક્ષો.

"શિવાસ્તે સન્તુ પંથાનઃ" એમ કહીને પ્રાર્થના કરીએ છીએ કે આપ ભવાન્તરને વિશે પ્રભુ મહાવીરનું શાસન પામો, અને જલદીથી ભવભ્રમણમાંથી મુક્ત થઈને પોતાના સ્વરૂપમાં સ્થિર બનો. એ માટેની શુદ્ધિ અને શક્તિ પરમકૃપાળુ પરમાત્મા આપ જ્યાં હો ત્યાં આપને અર્પે એવી અમારા સર્વની અંતરની નમ્ર પ્રાર્થના છે.

લિ. ડૉ. લીલાબહેન, ડૉ. ભરતકુમાર
તથા સર્વ આપ્તજનો.

# સદ્ગત ડૉ. ચીમનભાઈ એલ. મહેતાનો ટૂંક પરિચય

સદ્ગત ડૉ. ચીમનભાઈનો જન્મ જૂનાગઢમાં ડૉ. લીલાધરભાઈ મહેતાને ત્યાં થયેલ. માતાનું નામ દિવાળીબહેન હતું. બાલ્યકાળથી જ માતાપિતા તરફથી ધાર્મિક સંસ્કારોનું સીંચન થયેલ હોવાથી પોતે એક કુશળ તબીબ હોવા છતા—દેવ, ગુરુ અને ધર્મમાં અતૂટ શ્રદ્ધા હતી તેઓએ તબીબી અભ્યાસ અમદાવાદમાં કરેલ હતો અને એલ. સી.પી એસ. (બામ્બે) તથા એમ.આર.એસ.એચ. (લંડન)ની પદવી ઉપલબ્ધ કરેલ. આ ઉપરાંત અનેક સામાજિક તથા તબીબી સંસ્થાઓમાં પોતાની સેવાનો અમૂલ્ય લાભ આપેલ હતો. પોતાની તબીબી કાર્યવાહીનો પ્રારંભ કેશોદ તથા વેરાવળથી કરેલ. પોતાનાં ધર્મપત્ની લીલાબહેનને પણ તબીબી ક્ષેત્રે સહકાર્યકર્તા બનાવેલ અને કાયમ માટે ગોંડલ સ્થિર રહેલ. તેઓએ પોતાના જીવનમાં ન્યાય—નીતિ સાથે પ્રીતિ રાખેલ, સેવા અને સત્ જીવનનો સુમેળ સાધેલ. પ્રેમ અને પરોપકારને જીવનની પગદંડી બનાવેલ. દયાનું દિવેલ કાળજાના કોડિયામાં સદા પ્રજ્વલિત રહેતું હતું.

એમના પરિવારમાં પાંચ પુત્રીઓ તથા એક પુત્ર છે. એમને તેઓએ ઉચ્ચ અભ્યાસ તથા સુસંસ્કારનો વારસો આપેલ છે. સમગ્ર કુટુંબમાં તેઓ એક વિશાળ વટવૃક્ષ સમાન હતા. કુટુંબરૂપ ગગનમાં ચમકતા તારા સમાન હતા. અચાનક પક્ષાઘાત અને હૃદયરોગની બીમારી--વશાત્ પોતાના પારિવારિક બાગને શોકાતુર અવસ્થામાં મૂકીને તેમનો અમર આત્મા પરલોકની યાત્રાએ નશ્વર દેહનો ત્યાગ કરીને ચાલ્યો ગયો અને અમરજ્યોતિમા વિલીન થઈ ગયો. તેમના અમર આત્માને શાશ્વત સુખ શાંતિ પ્રાપ્ત થાઓ. એ જ પ્રભુચરણમાં પ્રાર્થના છે.

**લિ. ભવદીય ડૉ. ન્હાનાલાલજી.**

# સ્વ. ડૉ. ચીમનલાલ એલ. મહેતા



## પિતૃ દેવો ભવ

પૂજ્ય પિતાશ્રી,

શિશુવયમા આપે અમારામાં સંસ્કારોનું સિંચન કરીને અને અમોને તેમાં સ્થિર બનાવી પોતાનું આદર્શ જીવન જીવી અમોને તેવું જીવન જીવવાની પ્રેરણા આપતા ગયા. એવા સહૃદયી પિતાશ્રી, આપના અમર આત્માને પ્રભુ શાશ્વત સુખ અને શાન્તિ અર્પો એ જ શુભ કામના.

**લિ. ભવોભવના ઋણી આપનાં સંતાનો,**

ડૉ. ભરતકુમાર, ભારતી, પુષ્પા, ચંદા,

જ્યોતિ, અસ્મિતા, હેમાક્ષી.

# સ્મરણાંજલિ

પ્રિય આત્મન્,

જીવન પણ એક સ્વપ્ન છે; મરણ પણ એક સ્વપ્ન છે.
જે સમજે આટલું, તેનું હૃદય સુખ—દુ:ખથી પર બને છે.

માનવજીવન વારંવાર મળતું નથી માટે જીવનમાં જે કંઈ શક્તિ પ્રાપ્ત થઈ છે તેનો આત્મહિતાર્થે સદુપયોગ કરી જીવન જીવવું જોઈએ. એવું આપ માનતા અને તેવું આચરણ કરી, પોતાનો જ આદર્શ અમારા સન્મુખ રાખી અમારામા તે દ્વારા સંસ્કારબીજ વાવી ધર્માભિમુખ બનાવ્યા એનું ઋણ અમારા પર આપનું અમાપ છે તે. ઋણથી કંઈક અંશે મુક્ત થવા ફૂલ નહિ તો ફૂલની પાખડીરૂપે 'યોગ-દર્શન અને યોગ સમાધિ' નામના પુસ્તકની ૧૦૦ પ્રત પ્રકાશિત કરવા આપની ભક્તિવશાત્ પ્રેરાયા છીએ. પ્રભુ આપના અમર આત્માને ચિર શાન્તિ અને શાશ્વત સુખ અર્પો.

લિ. આપની ડૉ. લીલા,
ડૉ ભરતકુમાર તથા
સર્વ આપ્તજનો.

# સ્મરણાંજલિ

સમયનાં વહેણ અટકતાં નથી, નિરંતર ઝડપથી ચાલ્યાં જાય છે. તેમ તમારી વસમી વિદાયને ઘણો સમય વ્યતીત થઇ ગયો, જેની અમોને સ્મૃતિ પણ નથી કારણ કે તમો અમોને બાલ્યકાળમાં જ છોડીને વિદાય લીધેલ છે. પરંતુ આપની સ્મૃતિ અમારા અંતરપટમાં યાદગીરીરૂપે સતત રહે જ છે. અને તે યાદ અમોને હરહંમેશ માર્ગ-દર્શન રૂપ બનેલ છે. તમારા સુસંસ્કારો અમારા જીવનપંથમાં પણ કાર્ય કરી રહેલ છે. પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી આપ જ્યાં હોય ત્યાં શાંતિ અને સુખને પ્રાપ્ત કરો, ભાવાન્તરમાં આપને પ્રભુ મહાવીરદેવનું શાસન પ્રાપ્ત થાઓ અને આત્માજ્ઞાન પ્રાપ્ત કરીને મોક્ષ પંથના પથિક બનો, એવી શકિત અને બુદ્ધિ પ્રભુ આપને અર્પે અને આપ ચિર શાશ્વત સુખના ભોકતા બનો એવી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે અમારા સર્વેની નમ્ર પ્રાર્થના છે. આપના અમારા ઉપર અમાપ ઉપકારો છે તેનો બદલો અમો વાળી શકીએ તેમ નથી, તેમ છતાં તમારી ભકિતવશાત્ ફૂલ નહિ પણ ફૂલની પાંખડી રૂપ 'યોગદર્શન અને યોગસમાધિ' નામના પુસ્તકની પચાસ પ્રતો આપની પુણ્ય સ્મૃતિમાં પ્રકાશિત કરવા પ્રેરાયા છીએ તેનો લાભ સજ્જનો લે એ જ અંતરની અભિલાષા સહ વિરમીએ છીએ.

**લિ. આપના ભવોભવના ઋણી સંતાનો,**

પ્રવીણચંદ્ર, રમણિકલાલ, ચંદનબહેન, લીલાબહેન.

## સ્વ. દેસાઈ મૂળશંકર હરખચંદ

### પિતૃ દેવો ભવ

અમારી બાલ્યાવસ્થામા આપશ્રી અમારામાં સંસ્કારોનું સીંચન કરો તે પહેલા જ અમે આપની છત્ર છાયા ગુમાવી. એમ છતાં આપનો સંસ્કાર વારસો તો અમારા જીવનમા આજે પણ કામ કરી રહેલ છે અને તે દ્વારા અમે ઉન્નત જીવન જીવી રહેલ છીએ. એવા પૂજ્ય પિતાશ્રી, આપને પ્રભુ ચિર શાંતિ અર્પો.

લિ. **ભવોભવના ઋણી આપનાં સંતાનો,**

પ્રવિણચંદ્ર, રમણિકલાલ,

ચંદનબહેન, લીલાબહેન.

# મંછાબહેન મૂળશંકર દેસાઈ



## માતૃ દેવો ભવ

આપે અમારામા બાલ્યાવસ્થામાં જે દાન, શીલ, તપ અને ભાવરૂપી સંસ્કારોનું બીજ વાવ્યું છે તેના વડે આજે અમે અમારા જીવનને ઊર્ધ્વગામી બનાવેલ છે. એવા પૂજ્ય માતુશ્રી તમો પ્રભુ-સ્મરણ કરતાં–કરતાં પોતાના જીવનને સફળ કરો એ જ અંતરેચ્છા.

લિ **ભવોભવના ઋણી આપનાં સંતાનો,**

પ્રવીણચંદ્ર, રમણિકલાલ,

ચંદનબહેન, લીલાબહેન

પરમ પૂજ્ય માતુશ્રી,

આપના ગુણોમાં સર્વશ્રેષ્ઠ ગુણ સહનશીલતાનો છે. તમોએ ભર-યૌવન અવસ્થામાં જ પૂર્વના અશુભ કર્મોદયે પતિની છત્રછાયા ગુમાવી હતી છતાં તે પહાડી દુઃખના ડુંગરને હિંમતભેર સહન કરીને અમ બાળકોનું જીવન-ઘડતર સુસંસ્કારોથી કર્યું અને અમોને માનવતાના ગુણોથી અલંકૃત કરીને માનવજીવન જીવતાં શીખવ્યું છે. તે આપનો અમારા પર મહાન ઉપકાર છે. હાલમાં અશુભ કર્મોદયને લીધે આપના દેહદેવળને અનેક રોગોએ ઘેરેલ છે છતાં આપનો ધર્માનુરાગ આપને આવી પરિસ્થિતિમાં પણ ધર્મ તરફ જાગૃતિ રાખવા અને પ્રભુસ્મરણ કરવા પ્રેરણાદાયી બનેલ છે. તે તમારો ધર્મપ્રેમ અમોને પણ દીવાદાંડી સમ માર્ગદર્શક બનશે જ. તમારા જીવનનો આદર્શ અમોને સહનશીલ બનવાની પ્રેરણા આપે અને અમો પણ સહનશીલ બનીએ અને ઉન્નત, ધર્મશીલ જીવન જીવી જાણીએ એ જ અમારી હૃદયપૂર્વકની અભિલાષા છે. અમે પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે આપના જીવનમાં ધર્મજાગૃતિ સહ જીવનના અંત સમય સુધી પ્રભુ-સ્મરણ કરતાં—કરતાં સભાનવસ્થામાં પંડિત મરણની તક બક્ષે અને આલોક—પરલોક બન્ને સુખપ્રદ બને ! આપના અમારા પર અનેક ઉપકારો છે તેનો બદલો અમારાથી વાળી શકાય તેમ નથી છતાં પણ આપની ભક્તિવશાત્ ફૂલ નહિ ને ફૂલની પાંખડી સમાન 'યોગદર્શન અને યોગસમાધિ' પુસ્તકની ૫૦ પ્રતો પ્રકાશિત કરવાની શુભ કામના સેવીએ છીએ. આપના જીવનમાં સદા શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શાંતિ શાંતિ શાંતિ વર્તો એ જ શુભકામના સહ વિરમીએ છીએ. અસ્તુ

લિ. **ભવોભવના ઋણી આપનાં સંતાનો,**

પ્રવીણચંદ, રમણિકલાલ,

ચંદનબહેન, લીલાબહેન.

# શ્રદ્ધાંજલિ

પરમ પૂજ્ય પિતાશ્રી,

આપનો અમારા ઉપર અમાપ ઉપકાર છે, તેનું વર્ણન કરવાને અમો અસમર્થ છીએ. આજે અમો જે ધર્મમય, નીતિમય, સંસ્કારી જીવન જીવી રહ્યા છીએ, તેમાં આપનો અમૂલ્ય ફાળો છે. આપે અમારામા જે સુસંસ્કારોનું સિંચન કરીને માનવ જીવનજીવતાં શીખવ્યું છે તેનો બદલો અમારાથી વાળી શકાય તેમ નથી. તમારા ગુણોની સ્મૃતિ અમારાથી ક્ષણભર પણ ભૂલી શકાય તેમ નથી. તમારો અમારા પર જે અસીમ ઉપકાર છે. તેના ઋણથી અમો યત્કિંચિંત મુકત થવા માટે આપશ્રીની પુનિત અને પુણ્ય સ્મૃતિમાં આ "યોગદર્શન અને યોગસમાધિ" ના પચાસ પુસ્તકો પ્રકાશિત કરવા તમારા પ્રત્યેની ભક્તિવશાત્ પ્રેરાયા છીએ, જેનો લાભ જ્ઞાનાભિલાષી માનવોને મળે અને અમોને પણ સત્યજ્ઞાન મળે એ અમારી શુભ કામના છે. પ્રભુ આપના અમર આત્માને આત્મજ્ઞાન સહ ચિર શાન્તિ અને શાશ્વત સુખ અર્પો.

"शिवास्ते सन्तु पंथानः" એમ કહીને અમે પ્રાર્થના કરીએ છીએ કે આપ ભવાન્તરમાં પણ પ્રભુ મહાવીરનું શાસન પામો અને જલદીથી ભવભ્રમણથી મુકત થઈને પોતાના આત્મસ્વરૂપમાં સ્થિર થાઓ, એવી અમારા સર્વની અંતરની શુભ કામના પ્રભુકૃપાએ સફળ થાઓ.

લિ. જયંતિલાલ, જયસુખલાલ, મનહરલાલ,
પ્રવીણચંદ્ર, જયોત્સના, નિલમ, હર્ષા, નલિની,
જયાબહેન, ધીરજબહેન.

# સ્વ. છોટાલાલ નારણજી મોદી



## ❁ પિતૃદેવો ભવ ❁

પૂજ્ય પિતાશ્રી,

શિશુવયમાં જ ધર્મના સંસ્કારોનું સિંચન કરીને તેમાં અમોને દૃઢ કરીને તથા તમારા પોતાના જ આદર્શથી ધર્મનું આરાધન કરનાર જીવ અંતિમ સમયે પણ કેવી શાંતિ રાખી શકે છે, તેનો દાખલો પૂરો પાડીને અમારામાં દેવ, ગુરુ અને ધર્મ પ્રત્યે શ્રદ્ધાવાન બનાવનાર એવા પ્રાતઃસ્મરણીય પૂજ્ય પિતાશ્રી ! અમો આપના ભવોભવનાં ઋણી છીએ, આપના સંતાનો :—

**લિ. જયંતિલાલ જયસુખલાલ–મનહરલાલ**
**પ્રવીણચંદ્ર–જયાબહેન–ધીરજબહેન**

# પરમ પૂજ્ય માતુશ્રી વ્રજકુંવરબહેન



## માતૃદેવો ભવ

આપે અમારી બાલ્યાવસ્થામાં જે દાન, શીલ, તપ અને ભાવ રૂપી ધાર્મિક સંસ્કારોનું બીજ વાવ્યું છે, તેનાથી અમે જીવનને સન્માર્ગે લઈ જવામાં સફળ બન્યા છીએ. આપની પ્રેરણા અમોને સદા મળતી જ રહે અને આપ આત્મકલ્યાણ કરતા દીર્ઘાયુષ્ય ભોગવો એવી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે અમારા સર્વની પ્રાર્થના છે.

લિ. ભવોભવનાં ઋણી આપનાં સંતાનો

જયંતિલાલ, જયસુખલાલ, મનહરલાલ,

પ્રવીણચંદ્ર, જયાબહેન, ધીરજબહેન અને

સર્વ આપ્તજનો

# સદ્‌ગત શ્રી છોટાલાલભાઈનો ટૂંકપરિચય

સદ્‌ગત શ્રી છોટાલાલભાઈના માત–પિતાનું નિવાસસ્થાન સૌરાષ્ટ્રમાં જૂનાગઢ જિલ્લામાં આવેલ લીંબુડાગામ હતું. તેમની માતાનું નામ જેઠીબાઈ તથા પિતાનું નામ શ્રી નારણજીભાઈ હતું. સ્વ. છોટાલાલભાઈનો જન્મ લીંબુડા ગામમાં થયો હતો. માતા–પિતા ધર્માનુરાગી હોવાથી સ્વ. છોટાલાલભાઈને બાલ્યાવસ્થામાં જ ધર્મના સંસ્કારોનું સિંચન થયેલ. વ્યવહારિક અભ્યાસ પૂર્ણ થયા બાદ તેઓ વ્યાપાર અર્થે આફ્રિકા ગયેલ અને ત્યાં જ ધંધાનો વિકાસ કરેલો. સ્વ. છોટાલાલ ભાઈને જે ધર્મ સંસ્કાર બાલ્યાવસ્થામાં પ્રાપ્ત થયેલા હતાં, તેને પરદેશમાં પણ જાળવી રાખ્યા હતા. પરદેશમાં પણ તેઓશ્રી ધર્મના અનુષ્ઠાનો નિયમિત કરતા હતા, સાધુ–સાધ્વીઓનો યોગ થતાં તેઓની યથાશકિત સેવા તથા સતુસંગ કરતાં હતા. તેઓશ્રી સ્વભાવે ખૂબ જ નિઃસ્પૃહી અને નિષ્કામવૃત્તિના હતા. સ્વભાવે તેઓ ઉદાર હોવાથી ગરીબો પ્રત્યે ખૂબ જ કરુણા રાખતા અને તેમને યથાશકિત સહાયતા પણ કરતા હતા, સ્વ. છોટાલાલભાઈની ધાર્મિક પ્રણાલિકાના સંસ્કારોનું સિંચન તેમનાં ધર્મપત્નિ શ્રી વજકુંવરબેન તેમજ સમસ્ત પરિવારમાં આજે પણ જળવાઈ રહેલ છે. તેમનો સમસ્ત પરિવાર ધર્મપરાયણ સેવાની ઉમદા ભાવના તથા સુસંસ્કારો ધરાવે છે.

પોતાની ઉત્તરાવસ્થામાં પરમ શાંતિ અને આત્મકલ્યાણાર્થે તેઓશ્રી રાજકોટમાં સ્થિર થયા હતા. જૈનધર્મના પ્રભાવથી નિત્યાનંદ અર્થે ધર્મારાધના કરેલ અને તેથી ધર્મમય જીવન જીવતા. પ્રભુ મહાવીરદેવે સ્વ. છોટાલાલભાઈની અંતરાત્માની આરઝૂ જાણે કેમ સ્વીકારી ન હોય તેમ સં. ૨૦૧૫, ચૈત્ર સુદ ૧૩ ને મહાવીર જયતિના શુભ દિને જ સંપૂર્ણ સ્વાસ્થ્ય સાથે, બોલતા–ચાલતા સંપૂર્ણ શુદ્ધિમાં નશ્વર દેહનો ત્યાગ કરી મોહમયી જગતને છોડી તેઓશ્રી પરલોકની યાત્રાએ સીધાવ્યા. પ્રભુ તેમના અમર આત્માને પરમ સુખ-શાંતિ અર્પે એવી પ્રભુ પ્રત્યે નમ્ર પ્રાર્થના સાથે વિરમીએ છીએ,

**લિ. મુલવંતરાય જસાણી, વસંતલાલ મહેતા.**

## લેખકના બે બોલ

હું સાહિત્યકાર કે દાર્શનિક બેમાંથી એક પણ નથી. પ્રભુની કૃપાથી તથા સદ્દ્ગુરુની કૃપાથી જે પરમ સત્ય મને સાંપડ્યું છે તેને મારી ભાષામાં જનસમાજ સમક્ષ મૂકવાનો અંતરાત્માના આદેશથી પ્રયત્ન કરેલ છે. હું સાહિત્યકાર નથી અને ભાષા પર મારું પ્રભુત્વ નથી. તેથી વાચક બંધુઓને મારો અનુરોધ છે કે ભાષામાં કોઈ ખામી હોય તો તે તરફ દોષદષ્ટિ ન કરતાં તેના ભાવો પર દૃષ્ટિ કરે. પુસ્તકનો વિષય અતિ ગહન હોવા છતાં પણ યથાશકિત તેને સરળ બનાવવાનો પ્રયત્ન કરેલ છે, જેથી સાધારણ વ્યકિત પણ તેને સુગમતાથી સમજી શકે, અને પ્રત્યેક વ્યકિત સત્યને સમજવા પ્રયત્નશીલ બની શકે. આ ભૂતલ પરના કરોડો માનવોમાંથી જો બે–ચાર પણ મારા માનવ–બંધુઓ કે ભગિનીઓ આ તત્ત્વજ્ઞાનના રહસ્યને સમજીને, આચરીને પરમ સત્યના પંથના પથિક બનશે, તો હું સમજીશ કે મારો પરિશ્રમ સાર્થક થયેલ છે

લિ. વિશ્વશાંતિચાહક



## પ્રકાશકના બે બોલ

સમસ્ત વિશ્વના જીવો પરત્વે કરુણા ધરાવનાર જૈન આગમ સહિત્યના ઊંડા અભ્યાસી તત્ત્વજ્ઞ, અધ્યાત્મરસલીન, સર્વવિરતી “ શ્રી વિશ્વશાન્તિચાહક ”નો અધિક પરિચય કરાવવાની જરૂર તો નથી, છતાં એટલું જાણવું આવશ્યક છે કે તેઓએ પોતાનું સમસ્ત દીક્ષાર્થી જીવન આત્મસાધનામાં વ્યતીત કરી, નિવૃત્તિ ક્ષેત્રે બિરાજી, યોગસાધનામાં તલ્લીન રહી, બહુધા એકાંતપણે, લોકસંસર્ગથી દૂર રહી, આત્માનુભવની ઉચ્ચ કક્ષાએ પહોંચી સમ્યગ્રત્નની પ્રાપ્તિ કરી, વિશ્વનું સાચું સ્વરૂપ જાણી, સ્વસ્વરૂપના આનંદનો અનુભવ

કર્યો છે અને એમાં જ તલ્લીન રહેવા ઈચ્છે છે. પરંતુ જ્ઞાનીજનો ફક્ત સ્વનું કલ્યાણ કરીને જ કર્તવ્યની સમાપ્તિ સમજતા નથી પરંતુ પરના કલ્યાણની પણ એટલી જ તાલાવેલી એમનાં અંતર-મનમાં હોય છે. એવી ભાવનાથી પ્રેરાઈને જ બંધનમુક્તિરહસ્ય, પરમાત્મપ્રકાશ, ઉત્થાન યાને ભાગ્યનું નવનિર્માણ, સમ્યગ્ સાધના, મંત્રવિધાન અને સાધનારહસ્યો, આત્મજ્યોતિ પ્રકાશ, આત્મજ્ઞાન પ્રવેશિકા અને મોક્ષની કુંચી, યોગદષ્ટિ સમુચ્ચય, સંસારમાં સુખ ક્યાં છે, વિચારશક્તિનો અદ્ભુત પ્રભાવ, પ્રભુનું મંદિર નિર્મોહી રાજાનો પરિવાર, માનસિક ચિકિત્સા, પર્યુષણ આરાધના, નારીશક્તિ, કારુણ્યપ્રભા, પર્વાધિરાજ સંવત્સરી, યોગસાધનાની સંક્ષેપ રૂપરેખા, યોગ-દર્શન અને યોગસમાધિ વગેરે પ્રકાશનો પ્રકાશિત કરેલ છે.

આ પુસ્તક "યોગદર્શન અને યોગસમાધિ"માં યોગનું મહત્ત્વ, યોગથી થતા લાભો, યોગની સર્વોત્કૃષ્ટ ભૂમિકાએ પહોંચ્યા પછી આત્મિક આનંદનો અનુભવ, જે વિશ્વના કોઈપણ પદાર્થમાં આપવાની શક્તિ નથી. સુખ ક્યાં રહેલું છે અને વિશ્વવર્તી માનવો તેને ક્યાં શોધે છે, યોગથી મળતી આધ્યાત્મિક શક્તિ અને શાંતિ જે વિશ્વના કોઈ પદાર્થમાંથી કે સ્થાનમાંથી મળી શકે એમ નથી વગેરે વિષયોનું સુંદર અને સચોટ વર્ણન કરેલ છે. જીવનનો વિકાસ સાધવા ઈચ્છનાર, જીવનના પરમ સત્યને પ્રાપ્ત કરવા ઈચ્છનાર દરેક મનુષ્યને આ પુસ્તક અત્યંત ઉપકારક થશે જ એમાં બે મત નથી. વિશેષ લખવાથી શું ? વાચક, એને વાંચી, વિચારી, મનન કરીને એમાં રહેલા રહસ્યને ભાવપૂર્વક સમજીને, જાણીને આચરણમાં ઉતારી પોતાના અમૂલ્ય જીવનને કૃતાર્થ કરે અને જીવનના પરમ સત્યને પામવા પ્રયત્નશીલ બને એ જ શુભેચ્છાપૂર્વક વિરમું છું.

**લિ. કુમારી રંજનદેવી શ્રોફ**

*

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના

આ વિશાળ અને દીર્ઘ સંસારમાં ચારે બાજુ દૃષ્ટિપાત કરતાં દરેક જીવધારીઓ વિવિધ પ્રવૃત્તિઓ કરતા જોવામાં આવે છે. નાના મોટા જીવજંતુથી લઈને પશુપંખી તથા માનવ-પ્રાણી બધાં જ પ્રવૃત્તિશીલ જોવામાં આવે છે. તેમાં પણ માનવ-પ્રાણીને વિશેષ સાધનસામગ્રી મળેલ હોવાથી તે વધારે પ્રવૃત્તિશીલ જોવામાં આવે છે.

કદાચ માનવ શરીરથી પ્રવૃત્તિશીલ ન પણ હોય છતાં મનોમંદિરમાં તો પ્રવૃત્તિ ચાલુ જ હોય છે. હા, જગતના દરેક પ્રાણી પ્રવૃત્તિશીલ હોવા છતાં રુચિભેદે તે તે પ્રવૃત્તિ ભિન્ન ભિન્ન જરૂર હોય છે.

એક જ માતાના ઉદરમાંથી ઉત્પન્ન થયેલા પુત્રોની પણ રુચિ-ભેદે ભિન્ન ભિન્ન પ્રવૃત્તિ હોય છે. કોઈ ધાર્મિક પ્રવૃત્તિવાળો તો કોઈ ભૌતિક વૈભવ અને નામના મેળવવા માટે ઉદ્યમશીલ હોય છે. સાધુ પ્રભુની ઉપાસના કરે છે જ્યારે ચોર ચોરી કરવા માટે રાતદિવસ પ્રયત્ન કરે છે.

કહેવાની મતલબ એ છે કે આ પ્રકારે સમસ્ત જગત વિવિધ પ્રવૃત્તિમાં મશગુલ દેખાય છે. પરંતુ આપણે આ સ્થૂળ દૃષ્ટિ વડે જે વિવિધતા જોઈએ છીએ તેથી જરા આગળ વધીને સૂક્ષ્મ દૃષ્ટિ વડે વિચાર કરીને જોઈશું તો જણાશે કે આ વિવિધતાના મૂળમાં પણ બધાની કોઈ એક જ આકાંક્ષા છુપાયેલી છે અને તે છે સુખ.

સાધુ પ્રભુની ઉપાસના શા માટે કરે છે? સુખ માટે. ચોર ચોરી શા માટે કરે છે? સુખ માટે. પદવી મેળવનાર પ્રયત્નશીલ છે તો તે

શા માટે ? કારણ કે તેને તેમાં સુખ ભાસે છે. આમ દરેક મનુષ્યની જે દોડધામ છે તે માત્ર સુખ પ્રાપ્ત કરવાની ઈચ્છાથી જ છે. કહ્યું છે કે—"સુહ સાયા દુહ પડિકૂલા." બધા જીવો સુખ ઈચ્છે છે. કીડીથી માંડીને કુંજર સુધીના બધા જ જીવો સુખ ઈચ્છે છે. બધાને દુઃખ પ્રતિકૂળ લાગે છે. અર્થાત્ દુઃખને કોઈ જીવ ઈચ્છતો નથી આમ કેમ ? આનું કારણ એ છે કે જીવનો વાસ્તવિક સ્વભાવ સુખરૂપ છે પણ અનાદિથી દર્શનમોહજનિત ભ્રાન્તિથી પોતાના મૂળ સુખસ્વભાવને ભૂલીને બાહ્ય જે જડ પદાર્થો છે તેમાં તેને સુખનો ભાસ થઈ રહ્યો છે. અને તેથી સુખ પ્રાપ્ત કરવા બાહ્ય જગતમા પરિશ્રમ કરી રહ્યો છે. રાતદિવસ એ પ્રયત્ન ચાલુ જ છે. આ પ્રયત્ન કંઈ આ એક જ જન્મનો નથી પણ અનંતકાળથી જીવો તે પ્રાપ્ત કરવા મથી રહ્યા છે. પરંતુ કહ્યું છે કે—

"હે મૃગ તેરી સુગંધસે ભયો હૈ વન ભરપૂર
કસ્તૂરી તો નિકટ હૈ, ક્યોં ધાવત હૈ દૂર."

તેમજ

"કસ્તૂરી કુંડલ બસે, મૃગ ઢૂંઢે બનમાહિ
ઐસે ઘટમેં પિયુ હૈ, દુનિયા જાને નાહિ."

આમ જે વસ્તુ જ્યાં છે ત્યાં તે જોતો નથી, શોધતો નથી અને જ્યાં નથી ત્યાં લેવા જાય છે. પરંતુ જેમ રેતીને પીલે તો તેમાથી તેલ નીકળે ખરું ? અને કોઈ પાણીનું માથન કરે તો માખણ નીકળે ખરું ? ન જ નીકળે. એવી જ રીતે અનંત કાળથી પ્રયાસ કરતા જીવોએ કોઈ દિવસ પોનાના અંતરાત્મા તરફ દષ્ટિપાત કર્યો જ નથી, બહાર જ જોયું છે પણ અંતરમાં નિરીક્ષણ કર્યું જ નથી તો સુખ મળે ક્યાંથી ? સુખ અંતરમાં છે, પોતાના સ્વભાવમાં છે અને બહાર શોધે છે તો ક્યાથી મળે ? એટલે નિરાશ થવું પડે છે.

આ જીવાત્મા લાખોપતિ, ક્રોડપતિ, રાજામહારાજા થાય અથવા સ્વર્ગનો દેવ કે ઇંદ્ર થાય તે છતાં તેના અંતરમાં સંતોષ કે તૃપ્તિને તે અનુભવી શકતો નથી કારણ કે તૃપ્તિ જેમાં નથી ત્યાં શોધવાથી ક્યાંથી મળે? અનંતને પરિમિતતામાં તૃપ્તિ કેમ સંભવે?

આમ અતૃપ્તિમાં તલસતા આસન્ન ભવ્ય જીવાત્માને કોઈક શુભ પળે વિચાર સૂઝે છે કે આ બધી દોડધામ કરવા છતાં મને સુખ કેમ પ્રાપ્ત થતું નથી? અને જે વિચારે છે તેને કંઈક પ્રાપ્ત થાય છે.

ત્યારે વળી આગળ વિચારે છે કે આ સુખ સાચું છે કે બીજું કોઈ સુખનું સાચું સ્વરૂપ છે? એમ ગડમથલ કરતાં વિચારવમળમાં ગોથાં ખાતાં ખાતાં કંઈક સત્યની ઝાંખી થાય છે. અને પછી સદ્‌ગુરુસમાગમે જાણે છે કે શ્રી પ્રભુ મહાવીરદેવે કહ્યું છે કે સુખરૂપ તો આ આત્મા પોતે જ છે. અને તે પોતાનો મોહ ત્યાગ કરી આત્મસાધના કરે તો મળે. વળી પ્રભુએ કહ્યું છે કે "સમ્યગ્જ્ઞાનદર્શન ચારિત્રાણિ મોક્ષ-માર્ગ:" સમ્યક્ પ્રકારે જ્ઞાનદર્શન ચારિત્રની આરાધના કરવાથી જ પોતાનું આત્મિક સુખ પ્રાપ્ત થાય છે. આવા જિજ્ઞાસુ સાધક ભવ્યાત્માઓ માટે જ આ યોગદર્શન—યોગસમાધિ ગ્રન્થ આલેખાયો છે. યોગ એટલે મેળાપ થવો. આત્મા અને પરમાત્માનો મેળાપ.

આત્મા તે જ પરમાત્મા બની શકે છે. પરંતુ અજ્ઞાનથી કર્મવશાત્ તે પોતાના વાસ્તવિક સ્વરૂપને ભૂલી ગયો છે. પોતે સુખસ્વરૂપ છે છતાં બાહ્યમાં સુખની શોધ કરી રહ્યો છે. આ ભૂલ—ભ્રમ નષ્ટ થાય તો પોતાનું સુખ તથા પરમાત્મપદ તેને સાંપડે.

કોઈ વસ્તુનો મેળાપ થવો તે જ યોગ તેમ જીવાત્માને જે જે સાધનનું અનુષ્ઠાન કરવાથી સ્વસુખ અને પરમાત્મપદ મળે તે સાધન-સામગ્રીને પણ વ્યવહારમાં યોગ કહેવામાં આવે છે.

આ યોગદર્શનમાં તેનું માર્ગદર્શન આપેલ છે. તેનું વ્યવસ્થિત

રીતે અનુસરણ કરવું જોઈએ. ક્રમિક અભ્યાસ કરવો જોઈએ. તેને ગુરુગમથી બરાબર જાણી લેવું જોઈએ.

આત્માનો કર્મની સાથે સંબંધ કેમ થયો છે અને એનાથી મુક્ત કેમ બની શકાય એ વ્યવહાર નિશ્ચયથી સમ્યક્ રીતે જાણવું તે જ્ઞાન. તેના પર પૂર્ણ શ્રદ્ધા તે સમ્યગ્ દર્શન અને ગુરુએ બતાવેલ અનુષ્ઠાનોનું સાધન, સાધ્યની સિદ્ધિ અર્થે કરવું તે આચરણરૂપ ચારિત્ર. આમ સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્રનો સુમેળ સાધીને સાધક ક્રમિક આત્મિક સમાધિરૂપ સુખને પ્રાપ્ત કરતો જાય છે તેથી આ પુસ્તકનું નામ યોગસમાધિ—સાધન વડે સાધ્યની સિદ્ધિ થાય છે. તેથી એનું યોગદર્શન અને યોગ-સમાધિ નામ સાર્થક છે.

ચતુર્વિંશતિસ્તવન—સૂત્ર બોલતી વખતે પણ સાધક પ્રભુ પ્રત્યે આ જ માંગણી કરે છે કે, "હે જિનેશ્વરદેવો ! મને આત્મિક આરોગ્ય સહ બોધીબીજ (સ્વાનુભાવ)ની પ્રાપ્તિ થાઓ. તથા મને ઉત્તમ પ્રકારની આત્મિક સમાધિસુખ આપો." જીવાત્માની આંતરિક અભિલાષા તો એ જ હોય છે.

સ્વાનુભવ અને આત્મિક સમાધિનો લાભ થતા જ જીવ પરમાનંદનો ભોક્તા બને છે. અભ્યાસી સાધકે અભ્યાસ, શ્રદ્ધા તથા ઉત્સાહપૂર્વક કરવો જોઈએ અને જરાપણ ઉતાવળ કરવી ન જોઈએ. ક્રમિક જ અભ્યાસ થવો જોઈએ, ક્રમ ન ઓળંગવો જોઈએ.

યોગના એક એક અંગનુ પાલન મક્કમતાથી કરીને આગળ વધવું જોઈએ. પ્રકૃતિમાં કૂદકાભૂસકાને સ્થાન નથી. ધૈર્યવંત અને ખંતીલો સાધક જ વિકાસને સાધી સાધ્યની સિદ્ધિ કરી શકે છે. કદાચ સાધનામાં સફળતા ન મળે તો અધૈર્યતાથી સાધનને છોડી દેવું ન જોઈએ પણ પોતાની ભૂલોને, દોષોને શોધી દૂર કરવા પ્રયત્ન કરવો જોઈએ.

મનની અંદર અનંતકાળના વાસનાના થરો જામેલા છે તેનો ધીમે

ધીમે જ નાશ થઈ શકે. સાધનામાં કોઈ વિઘ્ન આવે તો પણ સાધનને ત્યાગવું નહિ. નિરંતર લગનપૂર્વક ખંતથી સાધન કરતાં જરૂર એક દિવસ સફળતા મળવાની જ. માટે જ કહ્યું છે કે—

"હરિનો મારગ શૂરાનો નહિ કાયરનું કામ જો." હરિ એટલે પ્રભુનો મારગ—સત્યના પંથમા વીર અને ધીર જ ચાલી શકે; કાયરનું—કમજોરનું એમાં કામ નથી. ઉતાવળથી આંબા ન પાકે એમ ધૈર્યથી સાધનાને સાધવાથી જ સિદ્ધિ પ્રાપ્ત થશે.

હે આત્મવીરો ! મોહનિદ્રાને ત્યાગી આ સુવર્ણઅવસરે આત્મિક સુખાર્થે અષ્ટાંગ યોગની સાધના સાધીને આત્મસમાધિનો લાભ લેવા તત્પર થાઓ અને તમારું પરમાત્મપદ પ્રાપ્ત કરો. એ માટે જ આ મહામૂલો માનવભવ મળ્યો છે. તેની સાર્થકતા નરમાંથી નારાયણ બનવામાં જ રહી છે. સર્વ જીવો પોતાના આત્મિક સુખસમાધિને પ્રાપ્ત કરો એ જ શુભેચ્છા સહ વિરમું છું.

યોગદર્શન અને યોગ સમાધિની પહેલી આવૃત્તિ ૧૯૭૩માં ૧૦૦૦ પ્રત છપાયા પછી આ બીજી આવૃત્તિ પ્રકાશિત થઈ રહી છે. આટલા અલ્પ સમયમાં પ્રથમ આવૃત્તિ ખલાસ થઈ તે જ તેની લોકપ્રિયતા અને ઉપયોગીતા સૂચવે છે. વિશેષે શું લખવું ?

વાચક પોતે જ વાંચે, વિચારે અને અનુભવે. હાથ કંકણ આરસીની શી જરૂર? બીજી આવૃત્તિમાં ઘણો જ સુધારો તથા વધારો કરેલ છે, જેથી વાચકોને વધારે ઉપયોગી સામગ્રીનું વાંચન પ્રાપ્ત થશે. જિજ્ઞાસુ સાધકો તેનો લાભ લઈને સ્વવિકાસ સાધે એ જ શુભ કામના હૈયે રાખીને વિરમું છું.

લિ લેખક



# સહાયક ગ્રન્થોની સૂચિ

૧ યોગદીપક યાને યોગસમાધિ
૨ ધ્યાનવિચાર
૩ પરમાત્મ જ્યોતિ
૪ યોગશાસ્ત્ર
૫ મસ્ત વિલાસ
૬ ધર્મસંદેશ
૭ જૈન દીક્ષા
૮ જૈન ધર્મનો પ્રાણ
૯ તત્ત્વાનુશાસન
૧૦ તપ અને યોગ
૧૧ સાધના અંક
૧૨ યોગિનીકુમારી
૧૩ મન અને મનનું નિયંત્રણ
૧૪ હઠયોગ
૧૫ યોગસાર
૧૬ કર્મયોગ
૧૭ સમ્યગ્દર્શન
૧૮ આનંદ અને મહાવીર
૧૯ ગુણસ્થાનક
૨૦ જૈન દષ્ટિએ યોગ

ઉપરોક્ત જે પુસ્તકોની સહાયતા લીધેલી છે તે બધાના લેખકોનો આભાર માનવામાં આવે છે, એમ છતાં જે જે આલેખન કરવામાં આવ્યું છે તેનું પ્રથમ જ્ઞાન કરીને ત્યારબાદ શ્રદ્ધા કરીને જીવનમાં જે આચર્યું છે, અનુભવ્યું છે એનું જ આલેખન કરવામાં આવ્યું છે.

લિ. વિશ્વશાન્તિ ચાહક

# અનુક્રમણિકા



# યોગદર્શન અને યોગસમાધિ

## મંગલાચરણ

"સિદ્ધાણું નમો કિચ્ચા, સંજયાણું ચ ભાવઓ ।
અત્થ ધમ્મ ગઈ તચ્ચ, અણુસટ્ઠિં સુણેહ મે" ॥

**ભાવાર્થ:**—"અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સંયમી પુરુષોને ભાવથી નમસ્કાર કરીને પરમાર્થ (મોક્ષ) દાતા ધર્મની યથાર્થ શિક્ષાને કહીશ તે મનને સ્થિર કરીને ધ્યાનપૂર્વક સાંભળો."

"પંચ પરમેષ્ઠી વંદું, જ્ઞાન બોધ દાતા ગુરુ,
સ્યાદ્‌વાદ વંદું સદા, પ્રગટે અતિશય જ્ઞાન."

"પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરીને તથા જ્ઞાનબોધ આપનાર સદ્‌ગુરુને વારંવાર નમસ્કાર કરીને સ્યાદ્‌વાદ (અનેકાંત સ્વરૂપ) જીનવાણીને ભાવપૂર્વક નમસ્કાર કરું છું."

આ સ્યાદ્‌વાદ એટલે અનેકાંત ધર્મ કેવો છે? જે ઉત્કૃષ્ટ આગમ (શાસ્ત્ર) અને સત્ય સિદ્ધાંતના પ્રાણ સ્વરૂપ છે એટલે કે સ્યાદ્‌વાદ વિના સકળ શાસ્ત્રો જીવ વિનાના

શરીર સમાન દેખાય છે. વળી સ્યાદ્‌વાદ કેવો છે? જેવી રીતે જન્માંધ પુરુષોએ હાથીનું એકાંત સ્વરૂપ વર્ણવ્યું છે તેવા એકાંતવાદનો નિષેધ કરીને, વ્યવહાર અને નિશ્ચયની બંને પાંખોથી સત્યજ્ઞાનરૂપી આકાશમાં નિર્ભય ગતિ કરનાર છે, એવા સ્યાદ્‌વાદ( અનેકાંત ધર્મ )ને ભાવપૂર્વક નમસ્કાર કરવાથી અતિશય જ્ઞાન પ્રગટે છે. પુનઃ–પુનઃ પંચ પરમેષ્ઠી તથા સદ્‌ગુરુને નમસ્કાર કરું છું. કારણ કે તેમની કૃપાદૃષ્ટિ વડે જ્ઞાન પ્રાપ્ત કરીને આ યોગદર્શન અને યોગસમાધિ ગ્રન્થનું આલેખન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થયું છે. માટે તેમને હું વારંવાર નમસ્કાર કરું છું. તેમના પ્રેમાળ અનુગ્રહ વડે આ ગ્રન્થનું આલેખન સ્વ–પર કલ્યાણકારી બનો. ભવ્ય જીવોને આ આલેખન આત્મોત્થાન કરવામાં સહાયક બનો.

## પ્રકરણ ૧ લું

# યોગવિજ્ઞાન

વિશ્વનો પ્રત્યેક આત્મા અનંત તથા અપરિમિત શક્તિઓનો પ્રકાશ–પુંજ છે. એનામાં અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ–શાંતિ અને અનંતશક્તિનું અસ્તિત્વ અન્તર્નિહિત છે. સમસ્ત શક્તિનો મહાસ્રોત એની અંદર જ રહેલ છે. તે પોતે પોતામાં જ્ઞાનવાન છે, જ્યોતિર્મય છે, શક્તિસંપન્ન છે અને મહાન છે. તે પોતે જ પોતાનો વિકાસ કરનાર વિકાસક અને પોતે જ વિનાશક છે. આટલી વિરાટ શક્તિનો અધિપતિ હોવા છતાં પણ તે અનંતકાળથી અહીં–તહીં ભટકી રહ્યો છે, પથભ્રષ્ટ થઈ ગયો છે. સંસાર-સાગરમાં પરિભ્રમણ કરી રહ્યો છે, પોતાના લક્ષને પ્રાપ્ત કરી શકતો નથી. પોતાના સાધ્યને સિદ્ધ કરી શકતો નથી. એમ કેમ બને છે ? એનું શું કારણ છે ? તે પોતાની શક્તિઓને કેમ પ્રગટ કરી શકતો નથી ? એ એક મહત્ત્વપૂર્ણ પ્રશ્ન છે. જ્યારે આપણે એના ઊંડાણમાં ઊતરીએ છીએ અને જીવનના દરેક વિષયનું સૂક્ષ્મતાથી અધ્યયન કરીએ છીએ, ત્યારે એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે જીવનમાં યોગ–સ્થિરતાનો અભાવ જ મનુષ્યોની અસફળતાનું મૂળ કારણ છે. સંસાર-

સુખની તૃષ્ણાને કારણે માનવના મનમાં, વિચારોમાં તથા જીવનમાં એકાગ્રતા, સ્થિરતા તથા તન્મયતા આવતી નથી. મનુષ્યને પોતાને પોતા ઉપર, પોતાની શક્તિ ઉપર પૂરો વિશ્વાસ થતો નથી. એના મનમાં, એની બુદ્ધિમાં સદા-સર્વદા સંદેહ રહે છે. તે દૃઢ વિશ્વાસ અને નિષ્ઠાથી પોતાના પથ પર આગળ વધી શકતો નથી. એ જ કારણથી અહીં-તહીં સુખ માટે ભટકી રહ્યો છે. અને તેથી આત્મશક્તિનો પ્રકાશ ધૂંધળો થઈ જાય છે. અનંત શક્તિઓને પ્રગટ કરવા માટે, આત્મજ્યોતિને પ્રકાશિત કરવા માટે, પોતાના સાધ્યની સિદ્ધિ કરવા માટે મન, વચન અને કર્મમાં એકરૂપતા તથા સ્થિરતા, એકાગ્રતા, તન્મયતા કરવી આવશ્યક છે. એ માટે બહિર્મુખ વૃત્તિઓનો ત્યાગ કરી આત્માભિમુખ વૃત્તિ કરવી એનું નામ યોગ છે.

## યોગનો અર્થ

મહર્ષિ પતંજલિએ ચિત્ત-વૃત્તિના નિરોધને યોગ કહેલ છે. બૌદ્ધ વિચારકોએ યોગનો અર્થ "સમાધિ" એમ કર્યો છે. આચાર્ય હરિભદ્રજીએ પોતાના યોગ વિષયના બધા જ ગ્રન્થોમાં જે વડે આત્માની વિશુદ્ધિ થાય છે, કર્મ-મળનો નાશ થાય છે તથા જે વડે જીવ પોતાના પરમ સ્વરૂપને પ્રાપ્ત કરે છે, એ બધાં સાધનોને યોગ કહેલ છે. શ્રી યશોવિજયજી મહારાજે કોઈ કોઈ જગ્યાએ પાંચ સુમતિ, ત્રણ ગુપ્તિને શ્રેષ્ઠ યોગ કહેલ છે.

આચાર્ય હરિભદ્રજીએ યોગનો અર્થ એમ કરેલ છે કે—ધર્મવ્યાપાર, આધ્યાત્મિક ભાવના અને સમતાનો વિકાસ કરનાર, મનોવિકારોનો ક્ષય કરનાર તથા મન, વચન, કાયાને સંયત રાખનાર ધર્મ–વ્યાપાર જ શ્રેષ્ઠ યોગ છે. કેમ કે, એ ધર્મ–વ્યાપાર કે આધ્યાત્મિક સાધના જ આત્માને મોક્ષની સાથે સંયોજિત કરે છે. યોગ–એટલે મેળાપ થવો. આત્માને અનાદિકાળથી પોતાના સ્વરૂપની વિસ્મૃતિ થઈ ગઈ છે, પોતાને જ ભૂલી ગયો છે. મોહજનિત ભ્રમને વશ થયેલો જીવાત્મા પોતાને જ ભૂલી ગયો છે અને એ કારણથી સંસારમાં ચાર ગતિમાં અને ચોરાશી લક્ષ યોનિમાં ભમે છે. આથી વીતરાગ દેવે કરુણાવશ અનેક આંતરિક અને બાહ્ય ધર્મનાં સાધનો જીવના વિકાસ અર્થે બતાવેલાં છે. તેનો હેતુ પણ બાહ્ય અને આંતરિક શુદ્ધિ અર્થે જ છે. તેમ જ જીવાત્માનાં કર્મો પણ ભિન્ન–ભિન્ન હોવાથી સાધનો પણ ભિન્ન–ભિન્ન હોવાં જરૂરી છે. જે સાધન દ્વારા જે જીવનો વિકાસ થાય એટલે જડ ભાવથી પર થાય અને આત્માભિમુખ થાય, અગર મોહભાવ હટે અને ચૈતન્યનું જ્ઞાન, દર્શન વિકસે તેટલો તેને પોતાનો યોગ–મેળાપ થયો. તે સાધનાને ઉપચારથી યોગસાધના કહેવાય. જેમકે પતંજલિ મુનિએ ચિત્તવૃત્તિ નિરોધને યોગ કહેલ છે. તે ચિત્તવૃત્તિ આત્માના મેળાપ થવામાં બાધા રૂપ હતી. તે બાધક કારણને દૂર કરવાથી આત્માને પોતાનો પરિચય થાય છે. પોતે જ પોતાને ભૂલી ગયો હતો તે બાધક કારણ દૂર થતાં વિસ્મૃતિની સ્મૃતિ થઈ તેને વિવેકજ્ઞાન

કહેલ છે. જૈન પરિભાષામાં તેને સમ્યગ્-દર્શન કહે છે. વળી કોઈ તેને આત્મ-સાક્ષાત્કાર કહે છે તો કોઈ તેને ઈશ્વર-સાક્ષાત્કાર કહે છે. બાધક કારણોનો નાશ જે સાધન-દ્વારા સાધક કરે અને પોતે પોતાનો સાક્ષાત્કાર કરે તે સાધનને યોગસાધના કહેવાય છે. અને પ્રભુએ બતાવેલ દરેક **ધર્મક્રિયાઓ મનને જીતવા અને વશ કરવાના સાધન રૂપે જ છે.** ધર્મશાસ્ત્રનો બધો આધાર માનસ-શાસ્ત્રને લગતો જ છે. પણ ખેદની વાત છે કે આજે આપણે આપણાં ધર્મસાધનો, અનુષ્ઠાનો જરૂર કરીએ છીએ પણ હજારોમાં કોઈક જ વીરલાત્મા જ તેનાં ગૂઢત્તમ રહસ્યોને જાણતા હોય છે. બાકી તો ગાડરિયો પ્રવાહ. યોગ-એટલે મનનો નિગ્રહ. માળા, પ્રાર્થના, પ્રભુ-ભક્તિ, પ્રભુદર્શન, ગુરુભક્તિ, માત-તાત-ભક્તિ, પતિ-ભક્તિ, સાસુ-શ્વસૂરની ભક્તિ આ બધાં જ યોગનાં અંગો છે. એની અંદર પણ મનનો નિગ્રહ નિહિત છે. પણ આપણે બધું જ કરીએ છીએ છતાં એના રહસ્યજ્ઞાનને અભાવે વેઠની જેમ કરીએ છીએ. રસ સહિત થતું નથી. કારણ આપણને તેનું વિજ્ઞાન નથી. આપણે બધું કરીએ છીએ પણ તે શા માટે કરવાનું છે? તેથી શો લાભ? વગેરેનું વિજ્ઞાન આપણને મળ્યું નથી. બધી જ ક્રિયાઓ ઉપરથી લાદવામાં આવી છે અને તે પછી બોજરૂપ, વેઠરૂપ જ નિવડે તેમાં શી નવાઈ? આજકાલ ઘણાખરા લોકો તો યોગના નામથી ભડકે છે. કેટલાક કહે છે જૈન ધર્મમાં યોગની વાત નથી. તો વળી કેટલાક કહે છે, જૈન ધર્મમાં

આસનો, પ્રાણાયામ વગેરેનો અધિકાર નથી. તે શાસ્ત્રવિરુદ્ધ છે. તો કોઈ વળી અન્ય મતનાં જ પુસ્તકો વાંચે છે. આપણા સાધુઓ તો બતાવતા જ નથી. કોઈને ઊંડો વિચાર કરવાની ફુરસદ જ નથી. તેમ જ ધ્યાન ધરીને બેસી જવું તે પણ યોગ નથી. યોગના ભિન્ન-ભિન્ન, અનેક ભેદો છે. યોગ શબ્દનો અર્થ જો બરાબર સમજવામાં આવે તો બધી જ શંકાઓ, સંદેહો, અને વાદવિવાદોનો અંત આપ મેળે આવી જાય. પણ ખેદની વાત એ છે કે આપણે મૂળ વસ્તુને સમજવા માટે પ્રયત્ન ન કરતાં વાદવિવાદો, શંકાઓ કરવા તૈયાર થઈએ છીએ અને મૂળ મારગથી દૂર જતા રહીએ છીએ. યોગ-મેળાપ. અમારે શેનો મેળાપ કરવો છે? આત્માનો. આ આત્મા તો આ શરીરમાં જ રહેલ છે પણ કર્માવરણથી આચ્છાદિત છે. કર્મને દૂર કરવા માટે અમારે બહિર્મુખ વૃત્તિનો ત્યાગ કરવો પડશે અને અંતર્મુખ વૃત્તિ કરવી પડશે. અંતર્મુખ વૃત્તિ એટલે આત્મ તરફ દૃષ્ટિ કરવી પડશે, આત્મ ચિંતન કરવું પડશે અગર મનને આત્મામાં લીન કરવું પડશે. અને પ્રભુકથિત ધાર્મિક બધાં જ અનુષ્ઠાનો મનને આત્મામાં લય કરવા માટેનાં સાધનો જ છે. તેથી કોઈ મંદિરે જાય તો શું અને કોઈ સ્થાનકમાં જાય તો શું? કોઈ મુહપત્તી બાંધે તો શું અને કોઈ ન બાંધે તો શું? આ બાહ્ય સાધનો તો ગૌણ જ છે. મુખ્ય વિષય તો તમારું મન આત્મામાં, પ્રભુમાં કેટલું તદાકાર, તલ્લીન થયું તે જોવાનું છે. જેટલે-જેટલે અંશે તમારી પ્રભુપ્રીતિ વધશે

અને જડની પ્રીતિ ઘટશે તે તે અંશે તમોને તમારા ચૈતન્યનો મેળાપ થશે. તો જ યોગસાધના સફળ થાય. તેને જ યોગસાધના કહેવાય છે. ત્યારે મન આત્મામાં લીન ક્યારે થાય તે જ સવાલ મુખ્ય છે. આત્મામાં મનને લીન કરવા માટે અનાદિકાલીન સાંસારિક સુખની ઇચ્છાનો ત્યાગ કરવો જરૂરી છે. ભોગેચ્છા જ દુઃખનું મૂળ છે. આત્મા આત્મામાંથી સુખ પ્રાપ્ત કરવાનું ભૂલી ઈન્દ્રિયાધીન સુખમાં આસક્ત થયો છે. પરમાં સુખ-બુદ્ધિ છે ત્યાં સુધી આત્માભિમુખ શેં થવાય? માટે ભોગેચ્છા, તૃષ્ણાનો ત્યાગ ન કરે, મળેલ વસ્તુમાં સંતોષ નહિ, અપ્રાપ્તની તૃષ્ણા, તેની પાછળ દોડવું, અવિશ્રાન્તપણે દોડવું, તરફડવું—આ દોડ શમે નહિ ત્યાં સુધી મન આત્મામાં શેં વિરામ પામે? ન જ પામે. માટે સાંસારિક તૃષ્ણાઓનો ત્યાગ કરવો જરૂરી છે. તો જ મન સ્થિર થાય. મન આત્મામાં લીન થાય તો જ પૂર્ણતાની પ્રાપ્તિ થાય. તૃષ્ણાનો ત્યાગ થાય તો તૃપ્તિ થાય, તૃપ્તિ થાય તો નિર્ભયતા આવે, નિર્ભયતા આવે તો લીનતા થાય, લીનતા થાય તો પૂર્ણતા આવે. આ રીતે બધાં જ ધર્મસાધનો વિષય, કષાય અને મનોવિકારોને જીતવાનાં જ સાધનો છે. અને તેને યોગ નામ આપી શકાય. એમ તો યોગ શબ્દનાં અનેક નામો છે પણ અહીં આ મુખ્ય નામો લખવામાં આવે છે: જપ-યોગ, લય-યોગ, ક્ષય-યોગ, સમતા-યોગ, સહજ-યોગ, જ્ઞાન-યોગ, ધ્યાન-યોગ, સમાધિ-યોગ

ભક્તિ-યોગ, કર્મ-યોગ, રાજ-યોગ, હઠ-યોગ, અહિંસા-યોગ, સત્યવ્રત-યોગ, અદત્ત-યોગ, બ્રહ્મચર્ય-યોગ, અપરિગ્રહ-યોગ. આ બધાં સાધનાનાં અંગો છે. તે દ્વારા જીવાત્મા પોતાનો વિકાસ સાધી શકે છે. અને આત્માની શક્તિઓનો વિકાસ કરે છે માટે તે બધાને જ યોગ કહે છે.

યોગનું માહાત્મ્ય સર્વે સાક્ષર મનુષ્યો એકી અવાજે કબૂલ કરે છે. આર્યાવર્તમાં યોગના સાધકો-યોગીઓ ઘણા હતા. દરેક દર્શનમાં યોગની પ્રક્રિયાઓ ભિન્ન-ભિન્ન રૂપે પરિણમી છે. કોઈ પણ દર્શનમાં યોગનાં તત્ત્વો અનેક રીતે ભિન્ન નામે પણ દાખલ થયાં છે. યોગના અસંખ્ય ભેદો છે, જેને શાસ્ત્રોમાં અસંખ્ય યોગો વડે મુક્તિ પ્રાપ્ત થાય છે-એમ દર્શાવીને સિદ્ધ કરી આપ્યું છે કે જે-જે યોગ વડે આત્માના પરિણામાદિની અપેક્ષાએ ઉચ્ચ દશા પ્રાપ્ત થાય તેનો આદર કરવો. જગતમાં ભિન્ન-ભિન્ન આત્માઓને ભિન્ન-ભિન્ન ક્રિયાના યોગો પ્રતિ રુચિ હોય છે : તેથી ભિન્ન-ભિન્ન યોગક્રિયામાં પ્રવૃત્ત થયેલા મનુષ્યોની ઘણા ભાગે યોગની ક્રિયાઓ ભિન્ન-ભિન્ન દેખાય છે; તે સર્વ યોગોનો મુખ્ય ઉદ્દેશ આત્માની શુદ્ધતા કરવાનો હોવાથી આસનાદિ ભેદ પડે છતાં પણ અંતે સર્વ પરમાત્મ પદને પ્રાપ્ત કરે છે. અધિકારભેદે અને રુચિભેદે ભિન્ન-ભિન્ન ધર્મ-યોગને દેખી બાળ જીવો એકબીજાનું ખંડન કરે અને જે યોગ પોતાને પ્રાપ્ત થયો છે, તેની પણ આરાધના કરી શકતા નથી. શ્રી વીર પ્રભુએ અસંખ્ય યોગોમાં પણ જ્ઞાન,

દર્શન અને ચારિત્ર્ય એ ત્રણ યોગને મુખ્ય માન્યા છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ પ્રમાણે યોગના આઠ ભેદ પડે છે. ભક્તિ–યોગ વગેરેનો પણ યોગમાં સમાવેશ થાય છે.

યોગ વિના વિશ્વનો કોઈ પણ ધર્મ પ્રખ્યાતિ પામ્યો નથી. મુસલમાનો પણ યોગને માને છે, વેદને માનનારા સર્વ હિન્દુઓ પણ યોગને માને છે, બૌદ્ધો પણ યોગને માને છે, ખ્રિસ્તીઓ પણ યોગને માને છે; નાસ્તિક લોકો પણ નીતિરૂપ યમને માનીને તેના અંશ રૂપ યોગને માને છે; ત્યારે જ તેઓ મનુષ્ય તરીકે ગણી શકાય છે. કોઈ જીવની હિંસા ન કરવી, અસત્ય વદવું નહિ, ચોરી કરવી નહિ, બ્રહ્મચર્યનું પાલન કરવું, કોઈનો વિશ્વાસઘાત કરવો નહિ, અપરિગ્રહવ્રતનું પાલન કરવું, સર્વ જીવોનું કલ્યાણ–ભલું ઈચ્છવું–આ યોગનું પ્રથમ પગથિયું છે; તેનો અમુક અંશ સર્વ ધર્મવાળાઓ સ્વીકારે છે. જો તેનો સ્વીકાર ન કરે તો દુનિયામાં તે ધર્મની હયાતી જ રહે નહિ. મુસલમાનો અને ખ્રિસ્તીઓ પણ અમુક અંશે સત્ય બોલવું, બ્રહ્મચર્ય પાળવું, સર્વ જીવોની દયા કરવી ઇત્યાદિ બાબતોને માને છે. નાસ્તિકો પણ નીતિધર્મરૂપ યોગને માને છે. બૌદ્ધો પણ અમુક અંશે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, દારૂ–માંસના ત્યાગ રૂપે યોગના પ્રથમ પગથિયાને સ્વીકારે છે. તેથી તેઓ પણ યોગના ઉપાસકો બને છે. હિન્દુઓ પણ અમુક અપેક્ષાએ યોગનાં આઠે અંગોનો સ્વીકાર કરે છે. “નાસ્તિ યોગસમં બલં”–“યોગ સમાન બળ નથી”–આમ હિન્દુ

શાસ્ત્રોમાં કહ્યું છે. યોગઃ ચિત્તવૃત્તિનિરોધઃ—ચિત્તવૃત્તિનો નિરોધ કરવો તેનું નામ યોગ છે એમ શ્રી પતંજલિ કહે છે. શ્રીમદ્ પતંજલિએ યોગનાં અષ્ટ અંગોનું તેમની માન્યતા પ્રમાણે ગંભીરાશયથી અને વિસ્તારથી વિવેચન કર્યું છે. શ્રીમદ્ હરિભદ્રસૂરીએ પતંજલિને માર્ગાનુસારી કહ્યા છે. શ્રીમદ્ યશોવિજયજીએ પાતંજલ યોગના પાદ ઉપર ટીકા કરી છે એમ સાંભળવામાં આવે છે. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયે બત્તીસાબત્તીસીમાં યોગનું માહાત્મ્ય સારી રીતે વર્ણવ્યું છે.

વેદ ધર્મને માનનાર વ્યાસર્ષિ ભગવદ્ગીતામાં યોગની અત્યંત આવશ્યકતા સ્વીકારે છે. ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયમાં યોગની વ્યાખ્યા છે—તેમાંથી કેટલાક શ્લોકો નીચે દર્શાવવામાં આવે છે.

"તપસ્વિભ્યોऽધિકો યોગી, જ્ઞાનિભ્યોऽપિ મતોऽધિકઃ ।
કર્મિભ્યશ્ચાધિકો યોગી, તસ્માદ્યોગી ભવાર્જુન ॥ ૧ ॥
પ્રયત્નોદ્યતમાનસ્તુ, યોગી સંશુદ્ધકિલ્બિષઃ ।
અનેકજન્મસંસિદ્ધસ્તતો યાતિ પરાં ગતિમ્ ॥ ૨ ॥
અસંયતાત્મના યોગો દુષ્પ્રાપ ઈતિ મે મતિઃ ।
વશ્યાત્મના તુ યતતા, શક્યોऽવાપ્તુમુપાયતઃ ॥ ૩ ॥
યતો યતો નિશ્ચરતિ મનશ્ચંચલમસ્થિરમ્ ।
તતસ્તતો નિયમ્યૈતદાત્મન્યેવ વશં નયેત્ ॥ ૪ ॥
યુક્તાહારવિહારસ્ય, યુક્તચેષ્ટસ્ય કર્મસુ ।
યુક્તસ્વપ્નાવબોધસ્ય, યોગો ભવતિ દુઃખહા" ॥ ૫ ॥

**અર્થ**—"તપસ્વી થકી પણ યોગી અધિક છે, જ્ઞાની થકી પણ યોગી અધિક છે, કર્મી થકી પણ યોગી અધિક છે. માટે હે અર્જુન! તું યોગી થા! પ્રયત્ન થકી યત્ન કરતો એવો યોગી અનેક જન્મ સંસિદ્ધ થઈને પરમાત્મપદને પામે છે. અસંયત જેનો આત્મા છે તેના વડે યોગ સાધી શકાય નહિ. જેનો સંયત આત્મા છે—અર્થાત્ યમાદિ વડે પાંચ ઇન્દ્રિયોને વશમાં રાખે છે, તે યોગને સાધી શકે છે. ચંચળ તથા અસ્થિર મન જે-જે કારણથી બહાર નીકળી જાય તે-તે કારણથી તેને રોકી આત્મામાં તેને જોડીને વશ કરવું. યોગ્ય આહારવિહારવાળા ને કર્મોમાં યોગ્ય ચેષ્ટાવાળાને તથા યોગ્ય ઊંઘનાર-જાગનાર પુરુષને યોગ-દુઃખનો નાશ કરનાર બને છે—ઈત્યાદિ. ભગવદ્ગીતામા યોગ સંબંધી ઘણું વિવેચન કરવામાં આવ્યું છે. ઉપનિષદો અને પુરાણો વગેરેમાં પણ યોગ સંબંધી ઘણું લખવામાં આવ્યું છે.

**હવે વિદેશ તરફ દૃષ્ટિ કરીએ. અમેરિકા અને ઈંગ્લાંડના લોકો યોગવિદ્યા તરફ પ્રેમની દૃષ્ટિથી દેખે છે. તેઓ યોગનો અભ્યાસ કરવા લાગ્યા છે. મેસ્મેરિઝમ, હિપ્નોટીઝમ વગેરે પ્રયોગો ખરેખર યોગરૂપ સૂર્યના એક કિરણ જેવા પ્રકાશવા લાગ્યા છે. આ પ્રકારે કરોડો મનુષ્યો પણ યોગને માન આપવા લાગ્યા છે.**

**જૈન શાસ્ત્રોમાં યોગ સંબંધી અનેક ગ્રંથો છે. યોગવિદ્યાના કેટલાક ગ્રંથો પહેલાં ગુપ્ત રાખવામાં આવતા હતા. યોગનું પરિપૂર્ણ આરાધન કરીને ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર પ્રભુએ કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. વીતરાગ શ્રી મહાવીર પ્રભુએ યોગના અનેક ભેદોનું વર્ણન કર્યું છે. અન્ય દર્શનીઓ એકેક યોગને માને છે ત્યારે વીર**

પ્રભુકથિત જૈન-દર્શનમાં હઠ-યોગ, રાજ-યોગ, ક્રિયા-યોગ, ભક્તિ-યોગ, મંત્ર-યોગ, લય-યોગ (સ્થિરતા), દેશવિરતિ-યોગ, સર્વવિરતિ-યોગ આદિ સર્વ યોગનો સમાવેશ થાય છે. જૈન શાસ્ત્ર પ્રમાણે જેટલા તીર્થંકરો થાય છે તેટલા સર્વે વીશ સ્થાનકરૂપ યોગની આરાધના વડે જ થાય છે. અન્ય ધર્માવલંબીઓ કરતાં જૈન યોગની ઉત્તમતા છે એમ શ્રી વીરપ્રભુની વાણીનું જેણે સંપૂર્ણ પાન કર્યું છે તે જાણી શકે છે. જૈન સાધુઓ અને શ્રાવકોના ધાર્મિક આચારો ખરેખર યોગ રૂપ જ છે. પંચમહાવ્રત અને બાર વ્રતનો યોગના પહેલા પગથિયા રૂપ યમમાં સમાવેશ થાય છે. શ્રી મહાવીર પ્રભુ અષ્ટાદશ-દોષરહિત-સર્વજ્ઞ હતા; માટે તેમનો કથિત યોગમાર્ગ પરિપૂર્ણ સત્યથી ભરેલો છે એમ લેખકને પરિપૂર્ણ વિશ્વાસ છે.

જૈન શાસ્ત્રમાં અઠ્ઠાવીસ પ્રકારની લબ્ધિઓ દર્શાવી છે તે યોગીઓને જ ઉત્પન્ન થાય છે. તપશ્ચર્યા કરવી તે પણ એક જાતનો યોગ છે. પ્રતિક્રમણ, પ્રતિલેખના, પૂજા, સ્વાધ્યાય અને પાંચ સમિતિઓ પણ યોગ રૂપ જ છે. મન, વચન અને કાયાના પાપનો ત્યાગ કરવો, તે પણ એક જાતનો યોગ જ છે. પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ (સેવા), ધ્યાન, કાયોત્સર્ગ અને સ્વાધ્યાય વગેરેનો પણ યોગમાં સમાવેશ થાય છે. છ આવશ્યકની ક્રિયાઓ પણ યોગના આધારે રચાઈ છે. ધર્મધ્યાન અને શુક્લધ્યાનનો યોગમાં સમાવેશ થાય છે. જ્ઞાન-યોગ, દર્શન-યોગ અને

ચારિત્ર્ય-યોગ સંબંધી અનેક શાસ્ત્રો રચાયાં છે. શ્રીમદ્ હરિભદ્રસૂરીએ યોગદૃષ્ટિસમુચ્ચય અને યોગબિન્દુ ગ્રંથ બનાવીને રાજયોગની ઉત્તમતામાં વધારો કર્યો છે. શ્રીમદ્ જિનદત્તસૂરીએ પણ એક યોગનો ગ્રંથ બનાવ્યો છે. કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, એ અષ્ટ અંગનો પ્રકાશ કરવા યોગશાસ્ત્ર નામનો ગ્રંથ રચીને દુનિયાના લોકો પર મોટો ઉપકાર કર્યો છે. શ્રીમદ્ શુભચંદ્રાચાર્યે જ્ઞાનાર્ણવ ગ્રંથ રચીને તેમાં યોગનું માહાત્મ્ય ખૂબીથી દર્શાવ્યું છે. શ્રીમદ્ આનંદઘનજી, શ્રી જિનવિજયજી ઉપાધ્યાય, શ્રી યશોવિજયજી ઉપાધ્યાય અને શ્રી જ્ઞાનવિમળસૂરીએ અઢારમી સદીને યોગના જ્ઞાનથી સુવર્ણ-પ્રકાશમયી બનાવી હતી. અને તેઓએ અધ્યાત્મજ્ઞાન-યોગને સારી રીતે અવલંબ્યો હતો. ઓગણીશમી સદીમાં શ્રી વિજયલક્ષ્મીસૂરીએ યોગના માર્ગને અવલંબ્યો હતો. વીસમી સદીના પ્રારંભમાં શ્રી ચિદાનંદજી (કર્પૂરચંદજી)એ ચિદાનંદસ્વરોદય બનાવીને યોગમાર્ગનો પ્રકાશ કર્યો છે.

## યોગનો સાર

મન, વચન અને કાયાના યોગની શુદ્ધિ કરવી અને આત્માના જ્ઞાનાદિ ગુણોનો પ્રકાશ કરવો, આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને મનને જીતવું, રાગદ્વેષનો નાશ કરીને પરમાત્મપદ પ્રાપ્ત કરવું, આત્માનાં પરિણામોની શુદ્ધિ થાય તેવાં નિમિત્તોનું અવલંબન કરવું, શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મની

આરાધના કરવી અને આત્માનું ધ્યાન કરવું-ઈત્યાદિ યોગનો સાર છે.

અન્ય દર્શન યોગને કેવી રીતે માને છે અને જૈનો યોગને કેવી રીતે માને છે, તે ભેદ જૈન યોગના અને અન્ય દર્શનના યોગના ગ્રંથો વાંચવાથી જણાઈ આવશે. જૈન આગમોને બાધ ન આવે એવું યોગનું વિધાન આદરવા યોગ્ય છે. જૈનાગમોથી વિપરીત જે અન્ય યોગનાં પુસ્તકોનું મંતવ્ય હોય તે જાણવા યોગ્ય છે પણ આદરવા લાયક નથી તથા શ્રદ્ધેય પણ નથી.

## જૈન યોગી પૂર્વાચાર્યો

પૂર્વના જૈનાચાર્યો શ્રી ભદ્રબાહુસ્વામી જેવા મહાપુરુષો પ્રાણાયામ અને મહાપ્રાણધ્યાનની ક્રિયાઓ કરતા હતા, એવું ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય પ્રાણાયામથી એકવીશમી પાટ ઉપર બેસી બધી પાટોને કાઢી નાખીને અધર રહ્યા હતા અને યોગથી દેવતાઓને પ્રત્યક્ષ કરવા સમર્થ થયા હતા. શ્રી જિનદત્તસૂરિ યોગધ્યાનસમાધિની સાધનાથી મહાપ્રભાવક બન્યા હતા. પણ હાલમાં જૈન સાધુઓમાં યોગની સાધના મંદ પડી ગઈ છે. ધ્યાન-સમાધિથી આત્મશક્તિઓ વધે છે એમ સાંપ્રત કાળના જૈન તથા જૈનેતર સાક્ષરો એકી અવાજે બોલી રહ્યા છે.

## યોગથી મનનો જય

મનને વશ કરવા માટે યોગના જેવું કોઈ ઉત્તમ સાધન નથી. યોગના અભ્યાસીઓને અત્રે સૂચના કરવામાં આવે છે કે—તેઓએ જૈન યોગશાસ્ત્રોના આધારે યોગનું સ્વરૂપ જાણવું અને જૈન યોગીને ગુરુ કરીને યોગનો અભ્યાસ શરૂ કરવો. ગુરૂ કર્યા વિના, ગુરૂની આજ્ઞા પ્રમાણે અભ્યાસ કર્યા વિના યોગના અભ્યાસનું ફળ પ્રાપ્ત થઈ શકતું નથી. યોગનાં ગુપ્ત રહસ્યો યોગીઓ અધિકાર પ્રાપ્ત થયા વિના જણાવતા નથી. અર્થાત્ યોગીઓ યોગ્યતા પ્રમાણે યોગની કુંચીઓ દર્શાવે છે. હઠયોગની કેટલીક ક્રિયાનો જૈનશાસ્ત્રોમાં નિષેધ કરવામાં આવ્યો છે. યોગનાં પુસ્તકો વાંચીને મોટી-મોટી વાતો કરવાથી યોગી બની શકાતું નથી. પણ યોગશાસ્ત્ર પ્રતિપાદિત માર્ગમાં પ્રયાણ કરવાથી યોગી બની શકાય છે. યોગનું ઉચ્ચ ચારિત્ર્ય ધારણ કરીને યોગી બનેલા જૈન સાધુઓ જૈન શાસનનો અનેક ઉપાયોથી ઉદ્ધાર કરવા સમર્થ થશે. **આત્માનું અનુપમેય બળ વધારવું હોય તો હે ભવ્ય જીવો! યોગમાર્ગનું અવલંબન કરો! જૈન ગુરુકુળો સ્થાપીને તેમાં યોગવિદ્યાના અભ્યાસથી વિદ્યાર્થીઓમાં આત્મબળ પ્રગટાવવા પ્રયત્ન કરો.**

યોગનું પ્રથમ પગથિયું યમ છે. તેની બરાબર આરાધના કરો કે જેથી યોગના બીજા-ત્રીજા આદિ પગથિયાં પર ચઢી શકાય. ધ્યાન, સમાધિ આદિ યોગનાં અંગોમાં

પ્રવેશ કરનારા સાધુઓ ઉદાર ચિત્તવાળા બની સ્વ-પર કલ્યાણ કરવાને સમર્થ બને છે.

યોગના માહાત્મ્યનું વર્ણન કરવાને કોઈ પરિપૂર્ણ સમર્થ થઈ શકતું નથી. યોગના પ્રતાપથી અનેક ભવનાં કરેલાં કર્મો કાચી બે ઘડીમાં ક્ષય કરી શકાય છે. અને અંતે કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. માટે બાહ્ય યોગની શુદ્ધિ કરીને આંતરિક યોગની શુદ્ધિ કરવી જોઈએ.

મન, વચન અને કાયાના અશુભ યોગોનો ત્યાગ કરીને મન, વચન અને કાયાના શુભ યોગ કરવા એ જ યોગનું પ્રથમ પગથિયું છે. તે જેણે આદર્યું છે તે મનુષ્યો ઉપર ચઢવાના અધિકારી બને છે. યોગનું પ્રથમ પગથિયું ત્યાગ કરીને જેઓ એકદમ ઉપરના પગથિયા પર ચઢવાનો પ્રયત્ન કરે છે તેઓને અંતે પાછા પંચ મહાવ્રત રૂપી યમની આરાધના કરવી પડે છે. કારણ કે પાયા વિના મહેલ ટકી શકતો નથી. જેમ પગ વિના મનુષ્ય ઊભો રહી શકતો નથી તેમ પંચ મહાવ્રત રૂપ યમ અથવા નીતિ વિના કોઈ પણ યોગી ઉપરની ભૂમિકામાં પ્રવેશ કરવા પ્રયત્ન કરે તો તે પુનઃ પસ્તાઈને અથવા અનુભવ લઈને પણ વ્રતો અંગીકાર કરે છે.

હૃદય દયાથી પૂર્ણ હોય, વાણી સત્યથી શોભતી હોય, અસ્તેય વ્રતની સારી રીતે આરાધના થતી હોય, બ્રહ્મચર્યથી આત્મા ઉચ્ચ બન્યો હોય, પરિગ્રહનો ત્યાગ થયો હોય ત્યારે મનુષ્ય યોગની પ્રથમ ભૂમિકાને દઢ

કરીને માનસિક ક્રોધ આદિ દોષો હઠાવીને, પરમાત્મા પ્રભુની આરાધના કરવાનો ઉત્તમ અધિકારી બની શકે છે. અને અલ્પ બુદ્ધિવાળા જીવો પોતાના અધિકાર અને રુચિ પ્રમાણે ક્રિયાઓ કરે છે.

જ્ઞાની તેઓની બુદ્ધિમાં ભેદ અથવા સંશય ઉત્પન્ન કરતો નથી. પણ બાળ જીવો પોતાના અધિકાર પ્રમાણે જે-જે ક્રિયાઓ કરે છે તેમને તેમના અધિકાર પ્રમાણે ધર્મક્રિયાઓના ઉદ્દેશો સમજાવી તેઓને ક્રિયામાર્ગમાં સ્થિર કરે છે અને ઉપરના અધ્યાત્મજ્ઞાનાદિ માર્ગમાં ચઢાવવાનો પ્રયત્ન કરે છે. યોગીઓનો અધિકાર બાળ-જીવોના અધિકાર કરતાં જુદો હોય છે.

## યોગના અધિકારી ગૃહસ્થ તેમજ સાધુ

યોગની સાધના ગૃહસ્થાવાસમાં અને સાધુ–અવસ્થામાં થઈ શકે છે. પણ ગૃહસ્થ કરતાં સાધુ–અવસ્થામાં યોગની આરાધના અનંતગણી સારી રીતે થઈ શકે છે. ગૃહસ્થે ગૃહસ્થ–દશાના અધિકાર પ્રમાણે યોગની સાધના સાધવી જોઈએ અને સાધુએ સાધુત્વના અધિકાર પ્રમાણે યોગની સાધના સાધવી જોઈએ.

પંચમહાવ્રત અંગીકાર કરનારા મુનિરાજો યોગના ભેદોનું ઉદ્દેશપૂર્વક જ્ઞાન પ્રાપ્ત કરીને ધાર્મિક ક્રિયાઓને આરાધે છે તો તેઓ પ્રત્યેક ક્રિયા સાથે મનની એકાગ્રતા કરવા શક્તિમાન થાય છે. ગાડરિયા પ્રવાહની જેમ ધાર્મિક ક્રિયાઓ કરવાથી જો કે થોડા ઘણા અંશેફળ

પ્રાપ્ત થયા વિના રહેતું નથી તો પણ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કર્યા વિના પ્રતિદિન ઉચ્ચ દશામાં ગમન કરી શકાતું નથી. આત્માના સદ્ગુણો કેવી રીતે પ્રાપ્ત કરવા તેની કુંચીઓ સમજી શકાતી નથી.

જો જ્ઞાનપ્રદેશમાં વિશેષતઃ ગમન કરીને જૈન કોમ યોગ તત્ત્વનો વિચાર કરે તો પોતાની ઉન્નતિ પોતાના હાથમાં છે. યોગના સર્વ ભેદોનું અને અંગોનું વિશેષ પ્રકારે જ્ઞાન થવાથી યોગની અમુક ક્રિયાઓ જ અમારી છે અને અમુક ધાર્મિક ક્રિયાઓ તો અમારી નથી એવો કદાગ્રહ રહેતો નથી.

જેમ-જેમ યોગના જ્ઞાનમાં ઊંડા ઊતરાય છે તેમ-તેમ પ્રત્યેક ધાર્મિક ક્રિયા કયા ઉદ્દેશથી રચાઈ અને કયા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવના અધિકારે યોગ્ય છે તેનું મૂળ રહસ્ય હૃદયમાં પ્રતિભાસે છે અને તેથી યોગની ભિન્ન-ભિન્ન ધાર્મિક ક્રિયાઓના રહસ્યને સાપેક્ષપણે અવબોધીને અનેકાંતવાદના ગૂઢ રહસ્યનો જ્ઞાતા થઈ જૈન ધર્મ પ્રવર્તાવવાને માટે અધિકારી બને છે. યોગ અથવા જૈન ધર્મનાં પગથિયાં, મુક્તિમાં ચઢવાને માટે માનો કે અસંખ્ય છે. તો ઉપરનાં પગથિયાં પર રહેલાઓએ નીચેનાં પગથિયાં પર રહેલાઓને હાથ ઝાલીને ઉપર ચઢાવવાનું કામ કરવું જોઈએ. પણ નીચેનાં પગથિયાં પર રહેલા-ઓનો તિરસ્કાર કરવો ન જોઈએ. કારણ કે, ઊંચા પગથિયાં પર ચઢનાર પણ કોઈ વખત નીચેનાં પગથિય

પર હતો. તેને અન્ય યોગી મહાત્માઓએ સહાય આપી ત્યારે જ તે ઉપરના પગથિયાં પર ચઢી શક્યો. તે જ પ્રમાણે યોગના નીચેનાં પગથિયાં પર રહેલાઓને સહાય આપવી જોઈએ. તેમ જ પોતાના કરતાં ઊંચા પગથિયાં પર જેઓ હોય તેના કરતાં પોતે નીચો છે એમ જાણી ઉપરના પગથિયાં પર રહેલાઓ ઉપર પૂજ્ય બુદ્ધિ અને ભક્તિ કરી તેઓની સહાયતા લઈ આગળ ચઢવું. ચૌદ ગુણસ્થાનક પણ વસ્તુતઃ વિચારીએ તો એ મુક્તિ તરફ જવાનાં પગથિયાં જ છે. કેટલાક જીવો પહેલા મિથ્યાત્વ ગુણસ્થાનક પગથિયાં પર ચઢેલા છે. કેટલાક જીવો અવિરતિ સમ્યક્ દૃષ્ટિ નામના યોગ ધર્મના ચોથા ગુણસ્થાનક પગથિયાં પર રહેલા છે, તેઓએ પહેલા મિથ્યાત્વ ગુણસ્થાનક પગથિયાં પર રહેલા-ઓની નિંદા ન કરવી તેમ જ તેઓને નીચા માની તરછોડવા નહિ. પણ તેઓને ઉપરના પગથિયાં પર લાવવા માટે તેમના પર પ્રેમ, દયા અને ઉપકાર બુદ્ધિ ધારણ કરવી.

દેશવિરતિ રૂપ પાંચમાં ગુણસ્થાનક પર ચઢેલાઓએ પહેલા તથા ચોથા ગુણસ્થાનક પર રહેલાઓને મદદ કરવી અને પોતે ઉપરના પગથિયાં પર ચઢવાનો પ્રયત્ન કરવો.

સઘળી જૈન કોમ આ પ્રમાણે યોગના પગથિયાંને જાણીને તે પ્રમાણે વર્તમાનમાં પ્રવૃત્તિ કરે તો જૈનો દુનિયામાં દેવોના જેવાં પરાક્રમો કરવાને માટે ભાગ્યશાળી બને એમાં કંઈ જ આશ્ચર્ય નથી.

જે જૈનો યોગનો વિશાળ અર્થ વિવેકથી જાણી શકતા નથી અને રૂઢિ પ્રમાણે યોગનો અર્થ કરી સંકુચિત દૃષ્ટિ ધારણ કરે છે તેઓ જૈન આગમના અનેકાંતવાદને જાણવાના અધિકારી બની શકતા નથી. દેશ, કાળ, અધિકાર અને આસન આદિ ભેદવાળા ધર્મી મનુષ્યોનું પણ સાધ્ય બિંદુ પરમાત્મપદ પ્રાપ્ત કરવાનું જ હોય છે.

સર્વ જીવો પર મૈત્રીભાવના ધારણ કરવી, સર્વ જીવોના ગુણો પ્રત્યે પ્રમોદભાવના ધારણ કરવી, મધ્યસ્થ-ભાવના ધારણ કરવી અને કરુણાભાવના ભાવવી, એ આપણા યોગ માર્ગના અધિકારીઓનું પહેલું કર્તવ્ય છે.

લોકોના ભિન્ન-ભિન્ન મત દેખીને તેઓના ઉપર ગુસ્સે ન થતાં મતસહિષ્ણુતાગુણ પ્રાપ્ત કરવાથી યોગના માર્ગમાં સ્થિર રહી શકાય છે. માટે સત્ય યોગ માર્ગની પ્રરૂપણા કરવી અને દયા ભાવથી અસત્ય માર્ગોનો પરિહાર કરવા ઉપદેશ દેવો. મન, વાણી અને કાયાના અશુભ વ્યાપારોનો ત્યાગ કરીને મન, વાણી અને કાયા થકી સુવ્યાપારોનો અભ્યાસ કરનાર યોગ માર્ગમાં પ્રવેશ કરી શકે છે.

માનસિક બળ પ્રાપ્ત કરીને આત્માની જ્ઞાનાદિ શક્તિઓનો પ્રકાશ કરવો અને રાગ, દ્વેષાદિ દુર્ગુણોનો નાશ કરવા પ્રયત્ન કરવો એ જ યોગધર્મનું કાર્ય છે. સદ્‌ગુણોની જે-જે ઉપાયો વડે પ્રાપ્તિ કરવી તે યોગ કહેવાય છે.

## યોગથી કર્મનો ક્ષય

**કર્મનો ક્ષય કરવા માટે યોગ સમાન કોઈ સાધન નથી. જગતમાં ગંગા નદીની જેમ આંતરિક મળનો પરિહાર કરનાર યોગ છે.** જગતમાં અનેક પ્રકારના ચમત્કારો ભૂતકાળમાં જેના વડે પ્રગટ્યા છે, વર્તમાનમાં પ્રગટે છે અને ભવિષ્યમાં અનેક ચમત્કારો થશે તે સર્વનું મૂળ યોગ છે. કલ્પવૃક્ષ જેમ ઇચ્છિત વસ્તુઓ આપે છે તેમ યોગની આરાધનાથી પણ ઇચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ થાય છે.

પૃથ્વીમાંથી જેમ અનેક પ્રકારની વનસ્પતિઓ ઊગી નીકળે છે તેમ યોગ વિદ્યાના આરાધનાથી પણ અનેક ગુણો પ્રગટી શકે છે. સાગર પોતાની ગંભીરતાથી જેમ શોભી રહ્યો છે તેમ યોગ વિદ્યાની પ્રાપ્તિથી ગંભીરતા નામનો ગુણ સંપ્રાપ્ત થાય છે. સમુદ્રમાં જેમ અનેક પ્રકારનાં રત્ન ભર્યાં હોય છે, તેમ યોગ વિદ્યામાં પણ અનેક પ્રકારની લબ્ધિઓ રહી છે.

જૈન ધર્મના સર્વ આગમોનો સાર એ જ છે કે સમ્યક્ જ્ઞાનપૂર્વક આત્માની સર્વ શક્તિઓને પ્રગટાવવ પ્રયત્ન કરવો. અને મોહનીય વગેરે કર્મોનો નાશ કરવો અને આત્માની શુદ્ધિ કરીને આત્માને પરમાત્મા બનાવવો. રત્નત્રય રૂપ યોગનું આરાધન કરીને પૂર્વે અનેક જીવો મુક્ત થયા છે અને ભવિષ્યમાં થશે. **આત્મામાં શુદ્ધ અધ્યવસાય ઉત્પન્ન કરાવનાર યોગ છે.**

હાલના કાળમાં ઉપશમ ભાવ અને ક્ષયોપશમ ભાવની સમાધિને યોગીઓ પ્રાપ્તકરે છે. ક્ષયોપશમ અને ઉપશમ ભાવની સમાધિની પ્રાપ્તિનું કારણ ધ્યાન છે. આત્માના સ્વરૂપનું ધ્યાન ધરતાં-ધરતાં ઉપશમ આદિ ભાવની સમાધિ પ્રાપ્ત થાય છે અને તે વખતે આત્માના સહજ સુખનો અનુભવ થાય છે.

તે વખતે મનની ચંચળતા શાંત થયેલી માલૂમ પડે છે. બાહ્ય દુનિયાનું ભાન રહેતું નથી અને આત્માના ઉપયોગનું તે વખતે વિશેષ પ્રકારે અસ્તિત્વ રહે છે એમ જૈન યોગના અનુભવીઓ પોકારીને કહે છે.

શ્રીમદ્ આનંદઘનજી અને શ્રીમદ્ ચિદાનંદજી કૃત યોગપદોમાં સમાધિ દશાનું વર્ણન આવે છે. તેમાં આત્માનો શુદ્ધોપયોગ અને મનના સંકલ્પ-વિકલ્પોનો નાશ થયો હોય એવા ઉલ્લેખો સમાધિ સમયના મળી આવે છે. આ કાળમાં અપ્રમત્ત ગુણસ્થાનક સુધીની ઉપશમ આદિ ભાવની સમાધિની અસ્તિતા છે. માટે યોગના જિજ્ઞાસુઓએ સુગુરુનું અવલંબન કરીને યોગ વિદ્યાનો અભ્યાસ શરૂ કરવો. યોગ વિદ્યાનો અભ્યાસ શરૂ કર્યો એટલે તુરત યોગીની દશા પ્રાપ્ત થઈ શકતી નથી. પણ "યોગ વિદ્યાની બાર વર્ષ પર્યંત સાધના કરવાથી યોગ વિદ્યાનો ખરો અનુભવ જાગ્રત થાય છે."

યોગ સાધનામાં ધૈર્ય ધારણ કરવાની ઘણી જરૂર છે. રાયણનું વૃક્ષ જેમ લાંબા કાળે ફળ આપે છે તેમ યોગની

આરાધનાનો ખરો અનુભવ તો બાર વર્ષ પછી મળે છે. યોગની સાધનાનું ફળ અવશ્ય પ્રાપ્ત થવાનું અને તે ફળ આત્માની ઉચ્ચ દશા છે, એમ મનમાં વિચાર કરીને યોગ સાધનામાં પ્રવેશ કરવો.

જે મનુષ્યો બીજાને ચમત્કારો બતાવવાને માટે અને પોતાની બાહ્ય કામનાઓને પૂર્ણ કરવાને માટે યોગની આરાધના કરે છે તેઓ યોગ માર્ગની ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશ કરી શકતા નથી. યોગથી ચમત્કારો પ્રાપ્ત થાય છે પણ યોગીએ બાહ્ય કામનાઓનો ત્યાગ કરીને નિષ્કામ બુદ્ધિથી યોગની આરાધના કરવી જોઈએ.

યોગીઓએ યોગ વિદ્યાથી ચમત્કાર પ્રાપ્ત કરીને પણ યોગ વિદ્યામાં આગળ પ્રવેશ કરવાને માટે અજાણ્યા મનુષ્યની પેઠે ગંભીર મન રાખીને વર્તવું જોઈએ. ખરા યોગીઓ પોતાના સહવાસમાં રહેનારને પણ પોતાનામાં અમુક શક્તિ (ચમત્કાર) પ્રગટી છે તેની ખબર પડવા દેતા નથી. અને કદાપિ લોકોને પોતાના ચમત્કારની ખબર પડે છે, અને કોઈ વખતે અમુક શક્તિનો પ્રયોગ કરવો પડે છે તો પછી જનસમૂહથી ઉપાધિ ન થાય એવી રીતે પ્રવૃત્તિ આચરે છે.

## ગુરુગમની જરૂર

યોગ સમાધિ સેવનારાઓ યોગાભ્યાસી જૈનોને તેના અધિકાર પ્રમાણે કુંચીઓ બતાવે છે. પાત્રતા વિના કંઈ મળતું નથી. પાત્રતા વિના મળેલી વસ્તુ રહેતી નથી.

દેખાદેખીથી યોગની સાધના કરનારાઓને ઘણું ખમવું પડે છે અને કોઈ વખતે દુઃખના પાત્ર બનવું પડે છે. માટે યોગ વિદ્યાના અનુભવીઓને ગુરુ કરીને તેમની આજ્ઞા પ્રમાણે યોગ માર્ગની ક્રિયાઓને સેવવી જોઈએ.

"દેખાદેખી સાધે યોગ;
પડે પિંડ કે વાધે રોગ."

એ કહેવતને લક્ષમાં લઈ ગુરુગમપૂર્વક યોગ વિદ્યામાં પ્રવેશ કરવો.

યોગનો અભ્યાસ કરીને જેઓ જૈન શાસ્ત્રો વાંચે છે તેના હૃદયમાં જ્યાં-ત્યાં યોગનું સ્વરૂપ જ જોવામાં આવે છે. હાલ મને પહેલાંના કરતાં છ આવશ્યકની અત્યંત ઉત્તમતા ભાસે છે.

સમ્યક્ત્વ-દૃષ્ટિને ઉત્પન્ન કરનાર જૈન શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલી યોગવિદ્યા જ છે. યોગી-જ્ઞાનીઓ સૂત્રમાં ગુપ્તપણે રહેલી યોગ વિદ્યાને સારી પેઠે અનુભવી શકે છે. સૂત્રોમાં ભિન્ન-ભિન્ન દૃષ્ટિથી દેખનારને ભિન્ન-ભિન્ન પ્રકારનું જ્ઞાન મળે છે. અધ્યાત્મજ્ઞાનીઓને તે સૂત્રમાંથી અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. વ્યવહાર સાયન્સના વિદ્વાનો સૂત્રમાંથી પદાર્થવિજ્ઞાનને મેળવી શકે છે.

જેઓ યોગ, અધ્યાત્મ, પદાર્થવિજ્ઞાન આદિ તત્ત્વોને સારી પેઠે જાણી શકે છે તેઓની દૃષ્ટિ વિશાળ થવાથી તેઓ આત્મ-તત્ત્વની પ્રાપ્તિના અનેક યોગોને અપેક્ષાએ જાણે છે, બોધે છે અને સ્વ-અધિકાર પ્રમાણે આદરે છે અને અન્યોને આદરાવે છે.

આમ જૈન ધર્મમાં, જૈન આગમોમાં યોગ સાધના વિશે ઘણું બતાવેલું છે. પરંતુ વર્તમાન કાળે સાધુ–સમાજ વ્યવહારમાં જ વધારે રાચેલો–માચેલો છે. પ્રભુ મહાવીરે તો **વ્યવહાર અને નિશ્ચય** એમ બે પ્રકારનો ધર્મ કહેલો છે. **વ્યવહારનું આલંબન લઈને નિશ્ચયને સાધ્ય કરવાનું છે.** અગર વ્યવહાર સાધન છે અને નિશ્ચય સાધ્ય છે. આમ હોવા છતાં વર્તમાન કાળે જૈન સાધુ–સમાજ વ્યવહારમાં જ સર્વ કંઈ માની રહ્યો છે. તેથી યોગ–ધ્યાન તરફ લક્ષ ઓછું જ રહે તે સ્વાભાવિક છે.

જૈન શાસ્ત્રોમાં તો સ્વાધ્યાય અને ધ્યાનનો અધિકાર ઘણી જગ્યાએ આવે છે.

"પઢમં પોરિસિ સજ્ઝાયં, બીઈયં ઝાણં ઝિયાયઈ ।
તઈયાએ ભિક્ખાયરિયં, પુણો ચઉત્થીએ સજ્ઝાયં" ॥

**ઉત્ત. અ. ૨૬, ગા. ૧૨**

પહેલા પહોરમાં સ્વાધ્યાય કરવો, બીજા પહોરમાં ધ્યાન ધરવું, ત્રીજા પહોરમાં ભિક્ષાચરી કરવી, અને ચોથા પહોરમાં ફરીથી સ્વાધ્યાય કરવો.

આમ જૈન શાસ્ત્રોમાં ધ્યાન એક પહોર કરવાનો આદેશ છે અને બે પહોર સ્વાધ્યાય કરવાનો આદેશ સાધુ મુનિ-રાજો માટે છે. સ્વાધ્યાય એટલે સ્વ–પોતે અને અધ્યાય એટલે અધ્યયન; નિરીક્ષણ. પહેલા પહોરમાં પોતે કોણ છે, પોતાનું શું કર્તવ્ય છે? વગેરે પોતાનું નિરીક્ષણ, ચિંતન કરે અને બીજા પહોરમાં ધ્યાન કરે. છતાં વર્તમાન

કાળે જૈન મુનિઓ તેના તરફ દુર્લક્ષ કરતા હોય તે વાત જુદી છે. જૈન ધર્મમાં તો અન્ય ધર્મ કરતાં પણ **સવિશેષ ધ્યાન-સમાધિનો અધિકાર છે.** અને સર્વ તીર્થંકરોએ ધ્યાનઅવસ્થામાં અમુક સમય રહીને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું તે તો જગજાહેર વાત છે. માટે જૈન બંધુઓને વિનંતી છે કે જૈન ધર્મમાં આમ નથી કે તેમ નથી એમ ન વદતાં જૈન આગમોનો અભ્યાસ કરીને પ્રથમ એ જાણવું જોઈએ કે યોગ એટલે શું? તે નિર્ણય પોતે જાતે કરવાનો છે. કંઈ હઠયોગની ક્રિયા તે જ યોગ નથી. પરંતુ **મનને ધ્યેય-વસ્તુમાં લીન કરનાર ધ્યાનને જ યોગ કહેવાય છે.** માટે વાદવિવાદમાં પોતાની શક્તિઓનો વ્યય ન કરતાં તે જ શક્તિઓને સાચું સમજવામાં લગાડવાથી ઘણો જ લાભ થશે. જૈન દર્શન સર્વજ્ઞકથિત છે. તેમાં અપૂર્વ રત્નો ભરેલાં છે. પણ જેમ સમુદ્રનું મંથન કરવાથી દેવોને અમૃતની પ્રાપ્તિ થઈ હતી તેમ જ જે જૈન આગમો રૂપ સમુદ્રનું વાંચન-મનન-ચિંતન કરે તેને તે અપૂર્વ નિધિ પ્રાપ્ત થાય. કહ્યું છે કે "જિન ખોજા તિન પાયા." જે શોધે છે તે પ્રાપ્ત કરે છે. પ્રયત્ન વિના કંઈ જ મળતું નથી. પોતાના જ ઘરમાં ધન દાટેલું હોય પણ તે ખોદીને કાઢે તેને મળે. તેમ જ જૈન આગમોમાં આત્માની અનંત શક્તિઓને પ્રગટ કરવાનાં ઘણાં-ઘણાં સાધનો બતાવેલાં છે. પણ તે વાંચી, વિચારી, મનન કરી તેનો અભ્યાસ કરવાથી તે-તે શક્તિઓ પ્રગટ કરવા સમર્થ આપણે બની શકીએ તેમ છીએ, અસ્તુ.

## પ્રકરણ ૨ જું

# યોગવિદ્યાનો પ્રભાવ

યોગવિદ્યાનો પ્રભાવ મહાન છે. અચિંત્ય છે. તેનું વર્ણન કરવું કઠિન છે. યોગ જ ચિંતામણિ રત્ન છે, યોગ જ કામધેનુ છે, યોગ જ કલ્પવૃક્ષ સમાન ઇચ્છિત આપનાર છે. યોગના પ્રભાવે જ ગજસુકુમારે થોડા જ કલાકમાં સિદ્ધિને પ્રાપ્ત કરીને સિદ્ધ પ્રભુ બન્યા. જૈન આગમોમાં યોગ-સાધના દ્વારા સ્વાનુભવ પ્રાપ્ત કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરવાનો અધિકાર છે. છતાં આ જીવાત્માએ અનંતકાળથી અનેક વાસનાઓ, ઇચ્છાઓનો સંગ કરેલ છે અને તે વાસનાઓ, ઇચ્છાઓ અનેક જન્મજન્માંતરની છે. તેનો વાસ અંતરના અતળ ઊંડાણમાં હોય છે. કેટલીક વાસનાઓ સુષુપ્ત હોય છે, કેટલીક ઉદયમાન હોય છે. એ બધી વાસનાઓ અજાગ્રત મનમાં વાસ કરે છે. એ વાસનાની તૃપ્તિ ભોગ માંગે છે. યોગસાધના દ્વારા આ બધી જ ઇચ્છાઓનો (વાસનાઓનો) નાશ કરવાનો હોય છે. છતાં તે કાર્ય વીરલાત્માનું જ છે. બધા એવા વીરલાત્માઓ હોતા નથી. જે વીર પુરુષ કામનાઓથી ઉપર ઊઠેલ છે તે તો એવી ઇચ્છાઓને વશ નહિ જ બને. જ્યારે વીર–આત્મા જડ પ્રકૃતિ પર વિજય કરીને આગળ વધવા માંડે

છે ત્યારે પ્રકૃતિ પોતાનું પ્રાબલ્ય બતાવવા માર્ગમાં પ્રલોભનો ઊભા કરે છે. ત્યારે જે સાધક કામનાઓથી પર થયેલ છે તે તો સિદ્ધિઓ, વિભૂતિઓ કે લબ્ધિઓને ન ઈચ્છતો આગળ વધે છે. મારે કંઈ જ ન જોઈએ. એક **આત્મ-સુખ વિના બીજું બધું અગ્રાહ્ય. આવો વીરલાત્મા પ્રભુ મહાવીર સમ આગળ વધીને કેવળ-જ્ઞાન પ્રાપ્ત કરીને આત્મલક્ષ્મીને પ્રાપ્ત કરે જ છે.** જ્યારે અન્ય માનવો જેના મનમાં ભૌતિક લાલસા, વાસના ગુપ્તપણે રહેલ છે તેઓ યોગબળે સિદ્ધિઓ, લબ્ધિઓ વગેરેને પ્રાપ્ત કરે છે.

અન્ય મતમાં સિદ્ધિઓનું વર્ણન છે જ્યારે જૈન દર્શનમાં ૨૮ લબ્ધિઓનું વર્ણન છે. કોઈ સિદ્ધિ કહે કે લબ્ધિ, વાત એક જ છે. એ લબ્ધિઓનું થોડું વર્ણન નીચે આપવામાં આવે છે. યોગના અચિંત્ય પ્રભાવથી યોગી-ઓને નાના પ્રકારની રિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. કોઈ યોગીને એવી રિદ્ધિ પ્રાપ્ત થાય છે કે એનો કફ સર્વ રોગો માટે ઔષધનું કામ કરે છે. કોઈના સૂત્રમાં એવી શક્તિ હોય છે જે રોગોનું શમન કરે છે. કોઈના મળમાં સર્વ દર્દોને હટાવવાનું સામર્થ્ય ઉત્પન્ન થાય છે. કોઈ રોગીને સ્પર્શ કરે તો રોગ દૂર થઈ જાય છે. અને કોઈ કોઈ યોગીના મળ, મૂત્ર, કફ આદિ ઔષધ રૂપ બને છે. એ બધી રિદ્ધિ-સિદ્ધિ યોગના પ્રભાવથી જ ઉત્પન્ન થાય છે. એ સિવાય સંભિન્નશ્રોત્ર-લબ્ધિ પણ યોગના એક મહાન ફળ રૂપ છે, જેના પ્રભાવે યોગી સ્પર્શેન્દ્રિયથી રસ, ગંધ, રૂપ,

અને શબ્દને ગ્રહણ કરી શકે છે, જીભથી સૂંઘે છે અને દેખે છે, નાકથી સ્વાદ લે અને દેખે, આંખથી સાંભળે છે, સૂંઘે છે, ચાખે છે, અને સ્પર્શ પણ અનુભવે છે. કહેવાનો આશય એ છે કે એવો યોગી કોઈ પણ એક ઇન્દ્રિયથી બધી ઇન્દ્રિયોનું કામ કરી શકે છે. એ સિવાય ચારણ–લબ્ધિ, આશીવિષ–લબ્ધિ, અવધિજ્ઞાન–લબ્ધિ, મનઃપર્યવ જ્ઞાન–લબ્ધિ એ સર્વ લબ્ધિઓ યોગરૂપી કલ્પવૃક્ષના ખીલેલાં પુષ્પ છે. યોગવિદ્યાની સાધનાના પ્રભાવે જ એ બધી લબ્ધિઓ પ્રાપ્ત થાય છે. ચારણ–લબ્ધિવાળા યોગી બે પ્રકારના હોય છે. જંઘાચારણ અને વિદ્યાચારણ. જંઘાચારણ એક વાર ઊડવામાં રૂચકવર દ્વીપમાં પહોંચી જાય છે. પાછા ફરતાં રૂચકવર દ્વીપથી એક વાર ઊડીને નંદીશ્વર દ્વીપ સુધી આવે છે અને બીજી વાર ઊડે એટલે પોતાના સ્થાન પર આવી જાય છે. અગર જંઘાચારણ યોગી મુનિ ઉપર જવાની ઇચ્છા કરે તો એક વાર ઊડીને પાંડુકવન પર પહોંચી શકે છે. પાછા ફરતા એક ઉડ્ડયનમાં નંદન-વનમાં આવે છે અને બીજા ઉડ્ડયનમાં પોતાના સ્થાન પર આવી જાય છે. વિદ્યાચારણ મુનિ એક ઉડ્ડયનમાં માનુષોત્તર પર્વત પર અને બીજા ઉડ્ડયનમાં નંદીશ્વર દ્વીપ સુધી પહોંચી જાય છે. પણ પાછા ફરતી વખતે એક જ ઉડ્ડયનમાં પોતાને સ્થાને આવી જાય છે. વિદ્યા-ચારણોની ઊર્ધ્વગતિ પણ તીરછી ગતિના જ ક્રમ પ્રમાણે જાણવી. આશીવિષ–લબ્ધિના પ્રભાવે યોગીને શ્રાપ તથા અનુગ્રહ ( આશીર્વાદ ) આપવાની શક્તિ પ્રાપ્ત થાય છે.

ઇન્દ્રિયો અને મનની સહાયતા વિના રૂપી દ્રવ્યોને મર્યાદિત સીમા સુધી જાણી શકાય તે જ્ઞાનને અવધિજ્ઞાન કહે છે. અઢીદ્વીપ અંતર્ગત સંજ્ઞી જીવોના મનોદ્રવ્યોને સાક્ષાત્ જાણી શકે તે જ્ઞાનને મનઃપર્યવ-જ્ઞાન કહે છે. આ બન્ને જ્ઞાનને પણ લબ્ધિઓમાં ગણેલ છે.

આવી રીતે યોગ સાધનાથી સૂક્ષ્મ વાસનાઓ જેના મનમાં રહેલ હોય તેને લબ્ધિઓ, સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. પણ જૈન દર્શન તેમ જ અન્ય દર્શન એકી અવાજે કહે છે કે તે **પરમપદ પ્રાપ્તિમાં વિઘ્ન રૂપ છે. તેના પ્રલોભનથી યોગીઓએ દૂર જ રહેવું જોઈએ.** સર્વ પ્રકારની અદ્‌ભુત શક્તિઓ મેળવ્યા પછી યોગી જ્યારે તેમને પણ અંતરાય રૂપ સમજીને તેમનો સર્વનો ત્યાગ કરે છે, ત્યારે જ તે અંતિમ લક્ષ્ય-બિન્દુ સુધી પહોચી શકે છે. વાસ્તવિક રીતે જોતાં એ સિદ્ધિઓ પણ એક પ્રકારનો પ્રકૃતિનો વિકાર જ છે; માટે તે સ્વપ્ન કરતાં કોઈ રીતે શ્રેષ્ઠ નથી. આ બધી શક્તિઓ મનોમય છે જ્યારે આપણું લક્ષસ્થાન મનથી પણ પર આત્મામાં છે.

કદાચ સિદ્ધિઓ મળે તો પણ તેનો ઉપયોગ કરવાની મનાઈ છે, અને જો પ્રયોગ કરે તો પ્રાયશ્ચિત્ત લઈને શુદ્ધ થવું જરૂરી છે. જૈન દર્શનમાં વિષ્ણુકુમારે વૈક્રયલબ્ધિ ફોરવી હતી અને પ્રાયશ્ચિત્ત લઈને શુદ્ધીકરણ કરેલ હતું.

**સિદ્ધિઓનો ઉપયોગ કરનાર યોગી રાજ-માર્ગને છોડીને એક બાજુની ગલીમાં-વિષયોપ-ભોગમાં જાય છે. જે ચમત્કારો અને પ્રલોભનમાં**

ફસાય છે તેનો વિકાસ રૂંધાય છે. કેટલાક તો તેને જ સર્વ કંઈ માની લે છે. પ્રલોભનો તો ફસાવનાર જ છે અને સંસારમાં પરિભ્રમણ કરાવનાર છે. યોગી મુનિનું લક્ષ તો સંસાર પાર કરવાનું જ હોય છે. તેથી જે યોગી પ્રલોભનોને જીતવાનું સામર્થ્ય મેળવે છે તે જ મુક્તિને વરી શકે છે બીજા નહિ. આ સિદ્ધિ–લબ્ધિઓ પરમપદના માર્ગમાં વિઘ્ન રૂપ જ છે તે નીચેના દૃષ્ટાંતથી સમજી શકાશે.

યોગી વરદત્તની સાધના માટે એટલું કહેવું જોઈએ કે, જે ગુફામાં એ ધ્યાન ધરવા બેસતા તે ગુફાની છતને દુર્ગંધી ચામાચીડિયાંના ઝુંડોએ કાળી કરી નાખી હતી. ને નીચે ભોંની ચટ્ટાનોને ઉંદરોએ દર પાડીને કાણી કરી નાખી હતી. અને એ દરોમાં સર્પો વાસ કરતા, તે વસેલા સર્પોની ત્યારે ત્રીજી પેઢી ચાલતી હતી. યોગી વરદત્તને આ કપરી સ્થિતિ લેશ પણ ડોલાવી શકી નહોતી. પાંચ જ્ઞાનેન્દ્રિયો પર એમણે અજબ કાબૂ મેળવ્યો હતો ને તેને નિશ્ચેષ્ટ કરી નાખી હતી, ખાવાનો સ્વાદ, જોવાનો આનંદ, સ્પર્શની મજા ને સાંભળવાની મસ્તી–આ બધામાંથી મન હટી ગયું હતું. યમ, નિયમ, ધારણા–ધ્યાન તેમને સહજ સિદ્ધ થયાં હતાં. દેહદમન કરીને તેમણે અજબ તપસ્વી તરીકે નામના મેળવી હતી. યોગી વરદત્તની ખ્યાતિ સિદ્ધ પુરુષ તરીકે સર્વત્ર પ્રસરી ગઈ ને જોત-જોતામાં તેમના નિવાસવાળી ટેકરી સંસારી જનોથી

ભરાઈ ગઈ. ત્યાં તીર્થ વસી ગયું. રાતદિવસ અવર જવર ને પૂજા–આરતી થવા લાગ્યાં. સ્ત્રી, પુરુષો જે કામના લઈને આવતાં, તે કામના તુર્ત જ ફળીભૂત થતી. નજીકના રાજાએ દીકરાની બાધા રાખી, અને ફળી. એક જાગીરદારે જમીન માટે હરીફનો નાશ ચાહ્યો ને યોગીની કૃપાથી એમ બન્યું. ટૂંકમાં યોગી વરદત્તના આશીર્વાદથી કરમાયેલા છોડ ખીલી જવા લાગ્યા, ને સૂકા કૂવા સજળ બનવા લાગ્યા. યોગીની આ ચમત્કારી શક્તિઓ અને સિદ્ધિઓની મહેક દૂર–દૂર સુધી કસ્તૂરીની જેમ પ્રસરી ગઈ. પણ જેમ મૃગની કસ્તૂરી મૃગના પોતાના જીવન માટે ખતરો પેદા કરે છે તેમ આખી દુનિયા યોગીની સિદ્ધિઓનાં ગુણગાન કરતી, જ્યારે યોગી ખુદ અસિદ્ધિના અંતસ્તાપનો અનુભવ કરતા. નાનપણથી ઘરબાર છોડ્યા, સંસારી માયાનો સ્પર્શ પણ કર્યો નહિ, તપ, ત્યાગ ને વાસનાવૈરાગ્યથી આખું જીવન ઘડ્યું તો પણ અંતરનો આનંદ જન્મ્યો નહિ ને અંતિમ સાક્ષાત્કારની જ્યોત આટઆટલી સાધના પછી પણ દૂર–દૂર દેખાઈને અદૃશ્ય થઈ જતી હતી. યોગી વિચારતા કે, સંસારને દુર્ગમ સાગર તરવાની કળા બતાવનાર હું ક્યાં ખાડામાં ડૂબી રહ્યો છું? સૂરજની ક્ષમતા રાખનાર ખુદ ક્યાં અંધારાં ઉલેચી રહ્યો છું? અંતસ્તાપની આ જ્વાળાઓ દુનિયાના સ્વાર્થી માનવોના જયજયકાર વચ્ચે અદૃશ્ય થઈ જતી. પૂજા, ભોગ ને આરતીના પ્રપંચમાંથી યોગીનો ઉગારો નહોતો. આખરે એક રાતે યોગી એ સ્થાન છોડીને

નાઠો. દૂર-દૂરની ટેકરીઓમાં જઈને છૂપાઈ ગયો. પણ સંસારે એ મહાસિદ્ધની ભાળ તરતમાં મેળવી લીધી. બીજી ટેકરી બીજું તીર્થ બની ગઈ. એમ આઠ ટેકરીઓ સ્વીકારી અને છોડી, ને તે આઠે આઠ તીર્થ બની ગઈ. અનેક પરચાઓનું ધામ બની ગઈ. એની રજ પણ ઔષધનું કામ કરવા લાગી, ને માટી સુવર્ણના મૂલમાં વેચાવા લાગી, એક તરફ સિદ્ધિઓનો મહિમા અને બીજી તરફ અસિદ્ધિનો તાપ આખરે યોગીને અકળાવી ગયો. દુનિયાના પાત્રમાં બધું ઠલવાય છે, ને મારું પાત્ર કેમ ખાલી ને ખાલી રહે છે?

એક દહાડો યોગીએ પોતાના દેહમાં કોઈ અપૂર્વ તેજ અને તાકાતનો સંચાર અનુભવ્યો. એનું આખું કપાળ કરચલીઓથી ભરાઈ ગયુ. બંને આંખો વીજળી જેવા દુર્ઘર્ષ તેજથી ચમકી રહી. એક સિદ્ધ યોગીની મુલાકાત થતાં તેણે યોગી વરદત્તને કહ્યું : “રે વરદત્ત! સાક્ષાત્કારની મહાપળો હાથવેંતમાં છે. તમારી જમણી આંખમાં કુંડલિની મહાસર્પિણીનું મોં ને બીજીમાં તેની પૂંછડી પ્રગટ દેખાય છે, આખા ભાલ પ્રદેશને આવરીને સર્પિણી ગૂંચળું વળી ગઈ છે. આ સર્પિણીના મોંમાં એની પૂંછડી જશે કે તમને સાક્ષાત્કાર થશે, તમને પરબ્રહ્મની પ્રાપ્તિ થશે.” બાળકોની ભાષા યોગીઓની ભાષા છે. એ ભાષામાં કહ્યું તો “સામાનું ઘર કેટલે? દીવો બળે એટલે!” અને સાચે સાચ મહાસિદ્ધ વરદત્તને એ દીવા સાવ નજીક

દેખાવા લાગ્યા : પણ સંસારી દીવાઓનાં તેલ–ઘી ફરી એને આવરી લેવા આવવા લાગ્યાં. યોગી કંટાળ્યો. એણે નિશ્ચય કર્યો કે મહાસર્પિણીનું મોં આંખની કીકીથી આગળ વધતું નથી, સાવ ઓછું અંતર યુગયુગનું અંતર લાગે છે. આ બધું છોડી ચાલ્યો જાઉં ! એવાં સ્થળે ચાલ્યો જાઉં કે મારો પત્તો આ લાલચુ લોકો મેળવી શકે નહિ.

એક અધી' રાત્રે યોગી ઊઠ્યો. ચાલતો–ચાલતો એક મહાનદને કાંઠે જઈ ઊભો. ત્યાં ખેપ માટે અનેક વહાણો ઊભાં હતાં, પણ દૂરની ખેપે તો એક નંદ નાવિકનું જ વહાણ જવાનું હતું. નંદ નાવિકના વહાણમાં યોગી ચડી ગયો. વહાણે ખેપ શરૂ કરી. ન જાણે કેટલેય દિવસે એ એક બંદરે લાંગર્યું. બીજા બધા પ્રવાસીઓ ઊતર્યા, એમ યોગી વરદત્ત પણ ત્યાં ઊતર્યો. યોગી વરદત્ત ઊતરીને ચાલવા જાય છે, ત્યાં નંદ નાવિકે કાંડું ઝાલ્યું ને ભાડું માગ્યું. "હું સાધુ છું. મારી પાસે વિત્ત ન હોય."

નંદ કહે, "તમારા જેવા ઘણા જોગટા મને મળે છે. હું જાણું છું. જાદુગરોની જેમ તું ઘણી છેતરપિંડી ચલાવે છે, તારે ભાડું આપવું જ પડશે. આગળ નહિ વધી શકે."

બન્ને વચ્ચે રકઝક ચાલી. નંદે તો યોગીને બાવડે ઝાલીને ઘસડ્યો ને લઈ જઈને વહાણના મહોરા સાથે બાંધ્યો. "રે ! જે યોગીની રોજ કેસરથી પૂજા ને ઘીથી

આરતી થતી, જેના ચરણામૃત માટે લોકો ધસમસ્યા આવતા, તે યોગીનું આ અપમાન !”

યોગી વરદત્તે આંખો ઊંચી કરી, નંદ નાવિકનું નિશાન લીધું. કેટલીક પિંગળી જવાળાઓ આંખમાંથી નીકળી, અને નંદના શરીરમાં પ્રવેશી ગઈ. થોડી વારમાં નંદ નાવિક કાંઠાની રેતી પર મૃત્યુ પીડામાં આળોટવા લાગ્યો. લોકો નંદની સારવારમાં પડ્યા, ને યોગીની સિદ્ધિથી એટલા ગભરાઈ ગયા કે, તેને રોકવાની કે તેને એક આછી નજરથી જતો જોવાની પણ કોઈએ હિંમત કરી નહિ !

જતા યોગીની આંખોમાંથી પિંગળી અગ્નિશિખાઓ નીકળતી ક્યાંય સુધી દેખાય ! યોગી સંસાર તરફ અપૂર્વ તિરસ્કાર સાથે આગળ વધ્યો. રે ! સંસારને કેટલું આપ્યું છે. છતાં નગુણી દુનિયા ! નંદ નાવિકને સજા થવી જોઈતી હતી ! યોગીના દેહમાં અપૂર્વ તાકાતનો અજબ સાગર હિલોળા લેતો હતો. એ ન જાણે કેટલાંય રાતદિવસ વણ-થંભ્યો ને વણથાક્યો ચાલ્યો. છેવટે, એક પર્વતની તળેટીમાં વસેલા ગામને પાદર આવી પહોંચ્યો, ને જીર્ણ ઝૂંપડીવાળા દેવઘરમા વિશ્રામ લીધો. અહીં આવ્યા પછી યોગીને ભાળ મળી કે પોતાની આંખમાં રહેલી મહાસર્પિણીનું મોં લાલચોળ થઈ ગયું છે, ને તેની અને પૂછડી વચ્ચેનું અંતર વધી ગયું છે. યોગીને થયું કે આ મહાસર્પિણીનો મેં ઉપયોગ કર્યો; એના તેજથી નાવિકને માર્યો, આથી પરબ્રહ્મના માર્ગમાં હું કંઈક પાછો પડ્યો, ચિંતા નહિ, હવે શાંતિથી સાધનામાં બેસીશ.

યોગી અહીં ફરી સાધનામાં બેસી ગયો. આ ઝૂંપડી ખંડેર હતી. કોઈ રહેતું નહોતું. ચોરો એનો ઉપયોગ કરતા હતા. એક રાતે ચોરો આવ્યા, ભાગ પાડ્યો, ને છેવટે જ્યારે ખૂણામાં બેઠેલા યોગીને જોયો, એટલે જાસૂસ સાની ચિડાઈને માર્યો. યોગી બેભાન થઈ જાય ત્યાં સુધી મૂઢ માર મારીને તેઓ ચાલ્યા ગયા. તેઓએ માન્યું કે હવે એક બે દિવસમાં સાધુ મરી જશે. પણ યોગીનું સામર્થ્ય અજબ હતું, એ થોડા પ્રહરમાં સ્વસ્થ થઈ ગયા ને પાછા પોતાની સાધનામાં તલ્લીન થઈ ગયા.

હવે તો એમની સિદ્ધિઓ અને ચમત્કારો અપૂર્વ થયાં હતાં, સુકાયેલા છોડ પર નજર પડતાં એ લીલાછમ બની જતા. પણ હવે સિદ્ધિઓના પ્રદર્શનનો એમને કંટાળો આવતો હતો. સંસારને જાણ થાય ને રખે હું ઝડપાઈ જાઉં ! રખે ને ઘી–ઘડિયાળાંનો પ્રપંચ ચાલુ થઈ જાય ! એ માટે એ ભયંકર એકાંત સેવતા.

આજની રાત પૂનમની હતી. યોગી આજે ઊર્મિલ બન્યા હતા. એની સાધનાનો અંત અને સાક્ષાત્કારની ઘડી જાણે સમીપ હતી : અંતરમાં અશ્રાવ્ય વીણા બજવી શરૂ થઈ હતી. યોગી શાન્ત બેઠા હતા, ત્યાં ઝૂંપડીના છાપરામાંથી ધૂળ ખરવા લાગી : જૂનું છાપરું ને ગંદી ધૂળ. તોય યોગી શાન્ત રહ્યા. થોડી વારે એક મોટી ગરોળી માથા પર પડી અને પડી એવી છલાંગ મારીને છાપરે ચડી ગઈ. યોગી તો પણ શાંત રહ્યા. ગરોળી સામે શું

પણ ગરોળીય માથાની નીકળી, છાપરાની વળીઓમાં એ કૂદકા મારવા લાગી. ધૂળ ને કચરો ખરવા લાગ્યાં. થોડી વારે તો એક નળિયું યોગીના મસ્તક પર પડ્યું, માથામાં લોહીનો ફુવારો છૂટ્યો. રે અધમ ગરોળી! યોગીએ ધિક્કાર કર્યો. આંખો લાલચોળ થઈ, ખુલ્લી અને બીડાઈ. ગરોળી ક્ષણવારમાં બળેલું ખોળું થઈ નીચે પડી, પણ બીજી જ ક્ષણે યોગીની આંખમાં ઝબકારો થયો, મહા-સર્પિણીનાં મોં અને પૂંછ ઘણાં નજીક થયાં હતાં તે વળી દૂર થઈ ગયાં હતાં. યોગીને તરત જ ભાન થયું કે નાની વાત માટે મેં મોટી વસ્તુને નુકસાન કર્યું છે. યોગી ઊઠ્યા ને મૂઠીઓ વાળીને ત્યાંથી નાઠા. એને જોનાર કોઈ નહોતું. પણ એનું અંતર એને ડંખ દેતું હતું: ન જાણે મામાનું ઘર કેટલેક હશે? ને દીવા ક્યારે દેખાશે?

યોગી ડગલાં ભરતા હતા, ને એ ડગલાંનો રવ એને જાણે કહેતો હતો: કોઈ પણ ક્ષણ ક્ષણિક નથી. આળસ ન કર, શક્તિ કંઈ સારી નથી, વાપરવાનો સંયમ હોય તો જ શક્તિ સારી છે, "મનના યુદ્ધમાં તું મુફલિસ ઠર્યો."

યોગી ચાલતાં-ચાલતાં ગંગાના કિનારે આવ્યા. એક પીપળા નીચે સમાધિમાં બેઠા. માનવ જાત તો દૂર હતી, પણ પક્ષીકુલના એક હંસને આ યોગીની ભાળ મળી ગઈ. એ રોજ પાંખમાં પાણી અને ચાંચમાં મોતી લઈ પૂજા અર્થે આવવા લાગ્યો. ધીરે ધીરે હેમંતની ઋતુ આવી

હિમ પડવા લાગ્યું. હંસ ઠંડીથી રુદ્ધ થઈ ગયો. એ મોતી માટે માનસરોવર પર જવાની શક્તિ ખોઈ બેઠો. રોજ પોતાની પાંખમાં ગંગાનું જળ લાવી યોગીને પખાળી પોતાની જાતને ધન્ય માનવા લાગ્યો!

એક દહાડો શીત પરાકાષ્ઠાએ પહોંચી ને વાયરા હિમાચલના વાવા લાગ્યા. નિર્વસ્ત્ર યોગી હવામાં પીપળાનું પાન ધ્રૂજે એમ ધ્રૂજવા લાગ્યા. ત્યાં અર્ધ મૃત જેવો હંસ આવ્યો ને ગંગાજળથી યોગીનો અભિષેક કર્યો. ખબર ન પડી પણ હંસ તરત જ બળીને ભસ્મ થયો, ને યોગી ત્યાંથી નાઠા. એ ગરમ પ્રદેશ ભણી ધસી ગયા. માર્ગમાં એક સિંહ સાથે ભેટો થયો, એણે રસ્તો રોકયો, ભયંકર ગર્જના કરી, અને પંજા સજ્જ કરવા લાગ્યો. માણસને એ મતીરું સમજતો હતો. પણ યોગી વરદત્ત આજે ક્રોધમાં હતા. આંખો સિંહ તરફ ઘુમાવી કે સિંહ બળીને ભસ્મ!

પર્વતના લોકો એકત્ર થઈ ગયા. ને યોગીની મહત્તાને ગાવા લાગ્યા. ત્યાં ભસ્મતીર્થ સ્થાપ્યું. પણ યોગી તો અંધારી રાતે ત્યાંથી ભાગ્યા. એ મનમાં વિચારવા લાગ્યા કે, "રે! હું તો મારી સિદ્ધિઓનો જુગાર રમું છું, દેવાળિયો બની ગયો છું, ને જગત મને મોટો શાહુકાર માની પીછો પકડે છે."

યોગી ભાગતાં–ભાગતાં વારાણસીમાં આવ્યા. દાઢી વધી ગયેલી, નખ પાવડા જેવા થઈ ગયેલા, કપડાં લઘર-વઘર બની ગયેલાં. નાનાં છોકરાં એમને બાહુક જાણી

પીછો પકડી રહ્યાં. એમાં એક નાનકડા બટુકે તો કેડો ન છોડયો. ઇચ્છા નહોતી છતાં આંખમાંથી તેજોલેશ્યાની જ્વાળા છૂટી ને બટુક સ્વાહા! હવે તો સાપરાધ મનુષ્ય-વધ માથે ચઢયો. યોગી ત્યાંથી મિથિલા તરફ સરકી ગયા.

એ રાજમાં તાપ–સંતાપ ઓછા હતા, ને સહુ સ્વ–સ્વ કર્મમાં અભિરત હતા. યોગી ત્યાંની એક ગુફામાં સંતાઈ બેઠા. નિરાંતે ઘણે દહાડે આંખમાં જોયું તો મહાસર્પિણી અવળું મોં કરીને બેઠી હતી. "રે! સંસારને વરદાન આપી સુખી કરનાર સિદ્ધ આત્માની આ દુર્ગતિ!" માણસની સાથે પ્રસંગ ન પાડવો, સંસાર સાથે સંપર્ક ન રાખવો, નિયમ કર્યો.

એક અંધારી રાતે મથુરાનો રાજા મેઘવાહન અરણ્યમાં ફરતો હતો. સાધનાનો એ જીવ હતો. એકાએક એની નજર યોગી પર પડી. એ યોગી તરફ સન્માનવૃત્તિવાળો જીવ હતો. દોડીને ચરણ પકડી રહ્યો. નરને નયનથી ન નીરખવાની યોગીની ઇચ્છા હતી. આંખે હાથ દાબ્યા

"મને ઓળખ્યો?" રાજાએ પ્રશ્ન કર્યો.

"રે તું નંદ?" યોગીએ જવાબ આપ્યો.

"ના. ફરી આંખ ખોલીને જુઓ!"

"શું તું ગરોળી?" આંખ બંધ રાખીને જ યોગી બોલ્યા.

"હજી પૂરો પારખ્યો નહિ."

"તું ગંગાતીરનો હંસ?"

"ના, સિદ્ધોને તો બધું સ્પષ્ટ હોય, ફરી!"

"વિંધ્ય પર્વતનો સિંહ?"

"હજી જરા આત્મનિરીક્ષણ કરો."

"વારાણસીનો બટુક! રે, એનો હત્યારો હું! તું કોણ છે? તું મિથિલાનો મેઘવાહન છે! શું મને પકડવા આવ્યો છે?"

"હું એક છું અને પાંચ પણ છું. હું મિથિલાનો મેઘવાહન છુ. આપની કૃપાદૃષ્ટિના પ્રતાપે હું નાવિકમાંથી ગરોળી, હંસ, સિંહ, બટુક ને છેવટે રાજા થયો!"

"ઓહ! તો તું મને દંડ આપીશ? મેં તને પાંચ વાર મૃત્યુ દંડ દીધો." યોગી નરમ થઈ ગયા. ને અહંકાર ગળી ગયો. આંખમાં અગ્નિ ભરેલી મહાસર્પિણી હયાત હતી જ પણ એમને એમાં રસ કે કસ લાગ્યાં નહિ.

મેઘવાહન બોલ્યો:

"યોગીરાજ, હું ઇન્દ્રિયોનો દાસ હતો, મારું દરેક અડપલું મારા મૃત્યુનું નિમિત્ત બન્યું. મૃત્યુ જીવ માત્રને કઠોર લાગે છે. પણ મરતાં–મરતાં મને મારી ક્ષતિનું ભાન થતું ગયું ને હું ઊંચે–ઊંચે ચઢતો રહ્યો."

યોગી વરદત્ત અર્ધે બોલ્યા: "મને ભાન હતું કે શક્તિ સાથે સંયમ હોય, તો જ કાર્ય સિદ્ધ થાય. મેં

મારી જાતને ઇન્દ્રિયોની સ્વામિની માની હતી, મેં મારી દૃષ્ટિને કદી નમ્રતાથી ન સન્માની! તું જેમ હરેક મૃત્યુએ મોટો થતો ગયો, તેમ હું દરેક વખતે નાનો થતો ગયો. હે રાજન્! મારો વધ કર! મારી સિદ્ધિઓએ મારું પતન કર્યું. હવે બીજે ભવે હું આગળ વધીશ."

"ઓહ યોગીરાજ! આપની આંખોમાંથી તો અમૃત વરસે છે. મહાસર્પિણીની દશા તો જુઓ! પૂંછડી મોંમાં લઈને બેઠી છે; સાક્ષાત્કારની ઘડી! શું આનંદનાં અમૃત વરસે છે? ઓહ! હું એક મહાયોગી સિદ્ધનાં ચરણ સેવીને ધન્ય થઈ ગયો!"

યોગી વરદત્ત કંઈ બોલી ન શકયા. પણ અંતરમાં આનંદની ઊર્મિ કિલ્લોલતી હોય, તેમ લાગ્યું. સાક્ષાત્કારની એ ધન્ય પળો હતી.

આપણે ઉપરના દૃષ્ટાંતમાં જોયું કે સિદ્ધિઓ અહંકારને પેદા કરે છે. અહંકારથી અનેક અનર્થો અને જીવહિંસા સુધીની નોબત વાગે છે. વરદત્ત યોગીએ દેહદમન અને ઇન્દ્રિયોનું દમન ઘણું જ કરેલ હતું પણ મનમાં રહેલ અહંકાર જ અનર્થને સર્જતો હતો, અને સ્વાનુભવમાં વિઘ્નભૂત થતો હતો. છેવટે જ્યારે તેનો અહંકાર ગળી ગયો ત્યારે જ અને તે જ ક્ષણે આત્મસાક્ષાત્કાર થયો. અને નંદ નાવિકનો જીવ પણ પોતાની ભૂલોને જાણવાથી જ ઊંચે ચડયો. પણ જ્યારે અહંકાર વધે છે ત્યારે માનવ પોતાના

દોષોને જોઈ શકતો નથી. માટે જ જૈન દર્શનમાં કહેલ છે કે જ્યારે જીવાત્મા સ્વ-દોષ-દર્શન કરે છે ત્યારે જ કષાયો, મોહ હટવા માંડે છે અને જીવાત્મા વિશુદ્ધ બનતો જાય છે. અને સ્વ-દોષ-દર્શન અર્થે જ પ્રતિક્રમણની ક્રિયા કરવાનું ફરમાન છે. પણ અહં એવી ચીજ છે કે સ્વ-દોષ-દર્શન થઈ શકતું નથી. માટે સાધકને પ્રથમ નમ્ર થવાનું સૂચન વારંવાર કરેલું છે.

પ્રભુકથિત ઉત્તરાધ્યયનમાં તો પ્રથમ અધ્યાય વિનયનું જ છે. યોગી મુનિનું લક્ષ તો સમતા રસમાં ઝીલવાનું જ હોવું જોઈએ. યોગના-પ્રભાવે આમ આવી અનેક સિદ્ધિઓ મળે છે તે યોગનો પ્રભાવ બતાવવા માટે લખેલ છે. સંસારી જનો અનેક કામનાની પૂર્તિ અર્થે રાતદિવસ અહીં-તહીં દોડતા રહે છે, તેઓને ઉદ્દેશીને આ લખાણ છે કે, "હે મહાન માનવો! તમારામાં રહેલ તમારી પોતાની શક્તિને ઓળખો. તમારામાં કેટલું સામર્થ્ય છે તે જુઓ. આ યોગસાધના (મનનો નિગ્રહ) કરવાથી તમે તમારી ઇચ્છાઓને પૂર્ણ કરવા સમર્થ બનશો. શા માટે અહીં-તહીં ભમો છો? તમારા આત્મામાં અદ્‌ભુત સામર્થ્ય છે. તે મન ઇન્દ્રિયોનો સંયમ કરવાથી પ્રગટ થાય છે. જીવનને સંયમી બનાવો અને પોતાની શક્તિઓને પ્રગટ કરો!"

શ્રી અવંતીસુકુમાર અવંતીનગરીમાં ભદ્રા શેઠાણીના પુત્ર હતા. તેઓ ભર્યા ભંડાર પર પૂર્વ પુણ્યપ્રભાવે

જન્મેલ હતા. કમાવાની કે કોઈ બીજી ચિંતા ન હતી. ૩૨ સમાન વયની, સમાન ગુણવાળી સ્ત્રીઓ સાથે સુખભોગ કરી રહ્યા હતા.

એ અવસરે અવંતીનગરીમાં ૫૦૦ મુનિરાજો પધાર્યા અને ભદ્રા શેઠાણીના આવાસમાં ઊતર્યા. મુનિરાજો પાછલી રાતે સ્વાધ્યાય કરતા હતા. ત્યારે અવંતીસુકુમાર પોતાના શારીરિક કાર્ય માટે જાગ્રત થયેલા હતા. તેમના કાનોમાં મુનિરાજની ધ્વનિ પ્રવેશ કરી ગઈ. બીજું તો તેમને કંઈ સમજાયું નહિ પણ સ્વાધ્યાયમાં દેવલોકોનાં નામ આવ્યાં તેમાં નલિનીગુલ્મ નામના વિમાનનું નામ આવ્યું. તે સાંભળીને કુમાર ચમક્યો. તેને તે નામ પરિચિત લાગ્યું અને તે વિચારમાં લીન બન્યો. મન, પ્રાણ બધા જ તે શબ્દ પર તદાકાર બની ગયાં અને દેહનું ભાન પણ ભૂલાયું. જ્યારે **મન, પ્રાણ, વગેરે ધ્યેય–વસ્તુમાં તદાકાર થાય છે ત્યારે આંતરિક જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે સિવાય વાંચન વગેરેથી થતું જ્ઞાન બૌદ્ધિક જ્ઞાન છે.**

અવંતીસુકુમાર પોતાના ધ્યેય–શબ્દ નલિનીગુલ્મમાં એટલા તદાકાર થયા કે અંતરમાં જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું. જાતિસ્મરણજ્ઞાનના પ્રભાવે તેમને પોતાનો પૂર્વનો ભવ જણાયો કે હું નલિનીગુલ્મ વિમાનમાંથી જ અહીં આવેલ છું. ત્યાંના સુખ પાસે આ સુખ કંઈ જ ગણતરીમાં નથી. મારે તો હવે ફરી ત્યાં જ જવું છે.

અહીંઆનો મોહ ઊતરી ગયો. સવારે મુનિરાજો પાસે જઈને નમન કરીને પૂછ્યું કે, "તમો આ નલિની-ગુલ્મ વિમાનને શી રીતે જાણો છો? હું તો ત્યાં દેવ હતો અને ત્યાંથી અહીં અવતાર લીધો છે."

મુનિરાજ બોલ્યા: "હે ભદ્ર! તમારી વાત સાચી છે. એમ તો દરેક જીવ અનંતવાર ત્યાં જઈને આવ્યો છે પણ કર્મયોગે તે યાદ નથી. જેને કર્મનો ક્ષયોપશમ થાય તે તેને પ્રત્યક્ષ જાણી શકે છે, બાકી બીજા પ્રભુનાં વચનો દ્વારા જાણી શકે છે."

અવંતીસુકુમારે કહ્યું: "હે મુનિરાજો, મારે તો હવે તત્ક્ષણ ત્યાં જ જવું છે માટે મને ત્યાં જવાનો રસ્તો બતાવવા કૃપા કરો."

મુનિરાજે કહ્યું: "દીક્ષા લેવાથી ત્યાં જઈ શકાશે."

અવંતીસુકુમારની લગની ભારે હતી. જે ભોગ આપવો પડે તે આપવા તે તૈયાર હતા, પણ નલિની-ગુલ્મ વિમાનમાં જવું નક્કી હતું. તેણે કહ્યું: "હું દીક્ષા લેવા તૈયાર છું, મને દીક્ષા આપો."

'હે દેવાણુંપ્રિય! તમારા પરિવારની રજા લઈને આવો.'

અવંતીસુકુમાર પોતાની માતા પાસે આવીને કહે છે: "હે માતાજી, મારે તો નલિનીગુલ્મ વિમાનમાં જવું છે અને તે કારણે મારે દીક્ષા લેવી જરૂરી છે. માટે મને ચરિત્ર (સંન્યાસ) લેવા માટે આજ્ઞા આપો."

માતાનો આ એક જ લાડલો પ્યારો પુત્ર હતો. તે ઘર, પરિવારને ત્યાગવાની વાત કરી રહ્યો છે તે સાંભળીને માતાજી તો મૂર્છિત (બેહોશ) થઈ ગયાં, અને ૩૨ નારીઓ વિલાપ કરવા લાગી. કોઈ અનુજ્ઞા આપવાને તૈયાર નહિ. ત્યારે અવંતીસુકુમાર પોતાની જાતે મુનિનો વેશ પહેરીને મુનિઓના નિવાસસ્થાને જઈને વસ્યા.

માતાજી અને ૩૨ નારીઓનો મોહ તો એવો ને એવો જ છે. **આ રાગ જ દુઃખનું કારણ છે. એ રાગના ત્યાગ વિના આત્મિક સુખ, તથા શક્તિઓ પ્રગટે નહિ.** ત્યારે અવંતીસુકુમારને નલિનીગુલ્મ વિમાનના સુખ પાસે માનવલોકનાં સુખ ફીકાં લાગ્યાં છે અને સ્વર્ગનાં સુખનો રાગ ઉત્પન્ન થયો છે. તે સુખ અર્થે તે સર્વનો ભોગ આપવા તૈયાર થયા છે. પણ **રાગ તે રાગ. તે સંસારી સુખનો રાગ જીવાત્માને દુઃખદાતા જ છે.** પરંતુ એક આત્મિક સુખ જ શાશ્વત સુખ અને પરમ શાન્તિનું દાતા છે. તે સુખ વીતરાગ ભાવમાં વસેલ છે, રાગ ભાવમાં નહિ.

આખરે માતા વગેરેએ અનુજ્ઞા આપી અને સુકુમારે દીક્ષા (સંયમ) અંગીકૃત કરી. હવે ગુરુજીને કહે છે: "નલિનીગુલ્મ વિમાન જોઈએ. તમોએ કહ્યું તો મેં ચારિત્ર ગ્રહણ કર્યું." પરંતુ પરીક્ષા કઠિન છે. "હે ભદ્ર, સ્વદેહે નલિનીગુલ્મ મળે નહિ." "ત્યારે કેમ કરવાનું છે ?" વિનમ્રતા ભારી હતી. "હે પ્રિય મુનિ, અહીંથી સ્મશાન-

ભૂમિમાં જવાનું. ત્યાં નલિનીગુલ્મનું ધ્યાન ધરવાનું. ધ્યાન કરતી વખતે ઉપસર્ગ[૧] થવાનો. ત્યારે જો ધ્યાનમાં સ્થિર રહેશો અને મન ચલિત નહિ થાય, મનના ભાવો બગડશે નહિ, કોઈ પર ક્રોધ, રોષ નહિ આવે અને સમતા રસમાં ઝૂલતા રહેશો, તો જરૂર તરતમાં જ નલિનીગુલ્મ મળી જશે."

અહો વિનમ્રતા કેટલી! પાછો ઉત્તર ન આપ્યો કે આ બધું તમે પહેલાં તો કહ્યું નહિ. તમે તો કહેલું કે દીક્ષા લેવાથી નલિનીગુલ્મ મળશે. પણ **નમ્રતા વિના તો વિકાસને અવકાશ જ નથી.** ગુરુજીને નમન કરી ગુરુની આજ્ઞાનુસાર સ્મશાનભૂમિમાં જવા માટે ચાલ્યા. કોઈ દિવસ વાહન વિના ભૂમિ પર પગ જ મૂક્યો ન હતો તે આજે પગપાળા ચાલવા લાગ્યા. સ્મશાનભૂમિ આવી. ત્યાં બાવળના કાંટા ઘણા જ પડેલા હતા. પગ દેવાય નહિ. પગ માંડે ને કાંટા ભોંકાય. એક કાઢે, બીજો પગ આગળ ધરે ને બીજા કાંટા વાગે. આગળ વધવું મુશ્કેલ હતું. મુનિ વિચારે છે અહીં જ ધ્યાન લગાવો. જે રોજ રેશમની તળાઈ અને મખમલના બિછાનામાં સૂનાર હતા તે સ્મશાનભૂમિમાં કાંટામાં ધ્યાન લગાવવા તૈયાર થયા છે. **જે કષ્ટથી ગભરાતા નથી કે પોતાના નિશ્ચયથી ચલિત થતા નથી તે વીર પુરુષો જ ઇચ્છિતને વરે** છે. વસ્તુનું મૂલ્ય ચૂકવ્યા વિના વસ્તુ કેવી રીતે મળે? અને વીર પુરુષો મૂલ્ય આપ્યા વિના વસ્તુ લેતા જ નથી.

---

**નોંધ**—૧ મનુષ્ય, તિર્યંચ તથા દેવો તરફથી શારીરિક કષ્ટ આવે તે.

હવે અવંતીસુકુમાર મુનિ તે બાવળના કાંટાઓમાં જ આસન લગાવીને પોતાના ધ્યેયમાં તદાકાર થયા. બાહ્યનું સર્વ ભાન ભૂલી ગયા. એના માટે બાહ્ય દુનિયાનું અસ્તિત્વ જ ન રહ્યું. ફક્ત એક નલિનીગુલ્મ વિમાનની જ હયાતી રહી. કાંટામાં આસન જમાવવાથી શરીરમાં કાંટા ભોંકાયા અને તેમાંથી રુધિર(લોહી)ની ધારાઓ વહેવા લાગી. મુનિ તો દેહભાન ભૂલ્યા છે. તેમનું ભાન અને સાન નલિનીગુલ્મમાં એકાકાર થયેલ છે. શું કસોટી પૂર્ણ થઈ? નહિ. સુવર્ણની તો પૂરી જ કસોટી થાય. તેમ જ પ્રકૃતિ પૂરી કસોટી કર્યા વિના જીવને વિકાસ કરવા દેતી નથી. અધિકાર વિના વસ્તુ રહેતી જ નથી. મુનિ તો અંતરના અતળ ઊંડાણમાં નલિનીગુલ્મ વિમાનને સાકાર કરી રહ્યા છે.

તે જ અવસરે ત્રણ દિવસની ભૂખી શિયાળણી પોતાનાં બચ્ચાંઓ સાથે ત્યાં આવી. મુનિનો દેહ લોહીથી ખરડાએલો હતો, સાથે નિશ્ચલ પણ હતો. તેથી શિયાળણીએ ધાર્યું કે આ મૃતક દેહ છે અને તે તેને ચબડ ચબડ ચાટવા લાગી, ચામડીઓ ઊતેરડવા લાગી, શરીરમાંથી માંસના લોચાઓ નીકળવા લાગ્યા અને શિયાળણી અને તેનાં બચ્ચાઓ પોતાંની ક્ષુધાની નિવૃત્તિ કરવા લાગ્યાં. મુનિને તો આવા કષ્ટમાં પણ કંઈ જ દેહભાન નહોતું. તે તો પોતામાં જ લીન હતા. મુનિ તો ત્યાં લહાવો લૂંટી રહ્યા છે આનું **નામ છે યોગ, સમાધિ, સમતા-રસ, ધ્યેયમાં તદાકાર વૃત્તિ,** અને એ જ યોગને

પ્રભાવે ઇચ્છિત તત્કાળ મળે છે. ત્રીજે પહોરે ઘોડે ચડયા હતા, અને ચોથે પહોર નલિનીગુલ્મમાં જઈને વસ્યા. ફક્ત એક જ પહોરમાં પોતાના ઇષ્ટની સિદ્ધિ પ્રાપ્ત કરી.

એ પ્રભાવ હતો યોગનો. એનું નામ છે યોગ. દરેક **માનવમાં આ શક્તિ ગુપ્તપણે રહેલ છે. સાધનાના પ્રભાવે તેને પ્રગટ કરે તે ઇષ્ટને તત્ક્ષણ પ્રાપ્ત કરે તેમાં કંઈ જ આશ્ચર્ય નથી આ વસ્તુ ઉપર જેટલું મનન, ચિંતન થાય તેટલું તેનું રહસ્ય સમજાય. આ વસ્તુનું રહસ્ય બુદ્ધિગમ્ય નથી પણ આંતરિક છે.**

બીજી એક વાત એ છે કે જે–જે ભાવે સાધક જેની ઉપાસના કરે તેવે–તેવે ભાવે તેને તેનો સાક્ષાત્કાર થાય છે. જેમ કે કોઈ રામનું ધ્યાન કરે તો તેને રામનું દર્શન થાય. કોઈ પ્રભુ મહાવીરનું ધ્યાન ધરે તો તેને પ્રભુ મહાવીરનાં દર્શન થાય. બુદ્ધનું સ્મરણ–ઉપાસના કરે તો તેને તેનો સાક્ષાત્કાર થાય. કોઈ પોતાનાં ઇષ્ટ દેવદેવીઓનું ધ્યાન કરે તો તેને તેનો સાક્ષાત્કાર થાય.

શ્રી પરમહંસ રામકૃષ્ણે કાલીમાતાની ઉપાસના કરી હતી તો તેને કાલીમાતાનાં દર્શન થયાં હતાં. એક બહેનને ધ્યાનમાં લેખકનાં જ દર્શન થતાં, તેને લેખક પર શ્રદ્ધા હતી. આમ સર્વ પોતપોતાના ઇષ્ટનો-સાક્ષાત્કાર યોગપ્રભાવે કરી શકે છે. જરૂર છે **શ્રદ્ધા, ભક્તિ અને ઉત્સાહપૂર્વક સાધના કરવાની.** વળી વિશેષ પ્રકારે યોગનો પ્રભાવ બતાવે છે :—

"જન્મલક્ષાર્જિતં કર્મ ધ્યાનેનાનેન યોગિનઃ ।
તમઃ સૂર્યોદયેનેવ તત્સર્વં નશ્યતિ ક્ષણાત્ ॥"

યોગપ્રદીપ શ્લોક-૧૨૩

"જેમ સૂર્યોદયથી અંધકાર નાશ પામે છે તેમ યોગીના ધ્યાનથી લાખો જન્મમા એકત્રિત કરેલ સર્વ કર્મ ક્ષણવારમાં નષ્ટ પામે છે."

"યથા વહ્નિલવેનાપિ દહ્યંતે દારુસંચયાઃ ।
કર્મેંધનાનિ દહ્યંતે તથા ધ્યાનલવેન તુ ॥"

યો. પ્ર. શ્લો. ૧૦૧

"જેવી રીતે લાકડાના ગંજેગંજ ખડક્યા હોય અને અગ્નિનો એક માત્ર તણખો તે સમસ્ત ગંજને એક ક્ષણવારમાં ભસ્મીભૂત કરી નાંખે છે તેવી રીતે કર્મોરૂપ ઇંધનના ઢગલાને ધ્યાનનો એક અંશ માત્ર ક્ષણવારમાં બાળી નાંખે છે."

"યથા વા મેઘસંઘાતા પ્રલીયંતેઽનિલાહતાઃ ।
શુક્લધ્યાનેન કર્માણિ ક્ષીયંતે યોગિનાં તથા ॥"

યો. પ્ર. શ્લો. ૧૦૨

"જેવી રીતે પવનના સુસવાટાથી (સપાટાથી) વાદળોના સમૂહ પ્રલય પામે છે તેવી રીતે યોગીઓના શુક્લ ધ્યાનથી કર્મો ક્ષય પામે છે."

શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય પણ પોતાના યોગશાસ્ત્રમાં કહે છે કેઃ-

"યોગઃ સર્વવિપદ્વલ્લી, વિતાને પરશુઃસિતઃ ।
અમૂલમંત્ર-તંત્રં ચ, કાર્મણં નિર્વૃત્તિઃ શ્રિયઃ ॥"

યો. શા. શ્લો. ૫

"સર્વ આપદા રૂપી વેલીઓના સમૂહને યોગ (ધ્યાનમાર્ગ) તીક્ષ્ણ ધારવાળા કુહાડા જેવો છે, એટલું જ નહિ પરંતુ મોક્ષરૂપ લક્ષ્મી પ્રાપ્ત કરવાને માટે અમૂલ મંત્ર, તંત્ર અને કામણ છે. અર્થાત યોગના પ્રભાવે સર્વ વિપત્તિઓનો નાશ થઈ જાય છે અને મુક્તિ રૂપી લક્ષ્મી પ્રાપ્ત થાય છે."

"ક્ષિણોતિ યોગઃ પાપાનિ, ચિરકાર્જિતાન્યપિ ।
પ્રચિતાનિ યથૈધાંસિ, ક્ષણાદેવાશુશુક્ષણિઃ ॥"
યો. શા. શ્લો. ૭

"ચિરકાળથી ઉપાર્જન કરેલાં પાપોને યોગ એવી રીતે નષ્ટ કરી દે છે, જેવી રીતે ઘણા લાકડાંઓના ગંજને અગ્નિ ક્ષણ માત્રમાં ભસ્મ કરી નાખે છે."

આમ યોગનો પ્રભાવ જેટલો કહીએ તેટલો ઓછો છે. બધા મહાપુરુષોએ મુક્ત કંઠે તેની પ્રશંસા કરી છે. વર્તમાન કાળે અમેરિકામાં માત્ર શુભ ભાવના દ્વારા રોગ નિવારવાનાં અનેક દૃષ્ટાંતો મોજુદ છે. પરંતુ આશ્ચર્યની વાત એ છે કે આપણે આપણા ધ્યાનમાર્ગને મૂકીને કેવળ બાહ્ય ક્રિયાઓમાં રાચી રહ્યા છીએ. પરંતુ **બાહ્ય ક્રિયા યોગસાધનાથી ઘટવાની નથી, પરંતુ વિશુદ્ધ થશે. માટે ભૂલેલા માર્ગને ફરી અપનાવવો જોઈએ.**

આત્મા તથા પરમાત્માનું ઐક્ય ભાવે ધ્યાન કરવાથી જન્મ, જરા, મરણાદિ રોગોનો નાશ થાય છે. જે અશુભ ધ્યાનનો ત્યાગ કરી શુભ તથા શુદ્ધ ધ્યાનનો આશ્રય લે છે તેના રોગો અનુક્રમે જતા રહે છે. એક ક્ષણ માત્ર પણ આત્મપ્રભુનું ધ્યાન કરવાથી સકળ રોગો જતા રહે

છે. આમ હોવા છતાં લોકોને ઔષધાદિમાં કેટલી બધી શ્રદ્ધા છે! અરે જૈન બાંધવો, ધ્યાનપદ્ધતિને તમારા ચતુર્વિધ સંઘસાં અપનાવો અને મન, વચન, કાયાને વિશુદ્ધ રાખી આત્મધ્યાન કરો કે જેથી કોઈ જ રોગ ન રહે.

### પ્રત્યક્ષ પ્રમાણનું એક ઉદાહરણ.

લાલન, અમેરિકા ખંડના યુનાઈટેડ સ્ટેટ્સમાંના મિશીગન સ્ટેટના શાર્લોટ.નામના ગામમાં મિસિસ ગ્રીન નામની એક તેમની સગી બહેનને ત્યાં ધ્યાનના પાઠો આપવા માટે નવ દિવસ રહ્યો હતો.

એમણે માંસાહાર છોડી દીધો અને વનસ્પતિ, ફળ, અન્ન, સૂકો મેવો ઇત્યાદિ આહાર કરવાના સોગન લીધા. એમનો ધર્મવિચાર ક્રિશ્ચિયન સાયન્સ એટલે પરમાત્માના ગુણોનું ધ્યાન કરવાથી રોગો મટી જાય છે, અને પૈસાદિ જે વૈભવો જોઈએ તે મળે છે, એવો છે. એ પંથની આચાર્યા મિસિસ મેરી એડી હાલ જીવતી છે. અને હજારો નહીં પણ લાખો સ્ત્રી–પુરુષો તેમના પંથમાં છે. આ વિચારથી મારી કેટલીક બહેનો જરા જુદાં પડયાં છે; અને પોતાને 'ફ્રી ક્રિશ્ચિયન સાયન્ટીસ્ટસ્' નામથી ઓળખાવે છે. આગલા મત સાથે વિશેષતા એટલી છે કે પરમાત્માના ધ્યાનથી રોગાદિ મટે અને જે જોઈએ તે મળે, પણ જો "સદ્ગુણો હોય તો."

આ ઉત્તમ મતભેદવાળી એક બાઈ મિસિસ એડી ઉપર આજે પંદર વર્ષ થયાં એટલો ભાવ રાખે છે કે તેને

અસાધ્ય રોગ હતો તે મટી ગયો, એટલું જ નહીં પણ તેમના આખા શરીરના પરમાણુ એવી જ રીતે બહુ જ મિસિસ એડીની છબીનું રાતદિવસ ધ્યાન કરવાથી બદલાઈ ગયા કે લોકો તેને મિસિસ એડી કહે છે, કારણ કે તેના શરીરનો વર્ણ તેમના સદ્‌વર્તન સાથે તેના જેવો જ થઈ ગયો.

મિસિસ મેરી એડીના લેખમાં પણ સદ્‌વર્તન છે. પણ ખુલ્લો ઉપદેશ એટલો દેખાતો નથી કે જેટલો આ તેમના પંથના ફાંટામાં દેખાય છે. આ બહેન નિરંતર તેની છબી જોઈ તેનાં લખાણો વાંચી નીરોગી થઈ. તે ધ્યાનથી તેના શરીરનો ઘણે ભાગે આકાર પણ ધ્યેયના જેવો જ થયો તો તીર્થંકરના ધ્યાન કરનારને, પ્રભુનું ધ્યાન કરનારને, તેમનાં વચનો, લેખો વાંચનારને શા શા લાભો શક્ય નથી ?

"ત્વત્સંસ્તવેન ભવસંસતિ–સન્નિબદ્ધં
પાપક્ષણાત્ક્ષયમુપૈતિ શરીરભાજામ્‌ ॥"

ભક્તા. શ્લો. ૭

"હે પ્રભો, જે કોઈ મનુષ્ય તમારું સ્મરણ, ચિંતન, ધ્યાન કરે છે તેનાં અનેક જન્મોમાં સંચય કરેલ પાપોનો ક્ષણમાં નાશ થાય છે."

**આજના વિજ્ઞાનવેત્તાઓ આજે જગતને હેરત પમાડનાર શોધખોળ કરે છે તેના મૂળમાં પણ આ જ યોગની શક્તિ કામ કરી રહી છે, અને એનો અનુચિત ઉપયોગ કરી વૈજ્ઞાનિકો તેને વિકૃત કરે છે. આજનું વિજ્ઞાન જે સિદ્ધિને પામ્યું છે તેની પાછળ પણ એ જ તત્ત્વ કામ**

કરી રહ્યું છે. તેઓ અનેક પ્રકારના પ્રયોગો કરે છે જે પ્રયોગો કરતી વખતે દેહભાન, વિશ્વભાનને વિસારી દે છે અને મનને ધ્યેયમાં લીન કરે છે. તેથી જ પોતાના કાર્યમાં સિદ્ધિ મેળવે છે. તે યોગ નહિ તો શું છે ? તેઓ નવી-નવી દવાઓના અખતરા કરે છે. અનેક નવી-નવી શોધો કરે છે. રોગો કેમ થાય છે ? શા કારણે થાય છે ? કેવા વિચારોથી રોગો થાય છે ? કેવા વિચારોથી રોગો નાશ પામે છે ? મનની એકાગ્રતાનું કેટલું મહત્ત્વ છે ? મનને એકાગ્ર કરવાથી કેવાં કેવાં અજબ અને રહસ્યમય કાર્યો કરી શકાય છે ? આવી શોધખોળ વિદેશીઓ જે કરી રહ્યા છે, તે પણ યોગના પ્રભાવે જ. હા, એટલું ખરું કે તેઓમાં ધ્યેયશુદ્ધિ નથી તેથી વાસ્તવિક જે શુદ્ધ અસર થવી જોઈએ તે થતી નથી. છતાં પ્રત્યેક આધ્યાત્મિક પદાર્થ ભલે થોડો અશુદ્ધ હોય તો પણ તે તેનો થોડો-ઘણો તો પ્રભાવ પાડે જ છે. અને તેથી સાહસ, પરાક્રમ, ને વીરતા પ્રગટાવે છે.

હવે લેખિકા પોતાની નજરે જોયેલ દૃષ્ટાંત કહે છે. આજથી ચાર વર્ષ પહેલાં અમારું ચાતુર્માસ મહારાષ્ટ્ર, જિ. થાણાના એક નાના ઘોલવડ ગામમાં હતું. ત્યાં એક જમનાદાસભાઈ, મુંબઈના પરા મલાડથી આવેલ હતા. તે યોગનાં પુસ્તક વાંચી ચમત્કારોમાં નિષ્ણાત બનેલા. તે પોતાના હાથમાં એક લાકડાનો ટુકડો લઈને એક જરા વાર માત્ર મંત્ર બોલીને ખાંડ બનાવી આપતા તો ઘણીવાર તેજ રીતે બદામનાં બીજ એટલે ફોડેલી બદામ બનાવીને

આપતા, અને મેં તે ખાધેલી અને નજરે પ્રત્યક્ષ જોયેલી. તેમ જ અનેક જાતનાં ફળફળાદિ પણ બનાવી આપતા. એવી જ રીતે વળી દર્શનાર્થી-જનો આવે તો તેના નાસ્તા માટે પુરી, ગાંઠિયા વગેરે એક થાળી પર કપડું ઢાંકીને બનાવી આપતા. ભૂત, ભવિષ્ય વગેરે કહેતા. લોકો તો તેમને ક્ષણ માત્ર પણ છોડતા નહિ. બીજી પણ અનેક વાતો પોતાની સિદ્ધિની તેઓ કહેતા.

અમારે વિહાર કરવો હતો. સાથે બાઈ જોઈતી હતી. તેણે કહ્યું : "બાઈ આવી રહી છે," અને સાચે જ બાઈ મુંબઈથી આવી. આ ચમત્કારી ભાઈને મેં પોતે આ રીતે વર્તતા અને કરતા જોયેલા છે. કહેવાનો મતલબ એ છે કે આ બધી યોગની જ ક્રિયાઓ છે. લોકો ખરી વસ્તુ ન સમજી શકે ત્યારે આવા ચમત્કારોમાં ફસાઈને લોકોપકાર કરે છે. યોગભ્યાસથી કંઈ જ દુર્લભ નથી. તેનો પ્રભાવ મહાન છે. તે વર્ણનાતીત છે. છતાં સજ્જનોને ખાસ ભલામણ છે કે આત્માનુભવ માટે જ યોગસાધના કરવી તે જ શ્રેષ્ઠ છે. બાકી પ્રલોભનોમાં ન ફસાવું. પરંતુ જે યોગનો અભ્યાસ કરશે તે તો જરૂર તેના ધ્યેય પ્રમાણે વિકાસ કરશે.

આ યોગનો મહિમા જેટલો કરીએ તેટલો થોડો છે. જેના પ્રભાવથી ષટ્ખંડ-ભરતક્ષેત્રના અધિપતિ ભરત-ચક્રવર્તીએ વિશાળ સામ્રાજ્યના ભારને વહન કરતા થકા પણ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. ધર્મતીર્થની સ્થાપના ન

હોવાને કારણે જેને પ્રથમ ધર્મની પ્રાપ્તિ થઈ નહોતી, જે સર્વ પ્રકારનાં સંસારિક સુખોમાં મગ્ન હતાં, એ મરૂદેવી (ભગવાન આદીશ્વરજીની માતા)ને યોગના પ્રભાવથી પરમ-પદની પ્રાપ્તિ થઈ. બ્રહ્મ–હત્યા, સ્ત્રી–હત્યા, ભ્રૂણ–હત્યા (ગર્ભપાત) અને ગો–હત્યા જેવાં ઉગ્ર પાપોના આચરણ કરવાને કારણે નરકના અતિથિ બનેલ દૃઢપ્રહારી આદિને માટે યોગ જ આશ્રયભૂત થયો છે. તત્કાળ સ્ત્રી–વધ જેવું પાપકર્મ કરનાર ઘોરકર્મી દુરાત્મા ચિલાતીપુત્રની પણ રક્ષા કરનાર યોગની સાધના કોણ કરવા નહિ ઇચ્છે ?

યોગેન્દ્ર આનંદઘનજી મહારાજ આબુ ગિરિરાજ પર ફરી રહ્યા હતા અને આત્માનંદમાં ડોલી રહ્યા હતા. તે સમયે તેના બાળમિત્રનો સંદેશ લઈને એક માણસ આવ્યો અને એક નાની શીશી તેમને આપવા લાગ્યો, અને કહ્યું કે, "તમારા બાળસખાએ આ રસાયન તમારા માટે મોકલ્યું છે, જેનું એક ટીપું લોઢા પર નાખવાથી તે સુવર્ણ બની જાય છે." જેણે આત્મા સાથે સ્નેહ બાંધ્યો તેને સુવર્ણના મોહ શા ? તેમણે તે શીશી લઈને પથ્થર સાથે અફળાવીને ફોડી નાખી. આ જોઈને તે સંદેશાવાહક ક્રોધિત થઈને અનેક પ્રકારના અપશબ્દો બોલવા લાગ્યો. મુનિ શાન્ત ભાવે તે શ્રવણ કરી રહ્યા. તેમને તેની કંઈ જ અસર ન થઈ.

થોડી વાર પછી તે સંદેશવાહકની સામે જ એક

મોટી શિલા પર તેમણે લઘ્વી (પેશાબ) કરી અને તે સમગ્ર શિલા સુવર્ણની બની ગઈ. તે મનુષ્ય તો આ જોઈને આભો જ બની ગયો અને તેમના ચરણમાં પડી વંદન કરવા લાગ્યો અને ક્ષમા માગવા લાગ્યો, 'પ્રભો ! મેં તમને ઓળખ્યા નહિ.' મુનિ બોલ્યા, 'હે ભદ્ર, જે સુવર્ણના મોહ છોડે, સંસારની માયા તોડે, તેને આ સિદ્ધિઓ મળે છતાં તેને તેનું કંઈ મૂલ્ય નથી. એક આત્માનંદ પાસે આ બધી રિદ્ધિ–સિદ્ધિ ફીકી છે. તેનું કંઈ જ મૂલ્ય નથી. મારા મિત્રને મારા તરફથી આ સંદેશો કહેજો કે **માયા, મોહનાં બંધન તોડનાર વિદ્યા શીખે.**'

આવા ચમત્કારો યોગવિદ્યા દ્વારા યોગીઓ કરી શકે છે. પરંતુ તે **ચમત્કારો આત્માનંદમાં અનેક પ્રકારે વિઘ્નરૂપ હોવાથી યોગી પોતાની એ શક્તિઓને ગુપ્ત રાખવાનો જ પ્રયત્ન કરે છે.** છતાં કોઈ વાર પ્રસંગવશાત્ તે ચમત્કારોને પ્રગટ કરે છે.

એક યોગનિષ્ઠ યોગી વનપ્રદેશમાં ભ્રમણ કરી રહ્યા હતા. ત્યાં અચાનક તેમને કેટલાક અંગ્રેજોનો ભેટો થયો અને એ લોકોએ મહાત્માને બહુ જ વિનવ્યા કે કંઈક યોગનો ચમત્કાર અમોને બતાવો. મહાત્માએ ઘણી જ આનાકાની કરી, પણ અંતમાં આગ્રહને વશ થઈ તેમણે કહ્યું કે 'સારું, બે ગજ લાંબુ તથા પહોળું એક જાડું લાકડાનું પાટિયું લાવો.'

તેવું પાટિયું લાવવામાં આવ્યું. તેમણે બે અંગ્રેજોને

બન્ને છેડેથી પાટિયાને પકડીને પોતાનાથી પંદર હાથ દૂર સામે ધરીને ઊભા રહેવાનું કહ્યું. તે પાટિયાને પકડીને બે અંગ્રેજો કહેવા પ્રમાણે ઊભા રહ્યા. તે યોગી પેલા અંગ્રેજોને સાવધાનીથી ઊભા રહેવાનું કહીને પોતે એકાગ્ર થયા. પોતાની દૃષ્ટિને તેમણે પેલા પાટિયા પર એકાગ્ર કરી. તેના મુખ પ્રતિ જોતાં જણાતું હતું કે તેના મુખના સર્વ અવયવો કાંઈક અંશે તંગ થયા હતા. સર્વ જણા શાંત ભાવે શું બને છે તે જોયા કરતા હતા?

એકાદ મિનિટ પૂર્વોક્ત સ્થિતિમાં રહીને તે બાબીએ, ઉલ્લંઘન ન કરી શકાય એવા અત્યંત પ્રતાપમય સ્વરે કહ્યું : 'ચલે આવ.' પેલા ઊભેલા અંગ્રેજોના હાથમાં કશું જ ન હતું! પાટિયું તેઓના હસ્તમાંથી શી રીતે અદૃશ્ય થઈ ગયું? તે તેઓને સમજાયું નહિ. તેઓ ચકિત થઈ આમતેમ જોવા લાગ્યા, અને સર્વે આશ્ચર્ય પામ્યા. યોગીના પગની સમીપ લાકડાના વહેરનો એક ઢગલો પડયો હતો. યોગીએ નિરોધપૂર્વક પ્રેરેલા વિચારના આંદોલનથી પાટિયાના અણુએ અણુ છૂટા પડી ગયા હતા, અને આકર્ષાઈ આવી ઢગલો થઈ યોગીના ચરણમાં પડયા હતા.

યોગીએ તે લોકોને કહ્યું કે અમારી યોગવિદ્યામાં આ પ્રયોગને 'પરમાણુપૃથક્કરણ વિધિ' કહે છે.

ત્યાર પછી અંગ્રેજોના આગ્રહથી તેણે એક કાળો

નાગ યોગબળે બનાવ્યો અને તેને રમાડવા લાગ્યો, પણ લોકો તો ભયના માર્યા ધ્રૂજવા લાગ્યા.

એક બીજો સંન્યાસી ત્યાં ઊભેલ હતો તેને યોગીએ કહ્યું, 'યે નાગ ખેલનેકુ લેના હૈ?' તેણે કહ્યું, 'મારા હિતનું સાધન એ જણાતું હોય તો ભલે આપો. આપની પ્રસાદી કોનું હિત નથી કરતી?' એથી યોગી પ્રસન્ન થયો અને એ નાગને સંન્યાસી સામે ધર્યો, પોતાની જીભ વડે તે નાગ યોગીના હાથને ચાટયા કરતો હતો. તે સંન્યાસીને હૃદયમાં સહેજ ભય તો થયો, પણ મહાત્માના વચનમાં શ્રદ્ધા ધરી નિર્ભયપણે તેણે હાથ લાંબો કર્યો. નાગનો તેના હસ્તને સ્પર્શ થયો ત્યાં સુધી તે નાગ જ હતો. તેની જીભોનો સ્પર્શ તેના હાથને થવા લાગ્યો, તો પણ તે વિચલિત થયો નહિ, અને પોતાની શ્રદ્ધામાં અચલ રહ્યો. પરિણામ એ આવ્યું કે આખો નાગ તેના હાથમાં તે યોગીએ મૂક્યો કે તત્કાળ તે નાગની એક સુંદર રૂદ્રાક્ષની માળા થઈ ગઈ. જોનાર સર્વ આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયા. યોગીએ કહ્યુ: 'બેટા! તારી શ્રદ્ધાનું આ ફળ છે. તેને કંઠમાં ધારણ કરી લે. એ તારું સર્વદા રક્ષણ કરશે.' સંન્યાસીએ તેમ કર્યું અને યોગીને પ્રણામ કર્યા.

ડૉકટર મણિધરરાયને યોગના ચમત્કાર જોવાની પ્રબળ ઇચ્છા હતી. એક વખતે તેમને રમતારામનો ભેટો થયો અને તેમને વિનંતી કરી જેથી તે મહાત્માએ તેમને

એક ગોળ મેજ ઉપર કાળું વસ્ત્ર પાથરવા કહ્યું. તે પ્રમાણે તે એક સુશોભિત કાળા રંગનું 'ટેબલ કલોથ' લઈ આવ્યા, અને તેને મેજ ઉપર પાથર્યું.

પછી મેજથી પાંચેક હાથને છેટે એક ખુરશી પર બેસવા તેમણે તેને કહ્યું. તેઓ તે પ્રમાણે બેઠા, એટલે તે બોલ્યા: 'ભાઈ! જે વસ્તુ હું બનાવવાને ઇચ્છું છું, તે વસ્તુની રચનામાં અગત્યનાં પરમાણુઓને, તમે મેજ પર પાથરેલા આ કાળા વસ્ત્ર ઉપર પ્રથમ આકર્ષીને એકત્ર કરવાનો હું યત્ન કરું છું. તેમ થયે તે પરમાણુને મેં ધારેલા આકારમાં ગોઠવવા હું યત્ન કરીશ. પ્રયોગ સમયે આ કાળા વસ્ત્ર ઉપર તમે દૃષ્ટિ રાખશો તો અડચણ જેવું નથી! પરંતુ દૃષ્ટિ રાખો તો કોમળ નયનથી સ્વાભાવિક રીતે જોજો. તાકી તાકીને તીવ્ર સંવેગથી ન જોશો, અને જોતી વખતે, આશ્ચર્ય ઉત્પન્ન થાય, એવું કશું જણાતાં મોહને વશ થઈ વૃત્તિના ચાંચલ્યને વધારશો નહિ. એથી તમારા વિચારમાં વિરોધી આંદોલનો ઉત્પન્ન થવાનો સંભવ આવે છે, અને તેમ થતાં તમારાં વિરોધી આંદોલનો વડે પ્રયોગની સિદ્ધિમાં કાં તો વિલમ્બ થાય, અથવા તો સંપૂર્ણ વિજય મળતો નથી. આથી શાંતિથી કોમળ દૃષ્ટિથી જોતાં બેસી રહેજો.'

આમ વદી તે મહાત્મા પોતાની શય્યામાં સ્વસ્થ થઈ બેઠા અને દૃષ્ટિને મેજ પર સ્થાપી એકાગ્ર થયા.

ત્રણ ચાર મિનિટમાં તેમના શ્વાસપ્રશ્વાસની ગતિ મંદ પડી ગઈ. શાંભવી મુદ્રામાં જેમ યોગીની દૃષ્ટિ બાહ્ય પદાર્થ ઉપર સ્થપાયેલી છતાં, દ્રષ્ટા બાહ્ય પદાર્થને જોતો નથી પણ અંતરૂમાં શિવતત્ત્વમાં એકાગ્ર થયો હોય છે, એમ મેજ ઉપર તેમની દૃષ્ટિ છતાં દ્રષ્ટા અંતરમાં એકાગ્ર થયો હતો એમ તેમનાં નેત્રની વૃત્તિ જોતાં ભાન થતું હતું. ક્રમે-ક્રમે એકાગ્રતા વધતી ગઈ, અને તેની સાથે તે સ્થળનું વાતા-વરણ પણ અદ્ભુત ગંભીરતા અને પ્રતાપને દર્શાવતું ગયું.

ડૉક્ટર પોતાની ખુરશી પર એક રોમ પણ હલાવ્યા વિના, માત્ર નેત્રના સ્વાભાવિક થતા પલકારાને રોક્યા વિના શાન્તિથી કાળા વસ્ત્રને જોતા બેઠા હતા. લગભગ દશેક મિનિટ થઈ હશે, એટલામાં અત્યંત શુભ્ર તેજસ્વી રજ જેવા અણુઓ મેજના મધ્યમાં કાળા વસ્ત્ર ઉપર ધુમાડાની પેઠે ઊડતા દૃષ્ટિએ પડ્યા.

વળી અર્ધ મિનિટ થઈ નહિ એટલામાં પૂર્વના કરતાં પણ અધિક પ્રકાશવાળા ઉજ્જ્વલ અણુઓ અધિક પ્રમાણમાં તે સ્થળે ઊડતા અને ગોળ ચક્ર-ચક્ર ફરતા દૃષ્ટિએ પડ્યા. એક નાનું સરખું અત્યંત તેજસ્વી શુક્લ વાદળું, જાણે મેજના મધ્ય ભાગમાં કાળા વસ્ત્ર પર ઊતરી આવ્યું હોય, અને તેના અંતરૂમાં રહેલી ગતિથી અદ્ભુત પ્રકારે ભ્રમણ કરતું હોય એમ પ્રતીત થયું. જેમ વંટોળિયામાં ધૂળના રજ-કણો ચક્ર-ચક્ર કુંદડી ફરે છે, તે પ્રકારે આ તેજસ્વી

અણુઓ ચક્કર–ચક્કર ફરતા હતા, તથા પરસ્પર એકાકાર થતા હતા. ગર્ભ બંધાય છે ત્યારે જેમ આરંભમાં એક પેશી બંધાય છે, અને પછી તેની આજુબાજુ અણુઓ જામી તે પેશી પુષ્ટ થાય છે, તેમ તરત જ ધવલ વાદળાની મધ્યમાં થોડા અણુઓ ઘટ્ટ જામી ગયા, અને તેમ થતાં બીજા અણુઓ તે જામેલા ભાગમાં ભળીને તેને ઘન કરતા ગયા. આ પ્રમાણે એકાદ મિનિટ ચાલ્યું અને પરિણામમાં અત્યંત ઓપ ચઢાવેલા ચાંદીના ગઠ્ઠા જેવો એ ગઠ્ઠો પેલા કાળા વસ્ત્રના મધ્યમાં જામી ગયેલો તેમને જણાયો.

દૂર બેઠા બેઠા આ ગઠ્ઠાને તે શાન્ત ભાવે આશ્ચર્યથી જોયા કરતા હતા તથા તે ચાંદીની હશે કે બીજી કોઈ ધાતુનો હશે, એ વિશે ડૉક્ટર વિપેધ તર્કવિતર્ક કરતા હતા, એટલામાં તે મહાત્મા જાગ્રત થયા, અને બોલ્યા : 'મેજની પાસે આવો અને આ પદાર્થને જુઓ.'

આજ્ઞા પ્રમાણે ડૉક્ટર તરત ઊઠ્યા, મેજ પાસે ગયા, અને તે પદાર્થને હાથમાં લઈ આશ્ચર્યથી જોવા લાગ્યા. તેનું વજન શેરની અંદર હતું. ઉપરથી જોતાં તે ચાંદીનો હોય એમ પ્રથમ ભાન થયું, પણ સૂક્ષ્મ રીતે જોતાં તે કોઈ અન્ય ધાતુ હશે, એમ ભાસ્યું. આ કઈ ધાતુ છે, એવો પ્રશ્ન કરવા તેણે મહાપુરુષ સામું જોયું, એટલામાં તો તે પોતે બોલી ઊઠ્યા : 'ભાઈ, એ રૂપું કે ચાંદી નથી. એ પદાર્થનું નામ ન હોવાથી તેનું નામ હું તમને

કહી શકતો નથી. એ ઠરી ગયેલું જીવનજળ છે. રસસિદ્ધો એને 'જીવન જળ' તરીકે ઓળખે છે. એનાં હજારો અને લાખો નામ છે, પરંતુ જેમને તે શું છે તેનું ભાન નથી, તેમને તેનાં નામો કહેવાથી કશો બોધ થતો નથી. અજ, શિવ, પારદ, નિર્ઝર, નેત્ર એવાં એવાં અસંખ્ય નામો મહાપુરુષોએ તેને આપેલાં છે. એ શું છે? એ સમય આવ્યે તમે જાણશો, અને ત્યારે તેના માહાત્મ્યને સમજશો. એ એક છતાં કરોડો રૂપ ધારણ કરે છે, માટે તેના મૂળ રૂપથી મેં તેને સહજ વિલક્ષણ રૂપ આપ્યું છે, તેથી તેનું મૂળ સ્વરૂપ તત્ત્વતઃ બદલાવા પામ્યું નથી. 'શેર જળમાં આ કકડાને (ગઠ્ઠાને) બે ઘટિકા રાખી મૂકવાથી જળમાં સર્વ પ્રકારના વ્યાધિઓ મટાડવાનું સામર્થ્ય આવે છે. અસાધ્ય કે દુઃસાધ્ય સર્વ વ્યાધિઓ આ પદાર્થના સ્પર્શવાળા જળથી ઘણી જ ટૂંકી મુદતમાં મટ્યા વિના રહેતાં નથી.'

આ વિલક્ષણ વાક્યોના સંબંધમાં ડૉક્ટર વિચાર કરતા હતા, એટલામાં જાણે તેને વિચાર કરવાનો અવકાશ જ ન આપવાનો તે મહાત્માનો હેતુ હોય તેમ તે પુનઃ બોલ્યા: 'ભાઈ! હવે તમારી યાચના સિવાય જ હું એક પ્રયોગ કરવા ઇચ્છું છું, માટે એક જાડો–ધોળો કાગળ હોય તો લાવો.'

પોતાના વિચારમાંથી જાગ્રત થઈને ડૉક્ટરે મહાત્માએ માગેલ કાગળ લાવીને હાજર કર્યો. તે જોઈને

તેઓ પ્રસન્ન થયા, અને પછી બોલ્યા : 'ભાઈ! હમણાં જે પદાર્થ આપણે સંકલ્પબળથી સર્જ્યો, તે પદાર્થમાંથી જ સ્રષ્ટા આખું જગત સર્જે છે, અને તેથી સર્વ પદાર્થોમાં તે પદાર્થ રહેલો છે. આપણે જે અન્ન ખાઈએ છીએ, તેમાં તથા જળમાં, વાયુમાં તથા તેજમાં પણ તે પદાર્થ રહેલો છે. અન્ન તથા જળ દ્વારા તે પદાર્થ આપણા શરીરમાં આવે છે, અને તેની વિવિધ ધાતુઓ વગેરે બને છે. ભાઈ! તમે રોટલી કે ભાત કે દૂધ ખાઓ છો, અને તેનો રંગ ધોળો હોય છે, તથાપિ તેમાંથી લાલ રંગનું લોહી, કાળા, ધોળા, પીળા અને ભૂરા રંગના વાળ, અને લીલા કે પીળા રંગનું પિત્ત વગેરે થાય છે. આ બધા રંગો અન્નમાં પ્રથમથી રહેલા જ હોય છે. અને તેથી જ શરીરમાં પ્રગટ થાય છે. જો તે રંગોનું અન્નમાં કે જળમાં અસ્તિત્વ ન હોય તો શરીરમાં તે પ્રગટવા જ પામે નહિ. અન્નમાં અને જળમાં જે આ રંગો આવેલા છે, તે અન્નના પોતાના નથી, પણ તેમના કારણરૂપ મૂળ પદાર્થના જ છે, અને તે મૂળ પદાર્થ અન્ન દ્વારા આપણા શરીરમાં આવેલો હોવાથી આપણા શરીરમાં સઘળા જ રંગો રહેલા છે, એ સ્પષ્ટ થાય છે. આમ હોવાથી, ભાઈ! જ્યારે કોઈ યોગસામર્થ્યસંપન્ન પુરુષ કોઈ છબી કાઢવી હોય છે તો પોતાના શરીરમાં રહેલા રંગોને સંકલ્પ દ્વારા બહાર કાઢી તે છબી ચીતરી શકે છે. આવો એક પ્રયોગ આ સ્થળે હવે મારે કરવાનો હોવાથી, તમારી પાસે આ જાડો કાગળ

મંગાવ્યો છે. હવે તમે કહો તે મનુષ્યનું ચિત્ર આ કાગળ ઉપર હું બનાવું.'

ડૉકટર બોલ્યા : 'ભગવન્, મારી ધર્મપત્નીનું ચિત્ર બની શકશે ?'

તે મહાત્મા મંદમંદ હસતા બોલ્યા, 'તમારી ઇચ્છા પ્રમાણે થશે. તમે પૂર્વની જેમ શાંત થઈને બેસો. આમ બોલી તે મહાત્માએ નેત્ર મીંચ્યાં, અને પાંચેક મિનિટ પછી ઉઘાડી ડૉકટર સામું જોઇ બોલ્યા : 'ભાઇ ! તમારી પત્નીને મેં જોઈ છે. તે અત્યંત નિર્દોષ અને શુદ્ધ હૃદયની બાળા છે. પત્ની રૂપે આ સ્ત્રીને પ્રાપ્ત કરીને તમે અત્યંત ભાગ્યશાળી બન્યા છો. તમારી પત્ની હમણાં જ સ્નાન કરીને ઊઠી છે. તેના કેશ છૂટા છે. અને તે પોતાના એકાંતાલયમાં તમારા સંબંધી જ વિચાર કરતી બેઠી છે. તેણે વસ્ત્ર પૂરેપૂરાં પરિધાન કર્યાં નથી, તેથી માત્ર તેના મુખને જ હું આ કાગળ પર આલેખું છું.'

આમ બોલી તેમણે પેલો જાડો કાગળ પોતાના હાથમાં લીધો, અને તેને પોતાની સમક્ષ મૂકયા પછી પોતાના જમણા હાથની પાંચ આંગળીઓ તે કાગળ ઉપર મધ્યમાં બે તસુ છેટે ધરી, અને એકાગ્રતા સાધી. થોડી જ ક્ષણમાં આંગળીઓમાંથી રંગનો વિલક્ષણ સૂક્ષ્મ પ્રવાહ વહેતો અને કાગળ પર ઠરતો હોય તેમ જણાયું. આમ દશેક મિનિટ વહી ગઈ.

ડૉક્ટર દૂર બેઠા હતા. એટલે કાગળ પર શું ચીતરાયું હતું ? તે જોઈ શકતા ન હતા.

ત્યાર બાદ મહાત્મા જાગ્રત થયા, અને પેલો કાગળ ડૉક્ટરના હાથમાં આપ્યો. કાગળ પર જે મનોહર મૂર્તિ આલેખાયલી હતી તેનું વર્ણન કરવા કોઈ શબ્દ સમર્થ ન હતા. જાણે સાક્ષાત્ સરસ્વતી, કે દેવાંગના જ ન હોય એવો ભાસ થતો હતો. ડૉક્ટર ચિત્ર જોતાં જોતાં પોતાનું ભાન ભૂલી ગયા, આ સાક્ષાત્ નથી પણ ચિત્ર છે તે પણ વીસરીને પોતાની પત્નીને પ્રેમાવેશમાં 'યોગિની, યોગિની તું અહીં ક્યાંથી ?' પણ ઉત્તર કોણ આપે ? ઉત્તર ન મળતાં ભાન થયું અને લજ્જિત થઈ ચિત્ર પરથી પોતાની દૃષ્ટિને મહાત્મા સમક્ષ કરી. પણ આ શું ? મહાત્મા ત્યાં ન હતા. તેઓ અદૃશ્ય થઈ ગયા હતા, પોતાના યોગબળથી. અને ડૉક્ટર વિચાર કરતા જ રહી ગયા. આવા અનેક ચમત્કારો યોગબળથી સર્જી શકાય છે.

એક સામર્થ્યસંપન્ન યોગીએ શાપવશાત્ સ્ત્રી શરીરમાં ૨૧ વર્ષ વાસ કર્યો. જ્યારે તેમની ઉંમર ૨૦ વર્ષની હતી ત્યારે કોઈ ન્યાયયુક્ત કાર્ય કરવા છતાં તેના પર ખોટો આરોપ આવ્યો અને તેનો કેસ ચાલ્યો. કોર્ટમાં તેણે પોતાની નિર્દોષતા જાહેર કરી બતાવી છતાં તેને અપરાધી સમજવામાં આવેલ. તેને સાચો ન્યાય મળ્યો નહિ. તેને ૫૦૦ રૂપિયા દંડ અગર ત્રણ મહિનાની જેલ ભોગવવાની સજા થઈ. તેણે કહ્યું કે હું જેલની શિક્ષા

સ્વીકારું છું. બધા આશ્ચર્યમુગ્ધ બન્યા. તે યોગિનીબાળા ન્યાયાધીશ અને પોલીસ અમલદારો બધાની વચ્ચેથી નિર્ભય રીતે કોર્ટમાંથી નીકળીને પોતાની ગાડીમાં બેસી ઘર તરફ જવા લાગી. પાછળથી પોલીસનો અમલદાર તેને પકડવા જવા લાગ્યો તો જાણે તેના હાથમાં પક્ષઘાત કેમ ન થયો હોય તેવો બની ગયો. તે પોતાને ઘેર ગઈ ત્યાર બાદ થોડી વારે બીજો અમલદાર અને સિપાઈઓ તેને પકડવાને માટે તેને ઘેર આવ્યા. તે યોગિની તેની પાસે જઈને પૂછવા લાગી કે તમો શા માટે આવ્યા છો? અને શાંતિથી ઊભી રહી.

તે અમલદાર બોલ્યો: 'હું તને પકડવા આવ્યો છું.' આમ બોલીને જરા પણ વિવેક વિના તે તેને પકડવાને આગળ વધ્યો. યોગિની એક પણ શબ્દ ન બોલતાં એકાગ્રતાથી સ્થિર ઊભી રહી. એમ છતાં જેમ આકાશમાંથી વીજળી તૂટી પડે તેમ તત્કાળ તે પોલીસ અમલદાર ચાર ગોઠમડાં ખાઈ ગયો; અને યોગિનીથી દશ હાથ દૂર એક ખૂણામાં જઈને પડ્યો. એ દેખાવ જોઈને બીજા બે સિપાઈઓ જ્યાં હતા ત્યાં સ્થિર થઈ ગયા. તેઓ એકબીજાના સામું ટગર ટગર જોવા લાગ્યા.

થોડી વારે તે અમલદારને ભાન આવ્યું ત્યારે બમણા જોરથી હાથકડી લઈને યોગિનીને કેદ કરવા ધસ્યો કે એકાએક રાઈફલ (બંદૂક)ના ધડાકા જેવો એક તીક્ષ્ણ ધડાકો થયો, અને તે પહાડ જેવો અમલદાર,

કોઈ ઊંચા માળ પરથી પડે તેમ પૃથ્વી પર ધમ અવાજ સાથે દૂર ખૂણામાં જઈને પડ્યો. તેના પછડાવાનો અવાજ એટલો બધો તો ભારે અને ભયંકર થયો હતો કે, તેનો દમ નીકળી જાય. તે મુડદાની જેમ નિશ્ચેષ્ટ પડ્યો હતો, તેના ડોળા ફાટેલા હતા, અને તેનું મોં ધોળું પૂણી જેવું થઇ ગયું હતું. આ દેખાવ જોઈને તેની સાથે આવેલા બે સિપાઈઓ તો તત્કાળ ત્યાંથી મૂઠીઓ વાળીને પલાયન કરી ગયા.

યોગિની અદબ વાળીને આકાશ ભણી દૃષ્ટિ સ્થિર કરીને શાંત ઊભી હતી. આ સમયે તેના મુખ પર અપૂર્વ પ્રતાપ અને નિર્ભયતા દૃષ્ટિગોચર થતાં હતાં.

થોડી વારે તે અમલદાર ભાનમાં આવ્યો અને પાછું પોતાનું કામ કરવા ઊભો થયો અને યોગિની તરફ વળ્યો. યોગિનીએ પોતાનો જમણો હાથ ઊંચો કરીને તથા પોતાની આંગળીઓ તેના સામે ધરીને, જેમ કોઈ સેનાપતિ પોતાના સૈનિકોને આજ્ઞા કરે તેમ પ્રતાપમય સ્વરે કહ્યું : ‘સબૂર !’ તે અમલદાર જ્યાં હતો ત્યાં ચોંટી ગયો. તેણે પોતાનો પગ ઉપાડવાને ઘણાં તરફડિયાં માર્યાં, પણ સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા. તે નિરુપાય થઈને તેના સામે ટગરટગર જોતો ઊભો રહ્યો.

યોગિની નિર્ભયપણે બોલી : ‘તમારા ધ્યાનમાં આવે ત્યારે અહીંથી હવે રસ્તો માપજો, પણ સ્મરણમાં રાખજો

કે આજના જેવું નાટક ફરીને ભજવવાનો જો પ્રયત્ન કરશો તો પાછળથી તમારે ભારે પશ્ચાત્તાપ કરવો પડશે.'

તે અમલદાર ભયથી ભયભીત થઈને ત્યાંથી ભાગી ગયો. બે કલાક બાદ ફરી બાર સિપાઈઓ અને ત્રણ અમલદારો પોતાની રિવોલ્વરો સાથે આવ્યા. તેના સન્મુખ યોગિની જઈને ઊભી રહી અને પ્રભાવમય સ્વરે બોલી, 'જેને પકડવાને તમે આવ્યા છો તે હું પોતે તમારી સમક્ષ ઊભી છું.' તેનો પ્રભાવ જોઈને તે લોકો જરા પાછા હઠયા, અને તેના સામું જોવા લાગ્યા.

પછી અમલદાર બોલ્યો : 'છોકરી ! તેં બે ગુના કર્યા છે. પ્રથમ ગુનો એ છે કે તેં કોર્ટની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે, અને બીજો ગુનો એ છે કે સરકારના અમલદારોની સામે તું થઈ છે. આ બે ગુનાને માટે તને પકડવાનું વૉરન્ટ કાઢવામાં આવ્યું છે. માટે જો તું તારી મરજીથી અમને તાબે થાય તો એક અબળા પર જોર-જુલમ કરવાની દુઃખદાયક ફરજ અમને ન પડે.'

યોગિની મંદ મંદ હસી, અને બોલી : 'એક અબળાને પકડવાની છે એવી ખબર છતાં તમારે પંદર પંદર પ્રચંડ શરીરવાળા શસ્ત્રધારીઓને અહીં આવવું પડ્યું છે, એ ફરજ તમને કંઈ ઓછી દુઃખદાયક ન થઈ પડી હોવી જોઈએ.'

યોગિનીનું આ વચન સાંભળીને પોલીસ અમલદારો જરા શરમાઇ ગયા. પછી પ્રથમ બોલનાર અમલદાર

બોલ્યો: 'અમે આટલા બધા માણસ લાવત તો નહિ, પણ અમારી પહેલાં તને પકડવા આવેલા સર્વને તેં કોઇક દાવપેચથી છેતરી નસાડી મૂક્યા, તેથી આટલા માણસો લાવવાની અમને ફરજ પડી છે. હવે તારી ગમે તેવી છેતરપિંડી અમારા આગળ ચાલે તેમ નથી.'

યોગિનીએ કહ્યું: 'આખું નગર એકસંપ થઇને કાં મારા પર ચઢી નથી આવતું? તોપણ એમ કંઇ હું તમારી આપખુદીને તાબે થનાર નથી.'

આમ બોલીને તરત જ તેણે પોતાની તથા તે માણસોની વચ્ચે પોતાની આંગળીથી અત્યંત ચકચકિત આસમાની રંગની એક લીટી નીચે જમીન પર દોરી કાઢી. પછી તે બોલી: 'હવે તમારામાંથી જેને મને પકડવાની મરજી હોય તેણે આ લીટી ઓળંગીને આ બાજુ આવવું.'

અત્યાર સુધી જે અમલદાર વાત કરતો હતો તે હવે ચમક્યો. પેલી ચકચકિત લીટી તરફ શંકાની નજરે ધારી-ધારીને જોવા લાગ્યો. અને પગલું ભરવાની આનાકાની કરવા લાગ્યો. તે અમલદારોમાંથી એકે તેને કહ્યું: 'કેમ અટક્યા? શું જોયા કરો છો? જાઓ તેને જલદીથી પકડો.'

તે બોલ્યો: ત્યારે આપ જાતે જ એટલી તકલીફ ઉઠાવોને.' પણ આ વચન બોલ્યા પછી તેને વિચાર આવ્યો કે હું આમ ડરીને નહિ જાઉં અને એ જશે

અને પકડી લાવશે, તો મારે શિરે એક અબળાથી ભય પામ્યાની હંમેશની કાળી ટીલી રહી જશે. તેથી તેનો મિત્ર શું ઉત્તર આપે છે? અથવા શું કરે છે? તે સાંભળવાની કે જોવાની એક ક્ષણ પણ વાટ ન જોતાં હૃદયને કઠણ કરી, સાહસથી તે આગળ ધસ્યો. પણ પેલી આસમાની લીટી આગળ આવતાં જ તે એટલો તો એકાએક અટક્યો કે તેના અતિ ભારે શરીરને લીધે મહામુસીબતે ઊંધે માથે પછડાતો બચી ગયો.

તેનો મિત્ર બૂમ પાડી ઊઠ્યો: 'કેમ, શું થયું? આમ એકાએક અટક્યા કેમ?'

તે અમલદાર લીટીને ઓળંગવાને ખૂબ મથ્યો, પણ તેના પગ જાણે જમીનને ચોંટી ગયા હોય એમ તેને જણાયું. તે રાતો-પીળો થઈ ગયો, અને ક્ષણમાં આ પગ તો ક્ષણમાં બીજો પગ ઊંચોનીચો કરવા લાગ્યો. પણ તે તેને જમીનથી એક તસુ પણ આગળ ખસેડવા સમર્થ થઈ શક્યો નહિ. આ જોઈને બીજા અમલદારો તથા સિપાઈઓ આગળ આવ્યા. પણ બધાની એ જ દશા થઈ. એક પણ માણસ યોગિનીએ આંકેલી મર્યાદા ઓળંગી શક્યો નહીં.

તેઓએ ઘણો પ્રયત્ન કરવા છતાં સફળતા ન મળવા બાદ યોગિની બોલી: 'વીર પુરુષો, આ ઘરની બહાર તમારી ઇચ્છામાં આવે ત્યારે જવાની તમને પૂર્ણ સ્વતંત્રતા

છે, પરંતુ આ બાજુ એક ઇંચ પણ આગળ વધવા તમો પ્રયત્ન કરશો તો તેમાં તમે જરા પણ સફળ થશો નહિ.'

પણ તેઓ એ વાતને કેવી રીતે સ્વીકારે? આથી તેઓએ એકત્ર થઈને થોડી ક્ષણો મસલત કરી, અને અંતે તેઓ એવા નિશ્ચય પર આવ્યા કે તેનામાં કોઈ ખવીસ ભરાયેલ હોવાથી તે સીધેસીધી પકડાશે નહિ. માટે આપણને મળેલો છેલ્લો હુકમ હવે અમલ કરવામાં કંઈ જ વાંધો નથી. આમ વિચારી મુખ્ય અમલદારે પોતાની બંદૂક યોગિની તરફ તાકી અને બોલ્યો: 'છોકરી! આ બંદૂક તને દેખાય છે કે? જો! આમ ધ્યાન આપ. હું એક બે ત્રણ ગણું છું. ત્રણ પૂરા થતાં જો તું અમારી પાસે આવી અમારે સ્વાધીન નહિ થાય તો એક ક્ષણનો પણ વિચાર કર્યા વિના આ બંદૂક હું તારા પર ફોડીશ. હવે હું જોઉં છું કે તારો ખવીસ કે દેવ તારી વહારે કેવો આવે છે? જો જીવવું હોય તો ઝટ આમ આવ, નહિ તો હવે બે મિનિટનું તારું જીવન જાણજે.'

આમ બોલી પોતાના સાથીઓ તરફ જોઈને તે કહેવા લાગ્યો, 'કેમ, એમ જ કે ની!' બધાએ 'હા,' એમ જ કહી પોતાનાં ડોકાં હલાવ્યાં, અને તેઓ પણ પોતાની બંદૂકો યોગિની તરફ તાકીને ઊભા રહ્યા.

મુખ્ય અમલદારે કહ્યું: "એક!" થોડી સેકંડ પછી તે બોલ્યો: "બે!" વળી થોડી સેકંડો ગઈ: "ત્રણ!" એ પ્રકારનો છેલ્લો શબ્દ તે બોલ્યો.

યોગિની મણિશિલા (આરસપહાણ)ની પૂતલિકાની પેઠે પોતાની જગ્યાએ સ્થિર ઊભી હતી.

બંદૂકનો ઘોડો પડ્યો. "ભડાક!" અવાજ સાથે ગોળી છૂટી. પુનઃ "ભડાક! ભડાક!" બે અવાજ થયા. એક ક્ષણ શાંતિ વ્યાપી રહી. અને વળી—"ભડાક! ભડાક! ભડાક!" એમ ત્રણ અવાજ થયા.

તે અમલદારે પોતાની બંદૂકની છ નળીઓ ખાલી કરી નાખી હતી, અને તો પણ પાષાણની મૂર્તિની પેઠે લેશ પણ ઈજા થઈ ન હોય એમ જણાતી યોગિની પૂર્વવત્ સ્થિર ઊભી હતી, અને તેના પગ આગળ પૈસાના જેવડી ચપટી થઈ ગયેલી છ ગોળીઓ પડી હતી.

થોડી ક્ષણો સુધી કોઈની એક અક્ષર પણ બોલવાની હિંમત ચાલી નહિ. પછી યોગિની બોલી: 'કદાચ તમારામાંથી બીજા કોઈ વીર પુરુષોને નિશાન તાકવાના કોડ પૂરા કરવા હોય તો કરી લેજો.'

જેણે રિવૉલ્વર છોડી હતી, તે અમલદાર યોગિનીને આ પ્રમાણે બોલતી સાંભળીને તથા તેના પગ આગળ પડેલી છ ચપટી ગોળીઓ જોઈને ચકિત થઈ ગયો, અને પોતાના માણસો તરફ ફરીને બોલ્યો: 'ભાઈઓ! આ છોકરીને—અરે ભૂલ્યો! આ—(શું કહેવું તે ન સૂઝવાથી) આ—આને પકડવા આવવામાં આપણે મોટી ભૂલ કરી છે. બળતા અગ્નિમાં હાથ નાંખવો, અને આને પકડવી, એ

બન્ને બરાબર છે. આનામાં ખવીસ નથી, પણ કોઈ દેવીનો અંશ છે. મારું માનો તો હવે જેમ બને તેમ વહેલા ઘર ભેગા થવાય તેમાં જ સાર છે. અહીં આપણી પટાકડીઓ કાગળના ફટાકિયા કરતાં પણ તુચ્છ છે. હજુ કંઈ આપણો સિતારો પાધરો છે કે આ દેવી પોતાનું જ રક્ષણ કરીને બેસી રહી છે, પણ સામું જો ખડ્ગ કાઢ્યું તો ચીભડાની જેમ વઢાઈ જઈશું. માટે આપણે તો આ ચાલ્યા, જેને પ્રમોશન જોઈતું હોય તે ભલે ઊભો રહે.' આમ બોલી પાછી નજર પણ નાંખ્યા વિના તે નાઠો, અને તેની પાછળ તેની સાથે આવેલા સર્વ પણ પલાયન કરી ગયા.

બાળા સ્વસ્થ હતી. ત્યાર બાદ, અમુક સમયને અંતરે તેના પિતાએ તેને પૂછ્યું કે, 'હે મહાત્મન્! પેલા પોલીસ અમલદારની ગોળીઓને આપના શરીરમાં પ્રવેશતી આપ શી રીતે અટકાવી શક્યા?'

યોગિની બોલીઃ લોકો જેને 'જડ દ્રવ્ય' કહે છે, એ જડ દ્રવ્ય ગતિશીલ હોય છે. આપણા ચર્મચક્ષુથી દેખાતા અથવા ન દેખાતા સર્વ પદાર્થો નિરંતર ગતિશીલ હોય છે, અર્થાત્ જે અણુઓના તેઓ બનેલા હોય છે, તે અણુઓ નિરંતર ગતિ કરતા હોય છે. પાષાણના તથા લોખંડના અણુઓ આપણને સ્થિર દેખાય છે, પણ વસ્તુતઃ તેઓ તેવા નથી. તેઓ નિરંતર ગતિ કર્યા જ કરે છે. આખા બ્રહ્માંડના સર્વ પદાર્થો આ રીતે નિરંતર

ગતિમાન હોય છે. આ ગતિને હાલનું વિજ્ઞાન કંપ અથવા આંદોલન કહે છે. કેટલાક પદાર્થોના અણુનાં આંદોલનો વધારે વેગવાળાં હોય છે, અને કેટલાકનાં ઓછાં વેગવાળાં હોય છે. જેમાં આંદોલનો ઓછા વેગવાળાં હોય છે તે પદાર્થો ઘન હોય છે, અને જેમનાં આંદોલનો વધારે વેગવાળાં હોય છે, તે પદાર્થો સૂક્ષ્મ હોય છે. લોખંડ અને પાષાણના અણુનાં આંદોલનો ઓછા વેગવાળાં હોવાથી તેઓ ઘન હોય છે, અને પાણીના અણુનાં આંદોલનો વધારે વેગવાળાં હોવાથી તે લોખંડ અને પાષાણ કરતાં સૂક્ષ્મ છે. પાણી કરતાં પણ વાયુના આંદોલનો વધારે વેગવાળાં છે, અને તેથી પાણી વાયુ કરતાં ઘન છે, અને વાયુ પાણી કરતાં સૂક્ષ્મ છે. વીજળીનાં આંદોલનો અત્યંત વેગવાળાં હોવાથી તે વાયુ કરતાં અત્યંત સૂક્ષ્મ છે. હવે જે પદાર્થનાં ઓછાં વેગવાળાં આંદોલનો હોય છે, તે પદાર્થ વધારે વેગવાળાં આંદોલનોવાળા પદાર્થમાં સહજ પ્રયત્નથી પ્રવેશી શકે છે. પાષાણને જળમાં પ્રવેશવું કઠિન હોતું નથી, કારણ કે પાષાણનાં આંદોલનો કરતાં જળનાં આંદોલનો વધારે વેગવાળાં છે. તલવાર આપણામાં પ્રવેશી શકે છે, કારણ કે તલવારનાં આંદોલનો કરતાં આપણા શરીરનાં આંદોલનો વધારે વેગવાળાં હોય છે. તલવાર આપણા શરીરને જેટલી ઝડપથી કાપે છે, તેટલી ઝડપથી પાષાણને કે લોખંડને કાપી શકતી નથી. કારણ કે આપણા શરીરનાં આંદોલનો જેટલા વેગવાળાં છે તેટલા વેગવાળાં પાષાણ અને લોખંડનાં આંદોલનો નથી.

તાત્પર્ય એ છે કે જેમ આંદોલનો ઓછા વેગવાળાં હોય છે, તેમ તે પદાર્થ ઘન હોય છે, અને જેમ આંદોલનો વધારે વેગવાળાં હોય છે, તેમ તે પદાર્થ સૂક્ષ્મ હોય છે. આ પ્રકારનો કુદરતી નિયમ હોવાથી જ્યાં સુધી મારા શરીરનાં આંદોલનોનો વેગ બંદૂકની ગોળીનાં આંદોલનોના વેગ કરતાં વધારે હોય ત્યાં સુધી બંદૂકની ગોળી તેમાં પ્રવેશી શકે છે, પરંતુ બંદૂકની ગોળીનાં આંદોલનો કરતાં તેનો વેગ જો ઓછો કરવામાં આવે તો મારું શરીર ગોળી કરતાં વધારે ઘન થવાથી ગોળી તેમાં પ્રવેશી શકે નહિ. આ નિયમનું મને જ્ઞાન હોવાથી તેમ જ આંદોલનોના વેગને કેવી રીતે ઘટાડવો તથા વધારવો એ યુક્તિને મેં સિદ્ધ કરેલી હોવાથી જ્યારે મારા ઉપર ગોળી છોડવાનો નિશ્ચય કરવામાં આવ્યો ત્યારે મને સિદ્ધ યુક્તિ વડે મેં મારા શરીરનાં આંદોલનોનો વેગ ગોળીનાં આંદોલનોના વેગ કરતાં ઘણો જ ઘટાડી દીધો હતો. આથી નરમ ધાતુ સખત ધાતુની સાથે પછડાવાથી જેમ નરમ ધાતુ ચપટી થાય છે, તેમ ગોળી કરતાં વધારે ઘન થયેલા મારા શરીર સાથે ગોળીઓ અફળાવાથી તેઓ ચપટી થઈ ગઈ હતી. હાલ મારા શરીરનાં આંદોલનોનો જેટલો વેગ છે, તેના કરતાં મેં તેને ઘણો વધાર્યો હોત તો ગોળીઓ મારા શરીરની આરપાર નીકળી ગઈ હોત, અને કદાચ જોડેના ઓરડામાં કોઈ હરતુંફરતું હોત તો તેને વાગી બેઠી હોત; પરંતુ આંદોલનોનો વેગ ઓછો કરવાથી તેઓ મારા શરીરને ભેદ્યા વિના તેને અથડાઈ

અથડાઈને મારા પગ આગળ જ પડી જતી હતી. તે લોકોને આશ્ચર્ય લાગ્યું અને મારામાં કોઈ દૈવી સત્તા છે, એમ તેમને ભાન થયું. પરંતુ વસ્તુતઃ આમાં આશ્ચર્ય પામવા જેવુ કશું જ નથી.

'કુદરતના નિયમોનું જ્યાં સુધી આપણને અજ્ઞાન હોય છે, ત્યાં સુધી આપણને ન સમજાતી બાબતોને આપણે ચમત્કારરૂપે ગણીએ છીએ, પરંતુ જેટલા જેટલા ચમત્કાર ગણવામાં આવે છે તે સર્વ કુદરતના નિયમ પ્રમાણે જ થાય છે. એક સ્થળથી હજારો ગાઉ દૂરના બીજા સ્થળમાં એક ક્ષણમાં સંદેશો પહોંચાડવો, એ વીજળીના સામર્થ્યના જ્ઞાન વિનાના મનુષ્યને ચમત્કારરૂપ ભાસે; પરંતુ વિદ્યુત્શાસ્ત્રનો અભ્યાસ કરનારાઓને તેમાં ચમત્કાર જેવું કશું જ ભાસતું નથી. તેઓ જેમ તે કૃતિને કુદરતના નિયમાનુસાર થયેલી જાણે છે, તેમ આંદોલનોના નિયમ પર સંયમ વડે અંકુશ પ્રાપ્ત કરનાર યોગતત્ત્વવિદ્ પુરુષો પણ શરીરને અધિક ઘન અથવા અધિક સૂક્ષ્મ કરવાની કૃતિને કુદરતના નિયમાનુસાર જ થતી જાણે છે.'

આ આંદોલનના નિયમના જ્ઞાનને લીધે જ યોગીઓ ઝડઝડ બળતા અગ્નિના મધ્યમાં ગમે તેટલો સમય જરા પણ ઈજા થયા વગર ઊભા રહી શકે છે.

આંદોલનોનો ઓછો-અધિકો વેગ એ જ જો આ

જગતની રચનામાં હેતુ છે ‘તો પછી એ નિયમના જ્ઞાનવાળા મહાપુરુષો વિશ્વમાં સર્વ કરવાને સમર્થ હોય, એમાં આપણને આશ્ચર્ય જેવું શું છે?’

કહેવાનો મતલબ છે કે યોગબળથી આવી અનેક આત્મિક સૂક્ષ્મ શક્તિઓ પ્રગટ થાય છે અને માનવ આગળ ને આગળ વિકાસ સાધે છે તેમાં ચમત્કાર જેવું કશુ જ નથી પરંતુ સામાન્ય માનવીને તે ચમત્કારપૂર્ણ લાગે છે. જ્યારે આંતરિક શક્તિઓનો વિકાસ થાય છે ત્યારે જ માનવને સમજાય છે કે મારામાં જે આત્મતત્ત્વ છે તે મહાન છે. આગમમાં કહ્યું છે કે—‘જે એગં જાણઈ તે સવ્વં જાણઈ!’

જે એક આત્મ–તત્ત્વને જાણે છે તે વિશ્વના સમગ્ર સ્વરૂપને જાણી શકે છે. જેને પોતાની શક્તિનો અનુભવ થાય છે, તેને માટે વિશ્વ એક ખેલ સમાન બની જાય છે, જે આપણે આગળ ચમત્કારિક દૃષ્ટાંતોમાં જોઈ ગયાં છીએ. માટે હે વીરો! તે આત્મશક્તિને જાગ્રત કરવા તત્પર થાઓ. તે આત્મશક્તિનો વિકાસ માત્ર માનવ ભવમાં જ થઈ શકે છે. બીજા ભવોમાં આવી સાધન-સામગ્રી હોતી નથી. માનવીઓનું મન જ યોગ–અભ્યાસ દ્વારા વિકાસ કરી શકે છે. અહીંયાં સ્વાભાવિક પ્રશ્ન થશે કે આ યોગનો શો અર્થ છે? યોગ એને કહે છે જે વડે સંકલ્પો–વિકલ્પોનો નિગ્રહ કરવામા આવે. તે નીચેના પ્રશ્નોત્તરથી સમજી શકાશે :

**પ્રશ્ન**–જો સંકલ્પ જ સર્વ કરવા સમર્થ હોય તો સામાન્ય જનતાના સંકલ્પથી એક તણખલું પણ કેમ રચાતું નથી ?

**ઉત્તર**–તમારો સંકલ્પ પણ સઘળું કરવાને સમર્થ છે, પણ તેના બળને તમે દશે દિશાએ વહેતું મૂકી દીધું છે. માટે હાલ કશું કરવાને તે સમર્થ ન હોય, એમ જણાય છે. સૂર્યનાં કિરણોમાં નગરોનાં નગરો બાળી નાંખવા જેટલી ઉષ્ણતા છે, પણ તે છૂટીછવાઈ થઈને વિખરાઈ જવાથી સૂર્યના તાપથી નિત્ય આગ લાગતી આપણા જોવામાં આવતી નથી. એ જ સૂર્યનાં એક રૂપિયા જેટલી જગ્યામાં પડતાં કિરણોને કાચમા જ્યારે એકાગ્ર કરવામાં આવે છે, ત્યારે તત્કાળ તેમાંથી ઘાસ કે વસ્ત્ર સળગે, એવો અગ્નિ પ્રગટે છે. આ જ રીતે સંકલ્પનું બળ તમને ન જણાવામાં તેના બળનું વિખરાઈ જવું એ જ કારણ છે.

**પ્રશ્ન**–એ સંકલ્પબળ ન વિખરાઈ જાય અને સંકલ્પ બળવાન બની ધારેલું કાર્ય કરે, તેને માટે શું કરવું જોઈએ ?

**ઉત્તર**–સંકલ્પોને વિખરાવા ન દેતાં એક જગ્યાએ એક સ્થળમાં એકાગ્ર કરવા. તેને અમારાં શાસ્ત્રો યોગ કહે છે અને આવા યોગથી એકત્ર થયેલા બળને યોગબળ કહે છે. જેમણે સંકલ્પને જેટલો એકાગ્ર કર્યો હોય છે, તે

પ્રમાણમાં તેમને યોગબળ પ્રાપ્ત હોય છે. પૂર્વે પણ આવા યોગબળ પ્રાપ્ત અનેક મહાપુરુષો થઈ ગયા છે.

પ્રિય વાચક! હવે તને સમજાયું હશે કે યોગ શું છે? યોગ મનના સંકલ્પ-વિકલ્પોના નિરોધને કહે છે. મનનો નિરોધ કરવાથી માનવમાં રહેલ આત્મ-શક્તિઓનો વિકાસ થાય છે. તે વડે તે અસંભવને સંભવ કરવા સમર્થ બને છે. અને લોકો તેવાં કાર્યોને ચમત્કાર માને છે પણ યોગબળ પ્રાપ્ત પુરુષને તેમાં કંઈ વિશેષતા હોતી નથી. તે તો જાણે છે કે મારો આત્મા અનંત શક્તિનો ધારણહાર છે અને મારી શક્તિ વડે હું શું ન કરી શકું? સર્વ જીવોમાં એ શક્તિ ગુપ્ત-પણે વાસ કરીને રહેલી છે. સાધના દ્વારા સાધક તેને પ્રગટ કરવા સમર્થ બને છે. તેમાં કંઈ જ નવીનતા કે સંદેહને સ્થાન નથી. વીરો! જાગ્રત થઈને સ્વ-શક્તિને પ્રગટ કરવા પ્રયત્નશીલ બનો.

હવે આગળ દૂર-સંદેશ આદિ સિદ્ધિઓનું વર્ણન કરવામાં આવે છે.

## ૧. દૂર-સંદેશ અથવા દૂર-અનુભૂતિ

દૂર-સંદેશ અથવા દૂર-અનુભૂતિ (ટેલિપથી) એટલે એક વ્યક્તિએ બીજી વ્યક્તિને મોકલેલ વિચાર. જેવી રીતે આકાશ-તત્ત્વ (ઈથર)માં અવાજ ગતિ કરે છે, તેવી રીતે વિચાર માનસ-તત્ત્વ (ચિદાકાશ)માં પણ ગતિ કરે છે.

આપણી ચારે બાજુ આકાશ–તત્ત્વનો મહાસાગર છે, એવી જ રીતે ચારે બાજુ મનનો (વિચારોનો) મહાસાગર પણ છે. વિચારને રૂપ, રંગ, વજન અને આકાર હોય છે. પેન્સિલના જેવી જ એ એક વસ્તુ છે. તમે ક્યારેક ઉન્નતિકર વિચાર કરો છો. એ કહેવું મુશ્કેલ છે કે એ વિચાર તમારો જ છે કે બીજી કોઈ વ્યક્તિનો. બીજાના વિચારો પણ તમારા મગજમાં ઘૂસી જાય છે.

દૂર–સંદેશ (ટેલિપથી) એ યોગીઓની સૌથી પહેલી તાર–રહિત ટેલીગ્રાફી હતી. દૂર–સંદેશ અથવા દૂર–અનુભૂતિથી યોગીઓ પોતાના સંદેશા મોકલતા. વિચાર વિદ્યુત–ગતિથી મુસાફરી કરે છે. તેની તમે કલ્પના પણ નહીં કરી શકો. કેટલીક વાર તમે તમારા મિત્રનો વિચાર એટલા બધા દૃઢ ભાવપૂર્વક કરો છો કે બીજી સવારે જ તેનો પત્ર આવે છે. આ અજાણ દૂર–સંદેશ છે. તમારા શક્તિશાળી વિચારે પૂર ઝડપે મુસાફરી કરીને તરત જ તમારા મિત્રના મગજમાં પ્રવેશ કર્યો, પરિણામે તમારા મિત્રે તરત જ ત્યાં ને ત્યાં જ તમને પત્ર લખી નાંખ્યો.

વિચારના જગતમાં અસંખ્ય રસપ્રદ અને અદ્‌ભુત વસ્તુઓ ચાલી રહી છે. સામાન્ય રીતે જે લોકોએ દૂર–અનુભૂતિ વિષેની પોતાની શક્તિનો વિકાસ કર્યો નથી, તેઓ તો અંધારામાં ગોથાં જ ખાધાં કરે છે.

દૂર–સંદેશ એ એક મનનો બીજા મન સાથેનો સળંગ વ્યવહાર છે. યોગીઓ માને છે કે જીવનું સ્થાન

સહસ્રાર ચક્ર (પિનિયલ ગ્લાન્ડ)માં છે. આ સ્થાન દૂર-સંદેશમાં અગત્યનો ભાગ ભજવે છે. આ સહસ્રાર ચક્ર જ ખરેખર સંદેશાઓ ગ્રહણ કરે છે. મન-રંધ્ર (મનની ગુફા)-માં મગજ અથવા મગજના પાછળના ભાગમાં એક નાનકડો નાડીતંત્રનો ટુકડો એટલે સહસ્રાર ચક્ર અથવા બ્રહ્મ રંધ્ર. એન્ડોક્રાઈન ગ્લાન્ડ નળી-રહિત છે. એમાં અંતર્ સ્રાવ થાય છે જે સીધો લોહીમાં ભળી જાય છે.

દૂર-સંદેશનો અભ્યાસ શરૂ-શરૂમાં થોડે દૂરના અંતરેથી કરો. શરૂઆતમાં રાત્રે અભ્યાસ કરવો વધુ સારો છે. રાત્રે દશ વાગે તમારા મિત્રને એકચિત્તે તમારો સંદેશો ગ્રહણ કરવાની વૃત્તિ કરીને બેસવા કહો. તેને એક અંધારા ઓરડામાં વીરાસન અથવા પદ્માસન ઉપર આંખો બંધ કરીને બેસવા કહો. નિશ્ચિત થયેલ ચોક્કસ સમયે તમારો સંદેશો મોકલવા પ્રયત્ન કરો. તમે જે વિચારો મોકલવા ઇચ્છતા હો, તેના ઉપર ચિત્તને એકાગ્ર કરો. દઢપણે ઇચ્છા કરો. તમારા મગજમાંથી વિચારો છૂટા થઈને તમારા મિત્રના મગજમાં પ્રવેશ કરશે.

શરૂઆતમાં આમ તેમ થોડીક ભૂલ થશે. તમે જેમ જેમ અભ્યાસમાં આગળ વધતા જશો અને આ પદ્ધતિની વિશેષતાઓથી સુમાહિતગાર થતા જશો તેમ-તેમ તમે સંદેશાઓ મોકલવામાં અને લેવામાં ચોક્કસ થતા જશો.

પાછળથી તમે દુનિયાના વિવિધ છેડે સંદેશા મોકલવામાં સફળ થઈ શકશો.

વિચાર–મોજાંની દૃઢતા અને ગતિમાં ફેરફાર હોય છે. સંદેશ મોકલનાર અને ગ્રહણ કરનારે એકચિત્ત ઊંડા ધ્યાનનો અભ્યાસ કરવો જોઈએ. તો જ સંદેશા મોકલવાની ઝડપમાં વધારો થશે અને સંદેશા ગ્રહણ કરવામાં સ્પષ્ટતા અને અચૂકતા આવશે.

શરૂઆતમાં આ અભ્યાસ એક જ મકાનના બાજુના જ ઓરડામાં સંદેશા મોકલવામાં કરો. આ વિદ્યા ઘણી જ રસપ્રદ અને આનંદદાયક છે. એને માટે ધીરજભર્યા અભ્યાસની આવશ્યકતા છે. બ્રહ્મચર્ય તો અનિવાર્ય છે.

તમે બીજા માણસને સાંભળી ન શકાય તેવી ભાષાથી અસર કરી શકો છો. જરૂર માત્ર છે દૃઢ સંકલ્પ–બળથી વિચાર ઉપર કરાયેલ ચિત્તની એકાગ્રતાની. આ છે દૂર–સંદેશ. તેના અભ્યાસ માટે અહીં એક મનોયત્ન આપવામાં આવે છે.

દૂરના પ્રદેશમાં રહેતા તમારા મિત્ર કે પિતરાઈ ભાઈનો વિચાર કરો. તમારા મનમાં તેનું એક સ્પષ્ટ સુરેખ ચિત્ર ખડું કરો. જો તમારી પાસે તેની છબી હોય, તો તેના તરફ જોઈને મોટેથી સાંભળી શકાય તેમ તેની સાથે બોલો. સૂતી વખતે પેલા ચિત્રનો ખૂબ જ એકાગ્ર–ચિત્તપૂર્વક વિચાર કરો. એક કે બે દિવસમાં તે

તમારી ઇચ્છા પ્રમાણેનો પત્ર તમને લખશે. આનો પ્રયોગ કરી જુઓ, શંકા કરશો જ નહીં.

## આ વસ્તુ કેમ બને છે.

જેમ કે જ્યારે એક મનુષ્ય બીજા મનુષ્ય સાથે વાત કરે છે, ત્યારે તેના બોલેલા શબ્દો બીજાને સંભળાવાનું કારણ એ છે કે જેમ પાણીમાં કાંકરો નાખવાથી પાણીમા મોજાં ઉત્પન્ન થાય છે. તેમ બોલવાની ક્રિયાથી હવામાં વાયુના મોજા ઉત્પન્ન થાય છે, અને તે મોજાં કાનને અથડાવાથી આપણને શબ્દ સાંભળવામાં આવે છે. આ વાયુ જેમ બધે ભરાઈ રહ્યો છે, તેમ આકાશ નામનુ એક સૂક્ષ્મ તત્ત્વ પણ બધે વ્યાપી રહ્યું છે આપણા શરીરમાં પણ તે વ્યાપી રહ્યું છે એ તત્ત્વમાં જ્યારે આપણે કોઈ માનસિક વિચાર કરીએ છીએ ત્યારે મોજાં ઉત્પન્ન થાય છે, અને તે ચારે બાજુએ ફેલાય છે.

એકાગ્ર થઈને જ્યારે કોઈ મનુષ્ય કોઈ વિચાર કરે છે ત્યારે તે વિચારનું મોજુ બહુ બળવાળું થાય છે, અને તેને પછી જે દિશામાં મોકલે છે ત્યાં તે બહુ વેગથી જાય છે. આ પ્રમાણે વિચારનાં એકાગ્રતાપૂર્વક વેગથી મોકલેલા મોજાં સામા મનુષ્યના અંતઃકરણમાં આવીને અથડાય છે.

વળી આપણે જ્યારે......"જેમ તારનો સંદેશો એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવા માટે માર્ગમાં તારનાં દોરડા નાંખ્યાં હોય છે, તેમ એક મનુષ્યનો માનસિક સંદેશો બીજા મનુષ્યને પહોંચાડવા માટે માર્ગમાં આકાશ નામનું તત્ત્વ, જેને હાલનું સાયન્સ "ઇથર" કહે છે, તે તારના દોરડા રૂપે છે. તાર-ઓફિસમાં સંદેશો મૂકવા તથા લેવા જેમ એક સોય હોય છે, અને તેને હલાવવાથી જેમ સંદેશો મોકલાય છે તથા ગ્રહણ કરાય છે, તેમ મનુષ્યના માથામાં

"પિનિયલ ગ્લેન્ડ" (બ્રહ્મ રંધ્રની નિકટના પ્રદેશમાં એક માંસમય માંસલ ગ્રંથી છે.) તેની સાથે "ઈથર"નાં મોજાં અથડાવાથી તે ગતિમાન થાય છે, અને તેથી મનુષ્યને જે સંદેશો આવ્યો હોય છે તેનું ભાન થાય છે."

તમને ઘણું જ આશ્ચર્ય થશે. તમને સફળતા મળશે અને દૂર–સંદેશના આ વિજ્ઞાનમાં તમને વિશ્વાસ બેસશે. ક્યારેક તમે કાંઈક લખતા કે વાંચતા હો છો, ત્યારે તમારા નજીકના પ્રિયજનનો પત્ર તમને મળે છે. તમને એકાએક એની યાદ આવે છે. એણે તમને સંદેશો મોકલ્યો છે. ગંભીર રીતે એણે તમને યાદ કર્યા છે. પ્રકાશ અથવા વીજળીની ગતિ કરતાં પણ ખૂબ વધારે ઝડપે વિચારનાં આંદોલનો ગતિ કરે છે. આ પ્રસંગોમાં અર્ધ–ચેતન મન આવા સંદેશા અથવા સંસ્કારો મેળવીને ચેતન અથવા જાગ્રત મનને તે પહોંચાડે છે.

હિમાલયની ગુફાઓમાં રહેતા મહાત્માઓ યોગ્ય સાધકો અથવા યોગીઓને જગતના ગમે તે ખૂણે આ દૂર–સંદેશાની પદ્ધતિથી સંદેશાઓ મોકલાવે છે. આ જિજ્ઞાસુઓ અથવા યોગી પુરુષો તેમની આજ્ઞાઓનો અમલ કરે છે અને તેમના જ્ઞાનનો દૂર–દૂર સુધી ફેલાવો કરે છે.

મહાત્માઓને સભાખંડમાં વ્યાસપીઠ ઉપર બેસીને જ ઉપદેશ કરવો જરૂરી છે, એવું કંઈ જ નથી. તેઓ જ્ઞાનોપદેશ આપે છે કે નહીં તે અગત્યનું નથી. એમનું જીવન જ

સાક્ષાત્ ઉપદેશ છે. ઈશ્વર–સાક્ષાત્કાર માટે તેઓ જીવતા–જાગતા પુરાવા અને દિલાસા રૂપ છે.

જેમને દૂર–સંદેશાની પદ્ધતિનું જ્ઞાન નથી તેવા બીજા વર્ગના માણસો માટે ઉપદેશ આપવાનો છે. ગુપ્ત યોગી પુરુષો તો તેમનાં આધ્યાત્મિક આંદોલનો દ્વારા અને અદ્ભુત ચુંબકીય વર્તુલ દ્વારા જગતને વધુ મદદ કરી રહ્યા છે. તેમને સભામાં આવીને વ્યાસપીઠ ઉપરથી બરાડા પાડવાની કોઈ જરૂર નથી.

આજે તો કોંગ્રેસના માણસો સંન્યાસીઓ પણ પ્લેટફોર્મ ઉપર આવી તેમનો પ્રચાર કરે એવી આશા રાખે છે. અરે, એમને દબાણ પણ કરવામાં આવે છે. કર્મના સંસ્કારોથી તેમનાં મન છલોછલ ભરાયેલાં હોવાથી ધ્યાન–યોગીઓની શુદ્ધ નિવૃત્તિની ભવ્યતા, અને એની વિશેષ પ્રકારની ઉપયોગિતાને સમજવાની શકિત એમનામાં નથી. સંન્યાસીઓનું કાર્યક્ષેત્ર તો તદ્દન નિરાળું જ છે. સભાઓ કે મંડળોના પ્રમુખ તેઓ બની શકતા નથી, એમનું ક્ષેત્ર તો અત્યંત વિશાળ છે. આખું બ્રહ્માંડ એમનું ક્ષેત્ર છે. એમનું ક્ષેત્ર આધ્યાત્મિક છે, જે આત્મ–વિજ્ઞાનને લગતું છે.

ભગવાન શ્રીકૃષ્ણના શબ્દોનું પુનરુચ્ચારણ કરીએઃ —હે પાપરહિત, આ જગતમાં બે સ્પષ્ટ માર્ગ છે જેવું કે મેં પહેલાં કહ્યું છે: “સાંખ્યોનો જ્ઞાનમાર્ગ અને યોગી-ઓનો કર્મમાર્ગ” (ગીતા : ૩–૩).

જો સંન્યાસીઓ જડમૂળથી જતા રહેશે તો હિંદુ ધર્મની ભવ્યતા નષ્ટ થઈ જશે. ભારતમાંથી તેઓ ક્યારેય નાશ પામશે જ નહીં. એમના અણુએ અણુમાં, નાડીતંત્રમાં અને પ્રત્યેક કોષમાં ત્યાગ–વૈરાગ્યના સંસ્કારો ઠાંસી–ઠાંસી ભર્યા પડ્યા છે. ત્યાગ–વૃત્તિવાળા લોકોનો એક સંપ્રદાય જગતના તમામ ધર્મમાં હોય છે. દરેક ધર્મમાં અમુક પ્રકારના લોકો હોવા જરૂરી છે જેઓ દિવ્ય ધ્યાનમાં મસ્ત રહે છે. એમની જરૂરિયાતો પૂરી પાડવી એ ગૃહસ્થોની ફરજ છે. તેઓ તેમની પાસેથી આશીર્વાદ મેળવશે. આ લોકો નિવૃત્તિ–માર્ગપરાયણ છે. તેઓ યોગમાં સંશોધનકાર્ય કરીને જગતને નૂતન સંદેશાઓ આપી શકે છે, આ લોકો જ વિશાળ પ્રમાણમાં લોક–કલ્યાણ કરી શકે છે.

## ૨. દૂર–દર્શન અથવા અતીન્દ્રિય જ્ઞાન

દૂર–દર્શન અથવા અતીન્દ્રિય જ્ઞાન એટલે આંતર્ સૂક્ષ્મ ચક્ષુ અથવા માનસિક આંખથી દૂરના પદાર્થો જોવાની શક્તિ જેવી રીતે ભૌતિક શરીરમાં સ્થૂળ ઇન્દ્રિયો છે તેવી રીતે આંતર્ સૂક્ષ્મ શરીરમાં આ ઇન્દ્રિયો સૂક્ષ્મ રૂપે રહેલી છે. યોગી પુરુષ ધ્યાનના અભ્યાસ દ્વારા આ આંતર્ ઇન્દ્રિયોનો વિકાસ સાધે છે. એ દૂર–દૃષ્ટિ પ્રાપ્ત કરે છે. દૂર દૂરના પ્રદેશમાં રહેલ પદાર્થોને એ જોઈ શકે છે. આ સિદ્ધિને દૂર–દૃષ્ટિ પણ કહે છે.

જેવી રીતે પ્રકાશનાં કિરણો કાચની આરપાર ચાલ્યાં જાય છે, એક્સ-રે (કિરણો) ઘન, અપારદર્શક પદાર્થોને ચીરીને આરપાર ચાલ્યાં જાય છે, તેવી રીતે યોગી પુરુષ ઘન દીવાલની પાછળ રહેલ વસ્તુઓ જોઈ શકે છે, સીલબંધ કવરમાં લખેલ કાગળ વાંચી શકે છે, અને પોતાના આંતર્-માનસ-ચક્ષુથી જમીનમાં દટાયેલ ખજાનો પણ જોઈ શકે છે. આ માનસ-ચક્ષુને દિવ્ય-દૃષ્ટિ અથવા જ્ઞાન-ચક્ષુ કહે છે. એકાગ્ર ચિત્ત દ્વારા ધ્યાનનો અભ્યાસ કરવાથી આ સિદ્ધિ હાંસલ થાય છે. જેવી રીતે નાના કોષ અથવા જીવડાં, વગેરેને સૂક્ષ્મદર્શક યંત્ર મોટાં કરીને દેખાડે છે, તેવી રીતે યોગી પુરુષનાં આંતર્-સૂક્ષ્મ-દૃગ્કાચ તેની વિશિષ્ટ શકિતથી દૂર-દૂરના પ્રદેશમાં અથવા તો સૂક્ષ્મ જગતમાં રહેલ સૂક્ષ્મ પદાર્થોને મોટા અને સ્પષ્ટ, સુરેખ કરીને દેખાડે છે.

એ પોતાના સંકલ્પ-બળ અને દૃઢ ઇચ્છાશકિત તથા વિચાર દ્વારા એક સૂક્ષ્મ નળી ઉત્પન્ન કરે છે, આ નળી મારફત એ દૂર-દૂરના પદાર્થો જુએ છે. શરૂ-શરૂમાં કદાચ દૃશ્ય બહુ સ્પષ્ટ નહીં દેખાય. જેવી રીતે નવજાત શિશુ શીખે છે, તેવી રીતે એ પણ ધીરે-ધીરે શરૂઆતમાં શીખે છે. જેમ-જેમ એ યોગી પુરુષ એના અભ્યાસમાં પ્રગતિ કરતો જાય છે, તેમ-તેમ આંતર-દૃષ્ટિ વધારે ને વધારે સ્પષ્ટ થતી જાય છે. બીજી પણ એક પદ્ધતિ છે, યોગી સૂક્ષ્મ શરીરથી સૂક્ષ્મ રીતે મુસાફરી કરે છે અને મુસાફરી દરમિયાન રસ્તામાંના પદાર્થોને જુએ છે.

જેવી રીતે પ્રકાશનાં કિરણો અવકાશમાં મુસાફરી કરે છે. તેવી રીતે સૂક્ષ્મ પ્રકાશનાં કિરણો અદ્‌ભુત ગતિથી મુસાફરી કરે છે. તેઓ સૂક્ષ્મ આંખે પકડાય છે. તમારામાંના બધાને આ સૂક્ષ્મ ઇન્દ્રિય છે. પરંતુ બહુ જ થોડા જાણીને આનો વિકાસ કરે છે. દૂર–દ્રષ્ટા યોગી પુરુષ આકાશી રેકર્ડો ઉપર નજર નાખીને ભૂતકાળમાં બની ગયેલ બનાવો નિહાળીને ત્રિકાળજ્ઞાની પણ બની શકે છે. આ શક્તિ વિવિધ વ્યક્તિઓમાં વિવિધ પ્રમાણમાં હોય છે. પૂર્ણ દૂર–દ્રષ્ટા બહુ જ ઓછા હોય છે.

### ૩. દૂર–શ્રવણ

દૂર–શ્રવણ એટલે સૂક્ષ્મ કાન દ્વારા સૂક્ષ્મ ક્ષેત્રમાં દૂર–દૂરના અવાજ સાંભળવાની શક્તિ. દૂર–દૃષ્ટિના જેવી જ પદ્ધતિ છે. સૂક્ષ્મ કર્ણેન્દ્રિય દ્વારા સૂક્ષ્મ અવાજનાં આંદોલનો ઝડપી લેવામાં આવે છે. દૂર–દ્રષ્ટા, દૂર–શ્રોતા હોય જ એવું હંમેશાં હોતું નથી. આ બે સિદ્ધિઓ તદ્દન ભિન્ન છે. પતંજલિ મહર્ષિ સ્પષ્ટપણે સાંભળવાની આ પદ્ધતિનો વિકાસ કરવાનો ઉપાય બતાવે છે. "શ્રોત્રાકાશયોઃ" પતંજલિ યોગસૂત્રો (૩–૪૧) કાન અને આકાશના સંબંધ ઉપર સંયમ કરવાથી આ દિવ્ય શ્રવણ–શક્તિ મળે છે. સંયમ એ ધારણા અને ધ્યાનનું મિશ્રણ છે.

આ માનસિક સિદ્ધિ એ કેવળ ધ્યાનની આડ–પેદાશ માત્ર જ છે. જ્યારે યોગી પુરુષો ધ્યાન કરે છે ત્યારે આ સિદ્ધિઓ પ્રગટે છે. છતાં આધ્યાત્મિક માર્ગમાં તો

આ બધી સિદ્ધિઓ વિઘ્નરૂપ જ છે. સાધકે વૈરાગ્ય-વિકાસ દ્વારા આ સિદ્ધિઓની ઉપેક્ષા કરવી જોઈએ. તો જ એ લક્ષ્ય તરફ પહોંચવા શક્તિમાન થશે.

ભૂતકાળના બધા જ શબ્દોનાં આંદોલનો અવકાશી રેકર્ડો ઉપર નોંધાયેલાં પડચાં છે. યોગીઓ આ શબ્દો ખૂબ જ સુંદર રીતે સાંભળી શકે છે. એ શેક્સપિયર, જ્હોનસન, વાલ્મીકિ, વિશ્વામિત્ર, વગેરેના અવાજ સાંભળી શકે છે. જેવી રીતે તમે ૫૦ વર્ષ પહેલાં મરણ પામેલ કોઈ ગાનારને ગ્રામોફોન રેકર્ડ ઉપર અત્યારે પણ સાંભળી શકો છો તેવી રીતે યોગી પુરુષ ધ્યાનમાં તેની સૂક્ષ્મ કર્ણેન્દ્રિયથી ભૂતકાળની વ્યક્તિઓના અવાજ અવકાશી રેકર્ડો મારફતે સાંભળી શકે છે.

જેવી રીતે તમારા નાનપણના પ્રસંગોની છાપ તમારા મગજ અને અર્ધ-ચેતન મનમાં પડી રહે છે તેવી રીતે જૂના સમયના અવાજો અવકાશી રેકર્ડમાં હોય છે. માણસે યોગીઓની પદ્ધતિ જ જાણવાની જરૂર રહે છે. જેવી રીતે અનુભવી રેકર્ડ-કીપર નહીં જેવા સમયમાં કોઈ પણ રેકર્ડ કાઢી આપે છે, તેવી રીતે યોગી પુરુષ પણ આંખના પલકારા માત્રમાં જૂના સમયના કોઈ પણ અવાજને સાંભળી શકે છે

## ૪. સૂક્ષ્મ શરીરની યાત્રા

ઇચ્છા-શક્તિ દ્વારા પણ સૂક્ષ્મ શરીરે ગમે તે સ્થળે જઈ શકાય. એટલું જ નહીં, તન્માત્રાઓના સાગર-પંચ-

ભૂતોના વિશ્વવ્યાપક સમૂહ—માંથી અથવા વ્યક્તિગત અહંકારમાંથી જરૂરી પંચભૂત તત્ત્વો—તન્માત્રાઓ—એકઠાં કરીને કોઈ પણ જગ્યાએ વ્યક્તિગત શરીર પણ સર્જી શકાય.

આ પ્રક્રિયાની વિવિધ કક્ષાઓની ગૂઢ અને ઊંડી રીતો, વિગતો અને તેમની વચ્ચેના કાર્યકારણ સંબંધનું જ્ઞાન ધરાવનારા યોગીઓ અને ગૂઢ વિદ્યાના જ્ઞાતાઓ માટે તો આ આખી પ્રક્રિયા સાવ સરળ જ હોય છે. પણ આ જગતમાં ભટકનારાં, વિવિધ મોહ, વાસનાઓ અને લાગણીઓવાળાં ભૌતિક માનવ—પ્રાણીઓને તો આ પ્રક્રિયા અદ્ભુત લાગે છે. સૂક્ષ્મ શરીરની પ્રક્રિયા જેને ફાવી જાય એવાને માટે બીજાઓના વિચારની સૂઝ અને વિચાર-સંક્રમણ પણ સરળ બની જાય છે. એકાગ્ર થયેલાં મનસૂ—કિરણો સખત અસ્થિને ભેદીને પાર જતા એક્સ—રેની જેમ અપારદર્શક જાડી દીવાલોનાં સોંસરાં નીકળી જાય છે.

## ચેતવણી

પરંતુ આ સિદ્ધિ તમારું અંતિમ ધ્યેય નથી. આમાં તમારી જાતને અટવાઈ જવા દેશો નહીં. એથી તમારો આગળનો અધ્યાત્મિક વિકાસ રોકાઈ જશે. આ સિદ્ધિઓની લાલસાથી સંપૂર્ણપણે દૂર રહો.

*

પ્રકરણ ૩

# ભક્તિયોગ

ભક્તિનાં બે અંગ છેઃ એક બાહ્ય–ભક્તિ અને બીજી અંતરંગ–ભક્તિ. બાહ્ય–ભક્તિમાં દેવ–દર્શન, પૂજા–પાઠ પ્રાર્થના વગેરેનો સમાવેશ થાય છે. બાહ્ય–ભક્તિ અંતરંગ-ભક્તિને પ્રગટ કરવાને સાધન માત્ર છે. અંતરંગ–ભક્તિમાં સ્વાર્પણ હોય છે. મન પ્રભુપ્રેમમાં લીન હોય છે. પ્રભુનો વિયોગ અસહ્ય લાગે છે. જીવ સર્વભાવે પ્રભુ શરણે જાય છે. પ્રભુપ્રેમમાં મતવાલો ભક્ત કહે છેઃ

"ત્વમેવ માતા ચ, પિતા ત્વમેવ ।
ત્વમેવ બંધુશ્ચ, સખા ત્વમેવ ।।
ત્વમેવ વિદ્યા, દ્રવિણં ત્વમેવ ।
ત્વમેવ સર્વં મમ દેવ દેવ ।।"

"હે પ્રભો ! અંતર્યામી દેવ ! મારે માતા પણ આપ જ છો અને પિતા પણ આપ; બંધુ પણ આપ જ છો અને મિત્ર પણ આપ જ છો, વિદ્યા પણ આપ છો અને દ્રવ્ય પણ આપ છો. હે પ્રભો ! મારું સર્વસ્વ જે કાંઈ છે તે આપ જ છો. તમારા વિના મારે કંઈ જ ન જોઈએ "

આમ પ્રભુપ્રેમમાં મસ્ત બનેલાને પ્રભુ સિવાય કંઈ જ ન જોઇએ એટલું જ નહિ પણ "ભવોભવ તુમ ચરણુની સેવા માંગુ છું દેવાધિદેવા." હે પ્રભો! હે દેવાધિદેવ! ભવોભવમાં મારે બીજું કંઈ જ ન જોઇએ. હું તારો દાસ, તું મારો નાથ. આવી આંતરિક ભકિત જાગે અને સંસારની માયા, મોહ જેને બાંધી ન શકે અને જેણે પ્રભુ ખાતર સર્વ કામનાઓ, ઇચ્છાઓનો ત્યાગ કર્યો હોય તે જ ભકત.

જેની ઇચ્છા માત્ર પ્રભુ–ઇચ્છામાં લય થઈ ગઈ છે. પ્રભુ–પ્રેમમાં ઇચ્છાઓ વિલય પામી ગઇ છે, પ્રભુ સિવાય કંઈ જ ન જોઇએ, મારે તો સર્વસ્વ તું જ છો. પછી એવા ભકતને કઈ ઇચ્છા સૂંઝવી શકે? અને મનોવૃત્તિઓનો ઉદ્ભવ ક્યારે થાય છે? ઇચ્છાથી. અહીંઆં પ્રભુ–પ્રેમમાં ઇચ્છાનો જ લય થઈ ગયો પછી મનોવૃત્તિઓ કેમ ઉદ્ભવી શકે? "ચિત્તવૃત્તિનિરોધ યોગ ઉચ્યતે." "ભકિતયોગમાં સર્વ ઇચ્છાઓનો લય આપોઆપ થઈ જાય છે." ભકતને પ્રભુદર્શનની તાલાવેલી લાગે છે. તેના વિયોગે તે ઝૂરે છે, વ્યાકુળ થાય છે.

મીરાંબાઇ કહે છે.

"ભૂલી રે ભૂલી હું તો ઘરનાં કામ રે રાણા,
ભોજન ન ભાવે ને નયણે નિદ્રા હરામ,
રે રાણા, મનડું મારું વિંધાણું રે,
ચિત્તડું મારું ચોરાણું, રે રાણા, શું કરું?
વિષ પીધે ના મરું."

"હે રાણા, મારુ મન પ્રભુપ્રેમથી વિંધાઈ ગયું છે અને ચિત્ત ચોરાઈ ગયું છે, જેથી મને નિદ્રા હરામ થઈ ગઈ છે, ભોજન પ્રભુ-વિયોગે ભાવતાં નથી, ઘરના કામ કરવા પ્રભુની યાદમા વિસરાયાં છે. હું પ્રભુ-વિયોગે પરવશ થઈ છું."

મીરાંબાઈને પ્રભુ-વિયોગે જે વેદના, દર્દ થતું તે તો અનુભવ-ગમ્ય છે. તેણે જ પોતાના શબ્દોમાં કહ્યું છે કે–

"રામબાણ લાગ્યાં હોય તે જાણે બીજા મૂર્ખ શુ જાણે.
ઘાયલની ગત ઘાયલ જાણે જે કોઈ ઘાયલ હોય"

"જેને પ્રભુપ્રેમના બાણ લાગ્યા હોય તે જ તેને જાણી શકે કે કેટલી મનોવ્યથા હોય છે"

એ તો અનુભવનો વિષય છે. પણ સંસારમાં જે રચેલા-પચેલા મૂર્ખ જીવો છે તે આ વ્યથાને શું જાણી શકે? જે વીર યોદ્ધો શસ્ત્રના ઘાથી ઘાયલ થાય તેની ગતિવિધિ તેવો વીર યોદ્ધો જ જાણી શકે. તેમ પ્રભુના પ્રેમનાં બાણ લાગ્યા વિના મારી દશાને કોઈ જાણી ન શકે. મીરાંએ પ્રભુ-વિયોગે રડી-રડીને રાતો વિતાવી હતી. તેની વ્યાકુળતાનો પાર ન હતો. પ્રભુ-વિયોગે લગાતાર કંઈક દિવસો ભોજન વિના વીતી જતા હતા તેનું તેને ભાન ન હતું. પ્રભુ-વિયોગે હાડમાંસ સુકાઈ ગયાં હતાં જેથી તે એટલી દુર્બળ થઈ ગઈ હતી કે હાથનાં કંકણ ગળામાં આવતાં અને આંગળીઓની મુદ્રા હાથમાં ચૂડીની જગ્યાએ આવતી.

દુનિયાના લોકો જ્યારે ધન માટે, પુત્ર માટે, પત્ની માટે, પતિ માટે, અગર દુન્યવી વસ્તુઓ માટે

રાત–દિવસ ચિંતા કરે છે, તેને પ્રાપ્ત કરવા અનેક પ્રકારે પ્રયત્નો કરે છે, એ પ્રયત્નોમાં શરીર, મન વગેરેને કસે છે, ત્યારે તેથી શો લાભ? થાકી જાય ત્યાં સુધી કામ કરે છે એ બધું શા માટે? આ નશ્વર, આ અનિત્ય શરીર, મનને સંતોષવા. અને તેનું ફળ શું? માયામાં મુરઝાયેલા માનવોને જન્મ, મરણના ચક્ર સિવાય શું હાથ આવવાનું છે? આ બધું કેટલા દિવસનું છે? જ્યારે ભક્તિમતી મીરાં સર્વના મોહ છોડી પ્રભુપ્રેમ માટે તરસી રહી છે. રાજ્ય ન જોઈએ અને રાણો પણ નહિ. મારે તો પ્રભુ જોઈએ. બીજું હરામ આ યોગાગ્નિ છે. તેમાં માનવોની વાસનાઓ બળી ભસ્મ થાય છે અને જ્ઞાનાગ્નિ પ્રજ્વલિત થાય છે. પ્રભુપ્રેમની ચિનગારી વાસનાઓ, ઇચ્છાઓના મળને ધોઇને અંતરને સ્વચ્છ કરે છે. અંતરની મલિનતાથી પ્રભુને જોઈ શકાતો નથી. વાસનાઓના કીચડથી લીપાયેલું મન પ્રભુદર્શનમાં બાધક થાય છે. તે ઇચ્છાઓના કીચડને આ ભક્તિયોગ રૂપી અગ્નિ પ્રજાળી દે છે અને અંતર સ્વચ્છ થયે પ્રભુદર્શન થાય છે. હે ભવ્યો! પ્રભુપ્રેમમાં બધું જ હોમી દો. ઇચ્છાઓ, વાસનાઓનો હોમ કરી દો. પ્રભુ દૂર નથી તમારી કામનાઓ, ઇચ્છાઓ, વાસનાઓથી તે દૂર ભાસે છે.

'જૈન–દર્શનમાં શ્રી ચંદનબાળાજીની કથા છે. ચંદન-બાળા પ્રભુભક્ત હતાં. તેમની કથા ઘણી જ મોટી છે. અહીંઆં થોડું વર્ણન કરીએ.'

ચંદનબાળાજી રાજકુમારી હતાં, પણ કર્મ-સંજોગે તેમના પર વિપત્તિના પહાડો ઊતર્યા. મહાપુરુષોની કસોટી અનિવાર્ય છે. સુવર્ણની અગ્નિપરીક્ષા ન થાય તો સુવર્ણ શાનું ? તેમનું રાજ્ય ગયું, માતાનું મૃત્યુ થયું, પિતાનો વિયોગ થયો, ત્યાર બાદ રથિને ઘેર રહેવું પડ્યું, જ્યાં રથિની સ્ત્રી તરફથી પુષ્કળ સહન કરવું પડતું હતું અને ત્યાં ઘરકાર્ય પણ તેને પોતાને કરવું પડતું હતું. ત્યારબાદ આ રથિની સ્ત્રી કહે કે "તેને વેચીને દ્રવ્ય લાવો." તેથી કૌશાંબી નગરીના ભર-બજારે તેણે વેચાવા માટે ઊભું રહેવું પડ્યું અને ત્યાંથી ધનાવાહ શેઠને ઘેર ગયાં. ત્યાં શેઠની સ્ત્રી મૂળા તરફથી ઘણો જ ત્રાસ ભોગવવો પડયો અને આખર તે મૂળાએ એક દિવસ શેઠની ગેરહાજરીમાં તેના માથાનું મુંડન કર્યું. હાથપગમાં બેડીઓ નાંખી અને એક અંધકાર-યુકત અવાવરુ ભોંયરામાં તેને પૂરી દીધી.

આ કસોટી કંઈ જેવી-તેવી નથી. એક કોમળ રાજકુમારી પર આટલું વીત્યું તે અસહ્ય હતું. રાજકુમારીને દાસ-દાસીઓ 'ખમ્મા ખમ્મા' કરતી હોય, રાજમહેલમાં રહેવાનું હોય, કોઈ દિવસ કટુ વચન તેણે શ્રવણ કરેલ ન હોય. ગૃહકાર્ય તો તેને શાનાં કરવાનાં હોય ? છતાં કેવી રીતે ભરબજારમાં વેચાવા માટે તેને એક વસ્તુની જેમ ઊભા રહેવું પડ્યું ? સાધારણ વ્યકિતને તો આવી અવસ્થામાં સ્વાભાવિક નેત્રોમાંથી અશ્રુ ઝરે. પણ ચંદનબાળાને માતાજીના વિયોગે કે રાજ્ય, પિતા વગેરેના

વિયોગે નેત્રમાં પાણી ન જ આવ્યાં. તેમ ચૌટે વેચાવા માટે ઊભાં રહેતાં ન શરમ કે ન આંખમાં પાણી આવ્યાં. ધન્ય તેના જ્ઞાનને અને ધન્ય તેની સમતાને. જેણે બધું જ અનિત્ય જાણ્યું છે. સર્વ નાશવાન જાણ્યું છે. જગતને એક નાટચભૂમિ જાણી છે. તેને રૂદન શાં અને શોક શો ?

આગળ જ્યારે મૂળા માતાએ ભોંયરામાં નાંખ્યાં, વાળ (કેશ) કાપી નાખ્યા, ભોજનનો ત્યાં અભાવ. છતાં એ જ આનંદ, એ જ પ્રસન્નતા. પ્રભુ જે કરે છે તે મારા ભલા માટે. કુદરતમાં અન્યાય નથી. ભૂલ મારી હશે, બીજાનો દોષ નથી. આનું નામ ભક્તિ. "ચિત્તપ્રસન્ને પૂજાફળ કહ્યું રે." ચિત્તપ્રસન્નતામાં જ પૂજાનું ફળ છે. પૂજા કરવાનું ફળ શું છે ? તો ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત થાય. સમતાસાગરમાં જીવાત્મા ઝૂલા ખાઈ, આનંદમાં મસ્ત બને, અને જગતના ખેલ ને તમાશાને જોયા કરે. મારા પ્રભુની આ લીલા ! અસ્તુ. ત્રણ–ત્રણ દિવસ એ ભોંયરામાં વિતાવ્યા. સાધારણ વ્યક્તિના તો ત્યાં પ્રાણ રહેવા જ મુશ્કેલ હતા. તે તો મરણ–શરણ જ થાય. પણ ધીર પુરુષોની વાત જ જુદી છે. ત્રણ દિવસ બાદ શેઠજી આવ્યા અને તપાસ કરીને તેમને ભોંયરામાંથી બહાર કાઢયા.

ચંદનબાળાની હાલત જોઈને શેઠનાં નેત્રોમાં શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યો. પોતાના પિતાને (શેઠને ધર્મ-પિતા માનેલ હતા) રડતા જોઈને તે કહે છે: હું આનંદમાં

છું તમો શા માટે રડો છો ? છતાં શેઠ ધૈર્ય ધારી શકતા નથી. આખરમાં ચંદનબાળાએ કહ્યું: મને ભૂખ લાગી છે. ત્યારે શેઠે ઘરમાં શોધ કરી પણ ખાવાની ચીજ કોઈ હાથમા આવી નહિ. કેવળ અડદના બાકુળા હતા તે તેને સૂપડામાં નાખીને આપ્યા. અને પોતે બેડી વગેરે કપાવવા માટે, લુહારને બોલાવવા ગયા.

ચંદનબાળા સરકતા–સરકતાં દરવાજા પાસે આવ્યાં અને વિચાર કરે છે કે મારે ત્રણ દિવસના ઉપવાસ છે તો કોઈ અતિથિનો યોગ થાય તો તેને આપીને પછી હું પારણું કરુ અહો ! આ બાકુળામાં પણ કોઈ કુદરતી મહાન પ્રેરણા કેમ ન હોય ? આવા વિચારોમાં તે ચારે તરફ અતિથિની રાહ જોઈ રહ્યાં છે. ત્યાં પ્રભુ મહાવીર જેમને છ માસનો અભિગ્રહ (નિયમ–વિશેષ) હતો તે પૂરો ન થનો હતો, તે ફરતા–ફરતા ત્યાં આવ્યા. પ્રભુને જોઇને ચંદન-બાળા અતિ હર્ષવિભોર બની ગયાં. પણ પ્રભુને કંઈક ઊણપ લાગવાથી પાછા વળ્યા અને ચંદનબાળાજીનાં નયનોમાં આસુ આવ્યાં.

આ છે પ્રભુ–પ્રીત. ધન, કુટુંબ, રાજ્યભંડાર અને આ શરીર બધું જ નાશવંત, અનિત્ય. તેની પ્રીતિ તે તો સંસારમાં ડુબાડનાર, ભવભ્રમણ કરાવનાર. તેનો પ્રેમ ન જોઇએ. તેના માટે હર્ષ, શોક નહિ. નાશવાન તો નાશ થવાનું જ. પણ પ્રભુ–પ્રેમ શાશ્વત સુખનો સાગર, તેનો વિછોહ શ્યે ખમાય ? દુનિયાના માનવો અનિત્ય વસ્તુ-

ઓ માટે તરફડી રહ્યા છે, વિલખી રહ્યા છે, હાય–હાય કરી રહ્યા છે અને અનિત્યની પાછળ દોડી રહ્યા છે. તેઓ ઘડીભર દેવમંદિરે જઇને કે ઉપાશ્રયે જઇને પોતાને ભક્ત અગર ધર્માત્મા માને છે. પણ સાચી ભકિત તો દુન્યવી વસ્તુઓના પ્રેમનો ભોગ માગે છે. સાચી ભક્તિમાં સર્વ કામનાઓને હોમવાની હોય છે.

ચંદનબાળાજી ઉપર દુઃખના પહાડો વરસ્યા પણ નેત્રમાં એક આંસુનું બિન્દુ પણ ન આવ્યું, અને પ્રભુ પાછા ફરતાં રૂદન આવ્યું. આ જ સાચી ભક્તિ છે. તે ભક્તિને યોગ કહે છે. શાશ્વતનો પ્રેમ અને નાશવંતના પ્રેમનો ત્યાગ. પ્રભુનો યોગ કરવો તેને ભક્તિયોગ કહે છે. પ્રેમ વસ્તુ જ જુદી છે. તે અંતરનો વિષય છે. પ્રભુ પર પ્રીતિ થવી તે પણ અનંત પુણ્યની રાશિ હોય તો જ થાય છે.

અહો ! ચંદનબાળાનો પ્રભુપ્રેમ કેવો હશે ? તેનું વર્ણન કોણ કરવાને સમર્થ છે ? સંસારની વસ્તુઓનો પ્રેમ જેના દિલને સ્પર્શી શકતો નથી તેના જ અંતરમાં વિશુદ્ધ પ્રભુપ્રેમ પ્રગટે છે. એક મ્યાનમાં બે તલવાર રહે નહિ. તેમ સંસારનો રાગ અને પ્રભુપ્રેમ બન્ને એક અંતરમાં કેમ સંભવે ? મુખમાં સાકરનો કે અફીણનો એમ એકનો જ સ્વાદ એકી વખતે આવી શકે. તેમ પ્રભુ-પ્રેમ ત્યાં સાંસારિક પ્રેમ ન હોય અને સાંસારિક પ્રેમ હોય ત્યાં પ્રભુપ્રેમ ન જ હોય. આ રહસ્ય તો અનુભવ-ગમ્ય છે. બીજા શું સમજી શકે ?

"જબ મૈં થા તબ તું ન થા, તું પાયો મૈં નાય.
પ્રેમ ગલી અતિ સાંકડી. તામેં દ્વૈત ન સમાય.
તૂં તૂં કરતે તૂં હુવા, તુજમેં રહા ન હું;
જબ આપાં પરકા ભેદ મિટા, જિત દેખું તિત તું;
તૂંહીં, તૂંહી, તૂંહીં, નાહમ."

"પ્રભુપ્રેમની ગલી અતિ સાકડી છે તેમાં દ્વૈત સમાતું નથી જ્યારે 'હું પણુ' હતું ત્યારે તું પ્રભુ નહોતો અને જ્યારે તને પ્રાપ્ત કરી લીધો કે 'હું' નષ્ટ થયું"

"હે પ્રભો ! તારુ સ્મરણ કરતા હું તુજ રૂપ બન્યો ને અહમ્ નષ્ટ થયું. જ્યારે પોતાનો અને પરનો ભેદ મટયો ત્યારે જ્યાં દેખું ત્યાં તારાં જ દર્શન થાય છે."

"હે પ્રભો ! આટલા દિવસ અજ્ઞાનવશ મારું જ અસ્તિત્વ હતું. પણ તારા સ્વરૂપનો બોધ થતા મારુ અસ્તિત્વ નષ્ટ થયું અને સર્વત્ર તારુ જ અસ્તિત્વ મને ભાસે છે"

વસ્તુતઃ **અહં–મમની દુર્ભેદ્ય દીવાલો તોડવાની** છે. પરમાત્મા તો દેહ–મંદિરમાં બિરાજમાન છે પણ અહં–મમની દીવાલો પાછળ રહેલા તે જણાતા નથી. તેનાં દર્શન થતાં નથી. તે દુર્ભેદ્ય દીવાલોને તોડી નાંખો અને પ્રભુમય બનો. આપણા દેશમાં આર્તનાદે લોકો બોલે છે કે—"મુજને પાર ઉતારો" "પ્રભુ ! મને પાર ઉતારો !" આ ઉદ્‌ગારનો અર્થ શો છે? એનો અર્થ એ છે કે જીવનમાં આપણું લક્ષ્ય આપણે સાધ્યું નથી એમ આપણને લાગે છે. આપણા સર્વ પ્રયત્નો છતાં, આપણા અગાધ પરિશ્રમ છતાં, આપણે જાણીએ છીએ કે અંતિમ લક્ષ આપણે

પ્રાપ્ત કર્યું નથી. આપણું ધ્યેય આપણે સિદ્ધ કર્યું નથી. અસંતુષ્ટ થયેલા બાળકની પેઠે આપણે બોલી ઊઠીએ છીએ "આ નહિ" "તે નહિ" પરંતુ "આ નહિ" ત્યારે બીજું શું ? પાર ઊતરવાનો બીજો કિનારો ક્યાં છે ?

હે આનંદના મહાસાગર ! ખરું જોતાં, "આ પાર" અને "પેલે પાર" બન્ને તારામાં એક જ છે. જ્યારે હું "આ" પારને મારો ગણું છું ત્યારે "પેલો" પાર મારાથી જુદો પડી જાય છે. એટલે મારી અંદર રહેલી પૂર્ણતાની —સ્વયંસિદ્ધ—માન્યતાનો લોપ થતાં મારું હૃદય "પેલા" કિનારા માટે સતત ઝંખના કરે છે. મારામાં રહેલો 'અહં' "હું" રાત્રિદિવસ જે ઘરને તે "મારું" 'પોતાનું' ગણે છે તેને ખાતર સખત મજૂરી કરે છે. પરંતુ હાય ! જ્યાં સુધી આ ઘરને તે "તારું" નહિ કહી શકે ત્યાં સુધી તેના દુઃખનો છેડો નથી. —ત્યાં સુધી તે માથાકૂટ કરશે અને તેનું હૃદય પુકારી ઊઠશે—"નાવિક ! મુજને પાર ઉતાર" જ્યારે આ "મારું" ઘર "તારું" થશે તે જ ક્ષણે તેની જૂની ભીંતોની જ વચ્ચે રહેવા છતાં તે પાર ઊતરી જાય છે. મારામાં રહેલ "અહં," "હું" ચંચળ છે. તેને જંપ નથી. પોતાના આત્મામાં ભળી જઈ શકે નહિ એવી પ્રાપ્તિને માટે; જે પ્રાપ્તિને તે કદી પકડી કે ધારણ કરી શકે તેમ નથી, તેને મેળવવા માટે પ્રયત્ન મારો "અહં" કરી રહ્યો છે. જે વસ્તુ સર્વેને માટે છે તેને પોતાની બાથમાં રાખવાનો પ્રયત્ન કરતાં તે બીજાને દુઃખ

આપે છે અને બદલામાં પોતે પણ દુઃખી થાય છે, અને બૂમ પાડી ઊઠે છે–"મુજને પાર ઉતાર." પરંતુ "મારાં સર્વે કર્મો તારાં જ છે" એવું તે જ્યારે કહી શકે છે ત્યારે સઘળું પૂર્વવત્ રહે છે, છતાં ફક્ત તે પોતે પાર ઊતરી જાય છે. એ "તારા" બનેલા "મોટા" ઘર સિવાય બીજે ક્યાં હું તને મળી શકું તેમ છું ?

એક સાધકે એક સંત મહાત્માને પ્રશ્ન કર્યો કે કળીયુગમાં પરમાત્માનાં દર્શન થતાં જ નથી તો સાધના શા અર્થે ? આવી માન્યતા ઘણા લોકોની હોય છે.

સંત મહાત્માએ તે વ્યકિતને એક પ્રશ્ન કર્યો કે "ભાઇ ! એક મુસાફરને ઘનઘોર વનમાં ઘણી જ તરસ લાગી. ત્યાં પાણી મળવું મુશ્કેલ હતું. તો પછી શું તેની તરસ પાણીના અભાવે મટી જશે ખરી ? કે તે શું કરશે ?"

તે વ્યકિતએ ઉત્તર આપ્યો–"પાણીના અભાવે તરસ મટે નહિ પરંતુ પાણીની તપાસ કરીને કોઈ પણ રીતે પાણી મેળવવાનો પ્રયત્ન કરે અને ન મળે ત્યાં સુધી જંપે નહિ"

સંત મહાત્મા બોલ્યા, "ભાઈ, તેવી જ રીતે એક વાર પ્રભુને મળવાની પ્યાસ, લગન તો દિલમાં ઉત્પન્ન કરો પછી કળીયુગમાં મળે છે કે નહિ તે સમજાશે. પહેલાં જ મળવા–ન મળવાની વાતોનાં ગપ્પાં છોડો. પ્રભુમિલનની તરસ હૃદયમાં જાગ્રત થયે તેને પ્રાપ્ત

કરવાના પ્રયત્નો આપોઆપ થશે અને "જિન ખોજા તિન પાયા" એ કહેવત અનુસાર શોધ્યા પછી નિર્ણય થશે કે મળે છે કે નહિ. માટે પહેલાં વાતો કરવાને બદલે લગની લગાવો. પ્રભુમિલનની લગની સાચી હશે તો શું અસંભવ છે? પ્રબળ ઇચ્છા જ ઇષ્ટપૂર્તિનું મહાન સાધન છે."

ઉપર આપણે પ્રભુભક્તિનું વર્ણન કર્યું તેવી જ રીતે ગુરુ-ભક્તિ પણ યોગનું સાધન છે જો કે ગુરુનું સ્થાન ઘણું મોટું છે. કહ્યું છે કે—"ગુરુ ગોવિંદ દોનું ખડે, કિસકું લાગું પાય; બલિહારી ગુરુદેવકી, જિને ગોવિંદ દિયા બતાય." પ્રભુ કરતાં ગુરુને મોટા બતાવેલ છે. શા કારણથી? તો પ્રભુનું જ્ઞાન ગુરુ સિવાય કોણ બતાવનાર છે? એવા ગુરુની ભક્તિ કરીને સેવાપરાયણ શિષ્ય તરી શકે છે.

**ગુરુમાં પૂજ્ય બુદ્ધિ રાખીને સેવા-ભક્તિ કરનાર નમ્ર શિષ્યને જરૂર ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત થાય છે. શિષ્યની અચલ શ્રદ્ધા હોવી જોઇએ કે ગુરુ મારા હિતકર્તા જ છે; તેમાં દોષ માત્ર હોય જ નહિ. પ્રેમ, ભક્તિનો આદર્શ સ્વ-કર્તવ્યને જોવાનો છે, પણ ઉપાસ્યના દોષોને નહિ. પવિત્ર પ્રેમ જ્યાં હોય છે ત્યાં દોષ જોઇ શકાતા જ નથી. શિષ્ય એટલે સ્વાર્પણની મૂર્તિ. ગુરુ-આજ્ઞા તે દેવ-આજ્ઞા પરંતુ આજ્ઞા પાલન કરવામાં પણ ભેદ હોય છે. જે આજ્ઞાનું પાલન પ્રેમ, ભક્તિ શ્રદ્ધા, અને**

ઉત્સાહપૂર્વક થાય છે તે જ અંતરમેલ ધોઈ શકે છે. રહસ્યજ્ઞાન વિના આજ્ઞાનું પાલન જે વેઠ તરીકે ન છૂટકે થાય તે કંઈ ભક્તિ નથી. ભક્તિ તો પ્રેમ અને ઉત્સાહપૂર્વક જ થઈ શકે. આ ભક્તિને યોગ કહેલ છે. તો જો તેનું રહસ્ય જાણીને અહંકાર વર્જીને સ્વકલ્યાણાર્થે પ્રેમથી ગુરુની સેવા કરે તો જ વિકાસને અવકાશ છે. માટે પ્રથમ રહસ્યજ્ઞાન જાણવું જરૂરી છે. શિષ્યની શ્રદ્ધા કેવી હોય તે નીચેના દૃષ્ટાંતથી સ્પષ્ટ સમજી શકાશે.

એક ગુરુશિષ્ય એક જંગલમાં રાત્રીવાસ રહ્યા હતા. શિષ્યને નિદ્રા આવી ગઈ હતી. ગુરુ પ્રભુધ્યાનમાં મગ્ન હતા. ત્યાં અચાનક એક મોટો કાળો નાગ ત્યાંથી નીકળ્યો અને શિષ્ય તરફ જવા લાગ્યો. ગુરુએ પોતાના યોગબળથી આ જાણ્યું અને સર્પને કહ્યું, “કેમ, ક્યાં જાય છે ?” તે કહે, “તારા શિષ્યની સાથે મારે વૈર છે. તેના પ્રાણ લેવા જઈ રહ્યો છું.”

ગુરુ બોલ્યા, “તું માગે તેટલું લોહી તેના શરીરમાંથી આપું પછી તો તારું વૈર શાંત થશે ને ?”

તેણે હા કહી ગુરુ શિષ્યની છાતી પર બેસીને લોહી કાઢવા લાગ્યા ત્યારે શિષ્યની નિદ્રા ઊડી ગઈ. ગુરુજીને જોઇને પુનઃ નેત્ર બંધ કરી લીધાં. ગુરુએ સર્પને લોહી વડે તૃપ્ત કર્યો અને તે ચાલ્યો ગયો. સવારે ગુરુએ શિષ્યને પ્રશ્ન કર્યો, “રાત્રે તારા મનમાં શો વિચાર

આવ્યો હતો?" શિષ્યે ઉત્તર આપ્યો "સમ લાહો પેહાઇ" 'ગુરુજી જે કરતા હશે તે મારા હિતાર્થે જ હશે એમ જાણી હું નિઃશંકપણે સૂઈ રહ્યો હતો.'

અહો ! શી ઉન્નત શ્રદ્ધા ? ગુરુ પ્રત્યક્ષ લોહી શરીરમાંથી કાઢી રહ્યા હતા છતાં શિષ્યની નિર્મળ શ્રદ્ધામાં જરા અંશ માત્ર પણ શંકા ન થઈ કે આ તે શું કરે છે? મારા પ્રાણ તો નથી લેતા? વગેરે. આજના સમાજને આ વાત કપોલકલ્પિત લાગશે. પણ જેણે યોગનું જ્ઞાન કરેલ છે, માનસશાસ્ત્રનો અભ્યાસી છે અને તત્ત્વવિદ્ છે તે આ રહસ્યને સમજવા સમર્થ છે. બીજા તેના અધિકારી નથી તે નથી. આવી વિશુદ્ધ શ્રદ્ધા વિશુદ્ધ અંતરમાં જ પ્રગટે છે, અને તે દિવ્ય શ્રદ્ધા જ માનવને તારનાર કીમિયો છે. અને એવા શિષ્યો ગુરુ-ભક્તિ વડે તરી જાય છે.

બીજું દૃષ્ટાંત છે કે એક શહેરમાં એક નગરશેઠ હતો. તેને ચાર પુત્રો હતા. તેમાંથી સર્વથી નાનો પુત્ર હતો તે તે જ ગામમાં વસતા એક સંન્યાસીની ગુરુ–બુદ્ધિથી ઉપાસના કરતો હતો. તેને ઘરમાંથી વસ્ત્રો, અલંકારો કે પૈસા જે કંઈ મળે તે સર્વ ગુરુને અર્પણ કરતો તેને માટે ગુરુ પ્રભુથી પણ અધિક હતા. તન, મન અને ધનાદિ વડે તેની સેવા કરતો. તેમની એક એક આજ્ઞાને દેવ-વચન જાણી તે પ્રમાણે પાલન કરતો.

એમ કરતાં કોઈ એકદા પ્રસ્તાવે તે શ્રેષ્ઠી પુત્રના

અશુભ કર્મોદયે તેના શરીરમાં રક્તપિત્તનો રોગ ઉત્પન્ન થયો. ઘરમાં રહેવા લાગ્યો પણ તેની ભોજાઈઓ, ભાઈઓ કહેવા લાગ્યાં, "તું અહીંઆં શા માટે સૂતો છો ? તારા ગુરુની પાસે જા. તે તને બહુ જ પ્રિય છે. તે તારી સેવા કરશે" વગેરે. આમ દરરોજ મહેણાં મારવા લાગ્યા. એક તો તનમાં વ્યાધિ, ઉપરથી તેની સેવા કરનાર કોઈ નહિ પણ ઊલટા પજવનાર ઘણા તેથી કંટાળીને એક દિવસ જ્યાં ગુરુજીનું નિવાસસ્થાન હતું તે મંદિરમાં ગયો અને એક ખૂણામાં બેઠો. મંદિરમાં કથા ચાલતી હતી, ભાવિક ભક્તો સાંભળતા હતા. બાદમાં પ્રસાદ વહેંચાયો. ભક્તો સ્વઘરે ગયા, ત્યારે ગુરુ શિષ્ય પાસે આવ્યા. "અરે, તને આ શો રોગ થયો છે ? અને આવા રોગી શરીરે તું અહીંઆં શા માટે આવ્યો છે ? આ રોગ તો ચેપી છે," વગેરે બોલવા લાગ્યા.

શિષ્યે ઉત્તર આપ્યો, "આપ વિના મારે બીજું કોનું શરણ છે ? હું આવી હાલતમાં બીજે ક્યાં જાઉં ? તમે જ ગુરુ મારા આધારરૂપ છો."

સાચા પરમાર્થી ગુરુ હોય તો આ વખતે તેનું દિલ કરુણાથી ઊભરાઈ જાત અને તેની સેવા કરીને તેને શાન્તિ પમાડત, પણ આ ગુરુ તો સ્વાર્થી હતા તેથી તે કહેવા લાગ્યા, "અરે પાપી, અહીંઆંથી નીકળ." તો પણ શિષ્યને કંઈ રોષ ન આવ્યો, કહે, "ગુરુજી આપની આજ્ઞા પ્રમાણે કરવા તૈયાર છું. આપની શી આજ્ઞા છે ? ક્યાં

જાઉં ?" ગુરુ તો પૂરા સ્વાર્થી જ હતા. દયા તેના દિલમાં હતી નહિ. તેણે કહ્યું, "આ સામે જે સમુદ્ર દેખાય છે તેમાં જઈને પડ."

ગુરુ વચન પ્રભુતુલ્ય ગણીને શિષ્ય તો રવાના થયો અને ઝંપલાવ્યું સમુદ્રમાં.

આજના ભક્તો ઉપરથી ટીલાં–ટપકાં કરીને ભક્ત થાય છે. ભક્ત બનવું ઘણું કઠિન છે. આવો સમય આવે તો આજનો સભ્ય ભક્ત શું કહે ? એમ જ કહે કે ગુરુમાં અક્કલ નથી, ગુરુ તો સ્વાર્થી છે, એમ તે કંઈ જીવ આપી દેવાતો હશે ? ભક્તિ માગે છે ભોગ તનનો, મનનો અને ધનનો. ભોગ વિના ભક્તિ કેવી ? આ બધી વાતો બુદ્ધિગમ્ય નથી. અનુભવજ્ઞાનગમ્ય છે. તે માટે વિશેષ શું લખવું.

રામચંદ્રજીએ પિતાની આજ્ઞા ખાતર રાજ્ય છોડયું. શું તેને પિતાને કહેતાં નહિ આવડતું હોય કે તમે તો નમાલા છો આવાં તે વચન અપાતાં હશે ? પણ આવું બોલનાર પિતૃભક્ત ન જ બની શકે. સ્વાર્થના ત્યાગ વિના ભક્તિ કેવી ? ભક્તિ એટલે જ સ્વાર્થનો ભોગ. આજે ભક્ત તો બનવું છે પણ પોતાના સ્વાર્થમાં બાધા ન આવવી જોઈએ.

પ્રિય આત્માઓ, એવી ભક્તિથી કલ્યાણ થાય નહિ. **સદ્‌ગુણો વિના વિકાસને અવકાશ નથી તે નથી.** શ્રેષ્ઠી-પુત્રે ગુરુઆજ્ઞા થતાં સમુદ્રમાં ઝંપલાવ્યું અને તેના હાથમાં

લાકડાનો ટુકડો આવ્યો. બે-ત્રણ દિવસ સમુદ્રમાં રહ્યો જેથી તેનો રોગ જતો રહ્યો. ત્રીજે દિવસે દેવ પ્રગટ થયો. "અહો અચલ ભક્તિવંત, માંગ! માંગ! તારી ભક્તિથી અમે તારા પર પ્રસન્ન થયા છીએ." તે કહે કે 'મારે તો કંઇ જ જોઈતું નથી, પણ જે ગુરુના પ્રતાપે હું સમુદ્રમાં પડયો, જેથી મારો રોગ ગયો અને દેવનાં દર્શન થયાં તે ગુરુને ભેટ આપવા માટે જે તમારી ઇચ્છા હોય તે આપો."

પ્રિય વાચક, વિચાર! જે કરવું છે તે પોતા માટે. આટલું-આટલું વીતવા છતાં ગુરુ પ્રત્યે જરા પણ અભાવ નહિ, એ જ નિર્મળ ભાવ મનમાં. જરા પણ વિકૃતિ ગુરુ પ્રત્યે થતી તો દેવ આવતા નહિ કે રોગ શમતો નહિ. **આ મનને આવું નિર્મળ, અચળ કરવું તે જ સાધનાનું લક્ષ છે. બીજો પોતાનું કર્તવ્ય ચૂકે પણ તું તારું કર્તવ્ય ન ચૂક, અને મનને બગાડ નહિ.**

આમ તો ભક્તિયોગ સરલ કહ્યો છે પણ બધા જ યોગમાં મનોવિકારોને જીતવાના છે અને એ જ દુર્લભ છે. દેવે તેને સુવર્ણથાળ ભરીને રત્નો આપ્યાં અને તેણે જઈને ગુરુને નમસ્કાર કરી સુવર્ણથાળ રત્નો સહિત ચરણોમાં ધર્યો તેના શરીરની કાન્તિ દિવ્ય થઈ ગઈ હતી, તેથી ગુરુએ પ્રથમ તેને ઓળખ્યો જ નહિ. પણ તેણે તેમની પ્રાર્થના કરી "હે પ્રભો! આ બધો તમારો જ પ્રભાવ છે." ત્યારે ગુરુને સમજ પડી. તે ભાગ્યવંત શિષ્યના

સંગે ગુરુજી પણ નિસ્વાર્થ બનીને તરી ગયા. વેશપલટો અનેક વાર કર્યો છે. ક્રિયાઓ અનેક વાર કરી છે પણ મનોવિકારોને જીત્યા નથી. જે-જે સાધન કરવાનાં છે તે માત્ર મનોશુદ્ધિ માટે છે. બાહ્ય ક્રિયા પણ તે જ માટે છે. મનશુદ્ધિ થાય તો સત્યનાં દર્શન થાય અને તે મન વિશુદ્ધ કરવાનાં સાધનો તેને જ યોગ કહે છે.

હવે આપણે પતિભક્તિ વિશે દૃષ્ટાંતપૂર્વક આગળ વિવેચન કરીશું.

## ભક્ત-કન્યા

ભક્તરાજ ખરેખર ભક્ત હતો. નાનીસી માટીની ઝૂંપડીમાં રહેતો. આ નિર્ધન વણિક છાશ અને રોટલા પર નિર્વાહ ચલાવવા છતાં સાધુ-સંત અને ગરીબ-ગુરબાઓને સંતોષવામાં લેશ માત્ર નિર્ધન નહોતો. ભક્તિની ધૂન એ ઝૂંપડીમાં સદા લાગી જ રહેતી, તેથી આસપાસ આનંદમય વાતાવરણ બન્યું રહેતું. જે કોઈ ત્યાં આવવા પામતું તે સહજાસહજ એ વાતાવરણના આનંદનો અને ભક્તરાજના નિષ્કામ અતિથ્યનો ઉપભોગ કરીને તૃપ્તિનો અનુભવ કરતું.

એવા પવિત્ર વાતાવરણમાં ભક્તરાજની એકની એક કન્યા જન્મી હતી. તેની માતા તો તેને એક વર્ષની મૂકીને જ ગુજરી ગઈ હતી. તેથી તે સાધુ-સંતોના ખોળામાં જ ખેલતી-ખેલતી ઊછરી હતી. આજે તે સોળ વર્ષની વયે પહોંચી ગઈ હતી, પણ ભક્ત પિતાને તેના

લગ્નનો વિચાર સરખોય થતો નહિ. ભક્તોની જરૂરિયાતો ભક્તવત્સલ ભગવાન અર્થાત્ સમષ્ટિ આપોઆપ પૂરે છે. એવી અડગ શ્રદ્ધા જેનામાં રગેરગ વ્યાપેલી છે તેને પોતાની કે પોતાનાઓની કાળજી કરવાની રહેતી જ નથી.

ભક્તિપાત્રના અખંડ ભાનમાં આનંદી રહેનારને છૂટીછૂટી ઇચ્છા કે કાળજીથી ખંડ પાડવાનું સૂઝે જ કેમ? પાલવે જ કેમ ? એક દિવસ એ જ શહેરના નગરશેઠ રસ્તે ચાલતાં ભક્તકન્યાને જોઈ. જોતાં જ તેને પોતાની પુત્રવધૂ બનાવવાની પ્રેરણા થઈ. ઘેર આવતાં વેંત શેઠે બ્રાહ્મણ બોલાવી તેની મારફત માગું મોકલ્યું. સહજાસહજ જે કાંઈ થાય છે તે હરિ–ઇચ્છાએ જ થાય છે એવી શ્રદ્ધાવાળા ભક્તરાજે માગાનો સ્વીકાર કર્યો. લગ્ન થયાં અને ઝૂંપડીમાં ઊછરેલી ભક્તકન્યા નગરશેઠની હવેલીની વસનાર બની

* * *

પરંતુ તેણે પોતાની સાદાઈ, નરમાઈ અને ભલમનસાઇ, એ ત્રણ સખીઓને તો સાથે જ રાખી હતી ! સ્થળના ફેરફારે તેના હૃદયમાં કશો ફેરફાર કર્યો નહોતો. ઘરનું તમામ કામકાજ તે એકલી જ કરી લેતી તેથી શેઠને દાસ–દાસીનું ખર્ચ બચવા લાગ્યું. એ કારણથી તથા સાસુ–સસરાની સેવામાં તત્પરતાને લીધે સાસુ-સસરાની પ્રસન્નતા તેના ઉપર ઊતરી. તેઓએ હવે તેને ભંડારની ચાવી પણ સોંપી.

નગરશેઠ કરોડપતિ હતો, પણ પૈસાના પ્રમાણમાં જ તે લોભી પણ હતો; એને હજી વધુ ને વધુ સંપાદન કરવાની ઇચ્છા રહ્યા કરતી. પૈસો એ એના માથા પરનો પરમેશ્વર હતો. અને એની વૃત્તિઓ સદા એ જ પરમેશ્વરમાં જોડાયેલી રહેતી. એ સરવાળા ને ગુણાકાર શીખ્યો હતો, બાદબાકી ને ભાગાકાર હજી સુધી એને કોઇ શીખવી શક્યું નહોતું. અને શેઠાણી તો ખરેખર ધનને વળગી રહેનાર જળો જ હતી. તેથી એના આંગણે અતિથિ કે મિત્રો, બાળકો કે યાચકો, સાધુસંતો કે જ્ઞાતિજનો કોઈ ફરકતું જ નહિ! પુત્રવધૂને ભંડારની ચાવી આપતી વખતે તેણીને પણ સખ્ત ચેતવણી આપવા શેઠાણી ચૂક્યાં ન હતાં કે, તેણે બરાબર સાસુના પગલે ચાલવું અને કોઈને ચપટી–આટો આપી દેવાની ધૃષ્ટતા કરવી નહિ!

જેની પ્રકૃતિમાં જ ‘હું’ અને ‘મારું’ એવો ભાવ નહોતો એવી ભક્ત–કન્યાને આ આજ્ઞાનું પાલન કરવું અતિ વિકટ લાગતું, પરંતુ ‘સેવક’નો ‘ધર્મ’ છે કે ‘સેવ્ય’ની ‘આજ્ઞા’ મુજબ વર્તવું, તેથી પોતાની દયાની લાગણીને પોતામાં જ દાબી રાખી ભક્ત–કન્યા ભિક્ષુકો અને સાધુસંતો તરફ ઉદાસી–વૃત્તિ ધારણ કરતી. તે જ્યારે એકલી પડતી ત્યારે પિતાની ગરીબ ઝૂંપડીમાં સંતોષાતા સંખ્યાબંધ મનુષ્યોનું દૃશ્ય તેની નજરે સામે ખડું થતું અને કરોડપતિના સ્મશાનતુલ્ય મહેલનો તે

સાથે મુકાબલો સહજાસહજ થઈ જતો. એ વખતે સાસુ-સસરાની માનસિક વૃત્તિઓ માટે તેને દયા ઉપજતી અને તેનાં નેત્રોમાંથી બે મોતી ખરતાં. તેઓનું વલણ પલટાય એવી તે પ્રાર્થના કરતી—કારણ કે તેને પ્રાર્થનાની શક્તિમાં વિશ્વાસ હતો.

*  *  *

એક દિવસ બપોરના વખતે ઘરકામને આટોપી ભક્ત-કન્યા આંગણામાં એકલી બેઠી સાસુ-સસરાના હૃદય પલટા માટે પ્રાર્થના કરવામાં મશગૂલ બની હતી. એવામાં ભૂખ અને થાકથી છેક જ લેવાઈ ગયેલો દેખાતો એક સાધુ આંગણામાં ઘૂસી સન્મુખ આવી ઊભો અને અન્નની યાચના કરવા લાગ્યો.

બહારની આજ્ઞા કરતાં અંદરની પ્રકૃતિનું જોર વિશેષ હોય છે. ભકત-કન્યાના હૃદયમાં દયાનો જુસ્સો ઊભરાઈ આવ્યો. તે જુસ્સાએ સહીસલામતીના વિચારને પણ દાબી તેણીને દાન-ક્રિયામાં ગતિમાન કરી. તે ભંડારમાં ગઈ, પાકું સીધું એક થાળમાં લઈ આંગણામાં આવી અને સાધુને આપતાં આપતાં બોલી: "બાવા! તેરા એક ગયા!"

સીધું લેતાં લેતાં સાધુ બોલ્યો: "માઈ! તેરે દાઉ ગયે!" ભકત-કન્યાએ જવાબ વાળ્યો: "અબ તો તેરે તીનોં ગયે!" સાધુ સીધું લઈને ચાલ્યો ગયો. તત્ક્ષણ ભક્ત-કન્યાને સાસુની આજ્ઞાનું સ્મરણ થઈ આવ્યું અને

તે સ્મરણ સાથે એ પણ ભાન તાજું થયું કે સાસુ દિવાનખાનામાં સૂતાં હતાં. તેણે મનમાં જ કહ્યું : "ચાલ, હું જ સાસુજી પાસે જાઉં અને કેવા સંજોગોમાં મારાથી તેમના મના છતાં સીધું અપાઈ ગયું છે તે કહી એમની ક્ષમા માગું."

* * *

પણ ભોળી ભક્ત–કન્યાને ક્યાં ખબર હતી કે પોતાના ઘરની ચોકીમાં સાસુજીનું ચિત્ત એટલું એકાગ્ર છે કે રાત્રે પણ દૃઢ નિદ્રામાં જવું એને પાલવતું નહોતું તો પછી ધોળે દિવસે ઊંઘવાની તો આશા જ શી? તેણે બધી ચિકિત્સા જોઇ હતી અને સાધુ ને વહુ વચ્ચે અદલબદલ થયેલા શબ્દો પણ ઝીલ્યા હતા. ક્રોધ અને શંકા એના હૃદયમાં તોફાન મચાવી રહ્યાં હતાં. તેણે શેઠને બોલાવી લાવવા માણસ મોકલ્યો.

કાંઇ જરૂરી કામ હોવું જોઇએ એમ સમજી શેઠ તરત જ ઘેર આવ્યા અને દિવાનખાનામાં પ્રવેશ કરતાં જ શેઠાણીનો ભયંકર બનેલો ચહેરો જોઈ પૂછવા જતા હતા એટલામાં તો શેઠાણીએ જ સિંહણની ગર્જના શરૂ કરી : "નાતમાં કન્યાઓનો કાળ પડયો હતો તે તમે આ સાધુળીને આપણા જેવા આબરૂદાર ઘરની પુત્રવધૂ તરીકે પસંદ કરી આવ્યા!"

"પણ છે શું તે તો કહે?" વણિકે ગંભીરતાથી પૂછ્યું.

"હજી શું, છે શું એમ પૂછયા કરો છો !" સિંહણે જવાબ આપ્યો "બીજું શું હોય ? સિવાય કે સાધુડીનાં પરાક્રમ. ભાત જાય પણ કાંઇ જાત જાય ! એ ભગતડીને કાંઈ નગરશેઠનો પુત્ર ગમે ! બાપના ઘેર સાધુડામાં રહેનારી તેને સાસરામાંય સાધુડા જ જોઇએ છે. રોજ છૂપી રીતે એક સાધુડાને ઘરમાં ઘુસાડતી હતી તે આજ તો મેં તેને બરાબર પકડી છે. એના માટીડાને પુષ્કળ પાકાં સીધાં આપ્યાં અને પુષ્કળ ભેદભરી ભાષામાં પેટપૂર વાત–ચીતો થઈ. હવે બીજું તે કેટલુંક કહું ? મારી જીભ ચાલતી નથી. એ તો ઠીક થયું કે આ ફજેતી જોનાર હું એકલી જ હતી, નહિ તો નગરશેઠાઇમાં પૂળો મૂકતાં કાંઈ વાર લાગે ?"

શેઠનો પિત્તો ઉછળી આવ્યો. પણ તે એક વ્યવહાર-કુશળ વેપારી હોઈ સમય–સૂચકતા વાપરવામાં પ્રવીણ હતો. તેણે ધીમેથી કહ્યું : "આમ ગાજવાથી કાંઈ હાંસલ થાય નહિ. નાહક કોઈ સાંભળશે અને છૂપાવવા જેવી ફજેતી ખુલ્લી થશે. જ્યાં સુધી બીજા કોઇએ જોયું–જાણ્યું નથી ત્યાં સુધી આપણી ઇજ્જત બની રહી છે. પણ તારી ક્રોધી પ્રકૃતિથી તું કોઈ વખત વહુ પર છેડાઈ પડી તોફાન જગાવશે, અને એથી વાત પ્રગટ થઇ આપણા ઘરની ઇજ્જત લૂંટાશે એ જ મને ભય છે. અને એ ભયનો એક જ ઉપાય છે, તારી પ્રકૃતિ તો બદલાવાની નથી, ત્યારે કરવાનું એક જ રહે છે કે વહુને સદા માટે દૂર કરવી."

"પણ હું તમને સાફ-સાફ કહી દઉં છું," શેઠાણી બોલી "જો તમે તેને પીયેર મોકલશો તો પણ કોઈ વખત જતાં-આવતાં નજરે તો પડવાની જ, અને નજરે પડી તો એ નફ્ફટ પર ક્રોધ થયા વગર પણ મને રહેવાનો નહિ જ, અને ક્રોધ આવ્યો તો બે માણસ ફજેતી જાણવાનાં પણ ખરાં જ ! માટે જો ઘરની ઇજ્જત વહાલી જ હોય તો એને કોઇ પણ રીતે બીજી દુનિયામાં જ મોકલવાનો રસ્તો કરો."

શેઠને આ સૂચન અર્થ-સાધક લાગ્યું. તેણે ઘડીમાં વિચાર કરી લીધો તુરત યોજના ઘડાઈ અને અમલમાં મૂકવા માટે પુત્રને બોલાવવામાં આવ્યો.

"ગોવિંદ !" પુત્રને એકાંત ઓરડામાં લઈ જઈ પિતાએ કહ્યું "એક ઘણી જ ગંભીર બાબતમાં તારી સલાહ માટે તને બોલાવ્યો છે; કારણ કે ઉંમરલાયક પુત્રને મિત્ર અથવા સલાહકાર ગણવો જોઇએ એવું નીતિશાસ્ત્રનું ફરમાન છે."

"બાપુ," નીતિ-પરાયણ પુત્ર બોલ્યો "એ આપની વડાઈ બોલે છે. હું તો આપની સમક્ષ બાળક છું. ફરમાવો શું બાબત છે ?"

"ગોવિંદ ! કુળની ઇજ્જત એક તરફ અને અંગત લાગણી બીજી તરફ, એવો પ્રસંગ આવી પડે તો મનુષ્યે કયો પક્ષ લેવો ?" પિતાએ પ્રસ્તાવના આદરી.

"બાપુ! સવાલ જવાબથી કાંઇ એ પરીક્ષા થાય? આપનો પુત્ર અંગત લાગણી પર કુળની ઇજ્જતને કેટલી મક્કમતાથી સ્થાપી શકાય છે એ તો પ્રસંગ આવ્યે જણાય." ઠરેલ વણિક-પુત્રે જવાબ આપ્યો "પણ શું મારાથી કુળની ઇજ્જતને હાનિ પહોંચે એવું કાંઈ થઈ ગયું છે અગર થવાનો સંભવ ઊભો થયો જણાય છે?"

"તે તું પોતાને જ પૂછ," ટૂંકો ને ટચ જવાબ મળ્યો.

પણ એ ટૂંકા જવાબે જ યુવાનને ચમકાવ્યો.

"મેં કાંઈ અપકૃત્ય કર્યું હોય એમ મારી યાદશકિત મને કહેતી નથી." પુત્રે કહ્યું.

"ગોવિંદ! ન કરવાનું કરવાથી જ ગુનો થાય છે એમ નથી!" પિતા બોલ્યા, "કરવાનું ચૂકવાથી પણ ગુનો થાય છે એ યાદ રાખવા જેવું છે, અને ગૃહસ્થ-ધર્મવાળાની બાબતમાં તો બેમાંથી કોઈ પણ એક અંગ ગુનો કરે તો બન્નેનો ગુનો ગણાય."

"હું કંઈ જ સમજી શકતો નથી." ગભરાયેલા ચહેરે પુત્ર બોલ્યો "કૃપા કરીને મુદ્દાની વાત જાહેર કરશો?"

"તારી પત્નીના આચાર-વિચારનું અવલોકન કરે છે?" ધીમેથી પ્રશ્ન થયો.

"હા, જ્યારે પિતા જ પૂછે છે તો શરમને ટાળીને કહેવાની ફરજ પડે છે કે તે મને દરેક રીતે અનુકૂળ થતી રહી છે. હું એને હંમેશ પતિપરાયણ અને સંતુષ્ટ જોઉં છું. વડીલોની ઇચ્છાને પ્રતિકૂળ થયેલી મેં તેને કદાપિ જોઈ નથી." પુત્રે ઉત્તર આપ્યો.

"પાખંડીની ઢાલ જ વિનય હોય, બેટા!" શેઠ બોલ્યા. "પરપુરુષને એકાંતમાં બોલાવવો અને એનાથી માર્મિક ગોષ્ઠિ કરવી એ શું નિર્લજ્જતાની હદ નહિ?" અને તેણે શેઠાણીએ કહેલો પ્રસંગ વિસ્તારથી અને રંગ પૂરીને કહી સંભળાવ્યો.

પુત્ર દિગ્મૂઢ બન્યો. એના હૃદયને સ્ત્રીનો જે અનુભવ મળ્યો હતો તે કરતાં ઊલટો જ અભિપ્રાય તેના વડીલ પાસેથી સાંભળવામાં આવતાં હૃદયમાં જ અનુભવ અને નીતિ વચ્ચે યુદ્ધ આરંભાયું. યુદ્ધક્ષેત્ર તરીકે વણિકનું હૃદય હતું તેથી અનુભવ હાર્યો અને વડીલના કથન પર શંકા ન કરવી એ નીતિનો જય થયો. એ તક લઈને પિતાએ પુત્ર પાસે પત્નીહત્યા કરવાનું મંજૂર કરાવ્યું.

પ્રિય વાચક! તું ધૈર્ય ધારણ કરજે. તારા મનોમંદિરમાં વિતર્કો થતા હશે કે પતિભક્તિનું વિવેચન અહીંઆં તો કંઈ જ નથી અને આ બધું શા માટે? પરંતુ પ્રિય વાચક! ધીરે-ધીરે બધું આવશે માટે

અધૈર્યને ત્યાગ આગળ પતિભક્તનું રહસ્ય હવે તરતમાં જ આવનાર છે. આટલું લખીને મૂળ વિષય પર આવું છું.

ગામથી ચાર માઇલ દૂર એક ગાઢ જંગલ હતું; જે નગરશેઠના કબજામાં હતું; ત્યાં ફરવા જવાના નિમિત્તે ગોવિંદે સપત્ની જવું અને જંગલમાંના જૂના, જીર્ણ થયેલા, ઊંડા કૂવાને કિનારે ઊભા ઊભા અંદરનું પાણી બતાવતાં સ્ત્રીને ધક્કો મારવો અને પછી ગાડી હાંકનારને અકસ્માતના ખબર આપી માતા-પિતા અને સંબંધીઓને બોલાવી લાવવાની આજ્ઞા કરવી. હવે બધાએ આવીને રડારોળ કરી મરનારના ગુણોની તારીફ અને મૃત્યુ માટે અફસોસ કરવો—એવી બાજી રચવામાં આવી.

હે માનવ ! આમ મનની પાછળ ક્યાં સુધી ભમી નિજને ઠગતો રહીશ ? જ્યારે યોગનો અભ્યાસ કરીશ ત્યારે આ મનનો ખેલ તને સમજાશે અસ્તુ !

* * *

તુરત જ ગાડી જોડવામાં આવી. યુવાન જોડું ગાડીમાં દાખલ થયું અને ગાડી ઊપડી. બીજા પોણા કલાકમાં તો આ નિર્દોષ જોડું જંગલમાં કૂવા-કિનારે પથ્થર પર બેસવાની ચેષ્ટા કરતું હતું બેસતાં ચોતરફની ગાઢી ઝાડી તરફ એક નજર કરી ભક્ત-કન્યા બોલી : " 'ભયાનક' પણ 'સનાથ'ને કેવું આનંદદાયક થાય છે, નાથ !

દમયંતી અને સીતાથી વન કેમ વેઠાયાં હશે તે હું હવે સમજી શકું છું. જેની સમીપમાં 'નાથ' છે તેની સમીપ 'ભય' આવી જ શકતો નથી."

"પણ તારે માથે તો હમણાં માત્ર ભય જ નહિ પણ મોટામાં મોટો ભય ભમી રહ્યો છે એમ હું પ્રત્યક્ષ જોઉં છું," પતિએ ખિન્ન-વદને કહ્યું.

"ભૂલ્યા, ભૂલ્યા, મજાક કરતાંય ભૂલ્યા!" નિર્દોષ પત્નીએ પડઘો પાડયો. "ભય નહિ પણ યમ કહેવા માગતા હશો—મને ડરાવવા માટે! ભય તો મારા નાથની સમીપમાં છું, ત્યાં સુધી આવી શકે જ નહિ, અને યમ આવે તો ભલે આવે; એ તો બડો ઉપકારી છે, સમીપતાથી આનંદની જે થોડી પણ ઊણપ છે તે દૂર કરી મારા નાથમાં જ મને એકરૂપ કરી દેવાની કૃપા કરનારને તો હું ફૂલે વધાવું!" "સામીપ્ય"નું "સાયુજ્ય"માં રૂપાંતર અજાણતાં થતું જોઈ કયો શાસ્ત્રકાર હર્ષઘેલો ન થાય?

વિશ્વાસ અને નિર્દોષતા જેના ગર્ભમાં છે એવા આ શબ્દો સાંભળી વણિક-પુત્ર વિચારમાં પડયો. એને લાગ્યું કે આવી નીડરતા અને નિર્દોષતા કાંઈ ગુનેગારમાં ન સંભવે. એનો નિશ્ચય ડગમગવા લાગ્યો. આરોપ જણાવ્યા સિવાય અને બચાવની તક આપ્યા સિવાય એનો નાશ કરવાની હિંમત ચાલી નહિ.

"મારા ચહેરા પરથી તું જોઈ શકાશે કે હું અત્યારે મજાક કરવાના રંગમાં નથી; તેમ તારે માથે કમળાનું કાળ-ભૃંગ ભમે છે એ મારું કથન કાંઇ વ્યંગમાં બોલાયેલું નહોતું. તું મારું જ અંગ હોઈ, વિશ્વાસ-ભંગનો દોષ વહોરી લઇને પણ, જંગમાં ઊતરવા પહેલાં એક તક તને આપવા ઇચ્છું છું. બોલ, હું જે પૂછું તેનો તદ્દન સાચો જવાબ આપશે ?" પતિએ પૂછ્યું.

## પતિભક્તિનું રહસ્ય – ભક્તિયોગ

"સાચો જવાબ ? મૂળે તો હું જૂઠ શું તે જ જાણતી નથી ? મારા ભક્ત-પિતાની ઝૂંપડીને પ્રભુ અમર તપાવે ! વળી એક સિદ્ધ યોગીશ્વરના પ્રતાપે બચપણથી જ હું શીખવા પામી છું કે સ્ત્રીને પતિ એ જ પરમેશ્વર છે, પતિ-પ્રસન્નતા એ જ મુક્તિ છે, પતિ-દ્રોહ એ જ નરક છે, અને પતિનું નિરંતર સ્મરણ એ જ 'સત્ય' અથવા 'ધર્મ' છે. એ સિવાય બીજું કોઈ 'સત્ય' જ જો હું નથી જાણતી તો અસત્ય તો જાણું જ કેવી રીતે ? અને જે જાણવામાં જ નથી તે કહેવામાં તો આવે જ ક્યાંથી ? માટે સાચ-જૂઠના તર્ક-વિતર્ક વગર જ જે હકીકત પૂછવી હોય તે પૂછો, અને કાંઈ પણ છૂપાવ્યા સિવાય કહેવાયેલું આખું સત્ય આપ સાંભળશો એવી ખાતરી રાખો."

"તારો યોગીશ્વર વિલક્ષણ જણાય છે. દુનિયાના હજારો પાઠ શીખવવાના છોડી તને બાળકીને એક માત્ર પતિપાઠ શીખવ્યો, શાસ્ત્રના હજારો ઉપદેશો અને નીતિઓ અને સત્યોને છોડીને એક જ વાત ફરી-ફરીને કહ્યા કરી એ તો એની વિલક્ષણતા જણાય છે ! ત્યારે

તેં શું એને બીજું કાંઈ પૂછ્યું જ નહિ ?" પતિએ જાણવા માગ્યું.

"ન પૂછું એમ બને જ કેમ, નાથ ?" પત્નીએ જવાબ આપ્યો "ભક્ત પિતાના સહવાસમાં ઊછરતી હું 'દેવ', 'ગુરુ', 'ધર્મ', 'મુક્તિ' એવા એવા શબ્દો રોજ સાંભળતી હોઈ, એ તત્ત્વો જાણવાની ઉત્સુકતા સ્વાભાવિક રીતે જ મને રહ્યા કરતી, તેથી પિતાથી સત્સંગ કરવા આવતા દરેક સંતને એ બાબતોમાં હું પ્રશ્ન તો કર્યા જ કરતી અને તેઓ બધા પોતપોતાની શક્તિ મુજબ મને જવાબ પણ આપતા. એક દિવસ પિતાના ગુરુ–યોગીશ્વર મહારાજ પધાર્યા. મેં તેમને નમનપૂર્વક કહ્યું : 'મહારાજ ! મારા પણ આપ ગુરું થાઓ ?'

યોગીશ્વરે કહ્યું, 'બેટા ! તારે ગુરું કરવાની કંઈ જ જરૂરત નથી. પરમાત્માએ તારા માટે પતિ યોજી રાખ્યો છે, તેની તું અર્ધાંગના થઈશ ત્યારે તને ગુરુ મળ્યો માનજે. ગુરું મેળવવાની ગરજ અને ફરજ પુરુષ માટે જ અલાયદી રાખવામાં આવી છે.'

મેં કહ્યું 'મહારાજ ! એ તો આપે વ્યવહારિક હિતની વાત કહી; પણ હું તો મારી 'મુક્તિ' કેમ થાય તે આપની પાસેથી જાણવા માગું છું !'

મારા પ્રશ્નથી પ્રસન્ન થતા દેખાયેલા યોગીશ્વરે જવાબ આપ્યો : 'પતિને જ પરમેશ્વર માની તન–મન–

ધન ત્રણેની અર્પણતાપૂર્વક એની સેવામાં લાગ્યા રહેવું એ જ સ્ત્રીની મુક્તિ.'

મેં કહ્યું: 'અનાદિ કાળની અજ્ઞાનતાથી છૂટવાને ખાતર કેટલાએ સંતો ઘરબાર, સ્ત્રી-પુત્ર, ધન-ધરા સર્વ છોડી જંગલમાં જઈ ઉગ્ર તપશ્ચર્યા કરે છે; કેટલાએ સંતો સેંકડો શાસ્ત્રો વાંચવા-સાંભળવા અને વિચારવામાં જિંદગી ખર્ચી નાંખે છે; કેટલાએ યોગ સાધે છે; અને તે છતાં કોઈ વિરલા જ વાસનાથી છૂટે છે અને મુક્ત થાય છે, અને તે પણ હજારો પૂર્વ-જન્મોની પુનાઇ હોય તો જ! અને આપ તો કહો છો કે હું ફક્ત પતિસેવાથી જ મુક્ત થઇશ, તો શું પરમાત્માએ સ્ત્રી જાતિનો પક્ષપાત કરી એમને માટે જ સહેલી મુક્તિ બતાવી છે?'

યોગીશ્વરે હસીને ઉત્તર આપ્યો: "એમ જ છે બેટા! જો બરાબર સાંભળ. મનુષ્યોનું ચિત્ત અનેક તરેહના ચિંતવન કરી રહેલું હોઈ તેમને પોતાનું આનંદ-મય સ્વરૂપ કળાતું નથી. બહારનાં ચિંતવનોથી થાકી, ગભરાઈ, બળી-જળી તેઓ કોઈ સ્થળે વિરામ યા શાન્તિ મેળવવા ઇચ્છે છે. અર્થાત્ બહિર્ચિત્તને અંતર્ચિત્ત કરવાની તેમને 'ગરજ' પડે છે. એ 'ગરજ' એમને એમના સ્વભાવ મુજબનાં 'સાધનો' સૂચવે છે. કોઇને 'તપ' સૂઝે છે તો કોઇને 'યોગ', કોઇને વાચન-શ્રવણ-મનન-નિદિધ્યાસન સૂઝે છે તો કોઇને સત્સંગ. આ સાધનોનો

અભ્યાસ કરતાં–કરતાં લાંબે સમયે તેઓ અંતર્ચિત્ત થઈ શકે છે. અને અંતર્ચિત્ત થવું એટલે જ વિક્ષેપોથી મુક્ત થવું. હવે જો કે સ્ત્રી માટે આ કાર્ય કેટલું સહેલું છે. પરમાત્મા કોઈ એક સ્થળે ભરાઇ બેઠો નથી, પણ સર્વત્ર અને સર્વમાં વ્યાપી રહ્યો છે. તેથી, પતિમાં પણ તે જ વસેલો છે. વિશ્વાસ અને સ્વાર્પણપૂર્વક પતિને ઈશ્વરભાવે જોવાથી લય–યોગ આપોઆપ સધાય છે. અને સ્ત્રી બહિર્ચિત્ત મટી અંતર્ચિત્ત થાય છે. પંડિતોએ પણ હજાર ગ્રંથોનાં લાખો સૂત્રો અને સિદ્ધાંતોને છોડી એક જ 'બ્રહ્મ સત્ય'માં વિરમવું પડે છે. એટલે સુધી કે પછી 'જગત્ મિથ્યા' એ ઉતરાર્ધ કહેતાંય એમને 'આળસ' થાય છે! એ પણ 'પતિ–સત્ય'માં વિરમતી સ્ત્રીના યોગ જેવો જ યોગ છે. પંડિતોનું ધ્યાન પ્રથમ શાસ્ત્રના આત્મા રૂપ બ્રહ્મમાં રમતાં શીખે છે, યોગીઓનું ધ્યાન પહેલાં યોગીશ્વરના ગુણોમાં અને પછી નિર્ગુણ સ્વરૂપમાં જ જઈ ભળી જાય છે, તેમ સ્ત્રીનું ધ્યાન પહેલાં પતિ સિવાયનાં લાખો દૃશ્યો પરથી હટી એક માત્ર પતિના શરીર અને પતિના ગુણોમાં અને તે પછી પતિના આત્મામાં જ ભળી જઈ ત્યાં વિરમે છે. જિંદગીના બધા વ્યવહારોમાં એક જ કાયદો રાજ કરી રહ્યો છે: 'પહલે ઇશ્કે–મિજાજી, પિછે ઇશ્કે–હકીકી.' વળી પરમાત્માએ સ્ત્રીમાં આકર્ષણશક્તિ અને તન્મયતા મૂકી છે એટલા માટે કે તે કોઈને અંતર્ચિત્ત થવાનું સરળ સાધન બની શકે, તેમજ કોઇમાં તન્મય થઈ પોતે અંતર્ચિત્ત બની શકે. આ કારણથી પરમાત્માએ સ્ત્રી

જાતિનો પક્ષપાત કર્યો છે એમ કહેતાંય પરમાત્માના
સમભાવને બાધા આવતી નથી. માટે બેટા, તારે મુક્તિ,
ધર્મ, સત્ય, ગુરુ એવી કાંઈ ભંગજાળમાં પડવું નહિ
અને એક જ સત્ય હૃદયમાં કોતરી રાખવું કે 'પતિ એ જ
પરમેશ્વર, એ જ ધર્મ, એ જ ગુરુ, એ જ મુક્તિ,
આવા ઉપદેશ પછી મને બીજી ભ્રમણામાં પડવાની
જરૂર જ ન રહી."

"ઓહો, તારા યોગીશ્વરે તો ઘણું ઊંચું સત્ય તને
ટૂંકમાં કહ્યું. બચપણથી આવું સત્ય શીખવા પામનારને
જૂઠ સ્વપ્નેય સ્પર્શી શકે નહિ એ વાતની મને હવે
ખાતરી થાય છે. વારુ, ત્યારે કહે કે આજે બપોરે પેલા
સાધુ સાથે માર્મિક વાર્તાલાપ શું થયો હતો ?"

પ્રશ્ન સાંભળતાં જ સ્ત્રી બધો ભેદ પામી ગઈ.
વિશ્વની વિચિત્રતા તેને પ્રત્યક્ષ દેખાઈ, 'શંકા'ના પાયા
પર ચાલતું સમાજજીવન 'ભય'ની જવાળામાં બળી–
જળી રહ્યું હોય એવું એને દિવ્ય દર્શન થયું ? એની આંખો
ફાટી જ રહી, કારણ કે અંદરની આંખે તે બળતી તરફડતી
દુનિયા જોઈ રહી હતી. અને એના નિર્હેતુક પ્રેમથી
લાલસડક બનેલા ગાલો પર દયાનાં અશ્રુ વહેવા લાગ્યાં.
વણિકપુત્ર આ દશ્ય જોઈ સ્તબ્ધ બની ગયો. એના બધા
વિચારો અને ખ્યાલો અંતર્ધાન થઈ ગયા;–કોરા પાના
જેવો શૂન્યવૃત્તિ બન્યો.

"નાથ !" ભક્ત–કન્યાના મુખ દ્વારા હૃદયના

ઊંડાણમાંથી પ્રગટેલો ધ્વનિ બહાર પડયો. "નાથ !" એ ધ્વનિએ પતિને જાગ્રત કર્યો અને ભક્ત-કન્યાએ આગળ ચલાવ્યું :

"ત્રિવિધ તાપથી અખંડ બળતી દુનિયાથી છૂટવા તે બિચારો 'ત્યાગી' થયો તો પણ ભૂખ-તરસના રાજ્યને ત્યાગી શકયો નહિ: નાશવંત શરીરનું ભાન ભૂલવા તેના પર, તે શરીર બાળવાથી જે ચીજમાં તેનું રૂપાંતર થાય છે તે ચીજ એટલે ભસ્મનું આચ્છાદાન કર્યું તો પણ 'હું દેહ છું' એવું ભાન તો ભૂલી શકયો નહિ; 'યાચવું' અને 'દેવું' બંને 'જરૂરીઆતો'થી છૂટવાનો અભ્યાસ કરવા ખાતર નગ્નતા સ્વીકારી, તો પણ ભોજન યાચ્યા વગર અને આશિષ દેવા વગર તેને ચાલ્યું નહિ; આવા તેના ઢંગ જોઈ મેં મનન કર્યું અને તેને 'ગફલત'-માંથી જગાડવા વાગ્પ્રહાર રૂપે કહ્યું કે 'તેરા એક ગયા !'— અર્થાત્ તારો નિશ્ચય ભાંગ્યો; અચાનક વ્રત તૂટયું, શાહોનો શાહ મટી ભૂખ અને ભીખના કીચડમાં તરફડતા કરોડો કીડા જેવો તું પણ એક કીડો બન્યો,—તું આ જિંદગી તો હાર્યો !"

"સાધુ ગમે તેમ તોય સાધુ હતો. તે મારી સમસ્યા સમજયો અને તેનો પડઘો 'તેરે દોઉ ગયે !' એ શબ્દથી પાડયો. એણે સત્ય જ કહ્યું હતું. એણે આપણા બાહ્ય જીવનને તેમજ મારા આંતર્જીવનને ઉદ્દેશીને કહ્યું હતું. પૂર્વજન્મમાં કરેલાં પુણ્યોને પરિણામે આ જન્મમાં

આપણને આરોગ્ય, ઉચ્ચ કુળ, ઇજ્જત અને અઢળક ધનની પ્રાપ્તિ થઈ છતાં દાનદયાનો તો દ્વેષ જ કરાતો રહ્યો છે તેથી પૂર્વની પુન્યાઈઓ પર પાણી ફરે છે અને આવતા જન્મ માટે કાંઈ કરી લેવાની તક તરીકેનો આ જન્મ વૃથા જાય છે; તેથી આપણા બે જન્મો ફોગટ ગયા એમ કહેવામાં તે તદ્દન વાજબી હતો. વળી એ જ શબ્દો વડે એણે મને એ પણ યાદ કરાવી આપ્યું કે મારામાંથી રજોગુણ અને તમોગુણ હટ્યા હતા ખરા પણ સત્ત્વગુણ હજી હટ્યો નહોતો, કે જે સત્ત્વે જ મને વડીલોની આજ્ઞાનો ભંગ કરવાના દોષના જોખમે પણ તે સાધુને દાન કરવામાં પ્રેરી હતી. આ સત્ત્વ પણ જવો જોઈએ એમ તે 'સાધુ'નું સૂંગું સૂચન હતું, પરંતુ મને વિશ્વાસ છે કે એ સત્ત્વ જ પતિસેવાની શક્તિ છે અને એથી એના નાશની મને જરૂર હોય નહિ.

તેથી મેં મારા ઉપકારી સત્ત્વની યાદદાસ્ત તાજી કરાવતા તે શબ્દોનો પડઘો પાડવા નિમિત્તે સાધુને કહ્યું: 'અબ તો તેરે તીનોં ગયે !" મતલબ કે, હે સાધુ, તું રખે સમજતો કે હું તને 'દાન' આપું છું. જે સીધાના માલિકો મારા સસરાજી અને પતિદેવ છે, તે સીધાનું દાન કરનાર હું કોણ ? પણ તેં મારામાં રજો–તમોનો યત્કિંચિત્ અંશ ખૂણે–ખાંચરે રહી જવા પામ્યો હોય તે પણ મનનમાં ઉતારી દૂર કરાવ્યો છે તેના બદલામાં હું તને આશિષ આપું છું કે આ ક્ષણથી તારા સત્ત્વ, રજો, તમો ત્રણે ગુણ અદૃશ્ય થાઓ અને તું ત્રિગુણાતીત

'મસ્ત' થા ! મારી સમસ્યા સમજેલો સાધુ મૂંગો-મૂંગો ચાલ્યો ગયો અને ઝાંપા બહાર ઊભેલા કોઈ ભિક્ષુકને સીધું આપી દઈ અદૃશ્ય થયો.

મારા નાથ ! સાધુ અને મારા વચ્ચે જે માર્મિક વાર્તાલાપ થયો તેનો મર્મ આ જ હતો. હજી પૂછવું હોય તે પ્રસન્નતાપૂર્વક પૂછો."

પત્નીના જવાબ પહેલાં જ પતિને તેણીની નિર્દોષતાનું ભાન ઊગવા માંડ્યું હતું, અને આ ખુલાસો સાંભળીને તો તેનામાં તેના પ્રત્યે બહુમાન અને પોતા પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયા, અશ્રુભરી આંખો અને ગદ્‌ગદિત કંઠે તેણે કહ્યું : "હૃદયેશ્વરી ! મારા ગુનાની ક્ષમા માંગતાં પણ મારી હિંમત ચાલતી નથી તો બીજું પૂછવાની તો વાત જ શું કરવી ? ખરેખર તું દેવી છે અને હું કસાઈ ગુનેગાર–"

"નાથ ! નાથ ! એ શબ્દો સાંભળતાં હું દોષિત થાઉં છું." તેણે તેને આગળ વધતો અટકાવીને કહ્યું : "હું કાંઈ જ સાંભળવા-જાણવા ઇચ્છતી નથી. શું બન્યું હોવું જોઈએ એ હું અનુમાન કરી શકું છું. અને એમાં આપનો પાઠ તો ગૌરવભર્યો છે. વડીલની આજ્ઞા પાળવા ખાતર આપે આપના જ દિલને ચોટ લાગે એવા કાર્યની પણ હિંમત કરી એ તો આપનો આત્મભોગ હતો, અને તેથી જ હું ઇચ્છું છું કે મારો ખુલાસો આપના દિલનું સાંત્વન કરવા જેટલું પરિણામ ઉપજાવીને એટલેથી જ અટકે. હું ઇચ્છું છું કે વડીલની જે કાંઈ આજ્ઞા હોય

તેનો પૂરેપૂરો અમલ થવામાં આ ખુલાસો અટકાયત રૂપ ન થાઓ."

"એટલે ?" પતિ બોલ્યો, "શું મારે મારી શુદ્ધ બુદ્ધિરૂપ અને મારી જીવન-શક્તિ રૂપ પત્નીને પુરાણા ઊંડા કૂવામાં હોમી પતિત બનવું ?"

ભક્ત-કન્યા ખડખડ હસી પડી અને એક વેલી જેમ વૃક્ષને વિંટાય છે તેમ પતિને વિંટાઇને બોલીઃ "ત્યારે શું ખરેખર પિતાજીએ આપને મને પુરાણા ઊંડા કૂવામાં નાંખવા જ ફરમાવ્યું હતું ? વાહ, લોભીનો દેખાવ કરતા પિતાનું જ્ઞાન કેવું ઊંડું છે તે હવે જ હું સમજી શકું છું. મારા આત્મા અને બ્રહ્મ રૂપ આપે મને હમણાં આપની જીવન-શકિત કહી સંબોધી હતી, અને આપના જ 'જંગલ'માંના 'અગોચર ઊંડા કૂવા'માં મને આપ જ હોમો તેમાં મારું કલ્યાણ છે-મારી મુકિત છે, સાયુજ્યતા છે, એ હું હવે બરાબર પામી ગઈ છું."

તે તરત પતિના અંગથી છૂટી થઈ કૂવાના કિનારા પર જઈ ઊભી. જળમાં તેનું પ્રતિબિંબ પડયું. તેણે તેમાં કૂદકો મારવા પ્રયત્ન કર્યો, પણ હિંમત ચાલી નહિ.

"નાથ !" તેણીએ ચીસ પાડી, "અહીં જ અમો સ્ત્રી-વર્ગની નબળાઇનો પુરાવો છે ! આપના હૃદયકૂપમાં ડૂબકી મારવાની અત્યંત તીવ્ર ઉત્કંઠા છતાં હિંમત ચાલી શકતી નથી ! અમને મઝા જોઇએ છે, પણ હિંમત કરી શકાતી નથી. અમારી હિંમત જ આપ છો અને

આપના હાથે ધક્કો પામવામાં જ* અમારી મઝાનું ગુપ્ત રહસ્ય છે. લોકો કહે છે કે 'રાજા ગુનો જ કરતો નથી.' તેમ આજે મને ભાન થયું છે કે 'કોઈ પતિ પત્નીનું અહિત કરી શકતો નથી.' પતિના હાથે પત્નીને થતા દેખાતા ત્રાસ એ માત્ર તેણીને તેના ભીતરમાં ધકેલતા ધક્કા છે. નાથ! મને આ પુરાણ પુરુષના ઠંડા ઊંડાણમાં ધકકેલો!"

ગોવિંદ ચમકયો; કિનારા પર કૂવા તરફ ઢળીને ઊભેલી યુવાન પત્નીને પાછળથી ભેટી, બન્ને હમણાં કૂવામાં પડશે એવી સ્થિતિમાં સ્થિર ઊભો. ક્ષણભર પત્ની સાયુજ્ય–ભાવના સ્વર્ગમાં ડોલવા લાગી.

* * *

બીજી ક્ષણે પત્નીનો હાથ પકડી તેણીને કૂવા પરથી નીચે ખેંચી જતો પતિ બોલ્યો: "તું બહુ લુચ્ચી છે, બાલે!" "પિતાના ત્રાસથી નાસી છૂટવા માટેની ઇચ્છાને સાયુજ્ય–ભકિતનું રૂપ આપી મને એકલો છોડવા ઇચ્છે છે ખરુંની? એ જ તારો પ્રેમ કે? એ જ તારી ભકિત કે? મારી શકિત–રૂપ તને ગુમાવી મારે જમીન પર કીડા માફક આળોટયા કરવું એમ તું ઇચ્છે છે કે? વાહ ઠગારી માયા!" +

---

* પુરુષના હાથે ક્રિયાશકિત ધકેલાઈ પદાર્થ પર પડે છે અને 'ગતિ' ઉપજાવે છે. અને તેથી આનંદની લાગણી થવા પામે છે. ક્રિયાશકિત અથવા ઇચ્છાશકિત પુરુષમાં લય પામતાં હૃદયમાં તૃપ્તિ, વિજ્ઞાન અને આનંદ પ્રગટે છે.

\+ માયા, શકિત, ઠગણી, ભકિત, પત્ની, સીતા, સ્વાનુભૂતિ આ બધા એક જ ભાવ સૂચવે છે.

"ઠગારી શબ્દ આપના મુખે સાંભળી, નાથ, આજે હું એટલી ફૂલાઉં છું કે ક્યાંય મા'તી નથી! ઠગારી હું ખરેખર છું, પણ તે મારા નાથના બલના આધારે જ!"

"અને તારા નાથને પોતાના બલનું ભાન કરાવનાર અને તે બલને ખેલાવી ભવ્ય દશ્યો ખડાં કરનાર 'કલા' તું જ છે, મારા અંગ!"

"હા, એ જ તમો પુરુષનું ધુતારાપણું! એકાંતમાં અમને પોતાની 'શક્તિ' અને 'કલા' કહી પૂજા કરો છો અને પાછા દુનિયામાં જઈને તો અમને વગોવવામાં બાકી રાખતા નથી! નરકની ખાણ તો અમે જ, પુરુષને નિઃસત્ત્વ કરનાર લૂટારણો અમે જ. જોગી–જતિને આડખીલીરૂપ અમે જ. આત્માને આવરણરૂપ પણ અમે જ! વાહ રે કરદાન સંતો!"

"એમાં તારું ગયું શું? આટઆટલા વિવિધ ઉપનામ તમને પુરુષે આપવાં પડે એ જ તમારી મહત્તા સાબિત કરે છે. માણી શક્યા નહિ તે ગાળો ભાંડવા લાગ્યા! એ ગાળો તો એમના પોતાના અજ્ઞાનને આભારી છે. તને ક્યાં તે ચોંટી જાય તેમ છે?"

એમનો વિલાસ પૂર્ણ કળાએ ખીલ્યો, દેહનું કે દુનિયાનું હમણાં તેમને ભાન નહોતું. સમય કે સ્થળનું ય ભાન નહોતું. પરંતુ એવા ઊંચા અનુભવ રંગના ચટકા રૂપે જ આવે છે—રંગના કુંડા રૂપે નહિ.

રાત્રી અંધારી હતી. લગભગ આઠ વાગ્યા હતા. ગાડીવાળો શેઠ–શેઠાણીને પાછા ફરતાં વિલંબ થયો જાણી ફિકરમાં પડયો. તેણે શોધ શરૂ કરી. આખરે અવાજના આધાર પર ચાલતો–ચાલતો દંપતી નજીક આવી પહોંચ્યો. તેના પગ તળે ખુંદાતા છોડવાના અવાજે તેઓને ખબરદાર કર્યાં. ગાડીવાળાએ ઘેર પાછા ફરવાનો સમય થઈ ગયો છે એમ જણાવતાં બન્ને તેની પાછળ ચાલ્યાં.

ગાડી ઘર ભણી વેગથી ચાલી, પણ આ વખતનું તેમનું ઘર જુદું જ હતું. ઘેર જઈ તેમણે શું વેશ કરવો ? તે તેઓએ રસ્તામાં જ નક્કી કરી રાખ્યું હતું.

ઘરના આંગણામાં આવી પહોંચતાં જ બન્ને ઊતરી પડયાં. પત્ની સાસુના ખંડમાં જઈ હંમેશના રિવાજ મુજબ પગે પડી. સાસુ તો પોતાની યોજના નિષ્ફળ ગયેલી જોઈ ચોંકી અને અક્ષરે ઉચ્ચારવાની તેની હિંમત ચાલી નહિ. ગોવિંદ સીધો પિતા પાસે ગયો. ધીમેથી પિતાએ પૂછ્યું: “ શું બન્યું ? ”

“પિતાજી ! ” ગોવિંદે કહ્યું, “ આપના પુણ્યપ્રતાપે સહજમાં બચી જવા પામ્યો છું.”

“ શું કોઇ રાજપુરુષો જોઈ ગયા ? ” પિતાએ અધીરાઇથી પૂછ્યું.

“ તો તો હું સહીસલામત ઘેર પહોંચી જ કેમ શકું ? ” પુત્રે કહ્યું: “ પણ કૃત્ય થવાની તૈયારી વખતે જ

જંગલ ખાતાનો વડો તેના અનુચરો સાથે આવી પહોંચ્યો અને હું ચેતી ગયો.”

“ઈશ્વરનો ઉપકાર માનો, બેટા!” પિતાએ ઊંડો દમ ખેંચ્યો; “આજે હું પુત્ર અને પુત્રવધૂ બે રત્નો પામ્યો છું. તારી માતાની અજ્ઞાન ઉશ્કેરણીથી પ્રેરાઈ અને લોકલાજના ખોટા મોહથી અંધ બની મેં મનુષ્ય-હત્યા જેવું ઘોર કૃત્ય યોજ્યું હતું; પરંતુ કૃપા-ભંડાર ઈશ્વરે રાજપુરુષની અંતરાઈનું રૂપ લઈ મારી ઇજ્જત, મારા સંતાનની પવિત્રતા અને મારી પુત્રીતુલ્ય પુત્ર-વધૂની જિંદગી–એ ત્રણેનો અદ્ભુત રીતે બચાવ કર્યો છે.”

“અને નિર્દોષની નિર્દોષતા સાબિત કરી આપી છે.” પુત્રે ટકોર કરી.

“નિર્દોષતા! શું ત્યારે વહુના પર ખોટું આળ જ હતું? ગોવિંદ, બેટા, વિલંબ ન કર અને ખરી હકીકત કહી પશ્ચાત્તાપથી બળતા મારા હૃદયને શાન્ત કર.” પિતાએ વિનંતી કરી.

એટલામાં શેઠાણી પણ આવી પહોંચ્યાં. ગોવિંદે સાધુ-સંબંધી ઘટનાનો પડદો ઊંચો કર્યો. નગ્ન સત્ય જોતાં જ માત-પિતા આંખો અને મોં ફાડી પુત્ર સામે ગભરાટથી જોઈ રહ્યાં, અને જાણે કે તેની ક્ષમા યાચતાં હોય એમ દીન વદનથી આંસુ ઢાળતાં સ્થિર ઊભાં.

દિવસો પસાર થવા લાગ્યા. ગામમાં એક સમયે કોલેરાનો રોગ ફેલાયો, શેઠાણી પટકાઈ પડચાં. ઝાડા પર ઝાડા છૂટવા લાગ્યા. શક્તિ હરાઈ ગઈ. બોલવાની પણ તાકાત રહી નહીં. વહુ રાતદિવસ તેની સેવા કરતી હતી, ભૂખ અને ઊંઘની પણ દરકાર કર્યા વગર અખંડ–ભક્તિ કરતી હતી. સાસુને કાંઈક લાગ્યું કે આવી સેવામય વહુને તે અન્યાય આપી રહી હતી.

મંદવાડ વધતો ગયો. દુઃખ સહેવાથી કંટાળેલી શેઠાણીએ પુત્રને બોલાવી કહ્યું: “બેટા ! ધન્વન્તરી વૈદ્યને બોલાવી લાવીશ ?”

“માતા !” ઠંડે પેટે પુત્રે કહ્યું, “ધન્વન્તરી સો સોનામહોરો સિવાય ક્યાંય જતો નથી.”

એક દોઢિયું પણ કાઢતાં જેનો જીવ જતો તે શેઠાણી જીવ પર નોબત આવી પડતાં ન છૂટકે ઉદાર બની: “તારા પિતાને સમજાવજે કે જીવ કરતાં કાંઈ સો મહોરો વધે નહિ”

પુત્રે પિતા પાસે જઈ સંદેશો આપ્યો. પિતા હસ્યો. “ગોવિંદ ! તારી માતાને જીવની કિંમત સમજાઈ ખરી– પછી ભલે ને પોતાના જ જીવની ! કાલે તે બીજાના જીવની પણ કિંમત સમજશે. જા, ધન્વતરીને સો મહોર આપી બોલાવી લાવ. હું પણ તરત ઘેર આવું છું.”

ધન્વન્તરીને લઈને ગોવિંદ ઝટ પાછો ફર્યો. શેઠ પણ આવી પહોંચ્યા. વૈદ્યે શેઠાણીની ચિકિત્સા જોઈ. ભક્તિ-

પરાયણ વહુના દિલની પણ ચિકિત્સા જોઇ લીધી અને મનમાં જ હરખ્યો. ક્ષણભર વિચાર કરી બોલ્યો, "બાઈ! દરદીને હિંમત આપવી એ અમારો મુખ્ય ધર્મ છે, પણ જ્યાં અંત નજીક દેખાતો હોય ત્યાં ખુલ્લી ચેતવણી આપવામાં અમે ભૂલ કરીએ તો દરદી પોતાનું ભવિષ્ય સુધારવાની છેલ્લી તક પણ ગુમાવી બેસે. એનો દોષ અમારે માથે જ પડે."

"ત્યારે શું મારું આવી જ બન્યું છે?" શેઠાણીએ કાકલૂદી શરૂ કરી. "વૈદ્યરાજ, વૈદ્યરાજ! મને બચાવો. તમે તો મહાન વૈદ્યરાજ છો, કાળના પણ કાળ છો: તમે મન પર લો તો તેને બચાવી શકો છો. અરે, મેં લાખોની મિલકતમાંથી કાંઈ ભોગવ્યું નથી, કાંઇ આપ્યું નથી, કાંઈ લ્હાવા લીધા નથી; મને મરવું બહુ જ અસહ્ય લાગે છે. હજાર મહોર લો કે લાખ મહોર લો, પણ મને બચાવો, કોઇ પણ રીતે બચાવો."

"વૈદ્યરાજ!" શેઠે ઉમેર્યું. "હજાર અને લાખ મહોર મરવા પડેલીને મન શબ્દ માત્ર છે. જે ખાઈ શકાતું નથી તે ઢોળી નાખવાની માણસની પ્રકૃતિ છે. પણ ઠીક છે; કોઇ રીતે તે બચી શકતી હોય તો લાખ મહોર ખર્ચવાને પણ હું મારા જીગરને સમજાવી લઈશ."

"શેઠજી!" વૈદ્યે દયાર્દ્ર ચહેરે કહ્યું: "કોઇના ભય-પ્રસંગને અમારી લૂંટનો પ્રસંગ બનાવવો એ અમારા ધર્મથી વિરુદ્ધ છે. અને મારે ફરીથી કહેવું જોઇએ કે,

જો કે હું તમારા આગ્રહને વશ થઇ ઉપચાર તો કરીશ જ, પરંતુ બચવાની આશા આપી શકતો નથી.”

એક ગોળી આપી વૈદ્ય અદૃશ્ય થયો. ગોળી ગળાવી હિંમત આપી શેઠ અને પુત્ર પણ પોતાને ઠેકાણે ગયા. શેઠાણીએ વહુને નજીક બોલાવી પૂછ્યું: “વહુ! વૈદ્ય કહે છે કે હું બચવાની નથી. તું ભક્તની પુત્રી છે તેથી કોઈ સાધુસંત પાસેથી સાંભળ્યું હોય તો મને કહે કે મરીને ક્યાં જવાતું હશે?”

“બાઈજી!” વહુએ જવાબ આપ્યો. “સંતોના મુખેથી સાંભળ્યું છે કે મરીને માણસ લુહારની દુકાને જાય છે.”

“લુહારની દુકાને? ત્યાં શું કરવા?”

“ત્યાં જઈ તે લુહારને દાતરડાં બનાવવા કહે છે.”

“તે શું કરવા?”

“લણવાના કામમાં લેવા.”

“શું લણવા?”

“પોતાનાં જ કાર્યો-કર્મોનો પાક.”

સાસુની નજર સામે પોતાનાં તમામ કર્મો એક પછી એક ખડાં થયાં. એને ભય ઊપજ્યો, કમ્પ થયો. ભક્ત-કન્યાએ તેણીના મસ્તક પર હાથ ફેરવીને કહ્યું: “બાઈજી! ઈશ્વર દયાનો સાગર છે. જે પસ્તાય છે તેને પાવન કરે છે. વૈર કાંઇ એનામાં હોતું નથી. એક વાર

પણ જે તેને શુદ્ધ ભાવથી યાદ કરે છે તેનાં બધાં પાપો બળી જાય છે અને શરીરના રોગો પણ સ્વપ્નની માફક અદૃશ્ય થાય છે."

શેઠાણીને તે વચનો ઠંડા સીરપ જેવાં થઈ પડ્યાં. તેણે હૃદયમાં પ્રભુની પધરામણી કરી...... અને પૂજા શરૂ કરી.

પા કલાક તે સ્થિતિ ચાલી. પછી તે બોલી: "બેટા, ઈશ્વર તારું કલ્યાણ કરો! તેં મને ધન્વન્તરી કરતાંય મોટા ધન્વન્તરીની પિછાન કરાવી છે–હવે મને મૃત્યુનો ભય નથી."

તેણે પતિને બોલાવરાવ્યો અને હૃદયપલટાનો ઇતિહાસ કહી ઉમેર્યું, 'આ વહુ કોઈ દેવી છે, આપણા ઘરનું તે રત્ન છે. મારી તમને અરજ છે કે તિજોરીની ચાવી એને સોંપી એની ઇચ્છા મુજબ સદ્વ્યય કરવા દઈ એના દ્વારા આપણે આપણી સદ્ગતિ હાંસલ કરીએ."

"ઈશ્વરની એ જ મહાકૃપા!" શેઠે કહ્યું. "તારો હૃદયપલટો એ જ મારી મોટામાં મોટી મિલકત."

ચાવીઓ વહુને અપાઈ. દાન–પુણ્ય આરંભાયાં. સાધુ–સંતો કાલ સુધી ઉજ્જડ દેખાતી આ હવેલીના આંગણામાં અને દીવાનખાનામાં ઊભરાવા લાગ્યાં. વાતાવરણ શુદ્ધ, દિવ્ય, સ્વર્ગ સમાન બનવા લાગ્યું. અને એ શુદ્ધ વાતાવરણે ધન્વન્તરીની ગોળીને પણ ટેકો

આપ્યો. શેઠાણી તંદુરસ્ત થયાં—શરીરથી અને મનથી આરોગ્યવાન થયાં.

શેઠ આજે વધુ ને વધુ રળ્યા કરે છે; ભક્ત—કન્યા છૂટથી વ્યય કર્યા કરે છે; શેઠાણી વ્યય જોઇ આનંદ માણે છે; અને ગોવિંદ બધાના આનંદને જોતો આજે પણ મૂંગો મૂંગો હસી રહ્યો છે.

"સંકટ જ મનુષ્યનાં હૃદયચક્ષુ ખોલે છે."

"મારેલી માયા "માત્રા" બને છે."

"સુખદુઃખનો કર્તા—ભોક્તા મનુષ્ય પોતે છે."

હે પ્રિય વાચક! તને ઉપરના દૃષ્ટાંતથી ભક્તિ-યોગનું રહસ્ય સમજાયું હશે. ધ્યેય **ગમે તે હોય માત, તાત, સાસુ કે શ્વસૂર કે પતિ અગર ગુરુ કે પ્રભુ ગમે તે ધ્યેયમાં પોતાની ઇચ્છાનો લય કરી સમર્પણ કરવાનું છે. આ ભક્તિયોગનું રહસ્ય છે. પોતાની ઇચ્છાનો લય ધ્યેયમાં કરવાનો છે, યોગ માત્રનો સિદ્ધાંત જુગજૂના અહંકારને ગાળવાનો છે. અહંનો નાશ થાય તો સાચો અહં પ્રગટ થાય છે.**

ભક્ત પ્રભુને વિનંતી કરે છેઃ "સંસારમાં ધનની શોધ કરતાં—કરતાં હે પ્રભુ! મેં કેવળ તમને જ એક-માત્ર ધનરૂપે પ્રાપ્ત કર્યા છે; હું તમારા શ્રીચરણોમાં આત્મસમર્પણ કરું છું. સંસારમાં પ્રેમાસ્પદની શોધ કરતાં—કરતાં, હે નાથ! કેવળ તમને જ એક માત્ર

પ્રેમાસ્પદ પામ્યો; હું તમારા શ્રીચરણોમાં આત્મસમર્પણ કરું છું." ભક્તિયોગનો આશ્રય લેનાર ભક્તે રાત્રી–દિવસ એ જ રટવું જોઈએ કે, "હે પ્રભો! મારે કંઈ જ નથી જોઈતું. કોઈ વસ્તુ સારી હોય તો શું? અને ખરાબ હોય તો શું? મારે તેમાંથી કોઈ વસ્તુ ન જ જોઈએ, મારે તો સર્વ કંઈ તમે જ છો. હે પ્રાણાધાર પ્રભુ, તમે જ મારા પ્રાણ છો. તમારું જ મારે શરણ છે. બસ મને તમારા ચરણકમલનો આશ્રય અને તમારો પ્રેમ મળે એટલે બધું જ મળી ગયું. તે સિવાય મારે કંઈ જ ન જોઈએ. હે પ્રભો, તમારા ચરણની સેવા મને ભવોભવમાં મળે અને હું તમારા પ્રેમમાં પાગલ બની જાઉં એ જ મારી અંતરની અભિલાષા છે. હે અંતર્યામી! તમારો સ્નેહ–સંબંધ શાશ્વત હો. કદી તમારો વિયોગ ન હો. સદા–સર્વદા તમારું જ મને શરણ અને આશ્રય હોજો."

## અનોખી ભક્તિ

### ઘટઘટમાં બિરાજતા આત્મ–પ્રભુની ઉપાસના કરો.

માનવો પ્રભુ–દર્શન કરવા માટે મંદિરોમાં જાય છે. પરંતુ પ્રભુ તો સર્વ દેહ–દેવળોમાં બિરાજમાન છે. જે માટીની પ્રતિમામાં પ્રભુને જોવે છે; માને છે, પણ દેહ–દેવળમાં રહેલા આત્મ–પ્રભુની સેવા નથી કરતા, તેની ઉપાસના નથી કરતા, તે અજ્ઞાન છે. સાચી ભક્તિનું રહસ્ય એક દૃષ્ટાંત દ્વારા બતાવવામાં આવે છે.

એક સુંદર વનમાં સરોવર–કિનારે રમણીય શિવાલય હતું. તે સ્થળને જોતાં જ પથિકોનો થાક ઊતરી જાય એવું અનુપમ હતું.

નિજાનંદમાં મસ્ત યુવાન સંન્યાસી વિનયાનંદ ત્યાં શિવાલયમાં તપ, સેવા અને નિદિધ્યાસનમાં જીવન વ્યતીત કરતો હતો. પરિશ્રમિત મુસાફર ઘડીભર ત્યાં વિરામ કરતો. વિનયાનંદ આગંતુકને સત્સંગથી આનંદ કરાવતો.

સરોવર અને શિવાલય: એક તનને શુદ્ધ કરે, બીજું મનને; એક તનના તાપ નિવારે, બીજું મનના. તન–મનથી પ્રફુલ્લિત બની પથિક પોતાને પંથે પડતો–આ રમણીય સ્થળની ચિરસ્મૃતિ લઈને.

એક દિવસ પ્રભાતે વિનયાનંદ નિત્ય–કર્મથી નિવૃત્ત થઈ સરોવર–કિનારે બેઠો હતો; અને આત્મ–વિચારમાં લીન હતો, ત્યાં અચાનક ઝાંઝરના અવાજે તેનું ધ્યાન દોર્યું. દૂરથી એક રમણી આવતી જોઈ. રમણીને એકાકી જોઈ વિસ્મય પામ્યો. તેની પરિશ્રમિત છતાં રોષ, તિરસ્કાર અને સ્વાભિમાનયુક્ત અલૌકિક છટા અને અનતિભુક્ત સૌંદર્ય જોઇ વિચારવા લાગ્યો : ‘ રમણી ! તેય નિર્જન વનવત્ પ્રદેશમાં અને વળી એકાકી ! દુઃખી હશે ? ત્યક્તા હશે ? મુસાફર હશે ? ના, ના, મુસાફર તો ન કહેવાય. મુસાફર હોય તો રમણી આમ એકાકી ન હોય.’ સમીપ આવેલી રમણીને પૂછ્યું : ‘ દેવી ! નમસ્કાર ! આ નિર્જન અરણ્યમાં આમ એકાકી આપ ક્યાં જાઓ છો ?

પરિશ્રમિત લાગો છો. થોડો સમય વિરામ કરો. પછી આપને જ્યાં જવું હશે ત્યાં હું મૂકી જઈશ. આ એકાંત અરણ્યમાં અબળાએ એકાકી જવું સહીસલામત નથી. પધારો શિવાલયમાં, ભગવાન શંકરનાં દર્શન કરી વિશ્રામ કરો.'

વિનયાનંદની પાછળ રમણી શિવાલયમાં ગઈ, શંકરનાં દર્શન કરવામાં લીન થઈ. મન શાંત થયું. વિનયાનંદે પાણી આપ્યું, તન શાંત થયું.

'ભગવતી ! આપનું શુભ નામ ?' વિનયાનંદે પૂછ્યું.

'વિદ્યા,' ટૂંકમાં રમણીએ પ્રત્યુત્તર વાળ્યો.

'આમ અરણ્ય-પ્રદેશમાં એકાકી નીકળવાનું પ્રયોજન ?' વિનયાનંદનું કુતૂહલ-પ્રધાન મન પ્રશ્ન કર્યા વિના રહી ન શક્યું.

'પ્રારબ્ધ.'

અત્યંત ટૂંકા ઉત્તરોથી વિનયાનંદને આ રમણી રહસ્યમય લાગી અને પૂછ્યું: 'છતાંય, દેવી ! અવિનય ન ગણો તો પૂછી શકું કે પ્રારબ્ધે આપને એવી કઈ પરિસ્થિતિમાં મૂક્યાં છે કે જેને પરિણામે એકાંત-ગમન કરવાની આપને ફરજ પડી છે ?'

'સંસારના પરિતાપોએ.' પ્રત્યુત્તર મળ્યો.

'સંસારના પરિતાપોથી તપેલાને અરણ્યમાં શાંતિ મળશે એવું આપનું અનુમાન હોય એમ લાગે છે.'

'જી,' વિદ્યા બોલી.

વિદ્યાની આંખમાં નિખાલસતા હતી, વદન પવિત્રતાનું સદન લાગતું હતું. હૃદય નિર્મળતાનું ભવન લાગતું હતું. વિકારી દૃષ્ટિ પણ સંસ્કારી બને એવું એનું શુચિ સૌંદર્ય હતું. વિનયાનંદને એની પવિત્રતા ઉપર સન્માન જાગ્યું. પૂછ્યું: 'મેં એવું જાણ્યું છે કે આર્ય સન્નારી સંસારના પરિતાપોને હસતાં હસતાં સહન કરી શકે છે. શું આ જુઠું હશે?'

'ના, એ સત્ય છે.'

'તો આપને આમ વિપરિત કરવાનું પ્રયોજન?'

'સંસારના પરિતાપોએ મને સંસારમાં અરુચિ ઉત્પન્ન કરી. સહન-શક્તિ હદ વટાવી ગઈ, અરૂચિ દૃઢ થઈ અને સંકલ્પ જાગ્યો કે સંસારમાં સાર નથી; પરિણામે આ પગલું ભર્યું છે.'

'સંસારમાં સાર નથી એમ આપે કેમ માન્યું?'

'સંસાર ક્લેશથી ભરેલો છે એવું અનુભવ્યું માટે.'

'સંસારના ક્લેશમાં લેશ પણ આનંદને અવકાશ આપને ન જણાયો?'

'જણાત, સર્વ પરિતાપો સહન કરવામાં આર્ય સન્નારી ગૌરવ માને છે, પરિતાપોને ઉન્નતિનાં મૂળ માને

છે. સાસુ-નણંદનાં મેંણાં-ટોણાંને ગળી જાય છે એટલું જ નહિ, પરંતુ તેને પોતાના હિતેચ્છુ છે માટે કહે છે, વડીલ છે માટે કહે છે એમ સમજી તેમની સેવામાં લેશ પણ શિથિલતા બતાવ્યા વિના પોતાની જીવન-નૌકાને સંસાર-સાગરમાં આનંદપૂર્વક હંકાર્યે જવામાં જ શ્રેય માને છે. પરંતુ જેને મેં દેવ સમાન માન્યા હતા. મેં મારા જિગર-ના અતૂટ તારોથી જેમને મઢયા હતા, જેના દર્શન વિના જગત મને શૂન્ય લાગતું હતું, જેના સાન્નિધ્યમાં દેવ પણ વીસરાતો હતો, એવા મારા પરમદેવ સમાન પતિએ પણ મારા ઉપર શંકાની જાળ પાથરી. માટે સંસારનો ત્યાગ કર્યો છે.' વિદ્યા અટકી.

'પતિની શંકાનું સમાધાન ન કરાવી શકયાં, ભગવતી ?'

'નણંદી અને સાસુએ પતિની પ્રેમાળ બુદ્ધિમાં વિષ મેળવ્યું છે. પતિ પતિ ન રહ્યા. વર પર બને ત્યાં હૃદયની શુદ્ધતા શું કામ આવે ? કસોટી ખોટી ઠરે તો કંચન પોતાની શુદ્ધિ માટે કયાં જાય, ભગવન્ !'

'શિવ, શિવ !' વિનયાનંદે નિઃશ્વાસ નાંખ્યો.

'લગ્ન બાદ આઠ માસમાં પુત્રીને જન્મ આપ્યો, આ એમની શંકાનું કારણ. સાસુ-નણંદની ભંભેરણી. મને નાલાયક ઠેરવી, પતિતા ઠેરવી, પુંશ્ચલી કહી, ન કહેવાય તેવાં વચન-વિષ પી-પીને પતિના વિના કારણ

તમાચા અને લાતો ખાઈ–ખાઇને, સંસારના ઉપભોગથી હું ભરાઈ ગઈ, ધરાઇ ગઇ. અભ્યાસ કરતી હતી ત્યારે મેં જાણ્યું હતું કે પતિ એ જ પરમેશ્વર છે, પતિની સેવા એ જ પરમ ધ્યેય છે, પતિની સેવા અને ગોવિંદનું નામ એ જ જીવન–સુખનું પરમ ધામ છે. લગ્ન થયું ત્યારે મેં મારા જીવનને પરમ ભાગ્યવાન માન્યું હતું, મારા બુદ્ધિવાન પતિમાં જ મને પરમેશ્વરના જ્ઞાનનું અનુસંધાન થયું હતું. પણ સર્વ વિપરીત નીવડયું. નિર્દોષ પર દોષારોપણ અને મારનાં વર્ષણ હું સહન ન કરી શકી. હું સંસારમાં પરમ તત્ત્વ છે એમ માનતી હતી.

પણ હવે લાગ્યું કે સંસારમાં પામર તત્ત્વ છે. સંસાર આનંદનું સ્થાન નથી, ક્લેશનું સ્થાન છે. સંસારનું સુખ ચિરંજીવ નથી, ક્ષણભંગુર સુખનો પરિત્યાગ અને ચિરંજીવ સુખની પ્રાપ્તિ એ જ જીવનનો સાચો સિદ્ધાંત હોવો જોઈએ, એમ કલ્પીને મારું અરણ્યાગમન છે.'

'હવે શું કરશો ? ક્યાં જશો, ભગવતી ?'

'પરમ તત્ત્વની શોધ કરીશ અને પરમ તત્ત્વ જ્યાં મળશે ત્યાં જઈશ.'

'પરમ તત્ત્વ તમે કોને માનો છો ભગવતી ?

'જ્યાં કેવળ આનંદ છે, ક્લેશ, પરિતાપ કે સંતાપનું જ્યાં નામનિશાન નથી, પરમાત્માનું સાન્નિધ્ય અનુભવાય એવા પરમ આનંદને હું પરમ તત્ત્વ માનું છું.'

'પરમાત્માનું સાન્નિધ્ય ક્યાં મળશે દેવી?'

'પરમાત્માનો જ્યાં વાસ હશે ત્યાં ભગવન્!'

'પરમાત્માને ઘટ–ઘટ વ્યાપી કહ્યો છે માટે બધે જ હોવો જોઇએ.'

'તો તમે જે સંસારનો ત્યાગ કર્યો છે ત્યાં શું પરમાત્માનો વાસ નહિ હોય?'

'નથી જ; કારણ કે જ્યાં પરમાત્માનો વાસ છે ત્યાં આનંદ છે. મારા ઘરમાં ક્લેશનો વાસ છે, માટે મારે ત્યાં પરમાત્મા નથી.'

'તો ઘટ–ઘટ વ્યાપી પરમાત્મામાં શું ખામી હશે, કે તમારા સંસારમાં પ્રવેશ કરવાને અસમર્થ નીવડયો?'

'એમ તો કેમ કહેવાય? હશે, પણ 'નથી' જેવો છે તો તેને 'છે' એમ કહેતાં મારો જીવ ખમચાય છે અને નથી એમ કહેતાં મારું મન અચકાય છે.'

'નથી જેવો છે, એમ કહી, તમને પરમાત્માને અન્યાય કરવામાં સંકોચ થતો નથી?'

'માફ કરો, હું આવેશમાં બોલી ગઇ. હું સભાન અવસ્થામાં છું અને સંપૂર્ણપણે એમ માનું છું કે જગતમાં કોઈ એવું સ્થળ નથી, જ્યાં પરમાત્મા સમાન આત્માનું અસ્તિત્વ નથી; જગતમાં એવો કોઈ જીવ નથી કે જેમાં પરમાત્મા સમાન આત્મા નથી.'

'તો તમારા પતિમાં, સાસુ-નણંદમાં શું પરમાત્મા સમાન આત્મા નહિ હોય ?'

'હશે તો ખરો.'

'કદાચ ન પણ હોય ખરું ને?'

'ના, ના, એમ કેમ કહેવાય ? તો તો આત્મા સર્વમાં રહેલ છે એ વાક્ય મિથ્યા ઠરે.'

'તો-તો ખરો જ ને ?'

'હા.'

'તો તમારા પતિમાં રહેલા પરમાત્મા સમાન આત્માનો તમે ત્યાગ કર્યો એ અન્યાય નથી, અજ્ઞાન નથી ?'

'ખરું, પણ મારા પતિએ મારામાં રહેલા નિર્દોષ આત્મા પર આળ કેમ મૂકયું ?'

'એ એમનું અજ્ઞાન છે, શું તમે પણ અજ્ઞાની છો ?'

'તો શું મારે માર અને ક્લેશની ઝડીઓમાં સબડયા કરવું ?'

'પ્રભુનું સ્મરણ કરો.'

'સંસારની વિપત્તિઓમાંથી મન નિવૃત્ત જ ન થાય, પતિ અને કુટુંબીઓનો ત્રાસ મારા મનને શાંત જ ન થવા દે, તો હું ઈશ્વરનું સ્મરણ કેવી રીતે કરી શકું ?'

'માનો કે આ મંદિરની મૂર્તિમાંથી સ્વયં-શંકર

પ્રગટ થઈ તમને કહે કે હું ત્રિશૂળથી તારો વધ કરવાની ઈચ્છા રાખું છું; તો તમે શું કરો ?'

'શંકર સ્વયં મારવા આવે તો એથી બીજો કયો શુભ પ્રસંગ ગણાય ?'

'ત્યારે તમારા પતિ જ્યારે તમને સતાવે, મારવા આવે, ત્યારે શંકર સમાન આત્મા સમજી પ્યાર કરો તો તમે તમારા પતિદેવમાં રહેલા શંકરની પૂજા કરી છે એમ ન કહી શકાય ?'

'કહી તો શકાય.'

'તો પછી પતિના ત્યાગનું શું પ્રયોજન ?'

'શું કરું ?'

**"પ્રેમ સમર્પણ માંગે છે. તમારું જીવન–દર્પણ સ્વચ્છ રાખી તમારી કાયાનું પતિના સુખ માટે સમર્પણ કરો. પ્રેમ સમર્પણ માંગે છે.** ઈશ્વર દયાળુ છે. નિખાલસ હૃદય પર પડતી વિપત્તિઓ અને પરિતાપો માયાળુ ઈશ્વર સહન કરી શકતો નથી. તમે પતિને પતિ તરીકે ન જુઓ. પતિમાં રહેલા પરમાત્મા સમાન આત્મા તરફ જુઓ અને તેને સેવો. તમે પતિમાં રહેલા આત્મ-પ્રભુ પર પ્યાર કરશો તો ઈશ્વર કાંઈ એવો નિર્દય નથી કે તેની કુશંકાજન્ય કુવૃત્તિઓમાં વિવેકનો સંચાર ન કરે. સુખ અને દુ:ખ પોતાના પ્રિયતમ ઈશ્વરની મોકલેલ ભેટો છે. પુરસ્કારમાં મળેલી ભેટનો સત્કાર થાય, તિરસ્કાર

કેમ થાય? **ઈશ્વરે મોકલેલ દુઃખ ભાવિ સુખનું મૂળ છે. ઈશ્વરને માટે તમે સંસારનો ત્યાગ ન કરો.** નહિ તો ઈશ્વરને અન્યાય થશે, ઈશ્વર પર સંકુચિતતાનું દોષારોપણ થશે. ઈશ્વર તો સચરાચર-વ્યાપી છે. સંસારમાં આત્મ-પ્રભુને નિહાળો. આત્મ-પ્રભુ સમજી સંસારને પ્યાર કરો. **સામાની પાત્રતા-અપાત્રતા જોવાનો અધિકાર તમારો નથી; પોતાની સુપાત્રતા કેટલી પ્રગતિશીલ છે એનો વિચાર અને આચાર કરવાનો જ તમારો અધિકાર છે. તમે સુપાત્ર બનશો તો તમારા સમાગમમાં આવીને કુપાત્ર પણ સુપાત્ર બનશે.** અગ્નિના સંપર્કમાં આવ્યે લોખંડ પણ અગ્નિ જેવું લાલ બની જાય છે-પારસ લોખંડને પણ સોનું બનાવી શકે છે. તમે પારસ બનો, તમારા પતિને સોનું બનતા વાર નહિ લાગે. આત્મ-પ્રભુના રસ-રંગમાં રંગાઈને તમે રસ-બસ થાવ; તમને પારસ બનતાં વાર નહિ લાગે. દંપતીમાંથી કોઈપણ એક પારસ ન બને, તો સંસાર સોના જેવો સરસ બની શકતો નથી. **જીવનના ભોગે પણ વિપત્તિઓનો સામનો કરી પારસ બનો.** જીવનમાં સુખનો સાચો અમૃતરસ ત્યારે તમે પી શકશો."

'તો શું વેરાન બનેલો સંસાર ઉપવન બની શકશે?'

'ભગવતી! સંસાર તો ઉપવન છે, આત્મદૃષ્ટિથી જોવાય તો. **પણ વેરાન તો ત્યારે દેખાય છે, જ્યારે**

**સ્વાર્થને જોવાય છે. સ્વાર્થ ઉપવનને વેરાન બનાવે છે, પરમાર્થ વેરાનને ઉપવન કરી દે છે.'**

'પણ હવે મારો પગ કેમ ઊપડે ? જે ઘરનો ત્યાગ કર્યો તે ઘરમાં અનામંત્રિત એવી મારાથી કેમ જવાય ? મારો જીવાત્મા ડંખે છે, ભગવન્ !'

"દેવી, તમે ઘરનો ત્યાગ કર્યો, કારણ કે એ ઘર હતું. તમે પાછાં જાઓ છો, એ ઘર નથી–એ મંદિર છે. મંદિરમાં જવા માટે આમંત્રણ ન હોય. તમે ઘરને મંદિર માનશો તો તમારો પતિ ગમે તેટલો નિર્દય હશે તો પણ દેવ બની તમારું સ્વાગત કરશે. મંદિરને ઘર સમજનારથી ઈશ્વર કરોડો જોજન દૂર રહે છે, ઘરને મંદિર સમજનારના સાન્નિધ્યમાં ઈશ્વર અહર્નિશ રહે છે. તમે ઘેર નથી જતાં–તમે મંદિરે જાઓ છો, પછી સંકોચ શાનો ?"

'આપે મને નવીન દૃષ્ટિ આપી છે, પ્રભો ! સાચા દેવનો પરિચય કરાવ્યો છે. આભાર, નમસ્કાર !'

પ્રસન્ન ચિત્તે વિદ્યાએ નમસ્કાર કર્યા–પરમ તત્ત્વ મેળવીને જે રસ્તે આવી હતી, તે જ રસ્તે વિદ્યા પાછી ગઈ.

આવી હતી ત્યારે આંખમાં રોષ હતો, બુદ્ધિમાં ઘૃણા હતી અને દિલમાં અસંતોષ હતો; પાછી વળી ત્યારે આંખમાં શાંતિની ચમક, બુદ્ધિમાં વિવેકજન્ય પ્રેમ અને હૃદયમાં સંતોષનો સાગર ઉછળતો હતો.

## પ્રકરણ ૪

# કર્મયોગ

કર્મયોગ એટલે કર્મ કરતાં થકાં આપણે આત્મિક સ્વાનુભવ પ્રાપ્ત કરવો. ઘણા મનુષ્યોનો એવો અજ્ઞાનપૂર્ણ વિશ્વાસ હોય છે કે કર્મ કરવાથી તો બંધન જ થાય તો કર્મ કરતાં આત્માનુભવ કે મુક્તિ કેવી રીતે થઈ શકે? પરંતુ દરેક પ્રાણી માત્રને જ્યાં સુધી શરીર વગેરેની ઉપાધિ છે ત્યાં સુધી કર્મો કરવાં જ પડે છે, અને ક્ષણભર આપણે એમ વિચારીએ કે શારીરિક કે વાચિક કર્મથી નિવૃત્ત થઈ શકીએ, પણ મન તો અબાધ રૂપે કર્મ કર્યા જ કરે છે, તે તો સદંતર ગતિશીલ રહે છે. માનસિક કર્મ તો ચાલુ જ રહે છે અને એ તો બંધનનું કારણ છે. તો પછી મુક્તિ કેમ સંભવે? પરંતુ આ આપણું અજ્ઞાન છે. અને કેવાં પ્રકારનાં કર્મો બંધનકર્તા છે અને કેવા પ્રકારનાં કર્મોથી ધીરે-ધીરે તેનાં બંધનો ઢીલાં થાય તે સર્વ–સાધારણ જનતા અજ્ઞાનવશાત્ જાણતી નથી. માટે આપણે પ્રથમ જાણવુ જોઈએ કે કર્મ કેવી રીતે કરવાં. ગીતાનું કથન છે કે કર્મયોગ, એનો અર્થ એ છે કે—કર્મ કુશલતાથી કરવાં અર્થાત્ વૈજ્ઞાનિક પ્રણાલીથી

કર્મ કરવાં. કર્માનુષ્ઠાનની વિધિ બરાબર જાણવાથી મનુષ્યને તેનું શ્રેષ્ઠ ફળ મળે છે. કર્મયોગનું લક્ષ છે કે મનની અંદર પ્રથમથી જ રહેલ શક્તિને પ્રગટ કરવી—આત્માને જાગ્રત કરવો.

પ્રત્યેક મનુષ્યની અંદર પૂર્ણ શક્તિ અને પૂર્ણ જ્ઞાન વિદ્યમાન છે. ભિન્ન–ભિન્ન કર્મો એ મહાન શક્તિઓને જાગ્રત કરવા તથા **બહાર પ્રગટ કરવાનાં સાધન માત્ર છે.** મનુષ્ય નાના પ્રકારના હેતુપૂર્વક કામ કરે છે, કેમ કે વિના હેતુ કોઈ કાર્ય થતું જ નથી. કોઈ યશ માટે, કોઈ પૈસા માટે, કોઈ પદ–અધિકાર માટે, કોઈ સ્વર્ગ માટે, એમ કોઈ ને કોઈ કારણવશાત્ કર્મ કરવાની પ્રવૃત્તિ મનુષ્યો કરતા હોય છે. આમ છતાં દરેક દેશમાં કેટલાંક નર–રત્નો હોય છે, જે કેવળ કર્મ માટે જ કર્મ કરે છે તે નામ–યશ કે સ્વર્ગની ચાહના નથી કરતા. તેઓ તો કેવળ એ માટે જ કર્મ કરે છે કે તે વડે બીજાની ભલાઈ થાય, બીજાને સુખ ઊપજે. ગરીબોની સેવા, માનવજાતિની સેવા કરવામાં જ તેમને આનંદ પ્રાપ્ત થાય છે. તેઓ સેવા કરવામાં પ્રેમ તથા શ્રદ્ધા પણ ધરાવે છે.

જે નર–રત્નો **નિઃસ્વાર્થ ભાવે કાર્ય કરે છે, તેમને શું ફલની પ્રાપ્તિ નથી થતી** ? વાસ્તવમાં તો ત્યારે જ એને સર્વોચ્ચ ફળની પ્રાપ્તિ થાય છે. અને સાચું પૂછો તો નિઃસ્વાર્થતા જ અધિક ફળદાતા હોય છે. જો કોઈ મનુષ્ય પાંચ દિવસ, અરે ! પાંચ મિનિટ પણ ભવિષ્યનો

વિચાર કે ચિંતન કર્યા વિના, સ્વર્ગ, નરક કે અન્ય કોઈ પણ પ્રકારનો વિચાર કર્યા સિવાય નિઃસ્વાર્થ ભાવથી કામ કરી શકે તો તે એક મહાપુરુષ બની શકે છે જો કે એને કાર્યરૂપમાં પરિણત કરવું કઠિન છે. એ માટે **પ્રબળ આત્મસંયમની આવશ્યકતા છે.** અન્ય સર્વ બહિર્મુખ કર્મોની અપેક્ષાએ આ આત્મસંયમથી શક્તિનો અધિક પ્રકાશ થાય છે.

મનની સર્વ બહિર્મુખ ગતિ કોઈ સ્વાર્થપૂર્ણ ઉદ્દેશ્યની તરફ દોડતી રહેવાથી છિન્ન-ભિન્ન થઈને વિખેરાઈ જાય છે, તે આપણી શક્તિના વિકાસમાં સહાયક બનતી નથી. પણ જો તેનો સંયમ કરવામાં આવે તો, તેથી શક્તિની વૃદ્ધિ થાય છે. આત્મસંયમથી એક મહાન ઇચ્છાશક્તિનો પ્રાદુર્ભાવ થાય છે, તે એવા એક ચારિત્ર-બળનું નિર્માણ કરે છે, જે વિશ્વને પોતાના ઇશારા પર ચલાવી શકે છે. અજ્ઞાનીઓ આ રહસ્યને જાણી શકતા નથી.

કર્મયોગનો સિદ્ધાંત એ છે કે કર્મ નિઃસ્વાર્થ ભાવે, આશા-રહિત, ફલાસક્તિ-રહિત, સ્વાર્થ-રહિત કરવું. બંધનનું કારણ આસક્તિ છે. **માટે આસક્તભાવ-રહિત કરેલું કર્મ વિકાસ-સાધક છે. અને સ્વાર્થથી કરેલું કર્મ બાધક છે. પરોપકાર કરો, સત્કર્મ કરો પણ ફલની ઇચ્છા-રહિત કરો. એમ તો સત્કર્મો ઘણા જીવાત્માઓ કરે છે.**

પરંતુ સત્કર્મો-સત્કર્મોમાં ઘણું જ અંતર છે. તમે

શું આપ્યું ? કેટલું આપ્યું ? તેનો સવાલ નથી. પણ તમોએ જે આપ્યું તે કેવા ભાવે આપ્યું તેના પર વિકાસનો આધાર છે.

સત્કર્મો કરતી વખતે આપણામાં મિત્રરૂપે શત્રુ ગુપ્ત રીતે રહેલો હોય છે તેને ઓળખવો કઠિન હોય છે. કારણ આપણા પ્રત્યક્ષ શત્રુને આપણે ઓળખી શકીએ છીએ, પરંતુ કોઈ મિત્રના રૂપમાં શત્રુ હોય તો તેને ઓળખવો કઠિન છે, અગર એને આપણે જાણી જ શકતા નથી. તેવી જ રીતે પુણ્ય-કર્મને સર્વ કોઈ સારાં માને છે અને પાપ-કર્મને ખરાબ માને છે. પરંતુ પુણ્ય-કર્મો, સત્કર્મો વગેરે કરતી વખતે તેમાં પ્રચ્છન્ન રહેલો આપણો અહંકાર વિકસે છે તે જ શત્રુરૂપ મિત્ર આપણા માર્ગમાં બાધક છે, વિકાસને રોકવાવાળો છે, અને અજ્ઞાનવશાત્ આપણે તેને જાણી શકતા નથી. તેથી જ શાસ્ત્રકારો કહે છે કે સત્કર્મો તો ઘણા જ કરો પણ **સ્વાર્થ-રહિત નિષ્કામ ભાવે કરો તો જ તમારો વિકાસ થઈ શકે.**

પ્રત્યેક કર્મને ઉપાસનાનું રૂપ આપી શકાય, જો તે કર્મના રહસ્યને જાણીને કરવામાં આવે તો; અને તેને જ કર્મમાં કુશલતા કહેલી છે. કર્મ કરો પણ કુશલતાથી એટલે એવી રીતે કર્મ કરો કે તે તમોને બાંધનાર ન બને. આસક્તિ-રહિત કર્મ જીવાત્માને બંધનરૂપ બનતું નથી. જ્યારે સ્વાર્થપૂર્ણ કર્મ બંધનકારક છે.

બીજી વાત એ છે કે પરોપકાર કરવાથી, બીજાની સહાયતા કરવાથી આપણી જ ભલાઈ થાય છે, આપણે આપણી જ સહાયતા કરીએ છીએ. પરંતુ અજ્ઞાનવશ આપણે એમ માનીએ છીએ કે આપણે અમુક વ્યક્તિનું દુઃખ દૂર કર્યું, અમુકને ધન આપ્યું અગર વસ્ત્ર આપ્યાં વગેરે. પરંતુ જ્ઞાની કહે છે એમ વિચારવું કે અમે સંસારનું ભલું કર્યું અગર કરશું તો તે એક જાતની ભૂલ છે, મૂર્ખતા છે અને એવા વિચારોથી દુઃખ ઉત્પન્ન થાય છે. કેમકે તેથી આશા ઉત્પન્ન થાય છે કે તેણે મને ધન્યવાદ પણ ન આપ્યો અને ધન્યવાદ આપે તો હર્ષ થાય છે. જ્યારે અનાસક્ત ભાવે કરેલ કર્મમાં ન સુખ છે, ન દુઃખ છે. અનાસક્ત ભાવે કરેલા કર્મથી અશાન્તિ થતી નથી. સંસારનો ઉપકાર કરવો તે દર અસલમાં પોતા પર જ ઉપકાર કરવા બરાબર છે.

જ્યારે આપણે બીજા માટે કંઇ કરીએ છીએ ત્યારે સ્વાર્થથી પર બનીએ છીએ એટલે અંશે આપણી આત્મ-શુદ્ધિ થાય છે. બીજાઓની નિરંતર ભલાઈ કરતા રહેવાથી આપણે આપણને ભૂલવાનો પ્રયત્ન કરીએ છીએ. અને એ આત્મ-વિસ્મૃતિ જ એક બહુ મોટી શિક્ષા છે, જે આપણે જીવનમાં શીખવી જરૂરી છે.

મનુષ્ય અજ્ઞાનવશાત્ વિચારે છે કે સ્વાર્થ-ભાવની પૂર્તિથી મને સુખ મળશે. પણ વર્ષોના ઘોર સંઘર્ષ પછી એને અનુભવ થાય છે કે વાસ્તવમાં સુખ તો સ્વાર્થથી

પર થવામાં જ છે. અને પોતાને સુખી બનાવનાર અન્ય-કોઈ નહિ, પણ પોતે જ છે.

પરોપકારકનું પ્રત્યેક કાર્ય, સહાનુભૂતિનો પ્રત્યેક વિચાર, બીજાની સહાયતા-અર્થે કરેલ પ્રત્યેક કર્મ, પ્રત્યેક સત્કાર્ય આપણા ક્ષુદ્ર અહંભાવને પ્રતિ-ક્ષણ ઘટાડે છે અને નિરભિમાનને પ્રગટ કરે છે.

સર્વોચ્ચ આદર્શ એ છે કે સંપૂર્ણ આત્મત્યાગ, જેમાં કોઈ પ્રકારનો 'હું' નહિ કેવળ 'તું જ તું જ'. આપણે જાણીએ કે ન જાણીએ છતાં કર્મયોગ એ લક્ષ્યની તરફ લઈ જાય છે.

પ્રવૃત્તિ અને નિવૃત્તિ. પ્રવૃત્તિનો અર્થ છે—કોઈ વસ્તુની તરફ પ્રવર્તન અથવા ગમન. અને નિવૃત્તિનો અર્થ છે—કોઈ વસ્તુથી નિવર્તન કે દૂરગમન. 'કોઈ વસ્તુની તરફ પ્રવર્તન'નો જ અર્થ છે આપણો આ સંસાર-આ 'હું' અને 'મારું,' એ 'અહં'ને ધન-સંપત્તિ, પ્રભુત્વ, નામ-યશ, કીર્તિ, આદિ દ્વારા સર્વદા વધારવાનો પ્રયત્ન કરવો, જે કંઈ મળે એને પકડી રાખવું, બધો સમય સર્વ વસ્તુઓને આ 'હું' રૂપી કેન્દ્રમાં જ સંગ્રહીત કરવી-એનું નામ છે 'પ્રવૃત્તિ.'

એ પ્રવૃત્તિ જ મનુષ્ય માત્રનો સ્વભાવિક ભાવ છે-ચારે તરફથી જે કંઈ મળે, તે લેવું અને બધાને એક કેન્દ્રમાં એકત્રિત કરતા જવું. અને તે કેન્દ્ર છે એનો પોતાનો મધુર 'અહં.' જ્યારે એ વૃત્તિ ઘટવા લાગે છે,

ત્યારે નિવૃત્તિનો ઉદય થાય છે, ત્યારે નીતિ અને ધર્મનો આરંભ થાય છે. 'પ્રવૃત્તિ' અને 'નિવૃત્તિ' બન્ને જ કર્મ–સ્વરૂપ છે.

એક અસત્ કર્મ છે અને બીજું સત્ કર્મ છે. નિવૃત્તિ જ બધી નીતિ અને બધા ધર્મનો પાયો છે; અને એની પૂર્ણતા જ સંપૂર્ણ 'આત્મત્યાગ' છે, જે પ્રાપ્ત થવાથી મનુષ્ય બીજા માટે પોતાનું શરીર, મન, અને એટલે સુધી કે પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દે છે. ત્યારે મનુષ્યને કર્મયોગમાં સિદ્ધિ પ્રાપ્ત થાય છે. સત્કર્મોનું એ જ સર્વોચ્ચ ફળ છે.

સારી રીતે કર્મ કરવા માટે એ આવશ્યક છે કે પ્રથમ આપણે **આસક્તિનો ભાવ ત્યાગી દેવો.** બીજી વાત એ છે કે આપણે **પોતે કર્મની સાથે એકરૂપ ન થવું.** આપણે એક સાક્ષી તરીકે રહેવું અને કાર્ય કરતાં રહેવું.

દૃષ્ટાંત તરીકે જેમ એક શેઠના દીકરાનું પાલન કરવા માટે એક નોકરાણીને રાખે, એ નોકરાણી તે બાળકને રમાડે, ખવરાવે, પીવરાવે, સ્નાન કરાવે અને પ્રેમ પણ કરે છે, જાણે તે તેનો જ બાળક છે. પણ જ્યારે તમે તેને નોકરીમાંથી મુક્ત કરો છો. ત્યારે તે ઘર છોડીને ચાલી જાય છે અને બાળક પ્રત્યેના પ્રેમને ભૂલી જાય છે, અને વળી બીજે નોકરી કરે ત્યાં તે બાળક સાથે પ્રેમ કરે છે. તેને

દુઃખ થતું નથી કારણ તે બાળકનું પ્રતિપાલન કરવા છતાં મનમાં જાણે છે કે આ કંઈ મારું બાળક નથી. બસ, દુઃખનું કારણ 'હું' અને 'મારું' છે.

તમે મારાપણું છોડીને કર્મ કરો, **આસક્તિ-રહિત કર્મ કરો, આશા-રહિત કર્મ કરો, કર્તાપણાના ભાવ-રહિત કર્મ કરો, એ કર્મયોગનો સિદ્ધાંત છે.**

બીજું દૃષ્ટાંત જેમ એક લક્ષાધિપતિ શેઠ હોય તેને ત્યાં મુનીમ હોય. એ વ્યાપાર-ધંધો વગેરે તો મુનીમ જ કરતો હોય. લેન, દેન, ભાવ, તાલ વગેરેની શેઠ કરતાં મુનીમને વધારે ખબર હોય. છતાં પાંચ હજારનું નુકસાન થાય તો મુનીમને દુઃખ થાય નહિ. જ્યારે પાંચ હજારનો લાભ થાય તો મુનીમને હર્ષ થાય નહિ. કેમ ? તો તેને ન લાભ છે ન નુકસાન. લાભ થયો તો શેઠને અને નુક-સાન થયું તો શેઠને. મુનીમને તેમાં કંઈ જ દુઃખ થતું નથી કારણ તેને તેમાં મારાપણું નથી. તેવી જ રીતે આપણે પણ કર્મની લાભ-હાનિથી પર થઈને સાક્ષી ભાવે કર્મ કરવાનાં છે. તે જ કર્મની કુશલતા છે.

આ બધું પોતાનુ નથી, આત્માનું નથી, તો મનમાં શાન્તિ બની રહે અને વિકાસ થાય અને બંધનો ઢીલાં થતાં જાય. બંધનનું મૂળ માત્ર 'અહં-મમ'ને આધીન છે. જીવાત્માને તે જકડી રાખે છે. આ તો મુસા-ફરખાનું છે.

હે પ્રવાસી, તું મુસાફરખાનાને મારું માનીને શા માટે દુઃખી થઈ રહ્યો છે અને સંસારમાં પરિભ્રમણ કરે છે? આ 'અહં' 'મમ'ની બેડી તોડ અને સ્વાધીન સુખને ભોગવ. જેવી રીતે નાટકમાં એક રાજા ભિખારીના વેશમાં રંગમંચ પર આવે છે અને બીજો સાચો ભિખારી રસ્તામાં ભટકે છે. જુઓ એ બન્નેમાં કેટલું અંતર છે! જો કે ઉપરથી જોનારને બન્ને દૃશ્યો એક સરખાં ભાસે છે. પરંતુ બન્નેમાં કેટલો ભેદ છે!

એક રાજા ભિક્ષુકનો અભિનય કરી આનંદ લઈ રહ્યો છે, અને બીજો સાચેસાચ દુઃખ-કષ્ટથી પીડા પામી રહ્યો છે. એવો ભેદ કેમ થયો? કારણ, એક મુક્ત છે અને બીજો બદ્ધ છે.

રાજા પોતાના મનમાં જાણે છે કે એની આ નિર્ધનતા સત્ય નથી, એ તો એણે માત્ર અભિનય માટે સ્વીકારેલી છે. ત્યારે ખરો ભિક્ષુક પોતાના મનમાં જાણે છે કે એ એની સાચી અવસ્થા છે. તે પોતે હું ભિક્ષુક જ છું એમ માને છે અને તેથી એની ઇચ્છા હોય કે ન હોય તેને દુઃખ, કષ્ટ સહન કરવું જ પડે છે.

જ્યાં સુધી પોતાના સ્વરૂપનું જ્ઞાન કે ભાન નથી હોતું ત્યાં સુધી આપણે બધા ભિક્ષુક જ છીએ. તમે તમારા સ્વભાવનું જ્ઞાન-કરીને કર્મ કરો તેને જ સ્વાર્થ રહિત કર્મ કહેવામાં આવે છે. અસક્તિ-રહિત કર્મ એટલે મારાપણાથી રહિત કર્મ.

ઉપરોક્ત દૃષ્ટાંતમાં રાજા જેમ પોતાના અસલ સ્વરૂપને જાણીને પછી કર્મ કરતો હતો તો તેને ત્યાં દુઃખને બદલે આનંદ પ્રાપ્ત થતો હતો.

કર્મયોગ શું કહે છે? તમે નિરંતર કર્મ કરો, પરંતુ કર્મમાં આસક્ત ન બનો, આસક્તિનો ત્યાગ કરો. પોતે કોઈ પણ વિષયમાં એકરૂપ ન થાઓ પરંતુ પોતાના મનને સદા સ્વાધીન રાખો.

સંસારમાં જે સુખ, દુઃખ દેખાય છે, તે તો વિશ્વના અવશ્યંભાવી વ્યાપાર છે. દારિદ્રતા, સંપત્તિ, સુખ એ બધાં ક્ષણભંગુર અને અનિત્ય છે. વાસ્તવમાં આપણા આત્મ–સ્વભાવ સાથે એનો કોઈ સંબંધ નથી. આપણું આત્મ–સ્વરૂપ તો સુખ અને દુઃખથી એકદમ પર છે. પ્રત્યક્ષ અને કલ્પનાગોચર વિષયોથી બિલકુલ અતીત છે; પરંતુ તોપણ આપણે નિરંતર કર્મ કરતા રહેવું જોઇએ.

'ક્લેશ આસક્તિથી ઉત્પન્ન થાય છે, કર્મથી નહીં. જ્યારે આપણે આપણા કર્મમાં પોતાપણું માનીએ છીએ ત્યારે જ ક્લેશ ઉત્પન્ન થાય છે; પણ જો આપણે એનાથી જુદાઈ અનુભવીએ તો ક્લેશ આપણને સ્પર્શ કરી શકતો નથી.'

જેમ કે કોઈ બીજી વ્યક્તિનું કોઈ સુંદર ચિત્ર બળી જાય તો જોવાવાળાને કોઈ પ્રકારનું દુઃખ થતું નથી, પણ જો પોતાનું ચિત્ર બળી જાય, તો એને કેટલું દુઃખ

થાય? એમ કેમ? બન્ને ચિત્રો સુંદર હતાં અને સંભવ તે કે, બન્ને એક જ મૂળ ચિત્રની નકલ હોય. પરંતુ એક દશામાં એ વ્યક્તિને બિલકુલ ક્લેશ ન થયો, પણ બીજી દશામાં બહુ દુઃખ થયું. એનું કારણ એ જ છે કે પહેલી દશામાં ચિત્રમાં પોતાપણું નથી, અને બીજી દશામાં તે તેમાં પોતાપણું માને છે, તેથી તેમાં એકરૂપ થવાથી ક્લેશ થાય છે.

આ 'હું' અને 'મારું' જ સમસ્ત ક્લેશનું મૂળ છે. અધિકારની ભાવનાની સાથે જ સ્વાર્થ-ભાવ આવીને ઘેરી લે છે અને સ્વાર્થથી જ ક્લેશ ઉત્પન્ન થાય છે.

દરેક સ્વાર્થી કાર્ય અને વિચાર આપવાને કોઈ ને કોઈ વસ્તુમાં આસક્ત કરી દે છે. ચિત્તનું પ્રત્યેક સ્પન્દન, જેમાં 'હું' અને 'મારું' એવી ભાવના રહેલી હોય છે, તે આપણને એ જ ક્ષણે જંજિરોથી જકડીને ગુલામ બનાવી દે છે.

આપણે જેટલા અંશમાં 'હું' અને 'મારું' માનીએ છીએ, કહીએ છીએ, દાસત્વનો ભાસ આપણામાં એટલો જ વધતો જાય છે અને આપણા ક્લેશ પણ એટલા જ અધિક વધતા જાય છે. એથી કર્મયોગ આપણને શિક્ષા આપે છે કે આપણે સંસારનાં સમસ્ત ચિત્રોના સૌંદર્યનો આનંદ ભોગવતા થકા એનામાંથી કોઈ પણ એકની સાથે એકરૂપ ન બનવું.

કોઈ પણ ક્ષણે એમ ન કહો કે, એ "મારું"

છે. જ્યારે પણ આપણે એમ કહીશું કે અમુક વસ્તુ 'મારી' છે તો એ જ ક્ષણે ક્લેશ આવીને આપણને ઘેરી લેશે. પોતાના મનમાં પણ ક્યારેય ન કહો કે આ 'મારું બાળક' છે. બાળક પર પ્રેમ કરો, પણ એમ ન કહો કે તે 'મારું' છે. **મારાપણાથી જ ક્લેશ ઉત્પન્ન થાય છે. 'મારું ધન' 'મારું શરીર' 'મારો બંગલો' એમ ન બોલો, ન વિચારો.**

શરીર વગેરે ન તમારા છે ન અન્ય કોઈના. આ શરીર તો પ્રકૃતિના નિયમાનુસાર આવે છે અને જાય છે, પણ આપણે બિલકુલ મુક્ત-છીએ એમ છે **તો અમારે આ શરીરમાં આસક્ત શા માટે થવું!**

એક ચિત્રકાર એક ચિત્ર બનાવી દે છે અને બસ ચાલ્યો જાય છે. આસક્તિની એ સ્વાર્થી ભાવનાને મનમાં ઊઠવા જ ન દો કે 'હું એના પર સ્વામિત્વ જમાવી લઉં.' જ્યા તે ભાવના ઉત્પન્ન થશે, ત્યાં જ ક્લેશ આરંભ થશે.

એટલા માટે કર્મયોગ શિક્ષા આપે છે કે સર્વથી પ્રથમ તમે **સ્વાર્થભાવની વૃત્તિના અંકુરને વધવાની એ પ્રવૃત્તિને નષ્ટ કરી દો, અને જ્યારે તમારામાં એને દમન કરવાની ક્ષમતા આવી જાય, મનને બસ ત્યાં જ રોકી લો.** સ્વાર્થભાવની એ લહેરોમા એને વહેવા ન દો. ત્યાર બાદ તમે સંસારમાં જઈને યથાશક્તિ કર્મ કરો. પછી તમે બધાને મળી શકો છો, જ્યાં જવું હોય ત્યાં જઈ શકો છો.

પાણીમાં રહેવા છતાં પણ જેમ કમળ-પુષ્પને પાણી સ્પર્શ કરી શકતું નથી કે તેને ભિંજાવી શકતું નથી એ જ પ્રકારે તમે પણ સંસારમાં નિર્લેપ-ભાવથી રહી શકશો. એને "વૈરાગ્ય" કહે છે, એને કર્મયોગનો પાયો-અનાસક્તિ કહે છે.

અનાસક્તિ વિના કોઈ પણ યોગની સાધના થઈ શકતી નથી. અનાસક્તિ જ સમસ્ત યોગ-સાધનાનો પાયો છે. સંભવ છે કે જે મનુષ્યે પોતાના ઘરનો ત્યાગ કર્યો હોય, સારાં વસ્ત્ર પહેરવાને છોડી દીધાં હોય, સ્વાદિષ્ટ ભોજનનો ત્યાગ કર્યો હોય, અને જે મરુસ્થલમાં જઈને રહેવા લાગ્યો હોય, તો પણ તે એક ઘોર વિષયાસક્ત વ્યક્તિ હોય.

રાજા શિખિધ્વજ અને રાણી ચૂડાલા પતિ-પત્ની હતાં, ઈશ્વર-ભક્ત હતાં. રાણીને તત્ત્વ-બોધ થયો હતો પણ રાજાને હાલ તત્ત્વ-બોધ થયો નહોતો. તેથી તેમણે વિચાર્યું કે 'રાજ-પાટ, કુટુંબ, પરિવાર, વગેરેનો ત્યાગ કરી વનમાં જઈને પરમાત્માનું ભજન કરું તો જ આત્મ-તત્ત્વને પામી શકાશે.' આવો વિચાર કરીને વનમાં જવાને તૈયાર થયા. રાણીએ સમજાવ્યા છતાં રોકાયા નહિ. ગાઢ અરણ્યમાં જઈ પર્ણકુટી બાંધી ત્યાં રહેવા લાગ્યા.

થોડા જ વખતમાં તેમના મનમાં રાજ્ય, પુત્ર, પરિવાર, સ્ત્રી, વગેરેના વિચારો આવવા લાગ્યા. મારી

સ્ત્રી મારા વિના શું કરતી હશે? તે કેમ રહી શકતી હશે? દુશ્મન રાજા ચઢાઈ કરી મારું રાજ્ય લઈ લેશે તો? અગર કોઈ ચોર-લૂંટારાઓ આવી ખજાનો લૂંટી જશે તો? મારી પ્રજા સુખી હશે કે દુઃખી? આવા-આવા વિવિધ પ્રકારના વિચારો આવવા લાગ્યા.

રાજ્યમાં રહેલી રાણી ચૂડાલાને પણ રાજાનું સ્મરણ થવા લાગ્યું. તેથી તેણીએ વિચાર કર્યો કે, રાજા મારો તથા રાજ્યનો ત્યાગ કરી ગયેલા છે છતાં મને હર વખત યાદ આવ્યા કરે છે: એટલે મને એમ લાગે છે કે, રાજાને પણ વનમાં આવા જ વિચારો આવતા હોવા જોઇએ જો તેમને આવા વિચારો ન આવતા હોય, તો મને પણ રાજા યાદ આવત નહિ. માટે મનોમન સાક્ષી પૂરે છે, કે રાજા વનમાં જઈને ઈશ્વર-ભજન કરવાને બદલે ઊલટા અતોભ્રષ્ટ-તતોભ્રષ્ટ થયા છે. માટે તેમને સમજાવવા જોઇએ. એમ વિચારીને રાણી ચૂડાલા સંન્યાસીનો વેશ ધારણ કરીને રાજાને શોધવા નીકળી પડી.

શોધતાં-શોધતાં જ્યાં રાજા પર્ણકુટી બનાવીને રહેતા હતા ત્યાં આવી પહોંચી. કોઇ સંન્યાસી મહાત્મા આવે છે, એમ જાણી પર્ણકુટીમાંથી રાજા બહાર આવ્યા. ત્યાં તો સંન્યાસીના વેશમાં રાણી આવી પહોંચી, રાજાએ તેને નમસ્કાર કર્યા, કુશળ વર્તમાન પૂછ્યા, રાણીએ યથાવિધિ ઉત્તર આપ્યા અને પછી બન્નેનો વાર્તાલાપ ચાલુ થયો.

રાણીએ પૂછ્યું:– 'મહારાજ! તમે આ ગાઢ જંગલમાં ક્યારના આવ્યા છો?'

રાજા–'હું બે-ત્રણ મહિનાથી આવ્યો છું. હું મોટો રાજા હતો, સ્ત્રી, પુત્ર, કુટુંબ, રાજ્ય, લક્ષ્મી વગેરેનો ત્યાગ કરીને આત્મ-સ્વરૂપની પ્રાપ્તિ માટે હું આ અરણ્યમાં આવીને વસ્યો છું.'

રાણી–'અહો! ત્યારે તો તમે મોટા મહાત્મા અને મહાન ત્યાગી પણ છો.'

રાજા–'હા, મહારાજ, જેવી ઇશ્વરની ઇચ્છા. મેં તો એમની ઇચ્છાથી બધું છોડી દીધું છે.'

રાણી–'ઠીક; રાજાજી! આપ એમ માનો છો કે, આપે બધું છોડી દીધું છે; પણ મારા જોવામાં તો એવું આવે છે કે, આપે કંઈ પણ ત્યજ્યું નથી.'

રાજા–'નહિ, મહારાજ, મેં તો બધું જ છોડી દીધું છે. હવે મારી પાસે કૌપીન, તુંબી-પાત્ર, લાકડી અને આ ઘાસની બનાવેલી ઝૂંપડી છે–બીજું કંઇ જ નથી. જો આપની સલાહ થતી હોય, તો ઝૂંપડી પણ બાળી નાખું.'

રાણી–'ઠીક તો બાળી દો, એમાં શું?'

તરત જ રાજાએ પર્ણકુટીને અગ્નિ વડે સળગાવી દીધી.

રાજા–'કેમ, મહારાજ? હવે હું ત્યાગી થયો કે નહિ?'

રાણી–'નહિ, મહારાજ, માત્ર ઝુંપડી સળગાવી દેવાથી ત્યાગી ન બની શકાય.'

રાજા–'સારૂ, તો પછી આ લાકડી બાકી છે, કહો તો તે પણ ફેંકી દઉં.'

રાણી–'સારૂં, ફેંકી દો.'

રાજાએ તે ફેંકી દીધી અને કહ્યું : 'મહારાજ, હવે ત્યાગી થયો કે નહિ ?'

રાણી–'નહિ, મહારાજ, હજી પણ તમે ત્યાગી થઈ શકયા નથી.'

રાજા–'તો પછી હવે તો મારી પાસે ફક્ત કમંડલ છે, તે સિવાય બીજું કંઈ જ નથી. જો આજ્ઞા થાય તો ફોડી નાખું.'

રાણી–'સારૂં, ફોડી નાખો.'

તરત જ રાજાએ તુંબી–પાત્રને ફેંક્યું અને તે ફૂટી ગયું.

રાજા–'કેમ, મહારાજ, હવે તો હું ત્યાગી થયો ને?'

રાણી–'નહિ, મહારાજ, હજી પણ તમે ત્યાગી થઈ શકયા નથી.'

રાજા–'મહારાજ, તમે તો બહુ કરી ! હવે તો મારી પાસે માત્ર કૌપીન છે, બીજું કંઈ નથી. જો આપની આજ્ઞા થાય, તો તે પણ ફેંકી દઉં.'

રાણી–'સારૂં, ફેંકી દો.'

તરત જ રાજાએ કૌપીન કાઢીને ફેંકી દીધું.

રાજા–'કેમ, મહારાજ, હવે ત્યાગી થયો ને?'

રાણી–'નહિ, મહારાજ, હજી તમે ત્યાગી થઈ શકયા નથી. શું એક ત્રણ તસુનું સુતરનું કપડું ફેંકી દેવાથી ત્યાગી બની શકાય છે?'

રાજા–'મહારાજ, તમારાથી થાકયો. હવે તો મારી પાસે કંઈ જ નથી, છતાં આપ તો એમ જ કહ્યા કરો છો, હજી તમે ત્યાગી બન્યા નથી! તો આપને વિનંતી કરું છું, કે ત્યાગી કઈ રીતે બની શકાય એ આપ જ કહો.'

રાણી–'જુઓ મહાત્મા, તમે રાજ્ય–પાટ, સ્ત્રી, પુત્ર, કુટુંબ બધું ત્યાગી આત્મ–સાક્ષાત્કાર કરવા માટે વનમાં આવ્યા છો; તેમ છતાં તમો અહીંઆં પણ એવું જ ચિંતન, સ્મરણ કરો છો કે, 'મારી સ્ત્રી શું કરતી હશે? મારું રાજ્ય કોઈ શત્રુ રાજા જીતી લેશે તો? મારો ધનભંડાર કોઈ ચોર લૂંટી જશે તો?' આવા–આવા ઘણા વિચારો તમે કરતા રહો છો, તો તમે જ કહો કે તમે શું તજ્યું? કંઈ જ નહિ.

'હે રાજન! સાધુ અને સંન્યાસી તો અનંત વાર બન્યા છીએ પણ 'મારું' અને 'હું', 'અહં' અને મમ' એ બન્નેનો ત્યાગ કોઇ વખતે કર્યો નથી અને મરણ વખતે પણ આ બધા શરીરાદિનો ત્યાગ કરવામાં આવે છે તેથી કોઈ

ત્યાગી કહેવાતો નથી. ખરી રીતે **આત્મ–તત્ત્વથી પર એવા અનાત્મ–તત્ત્વમાં જે મારાપણું છે તે જ ત્યાગવા યોગ્ય છે. ત્યાગનો પણ ત્યાગ કરવાનો છે, પ્રભુનો માર્ગ સર્વસ્વનો ત્યાગ માગે છે. ત્યાગનો ત્યાગ એટલે ત્યાગીપણાનું અભિમાન, અહંત્વ ત્યાગવાનું છે.** તેનો ત્યાગ થાય ત્યારે જ આત્મ–વસ્તુની પ્રાપ્તિ થાય છે. બાહ્ય–પરિગ્રહ છોડવો સરલ છે પણ અંતર્–પરિગ્રહ, 'અહં' અને 'મમ'નો ત્યાગ જ્ઞાન વિના થઈ શકતો નથી. માટે બધા જડ પદાર્થોમાંથી અહં–મમનો ત્યાગ કરો.

'હે રાજન્! બાહ્ય–ત્યાગની સાથે આંતર–ત્યાગ થાય ત્યારે જ તમે અતીત થાઓ. વાસ્તવમાં તો તમે અતીત જ છો પણ પ્રકૃતિની સાથે પોતાની એકરૂપતા માનીને ઉપાધિમય બન્યા છો. તેના ત્યાગ વિના કલ્યાણ થાય નહિ.'

રાણીનાં વચનો સાંભળીને રાજાનાં જ્ઞાનચક્ષુ ખુલ્લી ગયાં અને ત્યારબાદ પર–વસ્તુમાંથી 'અહંકાર' 'મમકાર' કાઢવાનો અભ્યાસ કરીને આત્મ–સાક્ષાત્કાર કર્યો.

કહેવાનો મતલબ એ છે કે **આસક્તિ બાહ્ય–ત્યાગ પર નિર્ભર નથી. તે તો મન પર નિર્ભર છે. 'હું' અને 'મારું'ની જંજીર** (સાંકળ–બેડી) **તો મનમાં જ રહે છે.** શરીર અને ઇન્દ્રિયગોચર વિષયોની સાથે એ જંજીરનો સંબંધ ન રહે, તો પછી આપણે ક્યાંય પણ રહીએ, તો પણ બિલકુલ અનાસક્ત રહી શકીશું. સંભવ છે કે એક વ્યક્તિ રાજ–સિંહાસન પર બેઠી હોય તો પણ બિલકુલ અનાસક્ત

હોય, અને બીજી બાજુ એ પણ સંભવ છે કે એક વ્યક્તિ રસ્તાનો ભિખારી હોય તો પણ આસક્ત હોય. માટે પ્રથમ આપણે એ પ્રકારની અનાસક્તિ પ્રાપ્ત કરી લેવી જોઈએ, અને પછી સતત કાર્યરત રહેવું જોઈએ.

કર્મયોગ આપણને એ જ શિક્ષા આપે છે કે આસક્તિથી પર થાઓ. એટલે અનાસક્ત બનો. નિરંતર કાર્ય કરતા રહો, પણ તેનો પ્રભાવ મન પર પડવા ન દો.

સંસારમાં એ પ્રકારે કર્મ કરો કે, જાણે તમે એક પરદેશી પથિક છો, બે દિવસ માટે અહીં આવ્યા છો. કર્મ તો નિરંતર કરતા રહો પણ પોતાને બંધનકર્તા ન બનો. બંધન જ ભયાનક છે. સંસાર આપણી નિવાસ-ભૂમિ નથી.

જડ પ્રકૃતિને જ 'અહં' માનીને આપણે પ્રકૃતિમાં આસક્ત બની જઈએ છીએ અને જ્યાં આસક્તિનો પ્રાદુ-ર્ભાવ થાય છે, ત્યાં જ આત્મા પર પ્રબળ સંસ્કારનું નિર્માણ થાય છે, જે આપણને બંધનમાં નાંખે છે અને જેને કારણે આપણે મુક્ત–ભાવથી કાર્ય ન કરતાં ગુલામની જેમ કાર્ય કરીએ છીએ. આ શિક્ષાનો સાર એ છે કે, આપણે એક સ્વામીની જેમ કાર્ય કરવું જોઈએ. પણ દાસની જેમ નહિ. ૯૯ પ્રતિશત લોકો તો દાસની જેમ કાર્ય કરે છે અને એનું ફળ હોય છે દુઃખ. એ બધાં કાર્યો સ્વાર્થ–ભાવથી થતાં હોય છે. સ્વાધીનતાથી કર્મ કરો, પ્રેમ–સહિત કર્મ કરો. પ્રેમ શબ્દનો યથાર્થ અર્થ

સમજવો બહુ કઠિન છે. વિના સ્વાધીનતા પ્રેમ આવી શકે જ નહિ. ગુલામમાં સાચો પ્રેમ હોવો સંભવે નહીં, જો તમે એક ગુલામને નોકર રાખો, અને તેની પાસે કામ કરાવો, તો તે કષ્ટ સહન કરીને કામ તો અવશ્ય કરશે, પણ શું તે પ્રેમ-સહિત કરશે? નહિ જ. એ જ પ્રકારે જ્યારે આપણે સંસાર માટે દાસવત્ કર્મ કરીએ છીએ, તો એના પ્રત્યે આપણો પ્રેમ હોતો નથી; એથી એ સાચું કર્મ થતું નથી. આપણે પોતાના બંધુ-બાંધવો માટે જે કર્મ કરીએ છીએ, એટલે સુધી કે આપણા પોતા માટે પણ જે કર્મ કરીએ છીએ, એ પણ એ જ રીતે કરીએ છીએ. સ્વાર્થ-ભાવથી કરેલ દરેક કાર્ય દાસનું કાર્ય છે. અને કોઈ કાર્ય સ્વાર્થ-સહિત છે કે સ્વાર્થ-રહિત તેની પરીક્ષા એ જ છે કે સ્વાર્થ-રહિત દરેક કાર્યના ફલ સ્વરૂપ શાન્તિ અને આનંદ પ્રાપ્ત થાય છે, જ્યારે સ્વાર્થ-સહિત કાર્યથી ક્લેશ ઉત્પન્ન થાય છે.

એટલા માટે આપણે રાત-દિવસ આ તથાકથિત ભ્રમાત્મક 'અહં'નો જ ત્યાગ કરતા રહેવું જોઇએ. ત્યાં સુધી કે એ સ્વભાવ રૂપે પરિણત ન બની જાય, જ્યાં સુધી એ આપણા શરીરની નસ-નસમાં, નાડીઓમાં અને મસ્તકમાં વ્યાપ્ત ન બની જાય અને આપણું સંપૂર્ણ શરીર પ્રતિક્ષણ આત્મ-ત્યાગના એ ભાવને આધીન ન બની જાય. પછી તમારી ઇચ્છામાં આવે ત્યાં જઇ શકો છો તમને કંઈ જ સ્પર્શ નહિ કરી શકે. અગ્નિમાં ઘીની આહુતિઓ

આપવાને બદલે દિવસ-રાત કેવળ એ જ એક મહાન આહુતિ—પોતાના આ ક્ષુદ્ર 'અહુ'ની આહુતિ આપતા રહો. જે કંઈ તમે કરો, એના માટે કોઇ પ્રકારની પ્રશંસા અથવા પુરસ્કારની આશા ન રાખો.

જ્યાં આપણે કોઈ સત્-કાર્ય કરીએ છીએ. ત્યાં જ આપણે એના માટે પ્રશંસાની આશા કરવા માંડીએ છીએ. કોઈ સત્-કાર્યમાં અમુક રકમ આપીએ છીએ. તો આપણે આશા કરીએ છીએ કે અમારું નામ છાપામાં ખૂબ ચમકી ઊઠે. એવી વાસનાઓનું ફળ દુઃખ સિવાય બીજું શું હોય? એ માટે પુરસ્કારની આશા છોડી દો.

અગર પુરસ્કારને ઇચ્છશો તો તમારે દંડ પણ સ્વીકારવો પડશે. દંડથી છૂટવાનો કેવળ એ જ ઉપાય છે કે તમે પુરસ્કારનો પણ ત્યાગ કરી દો.

ક્લેશથી-મુકત થવાનો એક-માત્ર ઉપાય એ જ છે કે તમે સુખની ઇચ્છાનો પણ ત્યાગ કરી દો, કેમ કે એ બંને વસ્તુ એકમાં ગુંથાયેલી છે. એક તરફ સુખ છે, તો બીજી તરફ દુઃખ; એક તરફ જીવન છે, તો બીજી તરફ મૃત્યુ. મૃત્યુથી છૂટવાનો એક-માત્ર ઉપાય એ જ છે કે જીવન પ્રત્યેની આસકિતનો ત્યાગ કરવો.

માટે કર્મમાત્રને ઉપાસના રૂપે કરો, સત્કર્મો એટલાં કરો કે તે સ્વભાવ રૂપ બની જાય. પરની સહાયતા કરો તો પણ મનમાં એ ભાવ ન આવે કે અમે તેની સહાયતા

કરીએ છીએ. અને વાસ્તવમાં આપણે કોઈની સહાયતા કરતા નથી. પણ સંસારરૂપી આ શિક્ષાલયમાં પરોપકારનાં એ કાર્યો દ્વારા આપણે કેવળ આપણી પોતાની જ સહાયતા કરીએ છીએ.

કર્મ કરવાનું એ જ સાચું દૃષ્ટિકોણ છે. માટે આપણે એ જ ભાવથી કર્મ કરવાં જોઇએ. સદા એમ જ વિચારવું જોઇએ કે આ સમયે અમે જે કાર્ય કરી રહ્યા છીએ, તે તો પોતાના માટે એક મોટા સૌભાગ્યની વાત છે. તો પછી અમે કોઈ વસ્તુમાં આસક્ત નહિ બનીએ. **નિઃસ્વાર્થતાનો અર્થ છે—'હું આ ક્ષુદ્ર શરીર છું' એ ભાવથી પર થવું.** જ્યારે આપણે કોઇ મનુષ્યને સત્-કાર્ય કરતા, બીજાની સહાયતા કરતા જોઇએ છીએ, તો એનું તાત્પર્ય એ જ છે કે તે વ્યક્તિ 'હુ' **અને 'મારુ'** **એ સ્વાર્થભાવથી પર થવા ઇચ્છે છે.** બધી શ્રેષ્ઠ નીતિપ્રણાલિકાઓ એ જ શિક્ષા આપે છે કે સંપૂર્ણ સ્વાર્થનો ત્યાગ જ માનવનું ચરમ લક્ષ્ય છે.

**નિઃસ્વાર્થ કર્મ દ્વારા માનવ-જીવનની ચરમાવસ્થા અર્થાત્ મુક્તિને પ્રાપ્ત કરી લેવી એ જ કર્મયોગ છે. આપણું દરેક સ્વાર્થપૂર્ણ કાર્ય આપણા પોતાના આ લક્ષ્ય તરફ જવામાં બાધક બને છે તથા પ્રત્યેક નિઃસ્વાર્થ કર્મ આપણને એ ચરમાવસ્થની તરફ લઇ જવામાં** સહાયક બને છે. એ

માટે 'નીતિ-સંગત' અને 'નીતિ-વિરુદ્ધ'ની એ જ એક માત્ર વ્યાખ્યા થઈ શકે છે કે જે સ્વાર્થી-વૃત્તિ છે, તે 'નીતિ-વિરુદ્ધ' છે અને જે નિઃસ્વાર્થ ભાવ છે, 'નીતિ-સંગત' છે.

સર્વ પ્રકારના સાંસારિક ઉદ્દેશ્યથી અતીત થઇ જાઓ. તમને કેવલ કર્મ કરવાનો અધિકાર છે, કર્મના ફળમાં કોઈ અધિકાર નથી—'કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન' ગીતા. કર્મયોગી કહે છે કે મનુષ્ય અધ્યવસાય દ્વારા એ સત્યને જાણી શકે છે. જ્યારે પરોપકાર કરવાની ભાવના (ઇચ્છા) એના રોમ-રોમમાં પરિણત થઈ જાય છે, તો પછી એને કોઈ બહારના ઉદ્દેશ્યની આવશ્યકતા નથી રહેતી. આપણે ભલાઈ શા માટે કરવી? એ માટે કે ભલાઈ કરવાથી અમે ભલા બનીએ છીએ.

ઘણા મનુષ્ય પરોપકાર-બુદ્ધિથી ભલાઈ કરે છે તો વળી ઘણા મનુષ્યો પોતાનું કલ્યાણ થશે એમ જાણી સત્કર્મ કરે છે ત્યારે ત્રીજા નંબરના મનુષ્યો ભલાઈ અર્થે ભલાઈ કરે છે.

પરોપકાર-બુદ્ધિથી કરેલ સત્કર્મો નિકૃષ્ટ છે કારણ તેમાં અહંકાર છે. અમે બીજાનું ભલું કરીએ છીએ, તેના દુઃખનું નિવારણ કરીએ છીએ એ ભાવમાં ગુપ્ત રીતે અહંકાર વૃદ્ધિને પામે છે માટે તે નિકૃષ્ટ છે.

બીજો પ્રકાર પોતાનું કલ્યાણ કરવાના હેતુથી પરો-

પકાર કરે છે. પોતે તો કલ્યાણ-સ્વરૂપ જ છે, તેનું શું કલ્યાણ કરવાનું છે એ ભાવમાં પણ આશાઓ વાસનાઓ છુપાયેલી છે. દુન્યવી મનુષ્યોની કલ્યાણકામના એટલે સાંસારિક સુખબુદ્ધિ. તે પણ વાસ્તવિક રીતે તો આત્મ-બાધક જ છે.

સર્વોત્કૃષ્ટ પરોપકારક કર્મયોગીનો છે જે સંપૂર્ણ આશા-રહિત. હેતુ-રહિત નિઃસ્વાર્થભાવે કરવાનો છે, એથી જ વાસ્તવિક કલ્યાણ થાય છે. **ઇચ્છા માત્ર બંધનરૂપ છે. ઇચ્છા-રહિત. કામના-રહિત થઇને કર્મ કરો તે કર્મયોગ છે.**

કર્મયોગીનું કથન છે કે, 'જે સ્વર્ગ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પણ સત્-કર્મ કરે છે, તે પણ પોતાને બંધનમાં નાંખે છે.' **કોઇ પણ કાર્યમાં થોડી પણ સ્વાર્થ-બુદ્ધિ રહે, તો તે આપણને મુક્ત કરવાને બદલે આપણા પગમાં બીજી એક બેડી નાંખી દે છે. એથી એક-માત્ર ઉપાય છે—સમસ્ત કર્મફળોનો ત્યાગ.**

જૈન ધર્મ આશા-સહિત કરેલ કર્મોને નિદાન-શલ્ય કહે છે. એટલે ઇચ્છા, આશા-સહિત કરેલ સત્-કર્મ શલ્ય-તુલ્ય છે. જેમ કાંટો લાગે છે તે શલ્ય છે તેમ આ કર્મ પણ કાંટા સમાન આત્માને દુઃખકારક છે, બંધનકારક છે. માટે અનાસક્ત બનવું એ જ શ્રેયનો માર્ગ છે.

એ જાણી લો કે આ સંસાર તે આપણો નથી તેમજ આ શરીર પણ આપણું નથી અને વાસ્તવમાં કોઈ કર્મ

કરનાર પણ આપણે નથી. આપણે તો આત્મા છીએ—અમારું સ્વરૂપ આનંદરૂપ છે, અમારે શા માટે કોઈના બંધનમાં પડવું? જો કે એ કહેવું સરલ છે કે અમે પૂર્ણરૂપથી અનાસક્ત રહીએ છીએ. પણ એ કેવી રીતે? **સ્વાર્થ–રહિત કરેલું પ્રત્યેક સત્–કર્મ અમારા પગમાં બીજી એક બેડી નાંખવાને બદલે પહેલાંની એક બેડીને તોડી નાંખે છે.**

વિના કોઈ બદલાની આશાથી સંસારમાં મોકલેલ પ્રત્યેક શુભ વિચાર સંચિત થતો જાય છે. તે અમારા પગમાંથી એક એક બેડીને તોડી અમને અધિકાધિક પવિત્ર બનાવતો જાય છે.

"ભલાઈ કરો અને ભલા બનો. બસ એ જ તમને નિર્વાણ (મુક્તિ)ની તરફ અથવા જે સત્ય છે એ તરફ લઈ જશે." પરંતુ દરેક યોગનો દૃઢ અભ્યાસ આવશ્યક છે. બધું રહસ્ય અભ્યાસમાં જ છે. **પ્રથમ શ્રવણ કરો, પછી મનન કરો,** અને ત્યારબાદ તેને **જીવનમાં પરિવર્તિત કરો.**

આ વાત પ્રત્યેક યોગના સંબંધમાં સત્ય છે. પ્રથમ તમે તેના વિશે સાભળો અને સમજો કે એનો મર્મ શું છે? કદાચ કોઈ વાત આરંભમાં સ્પષ્ટ ન સમજાય, તો પણ નિરંતર શ્રવણ તથા મનન દ્વારા તે સ્પષ્ટ સમજાશે.

મુક્તિનો અર્થ છે સંપૂર્ણ સ્વાધીનતા–શુભ અને અશુભ બન્ને પ્રકારનાં બંધનોથી છૂટી જવું. આ વસ્તુને સમજવી જરા કઠિન છે. લોખંડની જંજીર પણ એક

જંજીર છે અને સોનાની જંજીર પણ એક જંજીર છે. જો આપણી આંગળીમાં એક કાંટો વાગ્યો હોય તો એને કાઢવાને માટે એક બીજા કાંટાની જરૂર પડે છે, પણ જ્યારે તે નીકળી જાય છે તો પછી બન્નેને ફેંકી દેવામાં આવે છે. આપણને પછી બીજા કાંટાને રાખવાની કોઇ આવશ્યકતા રહેતી નથી. કેમ કે બન્ને આખર કાંટા જ તો છે. એ પ્રકારે કુસંસ્કારોનો નાશ શુભ સંસ્કારો દ્વારા કરવો જોઈએ અને મનના ખરાબ વિચારોને સારા વિચારો દ્વારા દૂર કરવા જોઈએ.

જ્યાં સુધી સમસ્ત કુવિચાર લગભગ નષ્ટ ન થઈ જાય અથવા પરાજિત ન થઈ જાય, કે વશીભૂત ન થઈ જાય ત્યાં સુધી એ પ્રયત્ન ચાલુ રાખવો, પરંતુ એટલું જ પર્યાપ્ત નથી. તે ઉપરાંત શુભ સંસ્કારો પર પણ વિજય પ્રાપ્ત કરવો આવશ્યક છે. ત્યારે જે ‘ આસક્ત ’ હતો તે ‘ અનાસક્ત ’ બની જાય છે.

કર્મ કરો, અવશ્ય કરો, પણ એ વિચાર અથવા કર્મનો પોતાના મન પર કોઈ ઊંડો પ્રભાવ ન પડવા દો. લહેરો આવે અને જાય, માંસપેશિયો અને મસ્તકથી મોટાં મોટાં કાર્ય બનતાં રહે, પણ જોવાનું એ છે કે તે આત્મા પર કોઈ પ્રકારનો ગહન પ્રભાવ ન પાડે.

આ વસ્તુને આપણે દૃષ્ટાંત દ્વારા વિશેષ પ્રકારે સ્પષ્ટ કરીએ.

એક નદી-કિનારા પરના નાના ગામમાં એક સત્યવાદી, ધર્મ-પરાયણ વણિક રહેતો હતો. સુભાગ્યે તેને પત્ની પણ સુયોગ્ય મળી હતી, જેની પ્રકૃતિમાં પતિ-પરાયણતા અને સંગીત એ બન્નેની હાજરી હતી. વણિકની આમદાની ખર્ચ પૂરતી જ હોવા છતાં ઘરમાં હંમેશા ત્રણ જણની રસોઈ બનતી, કે જેથી એક અતિથિને તો અવશ્ય તૃપ્ત કરી શકાય.

નદીના જે કિનારા પર આ વણિકનું ઘર હતું તેની સામેના કિનારા પર અને બરાબર આ ઘરની સામે જ એક યોગી આવી ચડયો હતો. એક સવારે જમવા બેસવાની તૈયારી વખતે જ વણિકની નજર તે યોગીની દિશામાં ગઈ. અને તેને સેવા-ભાવ સ્ફુરી આવ્યો. તેણે પત્નીને આજ્ઞા કરી કે તેણે તમામ રસોઈ યોગીને આપી આવવી.

આજ્ઞા થતાં જ પતિ-પરાયણા પત્ની થાળ ભરી ચાલવા લાગી. "જરા સબૂર!" કાંઈ વિચાર થઇ આવતાં પતિએ તેને થોભાવીને કહ્યું, "યોગી પાસે પહોંચવા માટે નદી ઓળંગવી પડશે, અને નદીમાં તો હમણાં પુષ્કળ પાણી છે એ વાતનું કાંઇ સ્મરણ તને આજ્ઞા કરતી વખતે મને ન થવા પામ્યું. વિશેષ આશ્ચર્ય જેવું તો એ છે કે થાળ ભરીને ચાલતાં સુધી તને પણ કાંઈ જ વિચાર ન થયો?"

"પતિની આજ્ઞાનું પાલન કરવામાં તત્પરતા એ જ પત્નીનો વિચાર!" સ્ત્રીએ જવાબ વાળ્યો. "બીજો વિચાર કરવાનો 'હક્ક' તેમજ 'ઉપાધિ' તેને ન હોય! વિચાર

કર્યા વગર જ આજ્ઞા થઈ હશે એવી કલ્પના પણ ભક્તિને ન પાલવે, તેમજ વિચાર કરવાની 'જોખમદારી' અને 'યોગ્યતા' ધરાવતા સેવ્યજનના ક્ષેત્રમાં ઘૂસવાની ઉદ્ધતાઈ પણ 'સેવક'ની પ્રકૃતિમાં ન હોય."

"ધન્ય છે પ્રિયે!" પતિ બોલ્યો. સેવકધર્મ એકનિષ્ઠાથી પાળવાના તારા નિશ્ચયે તો મને સેવાની જોખમદારીનું પણ ભાન કરાવ્યું. હા, પણ મને વિચાર સૂઝે છે. જો, સાંભળ; નદીકિનારે ઊભીને તું 'સંકલ્પ' કરજે કે હે પવિત્રે! જો મારા પતિએ જન્મથી આ ક્ષણ સુધી કોઇની પણ યાચના ન જ કરી હોય તો સામે તીર પહોંચવા માટે મને જગ્યા આપ!"

'સંકલ્પ'ની અસર નદી પર કેમ પડી શકે? પાણી આપોઆપ દૂર કેમ થઈ શકે? એવાં કાંઇ પણ તર્ક–વિતર્ક ન કરતાં સ્ત્રી ચાલી.

નદીકિનારે પહોંચતાં પતિના ફરમાન મુજબ 'સંકલ્પ' એકચિત્તે કર્યો. ઇચ્છિત પરિણામ જ આવ્યું. યોગીને ભોજન આપ્યું અને તેણે તે બધું ખલાસ કરી થાળ તેને પાછો આપ્યો. હવે તે પાછી નદી ઓળંગવાની શરૂઆત કરતી હતી એટલામાં યોગીએ તેની પાસે આવીને કહ્યું: "માઈ! નદી પાર કરવા માટે તું 'સંકલ્પ' કર કે, 'હે પવિત્રે!' જે યોગીને હું ભોજન પહોંચાડી આવી તેણે જો

આ ક્ષણ સુધીમાં કદાપિ આહાર ન જ કર્યો હોય તો સામે તીર પહોંચવા માટે મને જગ્યા આપ !”

સંકલ્પ બરાબર કાર્ય–સાધક નિવડયો.

“પ્રિયતમ !” ઘેર આવતાવેંત જ પત્નીએ પતિને આશ્ચર્યસહ કહ્યું, “આપે કદાપિ કોઈ ચીજ કોઇ પાસે યાચી નથી, એ તો હું આપની સાથેના આટલાં બધાં વર્ષોના સહવાસથી ખાત્રીપૂર્વક જાણું છું અને તેથી આપે કહ્યા મુજબના સંકલ્પનું ઇચ્છિત પરિણામ આવેલું જોઇ મને કશું આશ્ચર્ય થવા પામ્યું નહિ. પણ યોગીરાજ તો મારા દેખતાં ત્રણ જણની રસોઇ આરોગી ગયા તે છતાં તે ક્ષણ સુધીમાં આખી જિંદગી–પર્યંત, કાંઇ જ આહાર કર્યો નથી એવો તેમનો દાવો કુદરતે કેમ સ્વીકાર્યો, તે બાબતમાં તો મને મોટું આશ્ચર્ય થાય છે.”

વણિક હસ્યો અને ‘યોગ્ય પ્રસંગે એ રહસ્ય આપોઆપ સમજાશે’ એમ કહી એ વાત પર પડદો નાખી આડકથામાં તેને ખેંચી ગયો.

બીજે દિવસે સરસ ગાનારી ચાર ખવાસણોને માત્ર એક ગીત ગાવા બદલ દરેકને સારી રકમ આપવાની ઠરાવી, પોતાની સાથે લઈ વણિક ઘેર આવ્યો અને પત્નીને કહેવા લાગ્યોઃ “પ્રિયે ! તને સંગીતનો બહુ શોખ હોવાથી તારા આનંદ ખાતર આજ તો હું સારું ગાનારી ચાર ખવાસણોને લઇ આવ્યો છું.”

"ત્યારે તો આજે રંગ જામશે"! પ્રસન્ન થયેલી પત્ની બોલી, "કયા ખંડમાં બેસવાનું રાખશું, પ્રિયતમ?"

"સબૂર!" કાંઈ ભૂલી જવાયેલી બાબત યાદ આવતી હોય એવો દેખાવ કરી વણિક બોલ્યો, "એક વખત મેં એક 'નિયમ' લીધો હતો તે હમણાં જ યાદ આવ્યો. ઠીક છે, એક પંથ ને દો કાજ થાય એવી ગોઠવણ કરશું. બેઠકના ઓરડામાં આ ચાર ખવાસણોને બેસાડીશું. ત્યાં બેઠાં બેઠાં તેઓ ગાશે અને ત્યાર બાદ એ સર્વમાં શ્રેષ્ઠ ગાયન કોનું તે નક્કી કરવાનું કામ તારુ."

યોજના પ્રમાણે સૌ પોતપોતાને સ્થાને ગોઠવાઈ ગયાં. ગીતની શરૂઆત થઈ. એટલામાં જળથી છલોછલ ભરેલી થાળી પત્નીના હાથમાં મૂકી પતિ બોલ્યો, "આ થાળી બરાબર પકડી રાખજે. ગીત સમાપ્ત થતાં સુધીમાં જો આમાંનું એક ટીપુ પણ નીચે પડવા પામશે તો મારા આદરેલા 'નિયમ'ને વફાદાર રહેવા ખાતર મારે તારો હંમેશને માટે ત્યાગ કરવો પડશે."

વણિક-પત્નીને ખાતરી હતી કે તેનો પતિ જે કાંઈ બોલે છે તે જ પ્રમાણે વર્તે છે; તેનાં મન-વચન-ક્રિયા હંમેશ એકબીજાને અનુષંગી જ હોય છે.

એક પછી એક એમ ચારે ખવાસણોનાં ઉત્તમ ગીતો ગવાઈ રહ્યાં, એટલે પતિએ પત્નીને ઉદ્દેશીને કહ્યું,

"સંગીતની સાક્ષાત્ મૂર્તિ ! હવે કહે કે આ ચાર પૈકી કોની કલા તને શ્રેષ્ઠ લાગી ?"

હાથમાંની થાળી પર જ જેની દૃષ્ટિ હજી ચોંટેલી હતી એવી તે સ્ત્રીએ જવાબ આપ્યો: "કૃપા કરી એક વાર આ થાળી મારા હાથમાંથી ઉઠાવી લ્યો."

પતિએ તેમ કર્યું.

"પ્રિયતમ !" તેણે કહ્યું, "મેં એક પણ ગીત સાંભળ્યું નથી. તો પછી અભિપ્રાય કેવી રીતે આપી શકું ?"

"શું ?" આશ્ચર્ય પામવાનો દેખાવ કરી પતિ બોલ્યો: "ચાર-ચાર દિવ્ય ગીતો લલકારથી ગવાયાં અને તેં કાંઈ જ સાંભળ્યું નહિ ? શું એકાએક તારા કાનોના પડદાને કાંઈ વિઘ્ન થયું અગર શું કોઈ જાદુ થયું ? જે ચીજનો તને જન્મથી શોખ છે તે ચીજ તારી સેવામાં હાજર થવા છતાં અને કાન ખુલ્લા હોવા છતાં તે કાંઈ જ સાંભળ્યું નથી એ માની જ કેમ શકાય ?"

"કાં તો હું જૂઠું બોલતી હોઉં," પત્નીએ કહ્યું, "અગર તો, મારી વૃત્તિ આ થાળીમાં સંપૂર્ણપણે લાગી હતી એ જ કારણ હોય."

"તું જૂઠું બોલે-અને તે પણ મારી સમક્ષ-એવી કલ્પના પણ મને થાય નહિ." પતિએ કહ્યું: "પણ તું જે વૃત્તિ બાબત બોલી તે વૃત્તિ કઈ બલા છે કે જે તને

તારા પ્રિયમાં પ્રિય ભોગથી પણ હટાવવાની હિંમત ધરાવે છે ? ”

“ વૃત્તિ શું ચીજ છે તે જાણવાની તો મને કદાપિ તક મળી નથી, મારા પ્રાણ ! ” પત્નીએ જવાબ આપ્યો. “ અને બલા તો આપે જ બોલાવી હતી ! એક ટીપું જળ પણ જો થાળીમાંથી નીચે પડે તો મારે તમને સદાને માટે ગુમાવવા પડે એવો નિશ્ચય તમે જાહેર કર્યો એ મને મૂર્તિમાન ભયરૂપ થઈ પડ્યો. નજર સામે યમદેવ ઊભા હોય ત્યારે શું મનુષ્યને ખાવું-પીવું-ગાવું-સાંભળવું-સ્પર્શવું-સૂંઘવું કાંઈ સૂઝે ? એ ભરપૂર થાળીમાંથી એક બિંદુ નીચે પડતાં હું આખી જિંદગી હારી જવાની છું એ બાબતનું મને એટલું દૃઢ ભાન હતું કે થાળીને છોડી મારી વૃત્તિ કોઈ પણ ચીજ તરફ જઈ શકે તેમ જ ન હતી. આખી સૃષ્ટિ તેટલા વખતને માટે અને મારા માટે તે થાળીમાં જ સમાઈ ગઈ હતી અથવા અદૃશ્ય થઈ હતી. જોવામાં, સાંભળવામાં, સ્પર્શવામાં, કલ્પવામાં આવતા સઘળા પદાર્થો અને ભાવો તેટલા વખતને માટે આ થાળીમાંના જળમાં, પ્રલયકાળના જળમાં જેમ પૃથ્વી ડૂબે છે તેમ ડૂબી ગયા હતા ! ”

“ શું કહે છે આ ? ” આશ્ચર્યનો દેખાવ ચાલુ રાખી પતિ બોલ્યો, “આજે તને કાંઈ દિવાનાપણું તો નથી થઈ આવ્યું ? એક મામૂલી જળબિંદુ ખાતર આખી દુનિયા ડૂબી

ગઈ ? આ તે તું અક્કલની વાત કરે છે કે બકવાદ જ કરે છે ?"

"હા, એક મામૂલી જળબિંદુ !" પત્ની બોલી. "પણ એ નાના સરખા જળબિંદુમાં મારા ઈશ્વરનો મહા નિશ્ચય સમાયેલો હતો, અને તે નિશ્ચયમાં મારી આખી જિંદગી સમાયેલી હતી ! એ નાનાસાં નાનું બિંદુ તો આખી દુનિયા કરતાં મહાન હતું ! આ કિંમત આંકવામાં અક્કલનો ગજ કામ લાગતો નથી. વીતે તે જાણે એ તો અનુભવનો વિષય છે, નાથ !"

"હાં ! એમ છે ત્યારે !" ગંભીર હાસ્યથી પતિ બોલ્યો. "આવી બાબતમાં અભિપ્રાય બાંધવાનો હક્ક 'અક્કલ'ને ન હોય અને અનુભવથી જ સમજી શકાય એવી તને પોતાને ખાતરી થઈ તે જાણી હું ઘણો જ ખુશ થયો. અને હવે કહેવામાં કાંઈ હરકત નથી કે, કાલે યોગીના શબ્દ પર તને શંકા થઈ અને તેં મને ખુલાસો પૂછ્યો ત્યારે ખુલાસો ન કરતાં મેં વાત ઉડાડી દીધી એનું કારણ પણ આ જ હતું."

તે વખતે હું તને હજાર રીતે દલીલ પર દલીલ કરી સમજાવત તો પણ તારું સમાધાન થવું શકય જ નહોતું; કારણ કે અનુભવ કર્યાથી જ ખાત્રી થાય એવા વિષયમાં બુદ્ધિના તર્કનો ઉપયોગ નિષ્ફળ છે. અને એટલા જ માટે મહાન શાસ્ત્રકારો અને સમર્થ ઉપદેશકો

બુદ્ધિના તર્કથી સમજાવવાને બદલે જિજ્ઞાસુને અમુક ક્રિયામાં ધકેલી દે છે, કે જે ક્રિયા એને ઇચ્છિત અનુભવ કરાવનારી થઈ પડે છે, અને તે વખતે થોડા ટાઇમમાં તે મહાન સત્ય સમજી જાય છે, કે જેને સમજાવવા સેંકડો શાસ્ત્રો અને હજારો વક્તાઓ નિષ્ફળ પરિશ્રમ લે છે.

તું જ હમણાં બોલી કે વૃત્તિ શું બલા છે તે તું શીખવાની તક પામી નથી, અને તે છતાં તેં હમણાં જે અનુભવ્યું તે પરથી સ્પષ્ટ દેખાય છે કે, તું વૃત્તિને ઓળખી ચૂકી છે અને વૃત્તિને નિવૃત્ત પણ કરી શકી છે, પછી ભલે તું શબ્દોથી કહી ન શકે તે જુદી વાત છે.

જો, સાંભળવું–ચાખવું–જોવું–વિચારવું એ સર્વ ક્રિયાઓ મનમાંથી ઉદ્ભવતી વૃત્તિની મદદ વગર થઈ જ શકતી નથી. કોઇનું મન જો દૃઢ નિદ્રામાં સૂતેલું હોય અગર એકાદ ચીજમાં સ્થિર થયું હોય તો તેની ઇન્દ્રિયો સાથે પદાર્થો ગમે તેટલો સંગ કરે, તોપણ તેને તેનું કાંઈ ભાન હોતું નથી. અને ભાન ન હોવું એટલે એ જ કે તે સંગનો 'કર્તા' તે નથી. ઇન્દ્રિયો તો 'સાધન' છે; 'સાધન'ને ખબર ન હોય કે તેઓ કોને સ્પર્શે છે.

જ્યારે મન ઇન્દ્રિયો પર સવાર થઈ ક્રિયા કરાવે ત્યારે જ માણસ કહે છે કે 'મેં' અમુક કર્યું. 'મેં' કર્યું એ જ ક્રિયાનું અભિમાન, ક્રિયાનો ભાર પોતાના માથે

ઉપાડવા રૂપ ગુલામીપણું. 'ગુલામ'ના નસીબમાં બોજો વહેવાનું અને ડંડા ખાવાનું જ સર્જાયેલું છે.

"દુનિયાના ત્રિવિધ તાપનું ગુપ્ત કારણ બીજે ક્યાંય શોધવાનું નથી, તે તો આ અભિમાનમાં ક્રિયાનો બોજો 'હું'ના ઉપર લેવાની પ્રકૃતિમાં—'હું' અને ક્રિયા વચ્ચે સાંકળ જોડવાની મૂર્ખાઈમાં જ રહેલું છે."

"મારા દેવ અને ગુરો!" પત્ની બોલી, "હવે હું બરાબર જોઈ શકું છું કે યોગી કુદરતે પ્રેરેલી ઇચ્છાથી અને નહિ કે પોતાની ઇચ્છાથી–નહિ કે લોલુપતાથી–આહાર કરે છે, અને આહાર કે કોઇ પણ આવશ્યક ક્રિયા કરતી વખતે તેનું મન તો ઈશ્વરમાં જ લીન હોય છે, તેથી 'હું' ખાઉં છું એવું એને અભિમાન નથી હોતું અને તેથી તે ખાતો જ નથી એમ કહેવું જ વાજબી છે.

તેવી જ રીતે "આપ કદાપિ યાચના કરતા નથી તે છતાં 'હું અયાચક છું' એવું અભિમાન આપમાં નથી તેથી જ આપની તે વિકટ ટેક અખંડ નભી શકે છે. આપનું મન ઈશ્વરમાં લીન હોઈ, જે–જે ક્રિયાઓ આપના શરીર દ્વારા થાય છે તે ઈશ્વર જ કરાવે છે અને ઈશ્વરને પોતાના કામ માટે કોઈની યાચના કરવાની જરૂર ન જ હોય; એ 'અયાચકપણું' ઈશ્વરનું છે, નહિ કે આપનું, એવી શ્રદ્ધા આપને અભિમાનનો સ્પર્શ થવા દેતી નથી."

"પણ તને શું નથી લાગતું કે યોગીને આહાર આપવા જતાં જે સંકલ્પ કરવાનું મેં તને કહ્યું હતું તે સંકલ્પ તો મારા અભિમાનનો જ પુરાવો હતો ?" પતિએ પત્નીના જ્ઞાનની માત્રા તપાસવા પૂછ્યું. "હરગિજ નહિ, મારા નાથ !" પત્નીએ જવાબ આપ્યો. "એ સંકલ્પમાં આપે કદાપિ યાચના કરી નથી એવા જે શબ્દો કહ્યા તે કાંઈ અભિમાનથી પ્રેરાયેલા ન હતા. એક પુરુષ વિશેષની આવશ્યકતા પૂરવાની જે પ્રેરણા આપને ઈશ્વરે જ કરી તે પ્રેરણાના એ શબ્દો હતા. એ શબ્દો કાંઈ સમાજ વચ્ચે ખેલ કરતા જાદુગરના નહોતા, જે પ્રાપ્તિ કે પૂજાના આશયથી ભક્તજનો સમક્ષ શેખાઈરૂપે બોલાતા કોઈ વેશધારીના નહોતા. એવી જ રીતે મને થાળી પકડી રાખવાનું કહી આપનો અમુક નિયમ હોવાનું જણાવ્યું તે પણ મને જ્ઞાન આપવાની સુંદર યોજના માત્ર હતી, વસ્તુતઃ એવો કાંઈ નિયમ આપે કર્યો ન હોય, અને તે છતાંએ પારમાર્થિક પ્રપંચનુ પણ આપને અભિમાન નથી તેથી આપનું એ કથન સાચ-જૂઠ બન્નેથી વિલક્ષણ જ ગણાય આહા ! મારા પ્રભો ! ભય બતાવીને તે દ્વારા જ સદાનો ભય ફેડવાની કલાના ઉસ્તાદ ! આપે એ થાળી પકડવાનો ખેલ ભલે આદર્યો ! એ થાળીએ તો મને શબ્દો અને શાસ્ત્રો ન શીખવી શકે એવો સાક્ષાત્કાર કરાવ્યો છે. અનાદિ-અંત વગરની ચક્રાકાર ગોળ થાળીએ તો મને આદિ-અંત-રહિત સત્ય પદાર્થની ઝાંખી કરાવી છે. એ

થાળીમાંનું જળ કે જે યુવાન નર–નારીઓનું ક્રીડાસાહિત્ય છે તેમાં આપ રસિકવરે મને એક કલાક સુધી એવી અનોખી ક્રીડા કરાવી છે કે જે ક્રીડાએ મને આપનાથી સાયુજ્યતા કરી આપી છે. હવે તો હે–”

તેને આગળ બોલતાં અટકાવી પતિ બોલ્યો, “એ સાયુજ્યતામાં જ ‘પતિ અને પત્ની’, ‘હું’ અને ‘તું’, ‘આજ્ઞા’ અને ‘અમલ’ એ સર્વ દ્વંદ્વોને એકરસ થઈ જવા દે! એ ભાવો જે હૃદયોમાં ઉદ્ભવતા હતા તે હૃદયોને એકરૂપ થઈ જવા દે કે જેથી હમણાં મેળવેલો અમૂલ્ય સાક્ષાત્કાર અન્ય ભાવો અને શબ્દોના ક્ષેત્રમાં વહી મેલો અને ફીક્કો અને નીરસ થવા ન પામે!”

અને ત્યારથી ‘પતિ’ અને ‘પત્ની’ એ શબ્દો, એક-બીજાને ભેટી, ‘દંપતી’ એવા એક જ સ્વરૂપમાં જીવન ગુજારતા બન્યા છે!

ઉપરના દૃષ્ટાંત પર હે વાચક બંધુ! તું જેમ–જેમ મનન–ચિંતન કરીશ તેમ–તેમ કર્મયોગનું રહસ્ય ખુલ્લું થતું જશે. તે તારા પર છોડું છું. વાસ્તવમાં અહંકાર ત્યાગવાનો છે. અહંકાર જ બૂરી ચીજ છે તે નીચેના દૃષ્ટાંતથી સ્પષ્ટ થશે.

એક વ્યક્તિ માનવ–લોકની યાત્રા પૂરી કરીને નરકમાં ગઈ. તેણે યમરાજને ઘણી–ઘણી વિનંતી ત્યાંથી છૂટવા માટે

કરી. ત્યારે ચિત્રગુપ્તે તેનો ચોપડો જોયો; તો તે વ્યક્તિએ પોતાના જીવનમાં ફક્ત એક ગાજરનું દાન કરેલ.

એટલું સત્કર્મ કરેલ તે તેને અત્યારે કામ આવ્યું. ગાજરને પકડી તે ઊંચે સ્વર્ગ તરફ જવા લાગ્યો. બિલકુલ સ્વર્ગની નજીક પહોંચી ગયો. ત્યાં તેણે પાછળ ફરીને જોયું તો તેની પાછળ અસંખ્ય નારકીય જીવો સ્વર્ગમાં આવી રહ્યા હતા. જીવાત્માનો જે અનાદિકાલીન સ્વભાવ છે, તેને વશ થઈને એ વ્યક્તિથી સ્વાભાવિક જ બોલાઈ જવાયું, "મેં દાન આપ્યું છે તો આ બધા સ્વર્ગમાં કેમ આવે છે?" બસ પૂરું વાક્ય તો બોલાયું જ નહિ, ફક્ત 'મેંકાર' આવ્યો કે બધા જ નીચે પડી ગયા અને ઘણો કાળ નરક–યાતના ભોગવી.

કહેવાનો મતલબ એ છે કે 'હું' અને 'મારુ' આ જ દુઃખદાતા બને છે.

કર્મયોગ કહે છે કે તે બન્નેને ત્યાગીને સત્કર્મો કરો. જેમ મદારી સર્પના બે ઝેરી દાંતને કાઢી લે છે પછી સર્પ તરફનો ભય રહેતો નથી તે જ ન્યાયે 'હું' અને 'મારું' બન્ને છોડીને કર્મ કરનાર નિર્ભય થાય છે.

એક સજ્જન પાસે એક માનવી આવીને કહેવા લાગ્યો કે "મારી સ્ત્રી ઘણી જ બીમાર છે. કંઈક સહાયતા કરો." તે ભાઈએ તેને મદદ કરી. વળી થોડા દિવસ

પછી આવ્યો અને કહેવા લાગ્યો, "બીમારી વધી છે, થોડી વધારે મદદ કરો." તે સજ્જને આનાકાની કર્યા સિવાય ફરી મદદ કરી.

વળી થોડા દિવસ પછી પાછો તે આવ્યો અને કહેવા લાગ્યો કે, "મારી સ્ત્રીએ બાળકને જન્મ આપ્યો છે, થોડી મદદ કરો." તો પણ તે સજ્જને કંઈ પણ બોલ્યા સિવાય પૈસા આપ્યા.

વળી થોડા દિવસ બાદ તે આવ્યો. "મારી સ્ત્રી મૃત્યુ પામી છે. તેની અંત્યેષ્ટિ–ક્રિયા કરવાની છે માટે મદદ કરો." તો વળી પૈસા આપ્યા. ત્યાર બાદ તે વ્યક્તિ ફરી આવ્યો અને કહેવા લાગ્યો "મારે મારા ગામ જવું છે, ગાડી–ભાડું આપો."

તે માગતો જાય અને સજ્જન આપતો જાય. તેના મિત્રે કહ્યું કે "આ તો કોઈ ઠગ દેખાય છે." તે સજ્જને કહ્યું, "હું પહેલાંથી જ જાણું છું કે નથી સ્ત્રી માંદી, ન પ્રસૂતિ થઈ, ન મૃત્યુ થયું છે. પણ તે મારા સન્મુખ આવ્યો ત્યારે મારા મનમાં આવ્યું કે આનું ઋણ પૂર્વનું છે તે માંગવા આવેલ છે તે મારે ચૂકવવું જોઈએ."

તે સજ્જનના મનમાં ન હતું કે હું ઉપકાર કરું છું કે નહોતું મારું કલ્યાણ કરું છું. ફક્ત ઋણાનુબંધ ચૂકતે કરવાની ભાવના હતી.

દર અસલમાં આ સંસારમાં આપણે સર્વે પોતપોતાનાં કર્જ ચૂકવવા માટે જ આવેલા છીએ અને તેના યોગે સંયોગો મળે છે. કર્મયોગનું આ ઉદાત્ત દૃષ્ટાંત છે.

શ્રાવકનાં વ્રતો, દાન, સેવા, શીલ, ભાવના, વંદન, સ્વાધ્યાય, બાહ્ય, આભ્યંતર તપ વગેરેનો સમાવેશ કર્મ-યોગમાં થાય છે. એ બધાં ધાર્મિક અનુષ્ઠાનો સ્વાર્થભાવથી પર થવા માટે જ પ્રભુ મહાવીરદેવે ભવ્ય જીવોના કલ્યાણ અર્થે જ બતાવેલ છે.

**ધાર્મિક અનુષ્ઠાન—કર્મ માત્ર અહંભાવને ક્રમશઃ ઘટાડતાં-ઘટાડતાં બિલકુલ નષ્ટ કરવા માટેનાં સાધનો છે.** સાધનો માત્ર સાધ્યની સિદ્ધિ અર્થે જ પ્રભુ મહાવીર-દેવે બતાવેલ છે.

આત્મતત્ત્વ જે અનાદિથી ભ્રાન્તિવશ ભુલાયેલ છે તેને પ્રગટ કરવા, આત્મપ્રભુને પ્રાપ્ત કરવા, ભ્રાન્તિને નષ્ટ કરવા, ખોટા અહંને બદલે સાચા અહં—આત્માનો પ્રાદુર્ભાવ કરવો, એ જ સાધ્ય છે.

કર્મ બે પ્રકારનાં છેઃ સત્ કર્મ અને અસત્ કર્મ. કર્મ સત્ છે કે અસત્ તેનું પરીક્ષણ—માપદંડ એ છે કે જે કર્મ દ્વારા આત્મવિકાસ થાય, જડ ભાવથી મુક્ત થવાય, ચૈતન્યની જ્ઞાનશક્તિનો પ્રકાશ થાય, આત્મા કર્મ-બંધનથી મુક્ત થાય તે સત્ કર્મ છે. તેનાથી વિપરીત જડભાવ વધે અને આત્મા બંધનને પામે તે કર્મ અસત્

છે, એમ જાણવું. આસક્તિથી પર થયા વિના આત્મ-લાભ થાય નહિ. માટે જ દરેક કર્મ નિરાસક્ત ભાવે-સ્વાર્થરહિતપણે કરતાં જ સાધ્યની સિદ્ધિ થાય છે.

## પ્રકરણ ૫

# અષ્ટાંગ યોગ–યમ અને નિયમ

યોગવિદ્યા એક સંપૂર્ણ વિજ્ઞાન છે. યોગાભ્યાસથી અંતઃકરણમાં રજસ, તમસ ભાવો દૂર થતાં ચિત્તનો નિરોધ થઈ સમાધિની પ્રાપ્તિ થાય છે, જેથી ઋતંભરા પ્રજ્ઞાની પ્રાપ્તિ થાય છે અને અંતે અસંપ્રજ્ઞાત નામની શ્રેષ્ઠ પ્રકારની સમાધિ પ્રાપ્ત થતાં સાધક યોગીને નિરાવરણ આત્મદર્શન થાય છે, પરમાનંદનો અનુભવ થાય છે. એટલું નિર્વિવાદ છે કે શરીર, મન અને પ્રાણ એ જીવનનાં ત્રણ મુખ્ય કરણો છે અને આ ત્રણે ઉપર જ્યાં સુધી પૂરો કાબૂ પ્રાપ્ત થાય નહીં ત્યાં સુધી પ્રજ્ઞાની ઉપલબ્ધિ તથા આત્મ–સ્થિરતા પ્રાપ્ત થતી નથી.

આ હેતુને લક્ષમાં લઈ યોગ–દર્શનકારે શરીર, મન, પ્રાણ આદિની શુદ્ધિ માટે આઠ પ્રકારનાં સાધનોનો નિર્દેશ કર્યો છે. સમાધિ પ્રાપ્ત કરવાનાં મુખ્ય આઠ અંગો છે: ૧. યમ, ૨. નિયમ, ૩. આસન, ૪. પ્રાણાયામ, ૫. પ્રત્યાહાર, ૬. ધારણા, ૭. ધ્યાન, ૮. સમાધિ. પ્રથમનાં પાંચ

અંગોને બહિરંગ સાધન કહે છે. બાકીનાં ત્રણ ધારણા, ધ્યાન, સમાધિને અંતરંગ સાધન કહે છે.

જૈન–જૈનતર યોગશાસ્ત્રોમાં યોગનાં આઠ અંગ બતાવેલા છે. પાતંજલ યોગસૂત્ર; અધ્યાય ૨, સૂત્ર ૨૯માં યોગનાં આઠ અંગ બતાવેલ છે. યોગનિષ્ઠ આચાર્ય પ્રવર શ્રીમદ્ બુદ્ધિસાગર મહારાજશ્રીએ યોગદીપક-યોગ-સમાધિમાં પણ યોગનાં આઠ અંગનું વર્ણન કર્યું છે. શ્રીમાન્ આચાર્ય હેમચંદ્રસૂરીએ પણ પોતાના યોગ–શાસ્ત્રમાં આઠ અંગનુ વર્ણન કરેલ છે. તત્ત્વાનુશાસનમાં ધર્મ–ધ્યાનમાં આઠ અંગોનું વર્ણન છે. યોગનાં આઠ અંગમાં પહેલું અંગ યમ છે.

દરેક દર્શનકારોએ યમનું અનેકવિધ વર્ણન કર્યું છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ યમ કહેવાય છે. પ્રથમ અભ્યાસમાં યમની અત્યંત આવશ્યકતા છે. યમ વિના મનુષ્ય ઉચ્ચ કોટી પર ચઢી શકતો નથી. નાસ્તિકો પણ નીતિ–ધર્મના નામથી આ પાંચ પ્રકારના યમનો સ્વીકાર કરે છે. યમોના પાલનથી બાહ્ય અને આંતરિક શુદ્ધિ થાય છે.

યમ એ યોગનું પ્રથમ પગથિયું છે. જ્ઞાનનું ફળ પણ એ છે કે—આવા પ્રકારનો યમ ધારણ કરવો. શ્રી તીર્થંકર ભગવાન પણ ત્રણ જ્ઞાનના ધણી હોવા છતાં ભાગવતી દીક્ષા અંગીકાર કરે છે, અને યમોનું પાલન કરે છે. યમની મહત્તા અપૂર્વ છે. જે ધર્મવાળાઓ યમને

માનતા નથી, તેઓનો ધર્મ દુનિયામાં ટકતો નથી. યમોનું પ્રતિપાલન કરતાં મનુષ્યો નિયમોને પાળવા સમર્થ બને છે.

પાતંજલ યોગસૂત્રમાં અધ્યાય ૨, સૂત્ર ૩૧ માં લખેલ છે કે–"આ બધાં સાધન જેવાં કે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ દરેક સાધકે જાતિ, દેશ, કાળ અને અવસ્થાનો વિચાર કર્યા વગર સર્વદા પાલન કરવા યોગ્ય છે; તેથી જ તે 'મહાવ્રત' એવા નામથી ઓળખાય છે."

જ્યારે જૈનદર્શનમાં મહાવ્રત અને અણુવ્રત એમ બે ભેદ કરેલ છે. સંસાર–ત્યાગી મુનિઓ પંચ મહાવ્રતનું પાલન કરે છે. ગૃહસ્થ સાધક અણુવ્રતોનું પાલન કરે છે. એથી સાગારી ધર્મ અને અણગારી ધર્મ એવા બે ભેદ ધર્મના છે. આગળ આપણે મુનિના પંચ મહાવ્રતો વગેરેનું વર્ણન કરશું.

મોક્ષનું મૂળ કારણ જે છે તે જ યોગ કહેવાય છે. એ વ્યાખ્યાનુસાર રત્નત્રય જ યોગ છે. એ નિશ્ચય, વ્યવહાર એમ બે પ્રકારે કહેલ છે. એમાં પોતાના આત્મસ્વરૂપનું શ્રદ્ધાન, સ્વરૂપનું જ્ઞાન અને સ્વરૂપનું જ આચરણ એ નિશ્ચય–રત્નત્રય છે, એનું બીજું નામ અભેદ રત્નત્રય પણ છે. અને દેવ, ગુરુ, અને ધર્મની શ્રદ્ધા, નવ તત્ત્વોની શ્રદ્ધા, આગમનું જ્ઞાન તથા સંયમ–ભાવ એ વ્યવહાર–રત્નત્રય છે, એનું બીજું નામ ભેદ–રત્નત્રય[1]

૧. સમ્યક્ જ્ઞાન દર્શન, ચારિત્ર.

છે. એમાં ભેદ–રત્નત્રય તો સાધન છે અને અભેદ–રત્નત્રય સાધ્ય છે.

**વ્યવહાર–સમ્યગ્જ્ઞાનનું સ્વરૂપ.**

જીવ, અજીવ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ સાત તત્ત્વ છે. પુણ્ય અને પાપને, જુદાં ગણવાથી નવ તત્ત્વ પણ કહેવાય છે. એ તત્ત્વોના વાસ્તવિક સ્વરૂપનું સંક્ષેપમાં અથવા વિસ્તારથી જ્ઞાન પ્રાપ્ત કરવું–સમ્યગ્જ્ઞાન છે, એમ જ્ઞાની જનોએ કહ્યું છે, અને પોતાના સ્વરૂપનો બોધ થવો તે નિશ્ચય–જ્ઞાન છે.

**સમ્યગ્દર્શનનું સ્વરૂપ.**

વીતરાગ ભગવાન દ્વારા પ્રરૂપિત તત્ત્વો પર રુચિ થવી તે વ્યવહાર–સમ્યગ્દર્શન, નિશ્ચય–સમ્યક્ત્વના બે પ્રકાર છે—૧. નિસર્ગથી (સ્વભાવથી) ૨. અધિગમથી (ગુરુના ઉપદેશથી).

નોંધ—સંસારી જીવ અનાદિ કાળથી ભવભ્રમણ કરી રહ્યો છે અને વિવિધ વેદનાઓ તથા વ્યથાઓ સહન કરી રહેલ છે. જેમ કોઈ નદીના જળ–પ્રવાહમાં પડેલ પાષાણનો ટુકડો વહેતો–વહેતો અને અનેક પથ્થરોની સાથે અથડાતો–કુટાતો અકસ્માત ગોલ–મટોલ થઈ જાય છે, એ પ્રકાર ભવ–ભ્રમણ કરતાં થકા જીવ કદાચિત્ એવી સ્થિતિમાં આવી જાય છે કે એનાં કર્મોની સ્થિતિ અન્તઃકોડાકોડી સાગરોપમની શેષ રહી જાય છે. આ સ્થિતિ પ્રાપ્ત થવાથી તે જીવ રાગ–દ્વેષની અનાદિ-કાલીન દુર્ભેદ ગ્રન્થિને ભેદવા માટે ઉદ્યત થાય છે. એને

યથા-પ્રવૃત્તિકરણ કહે છે. એ સમયે જો રાગ-દ્વેષની તીવ્રતા થઈ જાય છે તો કિનારે આવેલ જીવ પણ ફરી મઝધારમાં ડૂબી જાય છે. પરંતુ જે ભવ્ય આત્મા યથા-પ્રવૃત્તિકરણને પ્રાપ્ત કરીને આત્માના વીર્યને પ્રસ્ફુટિત (વિશેષ પ્રકારે પ્રગટ) કરે છે, તે કર્મોની ઉક્ત સ્થિતિને કંઈક વધારે ઓછી કરીને અપૂર્વકરણને પ્રાપ્ત કરે છે. અપૂર્વકરણ પશ્ચાત્ એ દુર્ભેદ ગ્રન્થિનું ભેદન થાય છે, અને અનિવૃત્તિકરણ દ્વારા સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે. એ પ્રક્રિયાથી ઉત્પન્ન થયેલ નિસર્ગ-સમ્યગ્દર્શન કહેવાય છે. ગુરુના ઉપદેશના નિમિત્તે જે સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે, તે અધિગમ-સમ્યગ્દર્શન કહેવાય છે. નિસર્ગ અને અધિગમ—બંને પ્રકારના સમ્યગ્દર્શનમાં અંતરંગ કારણ અનંતાનુબંધી ચતુષ્ક અને દર્શન મોહનીયનો ઉપશમ, ક્ષય કે ક્ષયોપશમ સમાન છે. પરંતુ, બાહ્ય-નિમિત્ત-કારણ જુદાં છે. બાહ્ય નિમિત્તોની ભિન્નતાને કારણે જ સમ્યગ્દર્શનના બે ભેદ કરેલ છે. એ નિશ્ચય-સમ્યગ્દર્શન છે.

**વ્યવહાર-સમ્યગ્દર્શન.**

સાચા દેવને દેવ જાણવા, સાચા ગુરુને ગુરુ માનવા અને સાચા ધર્મમાં ધર્મબુદ્ધિ હોવી-એ સમ્યક્ત્વ કહેવાય છે. મિથ્યાત્વનું સ્વરૂપ—કુદેવને દેવ માનવા, કુગુરુને ગુરુ માનવા અને કુધર્મને ધર્મ માનવો—એ મિથ્યાત્વ છે, કેમકે એ પ્રકારની માન્યતા વાસ્તવિકતાથી વિપરીત છે.

નોંધ—જે વસ્તુ જેવી છે, એને એ રૂપે માનવી, વસ્તુના

વાસ્તવિક સ્વરૂપ પર શ્રદ્ધા કરવી 'સમ્યક્ત્વ' છે અને અયથાર્થ સ્વરૂપનું શ્રદ્ધાન 'મિથ્યાત્વ' છે.

દેવનાં લક્ષણ—જે સર્વજ્ઞ હોય, રાગદ્વેષ આદિ આત્મિક વિકારોને જેણે પૂર્ણ રૂપથી જીતી લીધા હોય, જે ત્રણ જગત દ્વારા પૂજ્ય હોય અને જે યથાર્થ વસ્તુ-સ્વરૂપના પ્રતિપાદક હોય, એવા અરિહંત ભગવાન જ સાચા દેવ છે.

નોંધ—ચાર અતિશય સાચા દેવત્વની કસોટી છે. તે ચાર અતિશય જેમાં હોય તે જ સાચા દેવ છે. તે અતિશય નીચે લખ્યા પ્રમાણે છે—(૧) જ્ઞાનાતિશય-કેવળજ્ઞાન (૨) અપાયાપગમાતિશય-વીતરાગતા, રાગાદિ સમસ્ત દોષોનો નાશ (૩) પૂજાતિશય-સુરેન્દ્રો, અસુરેન્દ્રો અને નરેન્દ્રો આદિ દ્વારા પૂજ્ય હોય. (૪) વચનાતિશય-યથાર્થવાદિત્વ. એ ચાર અતિશય અરિહંત* દેવમાં જ હોય છે. તેથી તે જ સાચા દેવ છે.

## દેવોપાસનાની પ્રેરણા.

અરિહંત પરમાત્મા જ ધ્યાન કરવા યોગ્ય છે. તેની જ ઉપાસના કરવા યોગ્ય છે. એનું જ શરણ ગ્રહણ કરવું જોઇએ. જો તમારામાં વિવેક છે—તો અરિહંત પ્રભુના શાસન-આદેશનો સ્વીકાર કરો.

## સુગુરુનાં લક્ષણ.

પંચમહાવ્રતધારી, પાંચ સુમતિ, ત્રણ ગુપ્તિના ધારક, પરિષહ, (કર્મકૃતદુઃખકષ્ટ), ઉપસર્ગ (અન્ય દ્વારા કષ્ટ,

---

* નોંધ—અરિ-કર્મરૂપશત્રુ હંત-હણનાર. દ્રવ્ય ભાવ રૂપી કર્મને હણનાર.

દુઃખ થવું) સમભાવે સહન કરનાર, ભિક્ષાજીવી, સદા સમભાવમાં રહેવાવાળા અને ધર્મોપદેશના દાતા આદિ ગુણયુક્ત 'ગુરુ' કહેવાય છે.

નોંધ—સાધુઓના ગુણો હોવા છતાં જે ધર્મોપદેશક હોય છે તે જ ગુરુ કહેવાય છે.

**સત્ય ધર્મનાં લક્ષણ.**

દુર્ગતિમાં જતા જીવને બચાવે તે ધર્મ કહેવાય છે. સર્વજ્ઞ દ્વારા કથિત, સંયમાદિના ભેદથી દશ પ્રકારનો ધર્મ જ મોક્ષ પ્રદાન કરે છે.

નોંધ—સંસારમાં બે પ્રકારનો મત છે—(૧) સર્વજ્ઞવાદી, અને (૨) અસર્વજ્ઞવાદી. જે મત કોઈ ને કોઈ આત્માને સર્વજ્ઞ માને છે, તે 'સર્વજ્ઞવાદી' કહેવાય છે. જે સર્વજ્ઞ બનવું અસંભવ માને છે, તે 'અસર્વજ્ઞવાદી' કહેવાય છે. સર્વજ્ઞવાદી પોતાના આગમો (શાસ્ત્રો)ને સર્વજ્ઞોપદેશમૂલક માનીને પ્રમાણભૂત માની લે છે, પરંતુ અસર્વજ્ઞવાદી મત એવો હોતો નથી. એને પૂછવામાં આવે કે તમારા મતમાં કોઈ સર્વજ્ઞ તો થઈ શકતા નથી. તો તમારા આગમનો પ્રમાણભૂત આધાર શું છે? તમારા આગમ સર્વજ્ઞકૃત નથી, તો એને કેવી રીતે પ્રમાણભૂત માનવામાં આવે? ત્યારે તે કહે છે—અમારા આગમ અપૌરુષેય છે. કોઈ પણ પુરુષ દ્વારા એની રચના કરવામાં આવી નથી. તે અનાદિ કાલથી એમ જ ચાલ્યા

આવે છે. અહીંયાં શાસ્ત્રકારે એ અસર્વજ્ઞવાદીઓના એ અપૌરુષેયવાદનું નિરાકરણ કર્યું છે. શાસ્ત્ર માત્ર વર્ણાત્મક હોય છે અને વર્ણોની ઉત્પત્તિ કંઠ, તાલુ આદિ સ્થાનોથી તથા પુરુષના પ્રયત્નથી થાય છે. ક્યારે કોઈ શબ્દો પુરુષના પ્રયત્નના અભાવમાં આપોઆપ ગૂંજતા હોય એમ સાંભળ્યું નથી. એવી સ્થિતિમાં અપૌરુષેય શબ્દોની કલ્પના કરવી મિથ્યા છે. કોઇ પણ આગમ અપૌરુષેય થઈ શકતા નથી. તર્કથી આગમને અપૌરુષેય માની લેવામાં આવે તોપણ એની પ્રમાણતા સિદ્ધ થતી નથી. વચનની પ્રમાણતા વક્તાની પ્રમાણતા પર નિર્ભર છે. જ્યારે વક્તા આપ્ત-પ્રમાણિક હોય છે, ત્યારે જ એનું વચન પ્રમાણભૂત માનવામાં આવે છે. અપૌરુષેય આગમના વક્તા કોઈ આપ્ત પુરુષ નથી, તો એને પ્રમાણભૂત પણ કેવી રીતે માની શકાય.

કુદેવનાં લક્ષણ.

જે રાગનું ચિહ્ન-સ્ત્રીથી યુક્ત છે, દ્વેષનું ચિહ્ન-શસ્ત્રથી જે યુક્ત છે અને મોહ-ગ્રસ્ત છે, કોઇને શાપ આપનાર અને કોઇને વરદાન આપનાર છે, એવા મોહ, રાગ, દ્વેષયુક્ત દેવની ભક્તિ-ઉપાસના કરવાથી મુક્તિ પ્રાપ્ત થતી નથી.

કુગુરુનાં લક્ષણ.

જે આરંભ, પરિગ્રહમાં આસક્ત અને મોહ, મમત્વ

ભાવથી ગ્રસ્ત હોવાથી સંસાર-સાગરમાં ડૂબેલા છે, એવા ગુરુ ન તો પોતે તરે છે અને ન બીજાને તારી શકે છે.

**કુધર્મનાં લક્ષણ.**

મિથ્યા-દૃષ્ટિઓ દ્વારા પ્રવર્તિત અને હિંસા આદિ દોષોથી કલુષિત ધર્મ, 'ધર્મ'ના નામથી પ્રસિદ્ધ હોવા છતાં પણ સંસારથી તારનાર બનતો નથી પણ પરિભ્રમણના હેતુરૂપ જ બને છે.

સમ્યગ્દર્શન મોક્ષમાર્ગની પહેલી સીડી છે. એના અભાવમાં ન સમ્યગ્જ્ઞાન થાય છે અને ન સમ્યક્ચારિત્ર પણ હોઇ શકે. જિનેન્દ્ર (રાગ, દ્વેષને જેણે જીતી લીધા છે તે) ભગવાન-કથિત તત્ત્વો પર રુચિ અથવા શ્રદ્ધા પ્રતીતિ થવી તે સમ્યગ્દર્શન, તત્ત્વોને જાણવાં તે સમ્યગ્જ્ઞાન, અને પાપક્રિયાઓથી નિવૃત્ત થવું તે સમ્યક્ચારિત્ર છે. સમ્યક્ત્વનાં લક્ષણ-શમ, સંવેગ, નિર્વેદ; અનુકમ્પા અને આસ્તિકતા-એ પાંચ લક્ષણોથી સારી રીતે સમ્યક્ત્વનો પરિચય થાય છે.

નોંધ—સમ્યક્ત્વ એ આત્માનો એક શુભ પરિણામ (ભાવ) છે. તે ઇન્દ્રિયગોચર નથી-તથાપિ શમ, સંવેગ આદિ લક્ષણોથી એનું અનુમાન કરી શકાય છે. શમ વગેરેનો અર્થ આ પ્રકારે છે—

(૧) શમ—કષાયોનું ઉપશાંત થવું, મંદ થવું.

(૨) સંવેગ—મોક્ષની અભિલાષા થવી. સમ્યગ્દૃષ્ટિ

જીવો નરેન્દ્રો અને સુરેન્દ્રોના સુખને દુઃખ રૂપ માને છે. તે આત્મિક સુખ સિવાય બીજા સુખની ઇચ્છા કરતા નથી.

(૩) નિર્વેદ—સંસાર પ્રત્યે વિરક્તિ—વૈરાગ્ય ભાવ થવો.

(૪) અનુકમ્પા—વિના ભેદભાવથી દુઃખી જીવોના દુઃખને દૂર કરવાની ભાવના થવી. આપણા, પરાયાનો ભેદભાવ ન કરતાં પ્રાણી માત્રના દુઃખને દૂર કરવાની ભાવના થવી તે અનુકમ્પા છે. અનુકમ્પાના બે ભેદ છે—દ્રવ્યાનુકમ્પા અને ભાવાનુકમ્પા. છતી શક્તિએ દુઃખીનાં દુઃખને દૂર કરવાનો પ્રયત્ન કરવો એ 'દ્રવ્યાનુકમ્પા' છે અને હૃદયમાં દુઃખીને દેખી કરુણાભાવ, આર્દ્ર ભાવ ઉત્પન્ન થવો એ 'ભાવાનુકમ્પા' છે.

(૫) આસ્તિકતા—સર્વજ્ઞ વીતરાગ દ્વારા ઉપદિષ્ટ તત્ત્વો પર દૃઢ શ્રદ્ધા હોવી.

**સમ્યક્ત્વનાં પાંચ ભૂષણ.**

(૧) જૈન શાસનમાં સ્થિરતા, (૨) જિન શાસનની પ્રભાવના, (૩) જિન શાસનની ભક્તિ, (૪) જિન શાસનમાં કુશલતા, (૫) ચતુર્વિધ તીર્થ—સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાની સેવા. એ પાંચ સદ્ગુણો સમ્યક્ત્વના ભૂષણરૂપ છે, અથવા સમ્યક્ત્વ તેનાથી શોભે છે.

**સમ્યક્ત્વનાં પાંચ દૂષણ.**

(૧) શંકા—વીતરાગના વચનમાં સંદેહ કરવો તે 'શંકા—દોષ' છે. શંકા બે પ્રકારની છે.—'સર્વ—વિષય' અને

'દેશ-વિષય.' 'ધર્મ છે કે નથી ?' એ પ્રકારની શંકાને 'સર્વ-વિષય' શંકા કહે છે. કોઈ વસ્તુ વિશેષ વા કોઈ વિશેષ ધર્મમાં સંશય થવો 'દેશ-વિષય' શંકા છે, જેમ કે—'આત્મા છે, પણ તે સર્વવ્યાપી છે, કે અણુપરિણામી છે યા દેહપરિણામી ?'

(૨) કાંક્ષા—અન્ય દર્શનોને ગ્રહણ કરવાની ઇચ્છા 'કાક્ષાદોષ' કહેવાય છે. એના શંકાની જેમ બે ભેદ છે.

(૩) ધર્મના ફળમાં અવિશ્વાસ કરવો 'વિચિકિત્સા' છે. મુનિઓનાં મલિન વસ્ત્રાદિને દેખી ઘૃણા કરવી એ પણ વિચિકિત્સા છે.

(૪) મિથ્યાદૃષ્ટિઓની પ્રશંસા કરવી એ 'મિથ્યા-દૃષ્ટિ-પ્રશંસા' દોષ કહેવાય છે.

(૫) મિથ્યાદૃષ્ટિઓની સાથે નિરંતર નિવાસ કરવો, વાર્તાલાપ કરવો, ઘનિષ્ઠ પરિચય કરવો, એ 'મિથ્યાદૃષ્ટિ સંસ્તવ' દોષ છે. એમ કરવાથી, સમ્યક્ત્વ દૂષિત થવાની સંભાવના રહે છે. એથી એ 'સમ્યક્ત્વ'ના દોષ છે. જેમ સમ્યક્ત્વ બે પ્રકારનું વ્યવહાર અને નિશ્ચય છે તેમ જ ચારિત્ર પણ બે પ્રકારે વ્યવહાર અને નિશ્ચય જાણવું. વ્યવહાર-સમ્યક્ત્વ સાથે વ્યવહાર-ચારિત્ર અને નિશ્ચય-સમ્યક્ત્વ સાથે નિશ્ચય-ચારિત્રનો સંબંધ છે. તેમ છતાં બન્ને ભિન્ન નહિ પણ એકબીજાના પૂરક છે. વ્યવહાર સાધન છે અને નિશ્ચય સાધ્ય છે. સાધનો દ્વારા જ સાધ્યની સિદ્ધિ પ્રાપ્ત કરવાની છે તે સાધકે બરાબર

ધ્યાનમાં રાખવાનું છે. પ્રભુનો માર્ગ સ્યાદ્વાદ છે તેને બરાબર સમજીને જ સાધકે સાધના કરવી જોઈએ.

**સમ્યક્-ચારિત્રનું સ્વરૂપ—**

સર્વ પ્રકારના સાવદ્ય (પાપમય) યોગોનો ત્યાગ કરવો એને સમ્યક્ ચારિત્ર કહેવાય છે. અહિંસા આદિ મહાવ્રતોના ભેદથી તે પાંચ પ્રકારે છે. મહાવ્રતોના ભેદ—મહાવ્રત રૂપ ચારિત્રના પાંચ ભેદો છે—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ. એ પાંચે પાંચ-પાંચ ભાવનાઓથી યુક્ત થઈને મોક્ષનું કારણ થાય છે.

**(૧) અહિંસા મહાવ્રત—**

બે પ્રકારના જીવોને જૈન દર્શન સ્વીકારે છે : ત્રસ અને સ્થાવર. જે ગમનાગમન કરી શકે તે ત્રસ. જે સ્થિર રહે તે સ્થાવર. સ્થાવરના પાંચ ભેદ—પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિકાય. ત્રસકાય બેન્દ્રિય, તેન્દ્રિય, ચૌરેન્દ્રિય, પંચેન્દ્રિય, એ ત્રસ, સ્થાવર જીવોને મનથી, વચનથી, કાયાથી, સર્વથા હણવા નહિ, હણાવવા નહિ અને હનન કરતાંને અનુમોદના (ભલું જાણવું) કરવી નહિ એ ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કરનાર સાધુ મુનિરાજ અહિંસા મહાવ્રતના ધારી હોય છે.

**(૨) સત્ય મહાવ્રત—**

સર્વથા અસત્ય બોલવું નહિ, બોલાવવું નહિ, બોલનારને ભલું જાણવું નહિ. મનથી, વચનથી, કાયાથી; એ સત્ય મહાવ્રત છે. તેના પાલણહાર મુનિરાજો હોય છે.

## (૩) અસ્તેય મહાવ્રત—

સ્વામીની આજ્ઞા સિવાય કોઈ વસ્તુ લેવી નહિ. સર્વથા ચૌર્ય-કર્મ કરવું નહિ, કરાવવું નહિ, કરતાને ભલું જાણવું નહિ, મનથી, વચનથી, કાયાથી, તે અસ્તેય મહાવ્રત છે. તેના પાલણહાર મુનિરાજ હોય છે.

## (૪) બ્રહ્મચર્ય મહાવ્રત—

મનથી, વચનથી, કાયાથી બ્રહ્મચર્યવ્રતનું સર્વથા પ્રકારે પાલન કરવું, કરાવવું, કરતાને ભલું જાણવું તે બ્રહ્મચર્ય મહાવ્રત છે.

## (૫) અપરિગ્રહ મહાવ્રત—

સમસ્ત પર પદાર્થોમાં આસક્તિનો અભાવ જ અપરિગ્રહવ્રત કહેવાય છે. પદાર્થો વિદ્યમાન ન હોવા છતાં પણ જો એનામાં મૂર્છા-ગૃદ્ધિ હોય, તો મનમાં ક્ષોભ ઉત્પન્ન થાય છે.

નોંધ—તાત્પર્ય એ છે કે કોઈ પદાર્થ પોતાની પાસે હોય અથવા ન હોય એ પરિગ્રહ કે અપરિગ્રહ નથી. પદાર્થના અભાવમાં પણ આસક્તિ હોય તો તે પરિગ્રહ જ છે. એનાથી વિપરીત શરીરાદિ વસ્તુ વિદ્યમાન હોવા છતાં પણ મમત્વ ભાવ ન હોય તો તે અપરિગ્રહ છે. એટલા માટે પરિગ્રહનો ત્યાગી તે જ છે કે જે પદાર્થોના ત્યાગની સાથે એનાથી સંબંધિત આસક્તિનો પણ ત્યાગ કરે છે.

**મહાવ્રતોની ભાવનાઓ**—પ્રત્યેક મહાવ્રતની પાંચ પાંચ ભાવનાઓ છે. એ ભાવનાઓ સહિત મહાવ્રતોનું પાલન કરનાર અવશ્ય જ અજર-અમર પદને પ્રાપ્ત કરે છે.

**અહિંસા મહાવ્રતની પાંચ ભાવનાઓ**—વિવેકશીલ પુરુષે અહિંસાને ભાવનાઓથી ભાવિત (પુષ્ટ) કરવી જોઈએ. મનથી અશુભ વ્યાપારોનો ત્યાગ કરવો, નિરવદ્ય આહારપાણી આદિ ગ્રહણ કરવા, સંયમનાં ઉપકરણોને ઉપયોગ-સહિત લેવાં-મૂકવાં, ચાલતી વખતે જીવ-જંતુની રક્ષા અર્થે આગળની ચાર હાથ ભૂમિનું અવલોકન કરીને ચાલવું. સારી રીતે જોઈ તપાસીને ભોજન-પાણી ગ્રહણ કરવાં. અંધારામાં ન ગ્રહણ કરવાં કે ન ભોજનપાન કરવાં.

**બીજા સત્ય મહાવ્રતની પાંચ ભાવનાઓ**—હાંસી-મશ્કરીવશાત્ જૂઠું ન બોલવું, લોભાવશે જૂઠું ન બોલવું, ભયવશે જૂઠું ન બોલવું, ક્રોધવશે જૂઠું ન બોલવું, સદા વિચાર કરીને બોલવું.

**ત્રીજા અસ્તેય મહાવ્રતની પાંચ ભાવનાઓ**—(૧) જે મકાનમાં રહેવું તે મકાનના સ્વામીની આજ્ઞા લઈ રહેવું. (૨) જે જગ્યામાં ઊતર્યા હોય તે જગ્યાના સ્વામીની વારંવાર આજ્ઞા લેવી. (૩) ઉપાશ્રયમાં ભૂમિની મર્યાદા કરવી. (૪) પ્રથમ સમાનધર્મી સાધુ મકાનમાં ઊતર્યા હોય તો તેની આજ્ઞા લઈ ઉપાશ્રયમાં ઊતરવું. (૫) સાધુ જે અન્ન, પાન, વસ્ત્રાદિ લાવે, તે સર્વ ગુરુઆજ્ઞા મુજબ જ લાવે.

**બ્રહ્મચર્ય મહાવ્રતની પાંચ ભાવનાઓ—** (૧) નપુંસક અને પશુવાળા મકાનનો, તે જે આસન પર બેઠેલ હોય એ આસનનો અને વચમાં દીવાલના વ્યવધાનવાળા સ્થાનનો ત્યાગ કરવો, (૨) રાગભાવયુક્ત સ્ત્રીકથાનો ત્યાગ કરવો (૩) ગૃહસ્થાવસ્થામાં ભોગવેલા કામભોગને સ્મરણ ન કરવા, (૪) સ્ત્રીના રમણીય અંગોપાંગોનું નિરીક્ષણ ન કરવું તથા પોતાના શરીરના શણગાર–વિભૂષા કરવાનો ત્યાગ કરવો, (૫) કામોત્તેજક તથા પરિમાણથી અધિક ભોજનનો ત્યાગ કરવો. એ પાંચ ભાવનાઓથી બ્રહ્મચર્ય મહાવ્રતને ભાવિત કરવું જોઇએ.

**અપરિગ્રહ મહાવ્રતની પાંચ ભાવનાઓ—** પાંચ ઇન્દ્રિયોના મનોહર સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દમાં અધિક આસક્તિનો ત્યાગ કરવો અને અમનોજ્ઞ (મનને નહિ ગમતા) સ્પર્શ આદિમાં દ્વેષ ન કરવો. એ પાંચ ભાવનાઓથી અપરિગ્રહ મહાવ્રતને ભાવિત કરવું જોઇએ.

નોંધ—મહાવ્રતોનું ભલી પ્રકારે પાલન કરવા માટે કેટલાક સહાયક નિયમોની અનિવાર્ય આવશ્યકતા હોય છે. એ નિયમોના પાલનથી જ મહાવ્રતનું સારી રીતે પાલન થઈ શકે છે. સહાયક નિયમો વ્રતોની રક્ષા કરે છે અને તેને પુષ્ટ પણ કરે છે. અહિંસા આદિ પંચ મહાવ્રત મૂલવ્રત કહેવાય છે તે યમ છે અને નિયમ રૂપ પાંચ સમિતિ–ગુપ્તિ આદિ ઉત્તર વ્રત કહેવામાં આવે છે. યમ–નિયમ અથવા મૂળ ગુણો અને ઉત્તર ગુણોનો પરસ્પર ઘનિષ્ઠ

સંબંધ છે. ઉત્તર ગુણોનું પાલન કર્યા વિના સમ્યક્ પ્રકારે મૂળ ગુણોનું પાલન થવું સંભવ નથી, અને મૂળ ગુણોના અભાવમાં ઉત્તર ગુણોની કલ્પના તેવી છે કે જેમ મૂળ વિના વૃક્ષની કલ્પના.

**સમિતિ-ગુપ્તિ**—જેથી કોઈ પણ પ્રાણીને કષ્ટ-દુઃખ ન થાય, એવી યતનાપૂર્વક કરેલ વ્યાપાર-પ્રવૃત્તિને સમિતિ કહે છે.

**સમિતિઓ પાંચ છે**—(૧) ઈર્યા સમિતિ, (૨) ભાષા સમિતિ, (૩) એષણા સમિતિ, (૪) આદાન-નિક્ષેપ સમિતિ, (૫) ઉત્સર્ગ સમિતિ. સમ્યક્ પ્રકારે યોગનો નિગ્રહ કરવો તે 'ગુપ્તિ' કહેવાય છે. (૧) મનોયોગ, (૨) વચનયોગ, (૩) કાયાયોગ. એ ત્રણનો નિગ્રહ જ ક્રમશઃ મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયાગુપ્તિ કહેવાય છે.

(૧) **ઈર્યા સમિતિ**—જે માર્ગ પર લોકોનું આવા-ગમન થઈ ચૂક્યું હોય અને જ્યાં સૂર્યનાં કિરણો પડતાં હોય અગર પડી ચૂકયાં હોય, એ પર જીવ-જંતુઓની રક્ષા અર્થે આગળની ચાર હાથ ભૂમિ જોઇ-જોઇને દેખીને ચાલવું એ સંતો દ્વારા સમ્મત ઈર્યા સમિતિ છે.

(૨) **ભાષા સમિતિ**—ભાષા સંબંધી દોષોને વર્જી પ્રાણી માત્રના હિતાર્થે પરિમિત ભાષણ કરવું એ ભાષા સમિતિ છે. એ સંયમી પુરુષોની પ્રિયા છે.

**નોંધ**—મુનિઓનો ઉત્સર્ગ માર્ગ મૌન ધારણ કરવાનો છે. પરંતુ નિરંતર મૌન લઇએ જીવનવ્યાપાર ચલાવી

શકાતો નથી. એથી જ્યારે એને વાણીનો પ્રયોગ કરવો હોય તો કેટલાક આવશ્યક નિયમોનું ધ્યાન રાખીને કરવો જોઇએ. એ ભાષા સમિતિ છે. મુખ્ય નિયમ એ છે—

(૧) મુનિ ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય અને ભયથી પ્રેરિત થઈ ન બોલે.

(૨) નિરર્થક ભાષણ ન કરે. પ્રયોજન હોય તો પરિમિત જ બોલે.

(૩) અપ્રિય, કટુ અને કઠોર ભાષાનો પ્રયોગ ન કરે વિકથા ન કરે.

(૪) ભવિષ્યમાં થવાવાળી ઘટનાના વિષયમાં નિશ્ચયાત્મક રૂપથી કંઈ ન કહે.

(૫) જે વાત સમ્યક્ પ્રકારે દેખી, સાંભળી કે અનુભવી ન હોય, એના વિષયમાં પણ નિર્ણયાત્મક શબ્દ ન કહે, ન બોલે.

(૬) પરપીડાકારી શબ્દો સત્ય હોય તોપણ ન બોલે. અસત્યનો કદાપિ પ્રયોગ ન કરે.

(૩) **એષણા સમિતિ**—પ્રતિદિન ભિક્ષાના બેંતાલીસ દોષોને ટાળી મુનિઓ નિર્દોષ આહારપાણી ગ્રહણ કરે, એને એષંણા સમિતિ કહે છે.

**નોંધ**—જિનેન્દ્ર દેવના શાસનમાં મુનિઓના આહારની શુદ્ધિનું વિસ્તૃત વિવેચન કરેલું છે. એનું કારણ એ છે કે આહારની સાથે મનુષ્યના આચાર અને વિચારનો

ઘનિષ્ઠ સંબંધ છે. મુનિની સંયમયાત્રા ત્યારે નિર્વિઘ્ન સંપન્ન બની શકે છે, જ્યારે એનો આહાર સંયમને અનુરૂપ હોય. આહારના વિષયમાં સ્વચ્છંદતા હોય કે લોલુપતા હોય તો, તે સારી રીતે સંયમનો નિર્વાહ કરવામાં બાધક બને છે અને એને લઈને આરંભ સમારંભના પાપમાં અને એ રીતે હિંસાના પાપમાં પણ પડવું પડે છે. એ માટે સંયમી મુનિઓને આહારના વિષયમાં અત્યંત સંયત રહેવાનો આદેશ આપેલ છે. શાસ્ત્રમાં તેનું વિસ્તારથી વર્ણન છે. વિશેષ ત્યાંથી જાણી લેવું.

(૪) **આદાન સમિતિ**—આસન, રજોહરણ, પાત્ર, પુસ્તક આદિ સંયમના ઉપકરણોને સમ્યક્ પ્રકારે જોઈને, એની પ્રતિલેખના કરીને, યતનાપૂર્વક ગ્રહણ કરવાં અને રાખવાં તેને આદાન સમિતિ કહે છે. આ સમિતિનું પાલન કરનાર મુનિ હિંસાના પાપથી બચે છે.

(૫) **ઉત્સર્ગ સમિતિ**—કફ, મૂત્ર, ને મળ જેવી વસ્તુઓને જીવજંતુઓથી રહિત પૃથ્વી પર યતના (સાવધાની) પૂર્વક મુનિ ત્યાગ કરે છે એ જ ઉત્સર્ગ સમિતિ છે.

(૧) **મનગુપ્તિ**—સર્વ પ્રકારની કલ્પનાઓની જાળથી મુક્ત, બરાબર સમભાવમાં સ્થિત અને આત્મામાં જ રમણ કરનાર મન એ 'મનોગુપ્તિ' કહેવાય છે.

નોંધ—અહીં આ મનોગુપ્તિના ત્રણ પ્રકાર બતાવ્યા છે—૧. આર્તરૌદ્ર ધ્યાનયુક્ત કલ્પનાઓનો ત્યાગ કરવો.

૨. મધ્યસ્થ ભાવને ધારણ કરવો, અને ૩. મનોયોગનો નિરોધ કરવો.

(૨) **વચનગુપ્તિ**—મુખ, નેત્ર, આદિ દ્વારા કરેલ અને કાંકરા આદિ ફેંકીને કરેલ ઇશારા આદિ પણ ન કરતા થકા મૌન ધારણ કરવું એ 'વચનગુપ્તિ' છે, અને એ ઉપયોગપૂર્વક શાસ્ત્રસમ્મત ભાષણ કરવું એ પણ વચનગુપ્તિ છે. એ પ્રકારે મૌનાવલંબન તથા સમ્યગ્ ભાષણ, એ વચનગુપ્તિના બે ભેદ છે.

(૩) **કાયગુપ્તિ**—દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી ઉપસર્ગ થાય ત્યારે કાયોત્સર્ગમાં સ્થિત મુનિની કાયાની સ્થિરતાને 'કાયગુપ્તિ' કહે છે. ઉપસર્ગ આવવા છતા પણ મુનિ જ્યારે કાયોત્સર્ગ કરીને પોતાના શરીરના હલન-ચલનાદિ વ્યાપારોને રોકી લે છે અને શરીરથી અડોલ તથા અકંપ બની જાય છે, તેને કાયગુપ્તિ કહેવાય છે.

સૂતાં-બેસતાં, લેતાં-મૂકતાં ગમનાગનન કરતાં આદિ ક્રિયાઓમાં નિયમયુક્ત ચેષ્ટા કરવી તે પણ 'કાયગુપ્તિ' છે. એ બીજી કાયગુપ્તિ કહેવાય છે.

નોંધ—ગુપ્તિનો અર્થ એ છે કે—ગોપન કરવું અથવા નિરોધ કરવો. મનના, વચનના અને કાયાના વ્યાપારને રોકવા—ક્રમશઃ મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ છે. પૂર્વોક્ત પાંચ સમિતિઓ એના અપવાદ રૂપ છે.

પાંચ સમિતિઓ અને ત્રણ ગુપ્તિઓ સાધુઓના ચારિત્ર રૂપી શરીરનો જન્મ આપે છે, એનું પાલનપોષણ કરે છે—રક્ષણ કરે છે, અને એને વિશુદ્ધ બનાવે છે, એથી એને માતા અર્થાત્ અષ્ટ પ્રવચન માતા કહે છે.

અહીં સુધી જે ચારિત્રનું વર્ણન કર્યું, તે મુનિ-ધર્મનું પાલન કરવા ઇચ્છુક મુનિઓનું સર્વચારિત્ર અથવા સર્વવિરતિચારિત્ર છે. એ ચારિત્રનું એક દેશથી પાલન કરનાર એ ગૃહસ્થધર્મના પાલક શ્રાવકના ત્યાગને દેશવિરતિ-ચારિત્ર કહેવાય છે. મુનિજન ચારિત્રનું પૂર્ણરૂપથી પાલન કરે છે, અને શ્રાવક દેશથી પરિપાલન કરે છે.

ગૃહસ્થધર્મનું પાલન કરવાના અધિકારી તે હોય છે, જેમાં નિમ્ન લખેલ ગુણો હોય—

(૧) ન્યાયનીતિથી ધન ઉપાર્જન કરનાર.

(૨) શિષ્ટ પુરુષોના આચારની પ્રશંસા કરનાર.

(૩) પોતાના કુલ અને શીલમાં સમાન, ભિન્ન ગોત્ર-વાળાઓની સાથે વિવાહસંબંધ કરનાર.

(૪) પાપભીરુ અર્થાત્ પાપથી ભય પામનાર.

(૫) માતપિતાનો ભક્ત હોય.

(૬) નિંદાકારી પ્રવૃત્તિ ન કરે.

(૭) અજીર્ણ થાય ત્યારે ભોજન ન કરે.

(૮) અતિથિની સેવા કરનાર હોય.

(૯) દુરાગ્રહી ન હોય.

(૧૦) ગુણગ્રાહક હોય.

(૧૧) વિનયવંત હોય.

(૧૨) પરોપકારી, સેવાભાવી હોય.

(૧૩) કષાયોને જીતનાર હોય.

(૧૪) ઇન્દ્રિયોને વશ કરનાર હોય.

(૧૫) દયાળુ, કરુણાવંત હોય.

(૧૬) વીરતાથી પૂર્ણ હોય.

(૧૭) ધૈર્યવંત હોય.

(૧૮) સાહસી હોય.

**શ્રાવક[૧]નાં ૧૨ વ્રતો.**

## પાંચ અણુવ્રત યમ રૂપ

**૧. અણુવ્રત :**

વિવેકવંત પુરુષ નિરપરાધી ત્રસ જીવોને હણવાના ત્યાગ કરે, અર્થાત્ મારવાની બુદ્ધિથી, મારવાના ત્યાગ કરે. અને સ્થાવર જીવોની પણ નિરર્થક હિંસા ન કરે. અર્થાત્ મન, વચન, ને કાયાના યોગોની પ્રવૃત્તિ કરતી વખતે એવું લક્ષ રાખે કે નિરર્થક કોઈ જીવોને ઇજા ન થાય. બધો વ્યવહાર સાવધાનીથી (ઉપયોગપૂર્વક) થવો જોઇએ.

૧ શ્ર–શ્રદ્ધાસહિત વ-વિવેકસહિત ક ક્રિયા કરનાર.

## ૨. અણુવ્રત

જે વાત તમે પોતે જેવા રૂપે જાણતા-માનતા હો તે વાત તેવા રૂપમાં જ કહેવી; લાભ કે ભયને લીધે એને છેદન, ભેદન કે ફેરફાર કરવો નહિ. લોકભય, નૈતિક નિર્બળતા, લોકૈષણા, એ સર્વનો ત્યાગ કરવો તેમ જ હાંસી, મશ્કરી, પરનિંદા, ખાલી ગપ્પાં વગેરે હાનિકારક કે અનુત્પાદક પ્રવૃત્તિમાં વાચાનો દુરુપયોગ કરવો નહિ.

## ૩. અણુવ્રત

જે વસ્તુ ઉપર, જે મનુષ્ય ઉપર, જે યશ ઉપર પોતાનો વ્યાજબી હક્ક ન હોય તે વસ્તુ-મનુષ્ય-અને યશ ઉપર અધિકાર જમાવવો નહિ. કોઈના અધિકાર ઉપર તરાપ મારવી નહિ.

## ૪. અણુવ્રત

પોતાને મળેલું વીર્ય પોતાની અને બીજાઓની અનેક પ્રકારની ઉન્નતિ સાધવા માટે પહેલામાં પહેલું અને અનિવાર્ય સાધન છે; તેને પાશવીવૃત્તિઓ સંતોષવામાં વ્યર્થ વ્યય કરવો નહિ. ઉચ્ચ આનંદને આપનાર બ્રહ્મચર્યનો પ્રભાવ જાણીને અખંડ બ્રહ્મચારી બનવાનો પ્રયત્ન જ કરવો.

વિવાહિત સ્થિતિ કે જે ચોતરફ ઊડતી વૃત્તિઓને અટકાવવા માટે—સંકોચવા માટે છે, તે સ્થિતિ જો ઉભયને

કે ઉભય પૈકી એકને અસંતોષનું કારણ થઈ પડે તો ઊલટી ખેવડી હાનિકારક છે; માટે તમારી શક્તિ, તમારા વિચારો, તમારી સ્થિતિ, તમારાં સાધનો, અને પાત્રની યોગ્યતા એ સર્વનો ઊંડો વિચાર કરીને જ લગ્ન કરવું કે અવિવાહિત રહેવું. અને વિવાહિત સ્થિતિને વિષય-વાસનાની અમર્યાદા-યથેચ્છ સ્વતંત્રતા તરીકે ભૂલેચૂકે માનવી નહિ. વાસનાનો સંક્ષેપ કરતાં અને આત્મિક ઐક્ય કરતાં શીખવું જોઈએ. અશ્લીલ શબ્દોથી, અશ્લીલ દેખાવોથી, અશ્લીલ કલ્પનાઓથી દૂર રહેવું. કોઇનાં લગ્ન પોતે જોડી આપવાં નહિ. તમને તેવો હક્ક કોઇએ બક્ષ્યો નથી. લગ્નના આશયને નહિ સમજનારાં—સહચારિપણાના કર્તવ્યને નહિ પિછાણનારાં પાત્રોને એકબીજાની ફરજિયાત ગુલામગીરીમાં રાખનાર માણસ ચતુર્થ વ્રતનો ભંગ કરે છે, દયાનું ખૂન કરે છે, ચોરી કરે છે.

### ૫. અણુવ્રત

પરિગ્રહ અથવા માલિકીની ઇચ્છાનો સંકોચ કરવો. 'હું બધું ભોગવું' 'હું કરોડપતિ થાઉં' 'હું બંગલાઓનો માલિક બનું' એવા 'હું'-મય—સ્વાર્થમય—સંકુચિત વિચારોને જેમ બને તેમ ઓછા કરવા. એનો અર્થ એમ નથી કે તમે નગ્ન રહો, ઘરબાર વિનાના બનો, ભૂખ્યા રહો, પરિવારનું ભરણ-પોષણ ન કરો અને એને મરવા દો. એવો આ આદેશનો ઉદ્દેશ નથી. પણ **લોભપ્રકૃતિ, મોહપ્રકૃતિ, મમત્વ-ભાવ, જડ પદાર્થોની પ્રાપ્તિમાં**

**જ આનંદ માનવાપણું—એ વસ્તુઓનો ત્યાગ કરવો અને સ્વાર્થીપણાનો ત્યાગ કરવો.**

ન્યાય, નીતિ, પ્રમાણિક બુદ્ધિપૂર્વક–ખંતપૂર્વક—વ્યવસ્થાપૂર્વક કરાતા ઉદ્યમથી મળતા દ્રવ્યથી પોતાની તથા પોતાનાં આશ્રિતોની આવશ્યકતાઓ પૂરી પાડવામાં ખર્ચવા ઉપરાંત એ દ્રવ્ય પર મમત્વ ન રાખતાં બાકીનો ભાગ બીજાઓની જરૂરિયાતો પૂરવામાં ઉલ્લાસપૂર્વક ખર્ચવો. પરિગ્રહ પર જેટલા પ્રમાણમાં **મૂર્છા-મમત્વ ઓછાં તેટલા પ્રમાણમાં ચિત્ત શાન્ત રહે.**

નોંધ–પહેલા અણુવ્રતમાં માત્ર નિરપરાધી ત્રસ જીવોને હણવાનો ત્યાગ કરવાનો છે, સ્થૂલ દૃષ્ટિથી જોતાં તે ત્યાગ સામાન્ય જણાય છે પરંતુ આંતરદૃષ્ટિથી વિચારતા તેમાં ઘણું જ રહસ્ય રહેલું છે, એની અંદર સમગ્ર નીતિનો પાયો રહેલ છે અને દેશની, રાષ્ટ્રની, સમાજની, ઉન્નતિ, સુવ્યવસ્થા અને આબાદીનાં મૂળ તેમાં નિહિત છે. વ્યક્તિના વિકાસ સાથે સમષ્ટિનો પણ વિકાસ એના પાલનથી થઈ શકે છે. વિશેષમાં તો એનું રહસ્ય એ જ છે કે, વ્યક્તિને સ્વાર્થથી પર થવાનો એ વ્રત ગુપ્ત સંદેશ આપે છે. વાસ્તવમાં તો નિઃસ્વાર્થ-ભાવને વિકસાવવા માટે જ એ વ્રતની યોજના પ્રભુ મહાવીરદેવે કરેલી હોય તેમ જણાય છે. પણ તે ક્યારે બને ? તે વ્રતનું રહસ્ય સમજીને તેનું પાલન થાય તો જ એ સંભવે છે. જેમ-જેમ એ વ્રતના પાલન સાથે વિચાર અને વિવેકનો સુમેળ થાય. તેમ-તેમ તેમાં રહેલાં ગુપ્ત રહસ્યોનાં દ્વાર ખુલતાં જાય છે. એકંદરે તેની મહત્તા તો અનુભવથી જ સમજાય છે.

આ વસ્તુને વિશેષ સ્પષ્ટ રીતે સમજવા માટે એક દૃષ્ટાંત ઉપયોગી થશે. તે નીચે મુજબ છે—

વિશાલા નગરીના રાજા ચેટક હતા. તેઓશ્રી પ્રભુ મહાવીરદેવના સંસારપક્ષે મામા થતા હતા તેમજ તેમના પરમભક્ત હતા. રાજા પોતે બાર વ્રતના ધારક શ્રાવક હતા. તેમની પુત્રી મહાસતી શ્રી ચેલણાજી રાજગૃહી નગરીના રાજા શ્રેણિકની ધર્મપત્ની હતી. તેને બે પુત્રો હતા. મોટાનું નામ કોણિક, નાનાનું નામ વિહલકુમાર. શ્રેણિક રાજાએ વિહલકુમારને એક સિંચાનક નામનો હાથી જે દિવ્યગુણોનો ધારક હતો તે તથા એક દિવ્ય રત્નોનો હાર એ બન્ને વસ્તુઓ ભેટ તરીકે આપી હતી. કોણીકના મનમાં રાજ્યલોભ પ્રબળપણે જાગ્રત થયો અને તેથી તેણે પોતાની સાવકી માતાના દશ પુત્રો સાથે મળી કાવત્રું રચ્યું અને શ્રેણિક રાજાને જેલમાં નાખ્યા. પોતે રાજા થયો. કાલીયાદિ દશ કુમારોને તેણે રાજ્યમાંથી ભાગ આપ્યો અને કોણીક રાજ્ય કરવા લાગ્યો.

વિહલકુમારે કોઈ જાતની માગણી કરી નહિ. તે તો હાર, હાથીની સાથે મોજ કરતો હતો. કોણીકની પદ્માવતી નામની રાણીએ કોણીકને વિહલકુમાર પાસેથી હાર તથા હાથી લઈ લેવા માટે ઉશ્કેર્યો. કોણીકે રાણીનાં વચનોથી પ્રેરાઇને વિહલકુમાર પાસે હાર તથા હાથીની માગણી કરી તેથી વિહલકુમાર ગુપ્ત રીતે હાર તથા હાથીને લઇને વિશાલાનગરમાં પોતાના નાનાને ત્યાં આવ્યા.

કોણીકને આ વાતની ખબર પડતાં પોતાનો દૂત ચેટક રાજા પાસે મોકલ્યો અને કહેવડાવ્યું કે કાં તો હાર, હાથી આપો અગર યુદ્ધ કરવા તૈયાર થાઓ. ચેટક રાજા શ્રાવકના બાર વ્રતધારી હતા. ધર્મ–રહસ્યના પૂર્ણ રીતે જ્ઞાતા હતા. રાજ્યધર્મને પણ જાણનારા નીતિજ્ઞ હતા. તેમણે વિચાર્યું કે શરણાગતની રક્ષા કરવી તે રાજ્યધર્મ છે.

તે છતાં તેમણે નવ લચ્છી અને નવ મલ્લી, કાશી કૌશલ વગેરે અઢાર દેશના રાજાઓને બોલાવી સભા ભરી અને પ્રસ્તાવ મૂકયો કે, આ સમયે આપણું શું કર્તવ્ય છે? રાજ્યધર્મ શો છે? તે તમારી સલાહ લેવા માટે આ સભા ભરી છે.

આવો જ પ્રશ્ન કૌરવ–પાંડવોના યુદ્ધ વચ્ચે ગીતામાં અર્જુને શ્રીકૃષ્ણને કર્યો છે અને અહીં આ જ નીતિ- ધર્મનું રહસ્ય રહેલું છે. અર્જુનનું કહેવું છે કે, આ બધા મારા સ્નેહીઓને મારવા કરતાં હું લડાઈ ન જ કરું એ મને યોગ્ય લાગે છે. પણ અર્જુન પોતાનો આ સમયે રાજ્યધર્મ શું છે તે વિચારી શકતા નથી? મારા- પણું એ જ સ્વાર્થ છે અને હિંસા કરતાં સ્વાર્થ- ભાવની હિંસા મોટી છે. એકંદરે ભાવોની અશુદ્ધિ તે જ હિંસા છે. સ્થૂલ હિંસા કરતાં અશુદ્ધ ભાવોની હિંસા વિશેષ છે. અર્જુનના આ શબ્દોના સંદર્ભમાં એ પણ રહેલું છે કે મારા સ્નેહીઓ સાથે ન લડવું. બીજા હોય તો હું લડું! માટે હિંસકવૃત્તિ

તો કાયમ છે. **બહારથી જ હિંસાનો ત્યાગ દેખાય છે. માટે મમત્વ છૂટચા વિના, સ્વાર્થથી પર થયા વિના હિંસકવૃત્તિ છૂટી શકતી નથી. હિંસાનો સંબંધ મનોવૃત્તિઓ સાથે છે.**

ત્યારે શ્રીકૃષ્ણે તેને સાચો રાહ બતાવ્યો છે કે મારા–તારાનો ભાવ છોડી રાજ્યધર્મ આચરવો. તેઓ કહે છે કે જે અન્યાયી છે તેને દંડ દેવો તે રાજ્યધર્મ છે. અહીં આ સમજવાનું છે કે યુદ્ધમાં લડાઈ થશે અને અનેક માનવોનો સંહાર થશે તે પ્રત્યક્ષ હિંસા જ છે, પરંતુ જ્ઞાનીઓનો આશય એ છે કે, હિંસા કરતાં હિંસક વૃત્તિ, જે સ્વાર્થને આભારી છે, તેનો જ ત્યાગ કરવાથી યથાર્થ વિકાસ થઈ શકે છે. સાચા અહિંસક બની શકાય છે.

ધારો કે એક માણસ કંઈ જ દેખીતી રીતે હિંસા કરતો નથી છતાં મનોમંદિરમાં સ્વાર્થપૂર્ણ વિચારો ભર્યા પડ્યા હોય તો શું તે સાચો અહિંસક છે? નહિ જ. કારણ કે સ્વાર્થી માનવના વિચારો હિંસક જ હોવાનો સંભવ છે. માટે **બધો આધાર ભાવોને શુદ્ધ બનાવવા ઉપર રહેલો છે. બાહ્ય દૃષ્ટિ પર નહિ.**

ચેટક રાજાએ અઢાર દેશના રાજાઓની સલાહ માંગી. ત્યારે તે રાજાઓએ એકબીજાની સલાહ મસલત કરીને ઉત્તર આપ્યો કે, રાજ્યધર્મ એ છે કે શરણાગતની રક્ષા કરવી. એક તરફ રાજ્યધર્મ છે ત્યારે બીજી તરફ આ મારો દોહિત્ર છે, હું તેનો નાનો થાઉં, માટે મારે તેની

રક્ષા કરવી જોઈએ, તે સ્વાર્થભાવ છે. એ રાજ્યધર્મ નથી રાજ્યધર્મ તો ન્યાય ઉપર રચાયેલો છે. સ્વાર્થ માટે તે યત્કિંચિત પણ કંઈ કરે તે રાજ્યધર્મ વિરુદ્ધ છે. તે જ પ્રમાણે ગૃહસ્થ-ધર્મમાં પણ સમજવાનું છે. ધર્મમાં સ્વાર્થને સ્થાન જ ન હોય.

આ વાત ધર્મરહસ્યના જિજ્ઞાસુ-જનોએ બરાબર સમજી લેવી. ધર્મ એ છે કે જે સ્વાર્થથી પર થવામાં જ સહાયભૂત હોય.

આખર યુદ્ધ થયું જેમાં એક કરોડ ને એંસી લાખ માનવોનો સંહાર થયો. પ્રશ્ન થઈ શકે છે કે એક વ્યક્તિ માટે આટલા જીવોનો સંહાર ? પણ આ પ્રશ્ન સ્થૂલ બુદ્ધિનો છે. આંતર-જ્ઞાનનો આ પ્રશ્ન નથી. આટલા જીવોનો સંહાર થવા છતાં તે રાજ્યધર્મ હતો. આ પ્રશ્નનો ઉત્તર બુદ્ધિગમ્ય નથી. તે તો અનુભવજ્ઞાને વિવેક પ્રગટે ત્યારે સમજાય તેમ છે. એ ભૂમિકાનો પ્રશ્ન છે. તે યોગ્ય ભૂમિકા પ્રાપ્ત થયે જ સમજાય. છતાં જેટલું સમજાવી શકાય તે લખાઈ ચૂક્યું છે.

ધર્મનું રહસ્ય ગહન હોય છે. તેનો ઉકેલ વિવેકથી જ થાય. જ્યારે અંતરમાં વિવેક-ચક્ષુ ખુલે ત્યારે જ આ વસ્તુ સ્પષ્ટ સમજાય તેમ છે.

માટે હે પ્રિય વાચક ! તું તેનો અધિકારી બનીને અંતરમાં જ પ્રશ્નનો ઉત્તર મેળવજે. જે હાર અને હાથી

માટે લડાઈ થઈ હતી તે હાથી તો યુદ્ધમાં મરાયો, હાર ઊડી ગયો. શરણાગતિની રક્ષા કરતાં–કરતાં અને રાજ્ય-ધર્મનું પાલન કરતાં–કરતાં ચેટક રાજાએ પણ મૃત્યુને ભેટતાં ધર્મપાલનનો સંતોષ અનુભવતાં સ્વર્ગગમન કર્યું. પણ મનોવૃત્તિમાં જરા માત્ર એમ ન અનુભવ્યું કે મારા દોહિત્રની રક્ષા કરી તે સારું કર્યું વગેરે. મમત્વભાવનો સ્પર્શ મનોમંદિરમાં જરા પણ ન થયો.

કોણીકના હાથમાં ન હાર આવ્યો કે ન હાથી. પણ તેના લોભને કારણે તે નીતિ ચૂકચો, તેથી છઠ્ઠી નરકનો અધિકારી બન્યો.

નીતિનો પાયો સ્વાર્થથી પર થવામાં જ રહ્યો છે. સ્વાર્થી નીતિધર્મનું પાલન કેવી રીતે કરી શકે? સ્વાર્થ ત્યાં કષાય* અને કષાય ત્યાં હિંસા વિદ્યમાન છે.

આમ તો કોણીક પણ પ્રભુ મહાવીરનો ભક્ત હતો. પ્રભુના આવાગમનના રોજ સમાચાર મંગાવતો. બહાર-ગામના સમાચાર મળતાં રૂપા નાણું અને પોતાની નગરીમાં પ્રભુ પધારે તેના સમાચાર મળતાં સુવર્ણ-મુદ્રાઓ વધામણીમાં આપતો. પણ તેથી શું? **કષાય જીત્યા વિના વિકાસ થાય જ નહિ.** મતલબ એ છે કે હિંસા–અહિંસાનો આધાર બાહ્ય ક્રિયા પર નહિ પણ મનોવૃત્તિ પર છે.

હે પ્રિય આત્માઓ! ધર્મનું રહસ્ય સમજવા પ્રયત્નશીલ બનો. ધર્મનું મૂળ અહિંસા છે. એનું રહસ્ય

---

* ક્રોધ, માન, માયા, લોભ

જ પ્રથમ આપણે સમજવું જોઈએ. તો જ તેનું યથાર્થ પાલન થાય.

ડૉક્ટર થવું હોય, વકીલ બનવું હોય અગર બીજી કોઈ લાઈન લેવી હોય તો તેણે તેનું પ્રથમ જ્ઞાન સંપાદન કરવું જોઈએ છે. ત્યાર બાદ તે પોતાનો વ્યવસાય તદનુસાર કરી શકે છે. તેમ જ ધર્મનું પણ પ્રથમ જ્ઞાન બરાબર કરી લેવું જોઈએ ત્યાર બાદ જ ધર્મપાલનના અધિકારી બની શકાય. એ સૂત્ર ખાસ યાદ રાખવું જોઈએ.

**નોંધ**— અહિંસા એટલે શું ? યાદ રાખવું જોઈએ કે પ્રેમ-સર્વાંગીણ પ્રેમ, સર્વગ્રાહી પ્રેમ. અહિંસા-કોઈને સતાવવું નહિ. કોઈને કોઈ પ્રકારનું કષ્ટ ન આપવું. મનથી, વચનથી, કાયાથી કોઈ પ્રાણી માત્રનું અહિત કે અનિષ્ટ ન કરવું. અહિંસાનો સાધક પ્રત્યેક વ્યક્તિથી, પ્રત્યેક પ્રાણી સાથે પ્રેમ કરશે. દરેક પ્રાણીની નિસ્વાર્થભાવે સેવા કરશે. દરેક જીવના દુઃખને દૂર કરવા માટે પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરશે.

એના અંતરની કામના એ હશે કે 'હે પ્રભો ! હું તમારી પાસે રાજ્યસુખ, સ્વર્ગસુખ, કે મોક્ષસુખની માગણી કરતો નથી. કેમ કે મને તેની ઈચ્છા નથી. પરંતુ હે પ્રભો ! મારા અંતરની એ જ કામના છે કે તમો દુખથી પીડિત આર્ત પ્રાણીઓનાં દુઃખોને દૂર કરો અને સુખી કરો'

"પર-દુઃખ જોયું ન જાય, કરું સુખનો ઉપાય
સ્વ-દુઃખ સહું સહર્ષ, પર-દુઃખ સહન ન થાય
પ્રભુ એવી મારી મતિ થઈ જાય."

અહિંસાનું એ શાસ્ત્ર વ્યાપક છે, અત્યંત સુક્ષ્મ છે, ગહન છે, રહસ્યમય છે. અને તેનું પાલન કરવું એ અતિ કઠિન છે, તલવારની ધાર

પર ચાલવા સમાન છે એ માટે **ચિત્તને સ્વાર્થ-રહિત શુદ્ધ કરવું જોઇએ. રાગ અને દ્વેષ, માયા અને મમતા, તિરસ્કાર અને અહંકાર, વગેરે વિકારો જેના ઉપશાન્ત થયા હોય તે જ અહિંસાનું પાલન કરી શકે.** અને અહિંસાનું પાલન કરતાં-કરતાં વિકારોનો સર્વથા નાશ કરવા તત્પર રહેવું એ જ સાધકનું ધ્યેય હોવું જોઈએ.

અહિંસા અણુવ્રતને પાળવાનો જેના હૃદયમાં ઉત્સાહ હોય તે પોતાના અંતરનું નિરીક્ષણ કરે, જો એના મનમાં દ્વેષ હશે તો સમજવું જોઇએ કે તે અહિંસાની પહેલી સીડી પર પણ નથી ચડ્યો. પોતાના પાડોશીઓ, કુટુંબીઓ અને મિત્રો સાથે એ અહિંસામય, પ્રેમપૂર્ણ વ્યવહાર ન કરતો હોય તો તે અહિંસાથી હજારો ગાઉ દૂર છે. એ માટે તેણે રોજ રાતે સૂતી વખતે પોતાના અંતરનું નિરીક્ષણ કરીને પ્રશ્ન પૂછવો જોઈએ કે, "આજે મેં કોઈનો તિરસ્કાર કર્યો નથી ને? કોઈને ખરાબ વસ્તુ આપીને મેં સારી લીધી નથી ને? કોઈ ઉપર વધારે કામનો બોજો નાખ્યો નથી ને? મારા દર્દી પાડોશીની સેવા કરી કે નહિ? અતિથિનો સત્કાર કર્યો કે નહિ? નોકરોનો તિરસ્કાર કર્યો નથી ને? બળદ, ગાય આદિ પશુઓને માર્યાં નથી ને? દાળમા મીઠુ ઓછું હતું અગર એવી બીજી કોઈ ખામી ભોજનમાં હતી ત્યારે ક્રોધ આવ્યો હતો કે નહિ?"

જો ઉપરની વાતો વિચારતાં હકાર આવે તો હિંસાજન્ય ભાવો છે અને નકારાત્મક આવે તો અહિંસા છે. રોજના વ્યવહારમાં જો અહિંસાનું પાલન બરાબર થાય તો જ આપણે બીજી વાતોનાં અહિંસાનું પાલન કરવાને લાયક બની શકીએ અને નહિ તો નહિ. અહિંસા પ્રતિક્ષણ કાર્ય કરનાર પ્રચંડ શકિત છે. એની પરીક્ષા આપણા પ્રતિક્ષણ કાર્યમાં, પ્રતિક્ષણના વિચારમા થવી જોઇએ. જો બરાબર પાલન થશે તો વિકાસ ઉત્તરોત્તર થતો જ જશે અને જ્ઞાન-શકિત વિકસશે જે કોઈ નાની-નાની વાતોની ઉપેક્ષા કરે તે મહાન શી રીતે બને? એ વાચક, તુ સ્વયં વિચારજે.

## અહિંસાનો મહિમા

અહિંસક મહાત્માઓની નિર્વૈર બુદ્ધિને કારણે તે મહાત્માઓના આશ્રમ સમીપ વનમાં વસતા હિંસક સિંહ, વ્યાઘ્રાદિ પશુઓ પોતાનો જાતીય હિંસક સ્વભાવ તજી અહિંસક બને છે. મહાત્માઓના ચારિત્રબળનો એવો મહાન્ પ્રભાવ છે. હિંસક પશુઓ પોતાના જાતિ વૈરવિરોધને છોડી એકબીજા સાથે અરસ–પરસ પ્રેમથી કિલ્લોલ કરે છે અને સાથે ખેલે છે. આ શું અહિંસાનો થોડો પ્રભાવ છે?

## અહિંસાનો પ્રભાવ

એક સુંદર વનપ્રદેશમાં એક અહિંસા, પ્રેમ અને સત્યની સાક્ષાત્ મૂર્તિસમાન મહાત્મા ધ્યાનાવસ્થામાં બેઠેલા હતા. તેઓ વિશ્વ સાથે ઐક્યભાવનો અનુભવ કરી રહ્યા હતા, અને અનંતમાં લીન હતા. એક અંગ્રેજ અધિકારી જેને શિકાર કરવાનો ઘણો જ શોખ હતો, જે નિર્દોષ પ્રાણીઓના પ્રાણ લૂંટીને આનંદનો ઉપભોગ કરતો હતો, તે અધિકારીને તેના એ દોષથી મુક્ત કરાવવા એના આત્મીય–જનોએ એને બહુ જ–સમજાવ્યો, તથા હિંસાનાં દુષ્પરિણામોથી તેને સાવચેત કર્યો, પરંતુ વ્યસન તે વ્યસન, એનો કાયર માનવોને ત્યાગ કરવો મુશ્કેલ છે.

બધાની સમજાવટ નિષ્ફળ ગઈ અને તેનું વ્યસન છૂટયું નહિ. એક વાર કોઈ પ્રસંગે તે શિકાર કરવા ગયો. ત્યાં એક સિંહ તેના જોવામાં આવ્યો. તેણે તેના

શિકાર કરવાનો વિચાર કર્યો તેથી તે તેની પાછળ પડ્યો. સિંહ પણ ચેતી ગયો અને તે આગળ આગળ હરણફાળે દોડવા લાગ્યો. આગળ સિંહ અને પાછળ તે અધિકારી એમ વનપ્રદેશમાં દોડ્યા જાય છે. સિંહ ઝડપથી જીવ બચાવવાના આશયથી આગળ દોડે છે અને પાછળ તે અધિકારી દોડી રહ્યો છે.

તેઓ બન્ને આગળ–પાછળ દોડતા–દોડતા જ્યાં તે મહાત્મા ધ્યાનાવસ્થામાં બેઠા હતા તેથી થોડે દૂર આવી પહોંચ્યા. પણ અરે, આ શો ચમત્કાર ! તે બન્ને જણા ત્યાં જ અટકી ગયા અને તેઓના ભાવમાં અસાધારણ પરિવર્તન થઈ ગયું. સિંહ તો બિલકુલ નિર્ભય બની ગયો. જાણે કોઈ પાછળ આવતું જ નથી. નિર્ભયતાથી શાન્ત બનીને ઊભો રહ્યો. એના હિંસકભાવ અને ભયના ભાવ દૂર થઈ ગયા. અને અંગ્રેજ અધિકારીના પણ હિંસક ભાવો લુપ્ત થઈ ગયા. તે વિચારવા લાગ્યો, અહો ! અહો ! આ નિર્દોષ પ્રાણીની હત્યા કરીને હું આનંદનો ઉપભોગ કરી રહ્યો છું તે કેટલું નિર્દય કામ છે. હું કેવો પાપી છું ? મને ધિક્કાર હજો કે મેં આવા પાપાચાર કર્યા, જેથી મારો આત્મા કર્મોના ભારથી ભારે બન્યો છે, મને નરકમાં પણ સ્થાન મળવું મુશ્કેલ છે. વગેરે સ્વનિંદા કરતો પશ્ચાત્તાપના પુનિત ઝરણામાં સ્નાન કરીને પાપને ધોવા લાગ્યો. હાથમાં પકડેલ હથિયાર જેમનું તેમ સ્થિર રહી ગયું.

ત્યાર બાદ તેને ભાન આવતાં તે મહાત્માના ચરણોમાં

હવે કહ્યું કે, "એક માત્ર જીભથી કહો કે ધર્મ ખોટો છે, તો તમારી સંપત્તિ અને હજારો માનવોના પ્રાણ બચી જશે. બસ એક વાર મુખથી કહો કે ધર્મ ખોટો છે." અરણકજીએ ઉત્તર આપ્યો કે, "એવી જીભ અને મુખ મારે શા કામના છે કે જે ધર્મને ખોટો કહે ? પ્રાણ જાય તો કબૂલ છે પણ હું અસત્ય વદનાર નથી. તારી ઇચ્છામાં આવે તેમ તું કરવા સ્વતંત્ર છો પણ હું મારો ધર્મ છોડનાર નથી."

આ છે અરણક શ્રાવકનો ધર્મ. ત્યારે આજે પાંચ, દશ રૂપિયા માટે જૈનો અસત્ય બોલવા તૈયાર થાય છે તે સ્વાર્થને જ આભારી છે. ત્યારે અરણકજી પોતાના સ્વાર્થને ત્યાગી ધર્મપાલનમાં તત્પર હતા.

વાચકને અહીં શંકા ઉત્પન્ન થવાનો સંભવ છે કે કેટલા લોકોની પ્રાણ-હાનિ થઈ રહી છે—આ પ્રશ્નનો ઉત્તર પ્રથમ અણુવ્રતમાં અપાઈ ગયો છે તે જો બરાબર સમજાયો હશે તો પ્રશ્ન જ થવાનો સંભવ નથી.

માટે હે વાચક ! તું તેના પર મનન કરશે, તો ભેદ આપોઆપ ખુલી જશે. જ્યાં સુધી અણુવ્રતોનું બરાબર પાલન ન થાય ત્યાં સુધી ઉપાશ્રયમાં જઇને સામાયિકો કેટલી પણ કરે, માળા ફેરવે, તે શુદ્ધ થાય જ નહિ, અને મન પણ સ્થિર રહે જ નહિ.

અરણક શ્રાવકના સત્યવ્રતના પ્રભાવે અંતમાં દેવને નમવું પડે છે. દેવ-શક્તિમાં હજારો વહાણોને ડૂબાડવાની

શક્તિ છે, લાખો ગામોને બાળવાની શક્તિ છે, તેમ જ દૈવી-શક્તિ માનવી શક્તિથી અનેકગણી અધિક છે, પણ કરોડો દેવતાઓની શક્તિ કરતાં સત્યવાદીની શક્તિ અધિક છે, જેથી સત્યવાદીને દેવોએ નમન કરવું પડે છે.

તે દેવ અરણકજીને વંદન કરીને કહેવા લાગ્યો, તમોને ધન્ય છે, તમારા સત્યધર્મને ધન્ય છે, મારી દૈવી શક્તિ કરતાં તમારા ધર્મની શકિત શ્રેષ્ઠ છે. જેથી આજે હું તમારી પાસે હારી ગયો છું અને તમારી, તમારા ધર્મ-પ્રભાવે જીત થઈ છે. સર્વથી શ્રેષ્ઠ શકિત ધર્મની છે. તેનો સદા જય હો, તે ધર્મના આરાધકનો પણ જય હો. સત્ય તે જ ધર્મ અને ધર્મ એ જ સત્ય છે. હે ભવ્યો ! સત્યનું સદા પાલન કરીને આત્મ વિકાસ સાધો અને વિજયને વરો. અસ્તુ !

**ત્રીજું અણુવ્રતઃ—ચોરની નીતિ**

પ્રભવ ચોર રાજગૃહી નગરીમાં ચોરી કરવા માટે પ્રવેશ કરે છે, ત્યારે મનમાં વિચારે છે કે, 'હાય ! આ ધંધો કેટલો પાપનો છે.' માનવોને ધન પોતાના પ્રાણથી પણ અધિક પ્યારું હોય છે. ધન માટે પિતા, પુત્રના તથા પુત્ર પિતાના પ્રાણ હરે છે હાથી અને હાર માટે એક કરોડ એંસી લાખ માનવોની ઘોર હિંસા થઈ હતી. 'હાય ! એવા ધન માટે હું ચોરી કરું છું એ માટે મને ધિક્કાર છે. પરંતુ શું કરું ? આ પાપી પેટ માટે આ બધું કરવું પડે છે' એમ વિચારીને એણે એવો વિચાર

કર્યો કે જ્યાં અઢળક સંપત્તિ હોય, તેમાંથી થોડું ઓછું થાય તો તેના માલિકને દુઃખ ન થાય ત્યાં ચોરી કરવી.

એમ વિચારી પ્રભવ ચોર જંબુકુમારને ઘેર ચોરી કરવા જવા વિચારે છે. આજના શાહુકારોમાં આ ચોર જેવી દયા, કરુણા, નીતિ, વિચાર, વિવેક, પાપનો પશ્ચા-ત્તાપ વગેરે શું હોય છે, ખરાં? તે વાચક સ્વયં તું વિચારજે. જંબુકુમારને ત્યાં તે જ દિવસે તેમનાં લગ્ન થયેલા હોવાથી તેમને ત્યાં દહેજમાં કરોડો સોનૈયાની સંપત્તિ આવેલી હતી, જેની રાશિઓ આંગણામાં જ પડી હતી. તેમજ પૂર્વની પણ કરોડોની સંપત્તિ એમને ત્યાં હતી.

ચોર ગામમાં પ્રવેશીને માર્ગમાં જે–જે મળે છે, તેને કહે છે, "હું પ્રભવ ચોર છું અને જંબુકુમારને ત્યાં ચોરી કરવા જાઉં છું. તમે ગામના લોકો નિર્ભય રહેજો. જંબુકુમારને ત્યાં ધન નહિ મળે તો ખાલી હાથે પાછો વળીશ. પણ બીજા લોકોને હેરાન નહિ કરું."

હે શાહુકારો! વિચારો, ચોર પણ સત્ય બોલે છે અને એનામાં કેટલી નિર્ભયતા છે. ત્યારે વર્તમાન કાળે વ્યાપારી વર્ગની કેવી ભ્રાન્ત ભાવના છે કે સાચું બોલી વ્યાપાર કરીએ તો–તો ભૂખ્યા જ મરી જઈએ, વ્યાપાર પણ ન ચાલે આવા વિચારો ધર્મશ્રદ્ધાળુના હોય ખરા? ન જ હોય. એ વિચારો તો અહં–બળ પોષક છે, શ્રદ્ધા પોષક નહિ.

ક્યાં ચોરની શુદ્ધ ભાવના અને ક્યાં આજના વ્યાપારીઓની ભાવના આકાશપાતાળ જેટલું અંતર છે. ભાવશુદ્ધિ વિના વિકાસનો સંભવ જ નથી.

પ્રભવ ચોર ૫૦૦ ચોર સાથે જંબુકુમારને ઘેર ચોરી કરવા ગયો. ત્યાં આંગણામાં સોનૈયાના ઢગલા પડ્યા હતા તેમાંથી સોનૈયા લઈને ગાંસડીઓ બાંધી, એ સમયે જંબુકુમાર પોતાની નવપરિણીત આઠ વધૂઓને ઉપદેશ આપી રહ્યા હતા, તે પ્રભવ ચોર સાંભળવા લાગ્યો અને શ્રવણ કરતાં-કરતાં એટલો પ્રભાવિત થયો કે, જંબુકુમારને પોતાના ગુરુ તરીકે સ્વીકારી, તેના ચરણમાં નમન કર્યું અને કહેવા લાગ્યો; 'હે પ્રભો ! મારો ઉદ્ધાર કરો.' પ્રાતઃકાલે જંબુકુમાર સાથે તેણે દીક્ષા ગ્રહણ કરી, અને આત્મ-સાધનમાં સંલગ્ન બન્યો. સાધનાના પ્રભાવે ચોરમાંથી એ મહાત્મા બન્યો.

આ બધો પ્રભાવ શેને આભારી છે? નીતિધર્મને. તેની મનોભૂમિકા શુદ્ધ નીતિમય હતી જેથી ઉપદેશે તરત જ અસર કરી, અને વૈરાગ્યવાસિત થઈને તેણે સંન્યાસ (જૈન દીક્ષા) અંગીકાર કરી આત્મકલ્યાણ કર્યું. હે ભવ્યો ! ધર્મનો પાયો નીતિ છે. એને આદરપૂર્વક ઉત્સાહથી આચરો અને કલ્યાણ સાધી સ્વર્ગ, મોક્ષના અધિકારી બનો.

**ચોથું અણુવ્રત: શીલનો પ્રભાવ.**

શ્રીસુદર્શન શેઠ શીલવ્રતના પાલનહાર હતા. તેઓ-

એ કાર્તિક પૂનમનું પૌષધવ્રત કરેલ હતું અને આત્મ-ચિંતનમાં મસ્ત હતા. તે અવસરે રાજરાણીએ પોતાની દાસીઓને ગુપ્ત રૂપે રાત્રીને વખતે ત્યાં મોકલી અને ધ્યાનસ્થ શેઠને રાણીના મહેલમાં લાવવામાં આવ્યા. રાણીએ તેને વિચલિત કરવાની અનેક યુક્તિ-પ્રયુક્તિઓ કરી. પણ શેઠ પોતે પોતાના ધ્યાનમાં સ્થિર રહ્યા. ત્યારે રાણી કોપાયમાન થઈને પોતે જ પોતાના હાથે શરીરને વિદીર્ણ કરી અને કેશકલાપને છૂટા મૂકીને પોકાર કરવા લાગી કે, 'દોડો દોડો, મારું રક્ષણ કરો ! આ પાપાત્માને, મારા શીલનું ખંડન કરનારને પકડો, પકડો.'

રાણીનો પોકાર સાંભળીને પહેરેગીરો દોડી આવ્યા અને શેઠને પકડી જેલમાં નાંખ્યા. સવારે રાજ્યસભામાં તેનો ન્યાય કરવા માટે બોલાવવામાં આવ્યા. તેને ભિન્ન-ભિન્ન પ્રશ્નો પૂછવામાં આવ્યા, પણ શેઠે મૌનનું અવલંબન કર્યું. કારણ જો સત્ય હકીકત કહે તો હિંસા થવાનો સંભવ હતો અને તે હકીકત બની ત્યારે પોતે પૌષધવ્રતમાં હતા. તેથી જ્યાં હિંસા થવાનો સંભવ હોય તે ન જ બોલાય, તેથી તેઓ મૌન રહ્યા.

રાજા નિરુપાય હતો. કારણ કે શેઠ ઉત્તર જ આપતા ન હતા. શેઠને નગરશેઠની પદવીથી રાજાએ વિભૂષિત પણ કરેલા હતા. રાજાએ તેને અપરાધી ઠરાવીને શૂળીની સજા ફરમાવી. આ તરફ તેની ધર્મપત્ની પોતાના પતિ પર કલંક આવેલ જાણીને કંઈ પણ દોડા-દોડ ન કરતાં

પ્રભુ-સ્મરણમાં લીન બની ગઈ. તેને સત્ય પર શ્રદ્ધા હતી કે સત્યનો વિજય થશે. સુદર્શન શેઠને નગરમાં ફેરવીને શૂળી પર ચઢાવવા માટે ગામ બહાર લઈ ગયા. લોકો ત્યાં ઘણાં એકત્ર થયા, ત્યાં હાહાકાર થઈ રહ્યો છે, પણ શેઠ શાંત છે, તેને ધર્મ પર અચલ શ્રદ્ધા છે કે સત્યનો જ વિજય થશે.

જ્યાં શૂળી પર શેઠને ચડાવ્યા ત્યાં તો આ શું? લોકો ચકિત થઈ ગયા અને આશ્ચર્યવિમૂઢ બની ગયા. શૂળીને બદલે ત્યાં સિંહાસન થઈ ગયું. દેવો પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા અને શીલવ્રતનો જય-જયકાર કરવા લાગ્યા. રાજા ભયભીત થઈને દોડતો ત્યાં આવ્યો અને શેઠના ચરણમાં પડી પોતાની ભૂલની ક્ષમા યાચવા લાગ્યો.

રાણી અભયાને આ સમાચાર મળતાં તે પોતાના મહેલમાંથી પડીને મરણ-શરણ થઈ. શેઠની ધર્મપત્ની પણ પોતાનું ધ્યાન પૂરું કરીને શેઠનું સ્વાગત કરવા માટે આવી. સમગ્ર ચંપાપુરીમાં જય-જયકાર થયો અને શીલના પ્રભાવનો મહિમા બધા ગાવા લાગ્યા.

હે ભવ્યો, એક વ્રતના પાલનથી પણ જીવનો કેટલો વિકાસ થાય છે કે માનવીને દેવો નમન કરે છે, સેવા કરે છે. આ છે ધર્મનો પ્રભાવ. તે ધર્મને આદરો અને સુખને વરો.

**પાંચમું અણુવ્રત–અપરિગ્રહ પર દૃષ્ટાંત**

એક શહેરમાં એક જૈન (જૈન એટલે રાગદ્વેષને જીતવાનો પ્રયત્ન કરે તે) ભાઈ રહેતા હતા. તેમનું નામ કિશોરીલાલ હતું. તેમને ગોળનો વ્યાપાર હતો. ગામમાં જ્યારે–જ્યારે કોઈ ધર્મકાર્ય માટે ફંડ–ફાળો થાય ત્યારે તેમને પણ લોકો કંઈક આપવા માટે કહેતા. ત્યારે કિશોરીલાલ માત્ર મંદ હાસ્ય સહિત કહેતા કે, 'સ્નાન કરી નાંખો.' વારંવાર કહેવા છતાં તેઓ માત્ર એક જ વાત કરતા કે, 'સ્નાન કરી નાંખો.' આથી લોકોએ તેનું નામ સ્નાનીયો રાખ્યું અને તેની ટીકા કરવા લાગ્યા. પણ કિશોરીલાલને તેની કંઈ જ પડી ન હતી. તેની બેદરકારીથી લોકો વધારે ચર્ચા કરવા લાગ્યા.

કિશોરીલાલ રોજ સંધ્યા સમયે દુકાન બંધ કરીને ચોપડા મુનીમને આપે કે ઘેર લઇ જાઓ, હું સ્નાન કરવા જાઉં છું. તેઓ કોઈ દિવસ પૂર્વ તરફ તો કોઇ દિવસ ઉત્તર તરફ, એમ દરરોજ ભિન્ન–ભિન્ન દિશા તરફ જતા. એક દિવસ ગામ લોકોની ચર્ચા સાંભળીને તેમનો મુનીમ શેઠાણીને પૂછવા લાગ્યો કે, 'શેઠ દરરોજ સ્નાનનું નામ લઇને ક્યાં જાય છે? વળી, ગ્રામ–જનતા પણ સ્નાન શબ્દની ખૂબ જ ચર્ચા કરે છે. તો આનું શું રહસ્ય છે? આપ જાણતાં હો તો મને કહો.'

શેઠાણીએ પણ આશ્ચર્યથી કહ્યું કે 'હે મુનીમજી! હું કંઈ જ જાણતી નથી.' આ પ્રમાણે બંને જણાં વાર્તા-

લાપ કરતાં હતાં, ત્યાં જ કિશોરીલાલ આવી પહોંચ્યા.

શેઠાણીએ અને મુનીમે શેઠને ઘણો જ આગ્રહ કરીને સ્નાનનું રહસ્ય બતાવવા માટે કહ્યું. શેઠે ઘણી જ આનાકાની કરી, પણ અત્યાગ્રહને વશ થઈ તેમણે એ વાત કહેવી શરૂ કરી.

'એક સમયે આપણા શહેરમાં પૂજ્યશ્રી પુષ્પવિજયજી મહારાજ સાહેબ પધાર્યા હતા. તેમણે પોતાની સુમધુર વાણીમાં અપરિગ્રહવ્રતનું માહાત્મ્ય વર્ણવ્યું હતું. તે ઉપ-દેશ શ્રવણ કરીને મેં તેઓશ્રીની પાસેથી તે વ્રત ગ્રહણ કરેલું છે.' મહારાજશ્રીનું કહેવું એવું હતું કે, 'પ્રભુ મહાવીરે મમત્વભાવને જ પરિગ્રહ કહ્યો છે એટલે, મમત્વ-**ભાવથી જે લક્ષ્મીનો સંચય થાય** તે જ પરિગ્રહ **છે. માટે, ખપ પૂરતું રાખીને લક્ષ્મીનો સંચય ન કરતાં, તેનો ત્યારે ને ત્યારે સદુપયોગ કરી નાંખવો.** જેમ શરીર પર મેલ હોય તો લોકો શરીરના મળને ધોવા સ્નાન કરે છે, તેમ જ સંચિત લક્ષ્મી પણ મળ સમાન હોય તેનો ત્યાગ કરવો તે પણ સ્નાન જ છે.'

શરીરનો મળ ધોવાથી શરીર હલકું થાય છે તેમ જ સંચિત લક્ષ્મી રૂપી મળનો ત્યાગ કરવાથી જીવાત્મા પણ એ મળના ત્યાગ રૂપ સ્નાનથી હલકો થાય છે. લક્ષ્મીનો સંચય તે જ પરિગ્રહ રૂપ–મમત્વ. તેને પ્રભુએ મહાપાપ ગણાવ્યું છે. અને પાપના ત્યાગથી જીવાત્મા હલકો થાય છે અને પાપના સંચયથી જીવાત્મા ભારી

થઇને સંસારમાં પરિભ્રમણ કરે છે. મેં અપરિગ્રહવ્રત ગ્રહણ કરેલ હોવાથી, આજીવિકાના વ્યય પૂરતી લક્ષ્મી રાખીને બીજી વધારાની જે મળ રૂપ હોય તેના રોજ સદ્વ્યય રૂપ ત્યાગ તે જ સ્નાન અને એવું સ્નાન કરવા હું રોજબરોજ જાઉં છું.

મળને સાફ કરવો તે કોઈ પર ઉપકાર નથી કિન્તુ સ્વનો જ ઉપકાર છે. મળને સાફ કરવા માટે કોઇ માન-પાન, કીર્તિ, યશ, વગેરે ચાહતું નથી તેમ જ વધારાની લક્ષ્મી રૂપ મળને સાફ કરવા માટે પણ માન, પ્રસિદ્ધિ, કીર્તિ વગેરેની આશા કરવી ન જોઈએ. નહીંતર એક મળને કાઢતાં બીજો અભિમાન રૂપી મળ મનમાં પ્રવેશ કરીને જીવને ભારી કરી દે છે.

આમ હું જે સ્નાનની વાત કરું છું, તે સ્નાન મનોમળ ધોવાનું સ્નાન છે. તેથી જે કોઈ ફંડ-ફાળો કરવા આવે છે તેને હું કહું છું કે તમો જે કરી રહ્યા છો તે બરાબર સમજીને કરો. અને સંચયવૃત્તિથી વિરમવા રૂપ સ્નાન કરી નાખો. પણ મારી વાતના રહસ્યથી અજ્ઞાત લોકો તે ન સમજતાં તેનો ઊલટો અર્થ સમજે છે અને તેઓ મારી ટીકા કરે છે. તેમાં ન મારો દોષ છે ન તેમનો. કારણ, "હું જે કહું છું તે જ્ઞાનદૃષ્ટિથી કહું છું જ્યારે તેમની જ્ઞાનદૃષ્ટિ ન ખુલી હોય તો તેઓ તે વાતને કેવી રીતે સમજી શકે ?"

આ વાત સાંભળીને મુનીમ તથા શેઠાણી આશ્ચર્ય-ચકિત થઈ ગયા અને શેઠને લાખો વાર ધન્યવાદ આપવા લાગ્યાં.

ભગવાન મહાવીરદેવે કહેલ જ્ઞાનનું રહસ્ય ઘણું જ ઊંડું છે. તે રસનાં પાન કોઈ વીરલ આત્મા કિશોરી-લાલ શેઠ જેવા ભવ્યો જ કરી શકે છે.

લોભલાલસા (મમત્વભાવ) જ જીવાત્માનો મોટો શત્રુ છે. તેને આત્મજ્ઞાન વડે જ જીતી શકાય છે. બીજો કોઈ ઉપાય નથી. જે ભવ્ય તેને જીતે છે તે જ વિકાસને સાધે છે.

**અપરિગ્રહ વ્રત :**

શ્રાવક આનંદના ઐશ્વર્યનો કોઈ પાર નથી. બાર કોટી સુવર્ણમુદ્રાઓ અને ચાલીશ હજાર ગાયો છે. ગાયો માટે આનંદે વિશાળ ગોચરો સ્થાપ્યાં છે. તેમની સેવા માટે સેંકડો ગોવાળો રાખ્યા છે. ગાયોની સર્વ વ્યવસ્થા તેણે સારી રીતે કરેલી હતી અને પોતે જાતે પણ તેની સંભાળ રાખતો હતો. ધર્મશાસ્ત્રના આદેશ પ્રમાણે ગાયોનાં દૂધ-ઘી વેચવામાં આવતાં નહોતાં. પણ માનવોનાં મન, બુદ્ધિ ને દેહના વિકાસ માટે પરિચારકો દ્વારા દાનમાં દેવામાં આવતાં હતાં. આનંદ શ્રાવકનું ધન મુનિરાજોની સેવા માટે, જિનેશ્વરની ધર્મઆજ્ઞાઓને લિપિબદ્ધ કરાવવા લહિયાઓને લખવા

સારુ, ગરીબોને અન્નદાન, વસ્ત્રદાન, માટે ઉપયોગમાં આવતું હતું.

આનંદ શ્રાવકના ઐશ્વર્યમાં ઉત્તરોત્તર વધારો થતો જાય છે. આ વાત કહેનારાઓએ પ્રભુ મહાવીરના ચરણે રજૂ કરી. આ સાંભળીને મહાવીર પ્રભુને થોડો વિષાદ થયો. તરત જ શિષ્યોના પરિવાર સહિત તેઓએ તે તરફ વિહાર પ્રારંભ કર્યો. શિષ્યો આ વાતનો ભેદ સમજી શકયા નહિ. આનંદને સમાચાર મળ્યા કે ભગવાન મહાવીરદેવ આ તરફ પધારે છે. આથી આનંદ તથા તેનો પરિવાર હર્ષિત થયો. જે દિવસથી ભગવાન પધારવાના છે તે સમાચાર જાણ્યા ત્યારથી આનંદ શ્રાવકે ત્યાગધર્મને વધાર્યો. જમીન પર સૂવાનું ચાલુ કર્યું. ગંધ, વિલેપન, અલંકારો આદિનો ત્યાગ કર્યો. જિનેશ્વરની વાણીની વધુ નકલો વહેંચવા માટે લહિયાઓ પાસે તૈયાર કરાવી. આખરે તે શુભ ઘડી આવી પહોંચી, કે જ્યારે ભગવાન મહાવીરદેવની પધરામણી એમના ગામમાં થઈ.

આનંદ સપરિવાર દર્શનાર્થે ગયા. પ્રભુનાં દર્શન કરીને આનંદિત થયા. ભગવાન મહાવીર બોલ્યા:

“આનંદ તારે માટે મને ચિંતા થવાથી હું અહીંયાં આવ્યો છું.”

“મને તો પ્રભુ! આપના આશીર્વાદના પ્રતાપે પૂરતું સુખ છે. ઘણી બધી સમૃદ્ધિ છે અને હજુ તેમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જાય છે.”

સાંભળનારાઓને અને શિષ્યોને પણ આ સાંભળી નવાઇ લાગી કે આનંદ શ્રાવક માટે પ્રભુને ચિંતા કરવાનું શું કારણ ? ત્યાં જ ભગવાન બોલ્યાઃ

" આનંદ ! એ જ મારી ચિંતાનો વિષય છે કે તારી પાસે આટલું બધું છે અને તેમાં સતત વૃદ્ધિ થતી જાય છે. **આ વસ્તુ ધર્મથી વિરુદ્ધ છે.** "

" ભગવાન અજ્ઞાનીને સમજાય તેવું વદો."

" જો આનંદ, **જરૂરિયાતથી વધારે સંઘરવું એ અધર્મ છે, સંગ્રહવૃત્તિ જ પાપ છે.** મમત્વ–મૂર્ચ્છાભાવ તે પાપ છે, અને અપરિગ્રહ એ જૈનત્વનું મુખ્ય અંગ છે. તમારી પાસે તમારી જરૂરિયાતથી વધારે સંપત્તિ છે એ તો દોષ રૂપ જ છે, પણ તેમાં હવે વધારો થતો જાય છે એટલે તમારી સંપત્તિ વૃદ્ધિ પામે છે. વૃદ્ધિનો અર્થ એવો છે કે **એકની વૃદ્ધિ બીજાની ઘટ,** એક જગ્યાએ વધે તો બીજે ખાડો પડે. અન્ય પાસે જે જરૂરનું દ્રવ્ય છે તે તમારા માટે જરૂરી નથી. આથી પરિગ્રહતાનો દોષ તમારામાં આવે છે. તમારી સંપત્તિની વૃદ્ધિ એ જ મારે માટે ચિંતાનો વિષય છે. તમારી સંપત્તિ વધતી અટકે તેટલા માટે જ હું આવ્યો છું."

" ભગવાન, એ માટે યોગ્ય આજ્ઞા આપો."

" સંપત્તિની વૃદ્ધિ રોકો."

"સારુ, પ્રભુ, એ રોકવા વ્યાપાર બંધ કરીશ."

"ના, અકર્મણ્યતા એ પણ દોષ છે. વ્યાપાર તો કરવાનો, અને તે તમારી સંપત્તિથી જ કરવાનો પણ નફો ઘરમાં નહિ રાખવાનો."

"પ્રભુ, આપની આજ્ઞાનું પાલન કરીશ."

"એટલું જ નહિ, એ નફો ગરીબોની સેવા કરવામાં દાન આપવાનો નિષ્કામ પુરુષાર્થ કરવાનો છે."

"પ્રભુ, આપની આજ્ઞાનુસાર કાર્ય કરીશ. હવે બીજી આજ્ઞા ફરમાવો."

"ગાયોની વૃદ્ધિ રોકો. ચાલીશ હજારથી જેટલી ગાયોની વૃદ્ધિ થાય તે બધી ગાયો બીજા જરૂરિયાતવાળાને આપી દેજો."

"ભગવાનનો આદેશ માથા પર ચઢાવું છું."

"બસ, આટલું આચરીને મને જાણ કરો એટલે મારી ચિંતા મટે, આનંદ!"

એ પછી બીજો બોધ આપી ભગવાન મહાવીર ધર્મરત બનવા આશીર્વાદ આપીને વિહાર કરી ગયા.

શ્રાવક આનંદે ત્યાર બાદ ભગવાન મહાવીર સ્વામીની આજ્ઞાનુસાર કાર્ય કરવા માંડ્યું, વ્યાપારનો બધો જ નફો ગરીબોને વહેંચવા માંડ્યો. ચાલીશ હજાર ઉપરની સંખ્યાની ગાયો જરૂરિયાતવાળાઓને દાનમાં આપવા માંડી

ને પુણ્ય હાંસલ કરવા માંડ્યું. અપરિગ્રહપણાની વાત જ આજે વિશ્વ વ્યવહારમાંથી વિસારે પડી છે, અને પરિગ્રહતા ભણી જ જગત જન દોડી રહ્યું છે.

**નોંધ :— પરિગ્રહ વ્રત વિશે મનન કરવા યોગ્ય વિચારો.**

પાંચમું અપરિગ્રહ વ્રત છે તે તો સંગ્રહવૃત્તિને નાબૂદ કરવા માટે છે સંગ્રહવૃત્તિ એટલે એકત્ર કરવું. જ્યારે માનવમાં આ વૃત્તિ પેદા થાય અને ફાલેફુલે એટલે શોષણવૃત્તિ જાગ્રત થાય. પોતાને કેમ અધિકથી અધિક મળે ? આ વિચાર પ્રધાનપણુ ભોગવે સંગ્રહવૃત્તિને પ્રભાવે એક જગ્યાએ વધે તો બીજી જગ્યાએ ઘટે.

એક જગ્યાએ વસ્ત્રોના કબાટ ભર્યા હોય તો પણ ખરીદી ચાલુ હોય જ્યારે બીજી જગ્યાએ શરીર ઢાંકવાનાં વસ્ત્રોનો અભાવ હોય. એક જગ્યાએ અનાજના કોઠારો ભર્યાં હોય ત્યારે બીજી વ્યક્તિ અન્નના કણ માટે ટળવળતી હોય.

એક વ્યક્તિ પાસે ધનના ભંડાર ભર્યા હોય ત્યારે બીજી વ્યક્તિ પૈસા-પૈસા માટે તલસતી હોય. જ્યારે સંગ્રહવૃત્તિનું જોર વિશ્વમાં વધે ત્યારે સ્વાર્થભાવ વધે. પોતા સિવાય પરનો વિચાર થાય નહિ. ભ્રાતૃભાવનો અભાવ થાય. દેશમાં અશાન્તિ વધે, ચોરી, લૂંટ આદિના ઉપદ્રવો વધે.

એકંદરે સામાજિક વ્યવસ્થામાં અવ્યવસ્થા અને અસંતોષનું સામ્રાજ્ય વરતે. સંગ્રહવૃત્તિને પ્રભાવે માનવ સાતમી નરકનો અધિકારી બને છે.

જ્યારે સિંહ જેવું હિંસક પ્રાણી માનવનો ભક્ષ કરે છે છતાં તેનું પેટ ભરેલું હોય તો પછી તે બીજા દિવસની ચિંતા કરીને અનેક પ્રાણીઓના વધ કરી ગુફામાં સંગ્રહ કરતો નથી. તેથી તે માનવ-

ભક્ષી પ્રાણી ચોથી નરકથી આગળ જતો નથી જ્યારે માનવ સંગ્રહ-વૃત્તિને કારણે સાતમી નરકમાં જાય છે. તે બધો પ્રભાવ તૃષ્ણાને આભારી છે. અને તેથી જ પ્રભુ મહાવીરદેવે પાંચમા અપરિગ્રહ વ્રતને ધારણ કરવાની આજ્ઞા આપેલી છે

અપરિગ્રહવ્રત સંગ્રહવૃત્તિને નાબૂદ કરવા માટે છે સાધુ-મુનિ-રાજોને સર્વથા પરિગ્રહ રાખવાનો ત્યાગ હોય છે જ્યારે ગૃહસ્થ જીવન જીવનાર માટે, તૃષ્ણા ઘટાડવા માટે મર્યાદા બાંધવાની હોય છે.

વર્તમાનમા સૌ કોઈ મર્યાદા બાંધી લે તો જગત માત્રની લક્ષ્મી પોતાને મળે એવી **લાલસા રહે** નહીં અને **સંતોપવૃત્તિ જાગ્રત થાય.** સર્વને કમાવા અને મજૂરી કરવાની તક મળે બધી પ્રજામાં મૂડીની વહેંચણી થાય, એટલે સ્હેજે બોલ્શેવિઝમ (રશિયાનો સામ્યવાદ) દાખલ કરવાની આવશ્યકતા દૂર થાય પરંતુ મર્યાદા કરતી વખતે એક વાતનું લક્ષ રાખવું જરૂરી છે.

પોતાની પાસે ૧૦ હજારનો જોગ હોય, ત્યારે એક લાખની મર્યાદા કરવી, અને એક લાખની મૂડી હોય ત્યારે દશ કે વીશ લાખની મર્યાદા કરવી તે તો નરી માયા છે, આત્મવંચના છે, આત્મઠગાઈ છે. એમ સમજવુ કે હજુ તૃણા દૂર થઈ નથી

સાચો જૈન તે જ કહેવાય કે જે સમયે તેને એવું ભાન થાય કે લોભવૃત્તિ હેય (ત્યાગવાયોગ્ય) છે, ત્યારે તે જ સમયથી લોભવૃત્તિને ત્યાગી સંતોષને અપનાવે. તેની પાસે ૧૦ કે ૨૦ હજાર કે લાખ બે લાખ અથવા કરોડોની સંપત્તિ હોય છતાં ખરો શ્રાવક (જૈન) ત્યાં જ અટકે છે હવે પછી સાવદ્ય વ્યાપાર ચલાવી સંપત્તિ વધારવાનો બિલકુલ પ્રયત્ન કરતો નથી.

પોતાની સંપત્તિમાંથી કોઈને આપવું તે તો મહાન ત્યાગ છે, પરંતુ પોતા પાસે હોય તેમાં સંતોષ કરવો અને વધારેને નહિ

વળગવું એ પણ એક પ્રકારની ત્યાગવૃત્તિ છે. પરંતુ પોતાને સાંપડ્યું છે, તેના કરતાં બમણી, ચોગણી લક્ષ્મીની મર્યાદા રાખવી તેનો અર્થ એ કે **તેની તૃષ્ણા હાલ ગઈ નથી** અને **હેતુ–રહિત** મર્યાદા તે મર્યાદા જ શેની? મુખ્ય મુદ્દો તો **તૃષ્ણા, લાલસા ઘટાડવાનો છે.** તેનું લક્ષ રાખીને જ પરિણામ કરવાનું હોય. પણ ઉપરની રીતે કોઈ વિના સમજ–મર્યાદા કરે તો સમજવું કે તે મર્યાદા સાચી મર્યાદા જ ન કહેવાય, તે તો આત્મવંચના જ છે.

નિયમ–યમ રૂપ વ્રતોનું બરાબર પાલન કરવા માટે તેના સહાયક નિયમોની આવશ્યકતા હોય છે. અગર નિયમોના પાલનથી જ યમનું સારી રીતે પાલન થાય છે. તેથી આગળ નિયમોનું વર્ણન કરવામાં આવે છે. નિયમોમાં ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતો છે તેનું વર્ણન કરવામાં આવે છે. એ પાંચ અનુવ્રત રૂપ યમ અને ત્રણ ગુણવ્રત, ચાર શિક્ષાવ્રત રૂપ નિયમના પાલક શ્રાવક (ગૃહસ્થ) હોય છે.

## ૬ ઠું દિગ્વ્રત.

આશય વગરનું—'ઉપયોગ' વગરનું–પરમાર્થ વગરનું નિષ્પ્રયોજ ભ્રમણ જેમ બને તેમ ઓછું કરવું, તેની મર્યાદા કરવી.

## ૭ મું ઉપભોગ પરિભોગ પરિમાણવ્રત.

ઉપભોગ ( એક વાર ભોગવાય તે ) અને પરિભોગ ( વારંવાર ભોગવવાની વસ્તુ )ની લાલસા મર્યાદિત કરવી. પોતાની ટેવોમાં, આદતોમાં સાદગી, આત્મસંયમ,

નિયમિતતા અને મિતાહારી બનવું. પોતાની જરૂરિયાતોને ઘટાડવી જેથી ચિંતાઓ, ઉપાધિઓ, લાલચો, તૃષ્ણાઓ ઘટશે. અને સમયનો સદુપયોગ કરવાનો અવકાશ મળશે. દેખાદેખીથી, ખાનદાનીના ખોટા ખ્યાલથી, મોટા બનવાની ખોટી લાલસાથી અને ગુણ–દોષ સમજવાની બુદ્ધિના અભાવથી અનેક બિનજરૂરી જરૂરતો ઉત્પન્ન થાય છે. અને તેઓ શારીરિક નિર્બળતા, માનસિક અધમતા અને બુદ્ધિહીનતાને જન્મ આપે છે. માટે ઉપભોગ–પરિભોગના પદાર્થો જરૂર પૂરતા જ ઉપયોગના સિદ્ધાન્તને જવાબ આપે તેટલા જ રાખવા અર્થાત્ તેની મર્યાદા કરવી. ( હદ બાંધવી, અમુક ખપે ઉપરાંતનો ત્યાગ કરવો. )

**૮ મું અનર્થદંડ—ત્યાગવ્રત.**

અર્થ વગરના 'વ્યાપાર' પ્રવૃત્તિમાં મન–વચન–કાયાના યોગ પ્રવર્તાવવા નહિ. ખોટી ખટપટ, નિંદા, દુર્ધ્યાન, ચિંતા, કુતર્ક, ખેદ, ભયથી શરીર સંપત્તિ, સમયરૂપ સંપત્તિ તથા સંકલ્પ–વિકલ્પોનો દુર્વ્યય ન કરવો. આર્ત્તધ્યાન અથવા ચિંતા અને રૌદ્ર ધ્યાન એટલે ક્રોધાદિ વિકારો કરવા તે આત્મ નિર્બળ કરનાર કાર્ય છે. અને આનંદમય–વીરત્વમય આત્મપ્રભુનો દ્રોહ કરવા સમાન છે. મનુષ્યત્વ એથી ક્ષીણતાને પામે છે, તેનો ત્યાગ કરવો.

**૯ મું સામાયિકવ્રત.**

પ્રતિદિન નિયમિત સમયે બને તેટલા સમય સુધી સમતોલવૃત્તિ શીખવાનો, કેળવવાનો અભ્યાસ કરવો.

## ૧૦ મું દેશાવકાશિકવ્રત.

સ્વદેશ બહારથી મંગાવેલી ચીજો બનતાં સુધી ન વાપરવી; સ્વદેશ–પ્રેમ અને સ્વદેશાભિમાન રાખવું. સ્વદેશને ભૂખે મરતો કરવામાં સાધનભૂત ન બનવું.

## ૧૧ મું પૌષધવ્રત.

દર મહિને એક દિવસ જ્યારે પણ ફુરસદ કે સગવડ અને અનુકૂળ શારીરિક–માનસિક સ્થિતિ હોય ત્યારે—ઉપવાસ કરીને, જેથી શરીર નીરોગી અને સહનશીલ બને; અને તે સ્થિતિમાં ૨૪ કે ૧૨ કલાક સુધી એકાંતમાં બેસીને આત્મિચિંતનમાં તે સમય વિતાવવો.

## ૧૨ મું અતિથિ સંવિભાગવ્રત.

પોતાની આવકમાંથી અમુક ભાગ દાન માટે કાઢવો અને તે જરૂરિયાતવાળાઓને દાન રૂપે આપવો. આહાર, ઔષધ, વસ્ત્રાદિ જેને જે જરૂરત હોય તે આપવાં. પોતાના ગુરુ, ત્યાગી વર્ગની સેવા, ભક્તિ ઉલ્લાસપૂર્વક પ્રસંગ મળતાં કરવી. તેમની જરૂરિયાતો પૂરી પાડવી. જગ-હિતકારી કાર્યોમાં શરીર–બળથી, દ્રવ્ય–બળથી, લાગવગથી સમય બુદ્ધિ આદિનો ફાળો આપવો. દુઃખીઓનાં દુઃખ દૂર કરવા, અજ્ઞાનીઓને જ્ઞાન આપવું, અનાથોને સહાયતા આપવી; વિધવાઓનાં આંસુ લૂછવાં વગેરે સત્કાર્યો કરવામાં પોતાની શક્તિનો, લક્ષ્મીનો સદુપયોગ કરવો.

યોગનું પ્રથમ અંગ યમ છે અને દ્વિતીય અંગ નિયમ છે. યમમાં સ્થિર રહેવાને માટે તથા અનેક સદ્‌ગુણો પ્રાપ્ત કરવા માટે જ, નિયમો પાળવામાં આવે છે. પ્રત્યાખ્યાન, અમુક કાળે અમુક કરવું, ઈશ્વર પ્રણિધાન શૌચ, સંતોષ, આંતર–બાહ્ય પવિત્રતા, તપ આદિ નિયમોથી આત્મા નિર્મળ બને છે. મનનાં અનેક પાપોનો નાશ કરવા માટે નિયમ પાળવાની અત્યંત આવશ્યકતા છે. નિયમથી દૃઢ થયેલો મનોબળયુક્ત આત્મા જ સ્વ–પર હિત સાધી શકે છે.

આત્મા મોહને વશ અનેક પ્રકારનાં પાપના હેતુઓને આચરે છે, પણ નિયમોનું દૃઢ રીતે પ્રતિપાલન કરવાથી પાપના હેતુઓથી દૂર રહી શકે છે. પ્રથમ તો તે વડે **મનોબળ જ વિકસે છે અને દૃઢ થાય છે.** નિર્ણયશક્તિ પણ કેળવાય છે. આમ ઘણા લાભો થાય છે.

યોગના પ્રથમ અંગ યમમાં ફક્ત અહિંસાનું યથાતથ પાલન થવાથી નિર્વૈર બુદ્ધિને કારણે નિર્ભયતા પ્રાપ્ત થાય છે, અને હિંસક પશુઓ તેની પાસે શાંત થઈ જાય છે સત્યવ્રતનું યથાતથ બાર વર્ષ સુધી પાલન કરનાર વ્યક્તિને વચનસિદ્ધિ પ્રાપ્ત થાય છે. આમ યમ–નિયમોના પાલનથી આત્મિક ગુણો વિકસે છે અને જીવાત્માની પ્રગતિ થતી જાય છે. દરેક ભવ્ય જીવોએ, આ યમ–નિયમોનું પાલન કરી વિકાસ સાધવા ખાસ ભલામણ કરવામાં આવે છે.

## પ્રકરણ ૬

# આસન અને પ્રાણાયામ

શાસ્ત્રોમાં અનેક પ્રકારનાં આસનો બતાવેલાં છે. દરેક આસનના જયથી શારીરિક ભિન્ન–ભિન્ન ફાયદાઓ બતાવ્યા છે. ચોરાશી આસનો છે. તેમાં પણ સિદ્ધાસન અને પદ્માસન એ બે આસન શ્રેષ્ઠ છે. ખુલ્લી હવાવાળા તથા ભેજ રહિત સ્થાનમાં આસનોનો અભ્યાસ કરવો જોઇએ.

ત્રણ કલાક સુધી એક આસને બેસવાની ટેવ પાડવી. ગોદુહિકાસનથી પણ બેસવાની ટેવ પાડવી જોઇએ. આસનોનો જય કરવાથી શારીરિક પ્રકૃતિ કાબૂમાં રહે છે. વાત, પિત્ત અને કફનો ઉપદ્રવ ધીરે–ધીરે શાંત થતો જાય છે. શ્વાસોચ્છ્વાસની નિયમિતતામાં વૃદ્ધિ થાય છે.

ખરેખર આસનના જયથી દીર્ઘ શ્વાસોચ્છ્વાસ લેવાય છે. દીર્ઘ શ્વાસ લેવાથી શરીરની આરોગ્યતામાં વધારો થાય છે. અને શારીરિક આરોગ્યતા વધતાં યમ–નિયમોનું બરાબર પાલન કરી શકાય છે. માટે ચારિત્ર્ય–યોગીઓએ આસનોનો જય કરવા પ્રયત્નવંત બનવું.

ઘણા જૈન ધર્મના અનુયાયીઓની માન્યતા છે કે આસનો વ્રતધારી કરી શકે નહિ. તેઓને પ્રશ્ન કરવામાં આવે છે કે ત્યારે શું વિલાયતી દવાઓનું સેવન કરવું તે વ્રતધારીઓ અને વળી પંચમહાવ્રતધારીઓને યોગ્ય છે? દવાઓમાં વિશેષ પાપ છે કે આસનમાં? તે વાચક, તું સ્વયં વિચાર કરજે. આસનોને તો અષ્ટાંગ યોગમાં સ્થાન આપેલું જ છે. છતાં શંકા–કુશંકામાં પડી નકામા વાદ-વિવાદથી શો લાભ? વિવેકથી વિચાર કરો તો જ સત્ય સમજાય.

શરીરને ધર્મ–સાધના માટે નીરોગી રાખવું તે તો સાધકનું પ્રથમ કર્તવ્ય છે. નિર્બળ શરીર અને નિર્બળ મનવાળો શું ચારિત્ર્યધર્મનું પાલન કરી શકે? ન જ કરી શકે. આજ વર્તમાન કાળે જૈન સાધુ અને સાધ્વીઓ ડોકટરોની દવાનો ઉપયોગ વિના સંકોચે કરે છે. પણ તે તેઓના અજ્ઞાનને આભારી છે. દવાઓથી રોગ દબાઈ જાય છે પણ સર્વથા નાશ થતો નથી. પ્રથમ તો રોગનાં કારણોનું જ્ઞાન થવું જોઇએ.

ઘણાખરા રોગો આહાર આદિ કુદરતી નિયમોના ભંગથી જ ઉત્પન્ન થાય છે. જે રોગો કુદરતના કાનૂન-ભંગથી ઉત્પન્ન થાય છે. તે રોગો કુદરતી કાનૂનના પાલન-થી દૂર થઇ શકે છે, પણ દવાથી નહિ, તે ખાસ લક્ષમાં રાખવાનું છે. જે સાધુ–સાધ્વીઓ કંદમૂળ ખાઈ શકે નહિ તે શું વિલાયતી દવાનો ઉપયોગ કરી શકે ખરાં? તેઓને

પ્રશ્ન કરવામાં આવે છે કે કંદમૂળમાં વધારે પાપ છે કે વિલાયતી દવાઓમાં અને ઇન્જકશનોમાં ? કંદમૂળથી પણ વિશેષ આરંભ અને અભક્ષતા દવાઓ અને ઇન્જેકશનોમાં રહેલ છે, તે આજનાં **વિવેકહીન સાધુ–સાધ્વીઓ ભૂલી ગયાં છે.**

થોડાં વર્ષ પહેલાં બારામતીમાં લેખકનું ચાતુર્માસ હતું ત્યાં અન્ય જૈન સાધુ–સાધ્વીઓના ચાતુર્માસ હતા. તે સાધ્વીઓ વગેરે ચોમાસાને કારણે લીલોતરી ખાતાં ન હતાં એટલે કોથમરી, મેથી વગેરે ભાજી. પણ દવાઓનો ઉપયોગ થતો હતો.

એક ઘેર લેખક ગોચરી ગયેલ ત્યાં એક બહેને પ્રશ્ન કર્યો: 'તમે કોથમરી વગેરે ખાઓ છો કે નહિ ?' લેખકે ઉત્તર આપ્યો: 'હું એ ચીજો ખાઉં છું પણ વિલાયતી દવાઓ વગેરે ખાતી નથી.' તે બહેને કહ્યું: 'તમારી વાત બરાબર છે.' તે બહેનને જેટલો વિવેક હતો તેટલો પણ વિવેક આજ સાધુ–સાધ્વીઓમાં નથી તે ખેદનો વિષય છે.

જૈન સાધુ–સાધ્વીઓએ હવે જાગ્રત થઈને વિવેકથી કુદરતી નિયમો સહ આસન પ્રાણાયામાદિનું સેવન કરવા પ્રયત્નશીલ બનવું જોઈએ. સાંભળવામાં આવ્યું છે કે, તેરાપંથી જૈન સમાજનાં સાધુસાધ્વીઓ પોતાના સમાજમાં આસનો, પ્રાણાયામાદિનો પ્રચાર કરી રહ્યાં છે. બીજા પણ જૈન સમાજનાં સાધુ–સાધ્વીઓ વિવેકથી

વિચારી આસનો અને પ્રાણાયામ વગેરેને પોતાના સમાજમાં અપનાવે એવી શુભ કામના સેવું છું.

કેટલાક રોગો મનોવિકારોને કારણે પણ થતા હોય છે. તેને માટે વિચારની શુદ્ધિ કરવાની હોય છે. દરેક સાધુ–સાધ્વીઓને મારી નમ્ર પ્રાર્થના છે કે બીજાઓને તારવાની ઉતાવળમાં ન પડતાં પોતાના શરીરબળ અને મનોબળને કેળવવાની વાત લક્ષમાં લે, અને શારીરિક, માનસિક શાસ્રોનુ અધ્યયન કરે વિચારશાસ્રોના જ્ઞાનની પણ પરમાવશ્યકતા છે. માનસશાસ્રનો અભ્યાસ કરવાથી જ ધર્મ–રહસ્ય પણ સમજી શકાશે. તેમ જ માનસ–વિકારોથી થતા રોગોને મનોબળથી નિવારી શકાય છે, તે પણ અભ્યાસ વડે જાણી શકાશે.

જે અહીંઆં પરાધીન છે તે આગળ સ્વાધીન (મુક્ત) શી રીતે બની શકશે? તેનો વિચાર, હે વિવેકવંતો, તમે કદી કર્યો છે? તમારી પદવી કેટલી મોટી છે અને તમો શો આચાર આચરી રહ્યા છો તેનો કદી તમે વિચાર કર્યો છે?

ઊઠો, જાગો, મોહનિદ્રાને ત્યાગી જાગૃત થાઓ અને ગુલામી માનસનો સાચા જ્ઞાન વડે ત્યાગ કરો. હે પ્રિય આત્માઓ, એ જ મમ અંતરની અભિલાષા છે. પ્રસંગોપાત્ત આટલું વિવેચન થઈ ગયું છે. ફરી મૂળ વિષય પર આવું છું. આસનના અભ્યાસથી બળ તથા સુસ્વાસ્થ્ય પ્રાપ્ત થાય છે તથા અનેક પ્રકારના રોગોનો નાશ થાય છે. ભુજંગ, શલભ તથા ધનુરાસનથી કબજિયાત દૂર થાય

છે. ગર્ભાસનથી પાચનશક્તિ અને જઠરાગ્નિ વધે છે, અને આંતરડાના રોગનો નાશ થાય છે.

હલાસનથી મેરુદંડ નરમ અને કોમળ બને છે.

પશ્ચિમોત્તરાસનથી ચરબીનો નાશ થાય છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને આમાશયના સર્વ રોગોનો નાશ થાય છે.

શીર્ષાસનથી વીર્ય ઓજસ–શકિતમાં પરિણમે છે, સ્મરણશકિત તથા માનસિક શકિત વધે છે અને અનેક પ્રકારના રોગો નાશ પામે છે

વજ્રઆસનથી આળસ દૂર થાય છે, મેરુદંડ બળવાન બને છે અને પાચનક્રિયા બરાબર થાય છે. એ ધ્યાન માટે ઉત્તમ આસન છે.

યોગમુદ્રા વડે ગુદાના રોગો દૂર થાય છે અને કુંડલિની જાગ્રત થાય છે. આંખના રોગો ત્રાટક અને શીર્ષાસનથી દૂર થાય છે.

ઉડ્ડીયાન બંધ વડે સુસ્વાસ્થ્ય, શક્તિ, સ્ફુર્તિ અને તેજની પ્રાપ્તિ થાય છે અને પેટના રોગો શાંત થાય છે.

શીતલી અને શીતકરી પ્રાણાયામ વડે મુખના રોગો નષ્ટ થાય છે.

ત્રાટક વડે મનની એકાગ્રતા કેળવાય છે, અને નેત્રના રોગો નષ્ટ થાય છે.

કુંભક વડે દીર્ઘાયુ પ્રાપ્ત થાય છે અને કુંડલિની જાગ્રત થાય છે.

ભસ્ત્રિકા પ્રાણાયામ વડે ફેફસાં મજબૂત થાય છે તથા ક્ષય જેવા રોગો તથા દમ વગેરે દૂર થાય છે.

અભ્યાસ માટે પ્રાતઃકાળ સર્વોત્તમ છે. પ્રથમ આસન અને પછી પ્રાણાયામ કરવા જોઇએ. અભ્યાસ નિયમિત, અંતર–રહિત કરવો જરૂરી છે. તો જ લાભ થાય. ભોજન તથા નિદ્રામાં નિયમિત બનવું જોઈએ. રાજસી અને તામસી આહારનો ત્યાગ કરવો જોઈએ.

યોગાભ્યાસ ખાલી પેટ હોય ત્યારે જ કરવો.

આસનોની સાથે હલકો કુંભક કરવાથી આસનો વડે અધિક લાભ પ્રાપ્ત થાય છે. એથી સાધકોને અપૂર્વ શકિત અને સ્ફુર્તિ પ્રાપ્ત થાય છે. આસનોની સાથે પ્રાણાયામ અને જપ કરવાથી યોગમાં સત્વર સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

આસન કરતી વખતે જપ કરી શકાય છે. જે લોકો પાસે સમય વધારે ન હોય એ લોકોએ તો આસન કરતી વખતે જપ અવશ્ય કરવો જોઇએ. એથી 'એક પંથ, બે કાજ' થશે અને અનેક સિદ્ધિઓ પણ મળશે.

આસનોના અભ્યાસથી રોગોનું નિવારણ થાય છે, મન, શરીર તથા બુદ્ધિ પર આસનોનો સારો પ્રભાવ પડે છે. આસનોના અભ્યાસથી શરીરના સમસ્ત સ્નાયુ બળવાન બને છે. હતોત્સાહ કોઈ દિવસ ન થવું. નિમ્ન વૃત્તિનો સદા પરિત્યાગ કરવો જોઇએ. કારણ કે, એથી

શરીરમાં અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે. વૃત્તિને નિમ્ન કરવાવાળી વસ્તુઓથી સદા દૂર રહેવું જોઈએ. નશો–કેફ કરનાર વસ્તુઓનો ત્યાગ કરવો જોઈએ.

આસન સવારે, સાંજે બંને વખતે કરવાં જોઈએ. ભોજન કરીને તત્કાળ આસન ન કરવાં. આસનોનો અભ્યાસ સદા ખુલ્લી હવામાં જ કરવો. યોગાભ્યાસના સમયે સાત્વિક ભોજન કરવું જોઈએ. મસાલા, રાઈ, મરચાં વગેરે તામસી ખોરાકનો પરિત્યાગ કરવો જોઈએ. અતિ આહાર પણ ન કરવો જોઈએ.

જેનું મન શાંત રહે છે, જેણે પોતાની ઇન્દ્રિયો પર કાબૂ મેળવી લીધો છે, જેને ગુરુ અને શાસ્ત્રવચનમાં વિશ્વાસ હોય તથા આહાર–વિહારમાં જે નિયમિત હોય અને મુક્તિની જેને પ્રબળ કામના હોય, તે જ વ્યક્તિ યોગાભ્યાસનો અધિકારી બની શકે છે, એવી જ વ્યક્તિને યોગાભ્યાસ દ્વારા સફળતા મળી શકે છે.

યોગનું ત્રીજું અંગ, આસનનું વર્ણન પૂર્ણ થયું. હવે ચોથું અંગ, પ્રાણાયામનું વર્ણન કરવામાં આવે છે.

જૈન દર્શનમાં બાર અંગસૂત્રો છે તેમાં બારમા અંગ સૂત્રમાંના ચૌદ પૂર્વમાંનું બારમું પૂર્વ પ્રાણાયુપ્રવાદ નામનું છે. તેમાં અપાનવાયુ, ઉદાનવાયુ, સમાનવાયુ, પ્રાણવાયુ અને વ્યાનવાયુ આદિ પાંચ વાયુના ભેદ તથા પ્રાણાયમ

આદિ યોગના સ્વરૂપનું વર્ણન કરેલ હતું, તે બારમું અંગ- હાલ વિચ્છેદ (ઉપલબ્ધ નહિ) ગયેલું છે. પરંતુ યોગની પરંપરાથી ચાલી આવેલી કેટલીક વિગતો યોગશાસ્ત્ર, જ્ઞાનાર્ણવ વગેરે ગ્રંથોમાં લખેલ છે.

પ્રાણ એક અદ્ભુત શકિત છે, વાસ્તવિક શક્તિ એ જ છે. એ સર્વવ્યાપી છે. એની ગતિ ચર અને અચર હોય છે. નેત્રની જ્યોતિના રૂપમાં પ્રાણ જ પ્રકાશિત થાય છે. પ્રાણની જ શકિતથી કાન સાંભળે છે, આંખ જોવે છે, ચામડી સ્પર્શનો અનુભવ કરે છે, જીહ્વા સ્વાદને ગ્રહણ કરે છે, નાક ગંધનો અનુભવ કરે છે તથા બુદ્ધિ અને મસ્તક પોતપોતાનું કાર્ય કરે છે.

કોઈ પણ ઇન્દ્રિયમાં પ્રાણશકિત મંદ થઈ જાય તો તે પોતાનું કાર્ય બરાબર કરી શકતી નથી. ધારો કે એક વ્યકિતના કાનમાં પ્રાણશકિત ઓછી થઈ ગઈ તો કાન તો તેવા ને તેવા જ હોય છે પણ પ્રાણશકિત મંદ થવાથી તે વ્યકિત બરાબર સાંભળી નહિ શકે.

એવી જ રીતે બધી ઇન્દ્રિયો માટે સમજવાનું. **રોગ એ પ્રાણની વિષમતાથી જ ઉત્પન્ન થાય છે.**

એક જગ્યાએ પ્રાણશકિત ઘટી જવી અને બીજી જગ્યાએ વધી જવી તે જ રોગોત્પત્તિનું કારણ છે. જે વ્યકિત પ્રાણનું વિજ્ઞાન જાણી લે છે તે પ્રાણ જ્યાં ઘટી ગયો હોય ત્યાં વધારીને રોગમુકત થઈ શકે છે. એટલું જ નહિ પણ પ્રાણશકિત દ્વારા તે બીજાના રોગોને મટાડી શકે છે.

આ અદ્‌ભુત વિજ્ઞાન આજે ભુલાતું જાય છે, પરંતુ તેને દરેક વ્યક્તિઓએ જાણવું અત્યંત જરૂરી છે. પ્રાણ વિદ્યુતશક્તિ છે. પ્રાણ બળ રૂપ છે. પ્રાણ આકર્ષણ છે. પ્રાણ જ હૃદય વડે ધમનીઓમાં લોહીને સંચાલિત કરે છે. પ્રાણ દ્વારા જ પચન-પાચન, નિષ્કાસન વગેરે ક્રિયાઓ થાય છે.

જુદી-જુદી ક્રિયાઓથી પ્રાણશક્તિનો વ્યય થાય છે. જેમ કે વિચારવું, ઇચ્છા કરવી, વાતચીત કરવી, લખવું, હાલવું, ચાલવું વગેરે. સ્વસ્થ અને બલવાન પુરુષમાં પ્રાણશક્તિનું જ બાહુલ્યપણું હોય છે. ભોજન, પાણી, વાયુમંડળ, ઉષ્ણતા, પ્રકાશ આદિથી પ્રાણ પ્રાપ્ત થાય છે. સ્નાયુમંડળ એને પ્રાપ્ત કરે છે. શ્વાસ-પ્રશ્વાસ પ્રાણનાં પ્રતીક છે. આવશ્યકતાથી અધિક પ્રાણનો જથ્થો મસ્તક કે સ્નાયુ-કેન્દ્રમાં રહે છે. વીર્યનું રૂપાંતર ઓજસમાં પરિવર્તિત થઈ જાય તો સ્નાયુમંડળને પ્રચુર માત્રામાં પ્રાણશક્તિ મળે છે. એ જ ઓજસ છે, એ જ પ્રાણશક્તિ છે. જે પ્રકારે વીજળીઘરમાં ઈજિન વીજળી એકત્ર કરે છે, એ પ્રકારે યોગી પ્રાણાયામ દ્વારા પ્રચુર માત્રામાં પ્રાણ સંચય કરતો જાય છે.

જે યોગીઓ પ્રચુર માત્રામાં પ્રાણ સંચય કરી લીયે છે તે સર્વ દૃષ્ટિથી બળવાન અને તેજસ્વી દેખાય છે. તે સ્વયં એક વીજળીઘર સમાન બની જાય છે. જે કોઈ

અન્ય એના સંસર્ગમાં આવે છે, એને પણ પ્રાણ-શક્તિ મળે છે અને તે શક્તિ, સ્ફુર્તિ તથા તેજને પ્રાપ્ત કરે છે.

જે પ્રકારે એક નદીમાંથી બીજી નદીમાં પાણી પ્રવાહિત થાય છે, એ પ્રકારે એક સિદ્ધ યોગીની તરફથી એક અશક્ત વ્યક્તિની તરફ પ્રાણ પ્રવાહિત થાય છે.

જે યોગીએ યૌગિક અંતર્દૃષ્ટિ પ્રાપ્ત કરી લીધી હોય છે, તે એ જોઇ શકે છે. પ્રાણ અને શરીરની શક્તિ પ્રાણાયામ દ્વારા સંચિત થાય છે, એ શ્વાસને નિયમિત બનાવે છે. એ મહત્ત્વપૂર્ણ સાધન છે.

પ્રાણાયામનો ઉદ્દેશ્ય પ્રાણને નિયંત્રિત કરવાનો છે. આંતરિક મહત્ શક્તિ તથા જીવનધારા પર નિયંત્રણ પ્રાપ્ત કરવાનો હેતુ શ્વાસનું નિયમિત કરવું જ પ્રાણાયામ છે.

પ્રાણનું રૂપ જ શ્વાસ છે. પ્રાણાયામના નિયમિત અભ્યાસથી શ્વાસ-પ્રશ્વાસ નિયમિત બનાવી શકાય છે. સાધારણ વ્યક્તિની શ્વાસ-ક્રિયા અધિકાંશતઃ નિયમિત રહેતી નથી.

જો પ્રાણનો જય કરી લેવામાં આવે તો વિશ્વની સર્વ શક્તિઓ પર વિજય પ્રાપ્ત કરી શકાય, જેવી કે આકર્ષણ, વિદ્યુત્, ઘનત્વ, ઇચ્છા-શક્તિ, વિચાર-શક્તિ, આત્મબળ વગેરે.

કહેવાનો મતલબ એ છે કે સર્વ પ્રકારની શક્તિઓની પ્રાપ્તિનું સાધન એ જ છે.

જે વ્યક્તિ શ્વાસ કે પ્રાણ પર નિયંત્રણ પ્રાપ્ત કરી લે છે તો તે મનને પણ વશ કરી શકે છે. જેણે પોતાના મન પર અધિકાર કરી લીધો છે, તે પોતાના શ્વાસ પર પણ વિજય પ્રાપ્ત કરી શકે છે. જે મન અને પ્રાણને વશ કરી લે છે તે આવાગમનના ચક્રથી મુક્ત થઈ જાય છે અને પરમ પદને પ્રાપ્ત કરે છે. **મન, પ્રાણ તથા વીર્યનો ઘનિષ્ઠ સંબંધ છે.** જેણે વીર્યને સંચિત કરેલ છે તે જ પ્રાણ અને મન પર પણ અધિકાર કરી શકે છે.

જે પ્રકારે અશુદ્ધ સુવર્ણને ભઠ્ઠીમાં રાખીને સોની એક નળીથી ફુંકી–ફુંકીને એને વિશુદ્ધ બનાવી લે છે. એ પ્રકારે યોગી પ્રાણાયામ વડે પોતાનાં ફેફસાં દ્વારા શરીર અને ઇન્દ્રિયોને વિશુદ્ધ બનાવી લે છે. પ્રાણાયામનો પ્રધાન હેતુ પ્રાણ અને અપાનને એક કરવાનો છે. અને એ એકીકૃત વાયુને મસ્તક તરફ પ્રેરિત કરવો, જેથી સુષુપ્ત કુંડલિની જાગૃત થાય છે.

પ્રાણાયામનો સંબંધ શ્વાસક્રિયા સાથે છે, તો પણ એથી સમસ્ત અવયવો તથા શરીરનો વ્યાયામ થઈ જાય છે. પ્રાણાયામથી સર્વ રોગો દૂર થાય છે, સ્વાસ્થ્ય સુધરે છે. પાચન–શક્તિ તેજ થાય છે, સ્નાયુઓને સ્ફુર્તિ અને શક્તિ મળે છે, ઇન્દ્રિયોનો નિરોધ થાય છે અને કુંડલિની જાગ્રત થાય છે, મન સ્થિર થાય છે. પ્રાણાયામનો અભ્યાસ કરનાર પોતાના શ્વાસનો નિરોધ કરે છે. એનું શરીર હલકું, નીરોગી, સુંદર તથા કાંતિયુક્ત બને

છે. ઊંડો, દીર્ઘથી દીર્ઘ શ્વાસ અને એની સાથે વધારેમાં વધારે વાયુ અંદર લેવો એ જ અધિક શકિતદાતા બને છે.

એક સાધારણ વ્યક્તિ ૧ મિનિટમાં ૧૫ વાર શ્વાસ લે છે. એક દિવસમાં કુલ ૨૧૬૦૦ વાર શ્વાસ લેવામાં આવે છે.

જ્યાં પ્રાણાયામનો અભ્યાસ કરવો હોય તે જગ્યા ખૂબ હવાદાર હોવી જોઇએ. ખુલ્લી હવામાં જ પ્રાણાયામનો અભ્યાસ કરવો જોઇએ. શ્વાસ–પ્રશ્વાસની ક્રિયા ધીરે–ધીરે કરવી જોઇએ.

જ્યારે મન દુઃખી હોય, અશાંત હોય, નિરાશ હોય એ સમયે પ્રાણાયામનો અભ્યાસ કરવાથી શાંતિ અને ઉત્સાહ મળે છે. કુંભક (શ્વાસ લઈને અંદર રોકવો) શરીરમાં ગરમી ઉત્પન્ન કરે છે, જેથી કુંડલિની શક્તિ જાગ્રત થાય છે અને તે સુષુમ્ના નાડીમાં થઈને ઊર્ધ્વગતિને પ્રાપ્ત કરે છે.

મહાત્માઓ સ્વર–તત્ત્વોથી ભવિષ્યને જાણી શકે છે. શરીરમાં રોગની ઉત્પત્તિ પણ પ્રાણની વિકૃતિથી જ થાય છે. અમુક વખતે અમુક પ્રાણપ્રવાહ વહેવો જોઈએ તે ન વહેવાથી રોગો થાય છે. આપણા તન અને મનને નીરોગી–રાખનાર પ્રાણવાયુ છે. પ્રાણવાયુને ચલાવવાની રીત શીખવી જોઈએ. અને તેને સત્તામાં રાખી મરજી મુજબ ચલાવવાને માટે પ્રાણાયામ શીખવાની જરૂર છે.

શરીરમાં પ્રાણવાયુનો અદલોબદલો પણ પ્રાણાયામના અભ્યાસી કરી શકે છે. પ્રાણાયામ દ્વારા વીર્યની વિકૃતિ પણ શમે છે. પ્રાણની સ્થિતિ શરીરમાં સર્વત્ર રહે છે, બરડાની કરોડના ભાગમાં તેનો મોટો જથ્થો રહે છે, એમ પાશ્ચિમાત્ય વિદ્વાનો કહે છે. પ્રાણાયામથી પ્રાણવાયુને એટલો બધો વશ કરવામાં આવે છે કે શ્રીમદ્ હેમચંદ્રસૂરિ જેમ આકાશમાં એકવીશમી પાટ ઉપર અધ્ધર રહી વ્યાખ્યાન વાંચતા હતા તેમ આકાશમાં અધ્ધર પણ રહી શકાય છે.

મેસ્મેરીઝમ વગેરે પ્રયોગો પણ પ્રાણાયામની સિદ્ધિથી સાધ્ય થાય છે એમ અનુભવીઓનાં વચનોથી જાણી શકાય છે. પ્રાણવાયુનો નિરોધ ધીરે–ધીરે કરવો જોઈએ. ગુરુ-ગમ પૂર્વક ધીરે-ધીરે પ્રાણાયામ શીખી પ્રાણવાયુ સાધવો જોઇએ.

'દેખાદેખી સાધે યોગ
પડે પિંડ કે વાધે રોગ.'

એ વાકયને સમજી કોઇ પ્રાણાયામના અનુભવી યોગી હોય તેની પાસેથી પ્રાણાયામની વિદ્યા શીખવી જોઈએ. પ્રાણાયામની ક્રિયા પુસ્તકમાં વાંચી એટલે પોતે પ્રાણાયામ કરવા બેસી જવું તે યોગ્ય નથી. પણ ગુરુગમથી શીખવાની જરૂરત છે.

શરીરમાં ચોરાશી જાતના વાયુઓ છે તે વિફરે છે ત્યારે ભૂતના જેવા લાગે છે, પણ પ્રાણાયામ કરવાથી ચોરાશી જાતના વાયુઓની વિક્રિયા થતી નથી. તે વશમાં રહે છે.

પ્રાણાયામથી શરીર, મન અને આત્મા ઉપર સારી અસર થાય છે, ઔષધની જેમ પ્રાણાયામ પણ મન અને આત્માની ઉચ્ચ દશા થવામાં મદદગાર બને છે. જ્ઞાનીઓના મનને પ્રાણાયામ જ્ઞાનમાર્ગમાં ઉચ્ચ અસર કરે છે. પ્રાણાયામની ક્રિયા ગુરુગમપૂર્વક કરવી જોઇએ.

દરરોજ પ્રાણાયામનો અભ્યાસ નિયમિત કરવો જોઇએ. પ્રથમ નાડીઓની શુદ્ધિ કરવા માટે મલશોધક પ્રાણાયામ કરવાની જરૂર છે, અને તે માટે પ્રાણાયામનો અભ્યાસ કરવો જોઈએ. નિત્ય અભ્યાસ કરવાથી અનુભવ થતો જાય છે અને મન શંકા વગરનું થાય છે. દિવસમાં બે વખત, સવારે અને સાંજે પ્રાણાયામ કરવાનો મહાવરો પાડવો જોઇએ.

સૂર્યના ઉદય અને અસ્ત સમયે સૃષ્ટિમાં સર્વત્ર પ્રાયઃ શાંતતા હોય છે. એ શાંતતાની અસર આપણા શરીર પર થાય છે. રોજ પ્રાણાયામ કર્યા વિના ભોજન કરવું નહિ; એવો દૃઢ સંકલ્પ કરવો જોઈએ. પ્રાણાયામ માટે એક જુદી સ્વતંત્ર હવાવાળી કોઇ ખુલ્લી જગ્યા અથવા રૂમ કે બગીચો કે એવા સુંદર સ્થાનની જરૂર છે. પ્રાણાયામ જ્યાં કરવાના હોય ત્યાં સાંસારિક ચર્ચા વગેરે કાર્યો થવાં ન જોઇએ. સ્થાનને પવિત્ર રાખવાની જરૂર છે. શરીર પણ સ્વચ્છ રાખવું તેમ જ તે વખતે મનમાંથી પાપના વિચારો વગેરે વિકારો કાઢી નાંખવા, પવિત્ર વિચારોથી સ્થાનને પવિત્ર કરવું કે જેથી ત્યાં દુષ્ટ વિચારો રહે નહિ. એવા સ્થાનમાં પદ્માસન કે સિદ્ધાસન

વગેરે આસન વાળી બેસવું. છાતી, ફેફસાં, પેટ આદિ સીધાં રાખી ટટાર બેસવું. આરંભમાં ૐકારનું તથા ગુરુદેવનું સ્મરણ કરવું. પછી એવો સંકલ્પ કરવો કે હું શરીર તથા મનની શુદ્ધિ અર્થે પ્રાણાયમ કરું છું. ત્યારબાદ પ્રાણાયમની ક્રિયા શરૂ કરવી.

હઠયોગમાં આઠ પ્રકારના પ્રાણાયામ બતાવેલા છેઃ—

૧. સૂર્યભેદ ૨. ઉજ્જાયી ૩. શીતકરી ૪. શીતલી ૫. ભસ્ત્રિકા ૬. ભ્રામરી ૭. મૂર્છા ૮. કેવલ કુંભક.

**પ્રતિદિન પ્રાતઃ સાયં** અભ્યાસ માટે અહીંઆ સુખપૂર્વક પ્રાણાયામનું વર્ણન કરવામાં આવે છે. ત્યારબાદ ઉપરોક્ત આઠ પ્રકારના પ્રાણાયામોનું વર્ણન કરવામાં આવશે.

## ૧. સુખપૂર્વક પ્રાણાયામ

પદ્માસન કે સિદ્ધાસન પર બેસી અંગૂઠાથી જમણા નાકના છેદને બંધ કરવો અને ડાબી બાજુથી ધીરે–ધીરે લાંબો શ્વાસ ખેંચવો. ત્યાર બાદ શેષ આંગળીઓથી બીજા નાકના છેદને પણ બંધ કરી દેવો અને જેટલી વાર રોકી શકાય તેટલી વાર રોકવો. પછી જમણી તરફનો અંગૂઠો હટાવીને ધીરે–ધીરે પ્રશ્વાસ છોડવો. ત્યારબાદ જમણી નાસિકાથી શ્વાસ ખેંચવો અને બંને છેદ બંધ કરી શ્વાસ રોકવો. પછી ડાબી નાસિકાથી છોડવો. એ એક પ્રાણાયામ થયો. પ્રાણાયામમાં લીધેલા શ્વાસને 'પૂરક' પ્રશ્વાસ 'રેચક' તથા શ્વાસને રોકવો તે 'કુંભક' કહેવાય છે.

પ્રારંભમાં કેટલાક દિવસ સુધી 'પૂરક' અને 'રેચક' કરવા. થોડો અભ્યાસ થયા બાદ કુંભકનો અભ્યાસ કરવો જોઇએ. પ્રારંભમાં દસ સેંકડનો કુંભક કરવો. પછી ક્રમશઃ સમય વધારતા જવો. પહેલાં સવારે–સાંજે પાંચ પ્રાણાયામ કરવા જોઇએ. થોડો અભ્યાસ થતાં ૧૦ સુધી વધવું અને ત્યાર બાદ સવારે–સાંજે ૨૦ પ્રાણાયામ કરવા. ક્રમથી અને નિયમથી જ પ્રાણાયામની સંખ્યા વધારવી જોઇએ. યોગના સાધકગણ એક દિવસમાં ૭ વાર પ્રાણાયામનો અભ્યાસ કરી શકે છે.

પૂરક, કુંભક અને રેચક કરતી વખતે 'ઓમ્'નો માનસિક જપ બરાબર કરતા રહેવું જોઇએ. પ્રાણાયામ કરતી વખતે એવો ભાવ રાખવો જોઇએ કે પૂરક કરતી વખતે શ્વાસની સાથે કરુણા, પ્રેમ, ક્ષમા, શાંતિ, આનંદ વગેરે દૈવી સંપત્તિઓ શરીરમાં પ્રવેશ કરી રહી છે અને રેચક સમયે પ્રશ્વાસની સાથે લોભ, ક્રોધ, ઈર્ષા આદિ આસુરી સંપત્તિઓ બહિષ્કૃત થઈ રહી છે.

'સુખપૂર્વક' પ્રાણાયામથી શરીર બળવાન અને સ્વસ્થ બને છે. પ્રાણાયામના અભ્યાસથી ચરબી દૂર થાય છે. મુખ ઉપર કાંતિ આવે છે. નેત્ર જ્યોતિવાન બને છે. અવાજમાં મધુરતા આવે છે. આંતરિક અનાહત નાદ સ્પષ્ટ સંભળાય છે. બ્રહ્મચર્ય અને વીર્યરક્ષા માટે એ અત્યંત ઉપયોગી છે. જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, નાડીઓ શુદ્ધ બને છે, મન એકાગ્ર થાય છે અને રજોગુણ, તમોગુણ દૂર થાય

છે. ધારણા તથા ધ્યાન માટે પ્રાણાયામનો અભ્યાસ અત્યંત ઉપયોગી છે. પ્રાણાયામના અભ્યાસની સાથે મૌનવ્રત કરવું જોઇએ. અલ્પ અને સાત્વિક ભોજન જોઇએ. ધ્યાનમાં અધિક સમય વ્યય કરવો તથા જપ કરવો જોઇએ. વીર્યરક્ષાનું ધ્યાન રાખવું જોઇએ.

એ પ્રકારે આચરણ કરવાથી આધ્યાત્મિક વૃત્તિ જાગૃત થાય છે. અનંત સુખ, શાંતિ અને પ્રકાશનો અનુભવ થાય છે. એ પ્રકારના અભ્યાસથી દક્ષ વ્યક્તિને અષ્ટ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.

## ૨. સૂર્ય ભેદ પ્રાણાયામ

આ પ્રાણાયામમાં 'સૂર્યનાડી' યા જમણી નાસિકાથી જ શ્વાસ-પ્રશ્વાસની ક્રિયા કરવામાં આવે છે.

સિદ્ધાસન કે પદ્માસન પર નિશ્ચિંત મનથી બેસવું. ત્યાર બાદ જમણા હાથની આંગળીઓથી ડાબી નાસિકાને બંધ કરી દેવી અને જરા પણ અવાજ કર્યા વિના જમણા નસકોરાથી ધીરે-ધીરે શ્વાસ અંદર ખેંચવો. શ્વાસ એટલો લાંબો લેવો કે જરૂરત જેટલો વાયુ અંદર પ્રવેશ કરી શકે. ત્યાર બાદ દાઢીને છાતીમાં મજબૂત રીતે લગાવી દેવી. એ જાલંધરબંધની ક્રિયા થશે. પછી અંગૂઠાથી જમણી નાસિકાને પણ બંધ કરી દેવી અને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી શ્વાસને રોકી રાખવો. વાયુને અંદર

એટલી વાર રોકી રાખવો કે રોમકૂપોથી પરસેવો નીકળવા માંડે. એ અવસ્થા શીઘ્રતાથી નહિ પણ ક્રમિક અભ્યાસથી થશે. સૂર્યભેદ પ્રાણાયામના અભ્યાસની એ જ મર્યાદા નિર્ધારિત છે.

પછી અંગૂઠાને હટાવીને જમણી નાસિકા વડે શ્વાસ બહાર કાઢવો. પરંતુ એ ક્રિયા બહુ જ ધીરે–ધીરે થવી જોઈએ. એક વારમાં બધા વાયુને જોરથી કાઢવો તે યોગ્ય નથી. શ્વાસ અને પ્રશ્વાસ ધીરે–ધીરે, ભંગ પાડ્યા વિના લેવા અને મૂકવા જોઈએ. એ પ્રાણાયામથી પેટ અને આંતરડાંના રોગો દૂર થાય છે. ચાર પ્રકારના વાયુના દોષો અને વાતરોગો એના અભ્યાસથી દૂર થાય છે અને નાક સંબંધી રોગ, શરદી વગેરે પણ દૂર થાય છે. દીર્ઘાયુ અને શક્તિ પ્રાપ્ત થાય છે તથા કુંડલિની જાગ્રત થાય છે. એ પ્રાણાયામની સાથે ત્રણ પ્રકારના બંધોનો અભ્યાસ પણ કરવો જોઈએ.

## ૩. ઉજ્જાયી

પદ્માસન કે સિદ્ધાસન પર બેસીને મુખ બંધ કરી લેવું. ધીરે–ધીરે અને એક જ શ્વાસમાં જેટલો ફેફસાં લઈ શકે એટલો વાયુ અંદર ખેંચવો. પછી બંને નસકોરાંને બંધ કરીને જાલંધરબંધ કરવો. જ્યાં સુધી વાયુને રોકી શકાય ત્યાં સુધી રોકવો, પછી ડાબી નાસિકાથી શ્વાસ ધીરે–ધીરે બહાર કાઢવો.

આ પ્રાણાયમથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, તથા

દમ, ક્ષય અને ફેફસાં સંબંધી રોગો દૂર થાય છે. જરા અને મૃત્યુ પર વિજયાર્થ ઉજ્જાયી પ્રાણાયામનો અભ્યાસ કરવો. સાયં–પ્રાતઃ ચાર વખત એનો અભ્યાસ કરી શકાય છે.

## ૪. શીતકરી કુંભક

જીભને એ રીતે વાળો કે એનો અગ્રભાગ તાળવાને સ્પર્શ કરે. ત્યાર બાદ મુખથી શ્વાસને ખેંચવો. જો જીભમાં કોઈ પ્રકારની તકલીફ લાગે તો જીભના અગ્રભાગને બંને ઓઠમાં જીભને અર્ધગોળાકાર રાખીને તે વાટે બહારના વાયુને સીત્કારપૂર્વક ખેંચીને પછી મુખ બંધ કરવું. પછી યથાશક્તિ–કુંભક કરીને બે નાસિકાથી વાયુનું રેચન કરવું તેને સીતકારી કુંભક કહે છે.

આના અભ્યાસથી અભ્યાસકર્તાના શરીરમાં શક્તિ અને સૌંદર્ય પ્રાપ્ત થાય છે, ભૂખ અને તૃષાની પીડા શમે છે, નિદ્રા અને આળસનો નાશ થાય છે, શરીર બળવાન તથા નીરોગ બને છે. સૂચના–સહેલાઈથી બહારનો વાયુ જીભ વડે પૂરતી વખતે સીસી એવો શબ્દ થવો જોઈએ.

## ૫. શીતલી કુંભક

જીભને વાળીને નળીના જેવી બનાવો અને હોઠની બહાર કાઢો. સીસકારી કરતા થકી યથાશક્તિ મુખથી શ્વાસ

ખેંચવો અને આરામથી જેટલી વાર રોકી શકાય તેટલી વાર રોકવો. પછી બંને નસિકાથી બહાર કાઢવો. બેઠા બેઠા, ઊભા-ઊભા, અને ચાલતાં-ચાલતાં પણ આ પ્રાણાયામ ૧૦ થી ૧૫ મિનિટ સુધી કરી શકાય છે.

આ પ્રાણાયામથી લોહી શુદ્ધ બને છે તથા ભૂખ-તરસ ઓછી થાય છે. ગુલ્મ, પ્લીહા, તાવ, ક્ષય, અપચ, હરસ આદિ રોગો તથા લોહીના દોષોને દૂર કરે છે. થોડા દિવસ નિયમિત અભ્યાસ કરવાથી લોહી પૂર્ણ રૂપે શુદ્ધ થઈ જાય છે, અને બધા પ્રકારના વિષ-વિકારો નાશ પામે છે. જ્યારે તરસ લાગે ત્યારે શીતલીનો અભ્યાસ કરવો, તો અવશ્ય તૃષા શાંત થઈ જાય છે.

## ૬. ભસ્ત્રિકા કુંભક

પદ્માસન કે સિદ્ધાસન પર બેસીને શરીર, ગર્દન, પેટ, મસ્તક, એક-સરખાં સીધાં રાખી અને મુખને બંધ રાખીને લુહારની ધમણની જેમ વીસ વાર જલદી-જલદી જોરથી શ્વાસ લો અને છોડો. આ પ્રાણાયામ કરતી વખતે ફુંફાડાના જેવો અવાજ નીકળે છે. અભ્યાસીએ જોરથી જલદી જલદી શ્વાસ લેવાનો આરંભ કરવો. જ્યારે અભ્યાસની રેચકોની વીસ આવૃત્તિ પૂરી થાય, ત્યારે અંતિમ દીર્ઘ રેચક પછી શ્વાસ લેવો, અને એ શ્વાસને જેટલો વધારે રોકાય તેટલો રોકવો. ત્યાર બાદ ધીમે-ધીમે શ્વાસ છોડવો. આ દીર્ઘ શ્વાસ છોડ્યા પછી ભસ્ત્રિકાની એક

આવૃત્તિ પૂરી થાય છે ભસ્ત્રિકાની એક આવૃત્તિ કર્યા પછી થોડો આરામ લો. આમ કરવાથી તમને કંઈક આરામ મળશે અને બીજી આવૃત્તિ માટે તમે તૈયાર થઈ જશો. રોજ સવારે–સાંજે ભસ્ત્રિકાની ત્રણ–ત્રણ આવૃત્તિઓ કરવી જોઈએ. કામકાજવાળા લોકો માટે દરરોજ ભસ્ત્રિકાની ત્રણ આવૃત્તિઓ થઈ ન શકે તો તેમણે એક જ આવૃત્તિ કરવી. જેથી શરીર સ્વસ્થ રહેશે.

આ પ્રાણાયામ કરવાથી ગળાની તકલીફ દૂર થાય છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, કફદોષનો નાશ થાય છે, નાક તથા છાતીની બીમારી દૂર થાય છે; અને દમ, ક્ષય આદિ રોગોનો નાશ થાય છે. એથી કુંડલિની જાગ્રત થાય છે. કફ–વાત–પિત્તના વિકારો નાશ પામે છે, શરીરને ગરમી મળે છે અને નાડીઓ શુદ્ધ બને છે બધા કુંભકોમાં એ સર્વોત્તમ છે.

એનો અભ્યાસ જરૂર કરવો જોઈએ કેમ કે એથી પ્રાણ સુષુમ્નાશ્રિત ત્રણ ગ્રંથિઓ પર પ્રભાવ પાડે છે અને તે ખુલ્લી જાય છે. એનો અભ્યાસ કરવાવાળો સદા નીરોગ રહે છે. સાથે ભાવપૂર્વક ઓમ્‌નો જપ પણ કરતા રહેવું જોઈએ.

### ૭. ભ્રામરી કુંભક

પદ્માસન કે સિદ્ધાસન લગાવીને બેસો. હવે પૂરક અને રેચક જલદી–જલદી કરો. એમ કરવાથી મધમાખીની

જેમ ગણગણાટ થવો જોઈએ. આ રીતે ઉતાવળે–ઉતાવળે રેચક પૂરક ત્યાં સુધી કરો જ્યાં સુધી શરીરમાંથી પરસેવો છૂટવા લાગે. છેલ્લે બંને નાકથી એક ખૂબ લાંબો શ્વાસ લો, અને આરામથી જેટલો સમય રોકાય તેટલો એને રોકો. અને ત્યાર પછી બંને નાકથી ધીરે–ધીરે શ્વાસ બહાર કાઢો. આ કુંભકથી અભ્યાસકર્તાને જે આનંદ મળે છે તે અસીમ અને અવર્ણનીય હોય છે. અભ્યાસની શરૂઆતમાં લોહીનો સંચાર વધવાથી શરીરમાં ગરમીનો વધારો થાય છે. ભ્રામરી કુંભકનો ઉત્તમ અભ્યાસ થવાથી અભ્યાસીને સમાધિ લાગવામાં સફળતા મળે છે.

## ૮. મૂર્છા

જમણી નાસિકાથી પૂરક કરો. યથાશક્તિ શ્વાસને રોકો. દાઢીને છાતી સાથે લગાવીને જાલંધર બંધ કરો. બેહોશી માલૂમ ન પડે ત્યાં સુધી શ્વાસને રોકી રાખો. જ્યારે મૂર્છા આવવા માંડે ત્યારે ધીરે–ધીરે રેચક કરો. મગજને મૂર્છાથી આનંદ કરાવવાથી ઉપરોક્ત કુંભકને મૂર્છા કહેવામાં આવે છે. આ કુંભક થોડા લોકોને જ લાભપ્રદ છે. બધા માટે નથી. કેટલાક મહાત્મા ઉપર પ્રમાણે પૂરક કરી જાલંધર બંધ કર્યા પછી બંને હાથના બંને અંગૂઠાથી બંને કાન અને હાથની બીજી આંગળીઓથી આંખ, નાક અને બંને હોઠ બંધ કરીને યથાશકિત

કુંભક કરે છે. ત્યાર બાદ જમણી નાસિકાથી વાયુનું રેચન કરે છે. આને કોઈ ષણ્મુખી મુદ્રા કહે છે. બાહ્યવૃત્તિ પ્રાણાયામને રેચક કહે છે. આભ્યંતરવૃત્તિ પ્રાણાયામને પૂરક કહે છે. અને આભ્યંતર સ્થિરવૃત્તિ પ્રાણાયામને કુંભક કહે છે.

## ૯. કેવળ કુંભક

'સહિત' અને 'કેવળ' એ બે નામના કુંભક હોય છે. પૂરક અને રેચકના સંયોગવાળા કુંભકની સંજ્ઞા 'સહિત' છે, એ બન્નેથી રહિત જે કુંભક છે એનું નામ 'કેવલ' છે. પ્રથમ સહિત કુંભકનો અભ્યાસ કરવો ત્યારબાદ 'કેવલ'નો આરંભ કરવો. બન્ને નાસિકાથી શ્વાસ લઈને કુંભક કરવો. એ કુંભક પ્રત્યેક ૨–૩ કલાક પછી કરી શકાય છે. કેવલ કુંભકમાં નિયમિત પૂરક કે રેચક થતા નથી.

કુંભકનો સમય જ વધારવો જોઇએ. કુંભક કરતી વખતે સર્વ પ્રકારના વિચારોને દૂર કરીને મનને આત્મામાં લીન કરવું જોઇએ. 'કેવલ કુંભકથી કુંડલિની જાગ્રત થાય છે.'

ઘણા દિવસોના અભ્યાસથી શ્વાસને અંદર જ્યાં સુધી ઇચ્છા હોય ત્યાં સુધી રોકી શકાય છે. કુંડલિની

જાગ્રત થાય છે અને સર્વ પ્રકારની ગ્રન્થિઓ ખુલ્લી જાય છે. એ કુંભકથી દીર્ઘાયુ પ્રાપ્ત થાય છે અને રોગ નષ્ટ થાય છે. કેવલ કુંભકને સિદ્ધ કરી લેનાર વ્યક્તિ યથાર્થમાં યોગી છે.

માત્રા–પૂરકથી કુંભક ચોગણો કરવો અને પૂરકથી રેચક બમણો કરવો. સમજો કે ચાર ગણતાં સુધી પૂરક કર્યો હોય તો કુંભક ૧૬ સુધી કરવો અને રેચક આઠ સુધી કરવો. ડાબી નાસિકાથી વાયુનો પૂરક કરી જમણી નાસિકાથી રેચક કરવો. ૪–૧૬–૮ એમ વધતાં–વધતાં ૨૦–૮૦–૪૦ તેમ જ ૫૦–૨૦૦–૧૦૦ સુધી વધવું. પૂરક, કુંભક અને રેચકમાં 'ૐ'કારનું ચિંતન કરવું. દરરોજ ચાર વખત પ્રાણાયામ કરવા. એક વખતે ૨૦ પ્રાણાયામ કરવા, આમ દરરોજ ત્રણ ચાર માસ સુધી પ્રાણાયામ કરવાથી નાડીઓની શુદ્ધિ થાય છે.

## ત્રણ બંધનું સ્વરૂપ

પ્રાણાયામ કરવાના સમયે બંધનો અભ્યાસ કરવો જોઇએ. પૂરક કરતી વખતે ગુદાને સંકુચિત કરવા એ મૂળ બંધ. કુંભક કરતી વખતે દાઢીને છાતીમાં રાખવી તે જાલંધર બંધ છે. રેચક કરતી વખતે પ્રશ્વાસને બહાર કાઢવો અને પેટને અંદરની તરફ ખેંચવું તે ઉડ્ડીયાન બંધ છે.

પ્રતિદિન સવારે—સાંજે બંધત્રયની સાથે ૧૦ કે ૨૦ પ્રાણાયામ કરવા જોઈએ. સર્વ પ્રાણાયામોમાં કેવલ કુંભક પ્રાણાયામ શ્રેષ્ઠ છે. ત્રિપુટીમાં ચક્ષુ બંધ કરીને લક્ષ્ય લગાવીને કેવલ કુંભક કરવાથી રજોગુણ અને તમોગુણનો નાશ થાય છે.

સવાસનથી કેવલ કુંભક પ્રાણાયામ કરતાં ચિત્તની સ્થિરતા જલદી થાય છે. નેત્ર બંધ કરીને સ્વાધિષ્ઠાન ચક્રમાં લક્ષ્ય રાખી કેવલ કુંભક કરવાથી કામની વાસનાઓ શમે છે, અને કુંડલિનીનું ઉત્થાન સહજ થાય છે.

છાતીના દર્દવાળાઓએ કેવલ કુંભક પ્રાણાયામ કરવા, જેનું માથું બહુ દુઃખતું હોય તેણે સૂર્યનાડીથી પૂરક કરી કુંભક કરવો અને ડાબી નાસિકાથી રેચક કરવો. વારંવાર એમ દસ દિવસ કરવાથી મસ્તકના સ્નાયુઓની શુદ્ધિ થશે અને જ્ઞાનતંતુઓને ઉત્તેજન મળશે. વાયુની વિકૃતિ નષ્ટ થશે. જમણી નાસિકાને સૂર્ય—સ્વર કહે છે અને ડાબી નાસિકાના સ્વરને ચંદ્ર—સ્વર કહેવામાં આવે છે. જમણી નાડીને પિંગલા કહે છે અને ડાબી નાડીને ઇડા કહે છે.

### રોગસ્થાને વાયુનો જય અને સંકલ્પ

જે—જે સ્થાનમાં રોગ થયો હોય તે તે સ્થાનમાં તેના નિવારણ અર્થે પ્રથમ પૂરક કરવો, તે સ્થાનમાં લક્ષ્ય રાખી ત્યાં કુંભક કરવો, અને મનમાં એવો દૃઢ

સંકલ્પ કરવો કે અમુક રોગનો નાશ થાઓ. આમ દૃઢ સંકલ્પપૂર્વક વારંવાર પૂરક, કુંભક અને રેચક કરવા.

ધારો કે એક મનુષ્યને પેટમાં દર્દ છે તો તે મનુષ્યે કેવલ કુંભક કરી સંકલ્પ કરવો કે પેટનો રોગ નાશ પામો. એમ કહી પેટ પર હાથ ફેરવવો. એમ પ્રતિદિન અરધા કલાક સુધી એ ક્રિયા કરવાથી રોગ ઉપશમે છે, નાશ પામે છે.

બે મિનિટનો કુંભક થાય ત્યારે પ્રાણાયામની સિદ્ધિ થઈ એમ જાણવું.

પ્રાણાયામના અભ્યાસીએ દૂધ, ઘી વગેરે પદાર્થો ભોજનમાં લેવા. કઠોળ વગેરે પચે નહિ તેવી વસ્તુઓનો ત્યાગ કરવો.

શ્વાસ અને પ્રશ્વાસની ગતિનો વિચ્છેદ કરવો, નિરોધ કરવો, તેની ગતિને રોકવી તેને પ્રાણાયામ કહે છે. જઘન્ય પ્રાણાયામથી પરસેવો આવે છે પણ તેને લૂછવો નહિ પણ શરીર પર મસળી દેવો. મધ્યમ પ્રાણાયામમાં કંપારી છૂટે છે, ઉત્તમ પ્રાણાયામમાં ચિત્ત થાકી જાય છે.

પ્રાણની પ્રવેશ વખતે સ્વાભાવિક ગતિ બાર આંગળની હોય છે. એ બાર આંગળમાંથી એક આંગળની ગતિ ઓછી કરવામાં આવે તો નિષ્કામપણું પ્રાપ્ત થાય છે, બે આંગળ ન્યૂન થવાથી આનંદનો આવિર્ભાવ થાય છે, ત્રણ આંગળ

ન્યૂન થવાથી કવિત્વશક્તિ પ્રાપ્ત થાય છે, ચાર આંગળ ન્યૂન થવાથી વચન-સિદ્ધિ પ્રાપ્ત થાય છે, પાંચ આંગળ ન્યૂન થવાથી દૂરદૃષ્ટિત્વ પ્રાપ્ત થાય છે, છ આંગળ ન્યૂન થવાથી આકાશગમનની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, સાત આંગળ ન્યૂન થવાથી પ્રચંડ વેગ પ્રાપ્ત થાય છે, અષ્ટ આંગુલ ન્યૂન થવાથી સિદ્ધિયોગ પ્રાપ્ત થાય છે, નવ આંગુલ ન્યૂન થવાથી નવનિધિ પ્રાપ્ત થાય છે, દશ આંગુલ ન્યૂન થવાથી અનેક રૂપો પરાવર્તન કરવાની શક્તિ પ્રગટે છે, અગિયાર આંગુલ ન્યૂન થવાથી છાયાનો નાશ થાય છે, અને બાર આંગુલ ઓછી થવાથી પરમાત્મ પદ પ્રાપ્ત થાય છે.

તે સંબંધમાં કેટલાક યોગીઓ નાસિકાથી બ્રહ્મરંધ્ર સુધી એકથી બાર આંગળ વાયુની ન્યૂનતા ગણે છે. 'તત્ત્વજ્ઞાનીગમ્ય' પાંચ ઘડી સુધી પ્રાણાયામથી સ્થિરતા થાય તેને ધારણા કહે છે, એક દિવસ સુધી ટકી રહે તેને ધ્યાન કહે છે, અને બાર દિવસ સુધી સ્થિરતા રહે તેને સમાધિ કહે છે. એમ અન્ય દર્શનવાળા યોગીઓનો સિદ્ધાંત છે.

## વાયુની ધારણાનું ફળ

પગના અંગૂઠામાં, જંઘામાં, ઘૂંટણમાં, સાથળમાં, ગુદામાં અને લિંગમાં અનુક્રમે વાયુની ધારણા કરવાથી ઉતાવળી ગતિ અને બળની પ્રાપ્તિ થાય છે.

નાભિમાં વાયુની અમુક વખત સુધી ધારણા કરવાથી અનેક પ્રકારના તાવ ઊતરી જાય છે.

ઉદરમાં વાયુની ધારણા ( પ્રાણને રોકવો ) કરવાથી મળ સાફ ઊતરવાથી શરીરની શુદ્ધિ થાય છે.

હૃદય-કમળમાં વાયુની ધારણા કરવાથી પ્રતિદિન વિદ્યાની વૃદ્ધિ થતી જાય છે.

કૂર્મ નાડીમાં વાયુની ધારણા કરવાથી વૃદ્ધત્વ અને અનેક રોગોનો નાશ થાય છે અને વૃદ્ધાવસ્થામાં પણ યુવાનની જેમ કાર્ય કરી શકાય છે.

કંઠમાં વાયુને ધારણ કરવાથી ક્ષુધા અને તૃષા લાગતી નથી-ક્ષુધા-તૃષા ઉપશમે છે.

જિહ્વાના અગ્ર ભાગ પર વાયુની ધારણા કરવાથી સર્વ પ્રકારનાં રસનું જ્ઞાન થાય છે.

નાસિકાના અગ્ર ભાગ પર મનને સ્થિર કરીને વાયુને રોકવાથી ગંધનું જ્ઞાન થાય છે.

ચક્ષુમાં મનની એકાગ્રતાપૂર્વક વાયુની ધારણા કરવાથી અનેક પ્રકારનાં રૂપોનું જ્ઞાન થાય છે.

કપાલમાં વાયુની ધારણા કરવાથી કપાલના રોગો નાશ પામે છે અને ક્રોધની શાન્તિ થાય છે. જેઓને ઘણો ક્રોધ આવતો હોય તેઓએ કપાલમાં મનને રોકી રાખવું. આમ ઘણો અભ્યાસ કરવાથી ક્રોધનો જુસ્સો પ્રગટતો બંધ થઈ જશે.

બ્રહ્મરન્ધ્રમાં મનની એકાગ્રતાપૂર્વક વાયુની ધારણા કરવાથી મહાત્મા પુરુષોનાં દર્શન થાય છે. પૂર્વોક્ત સ્થાનમાં સંયમ કરવાથી પણ તેવા પ્રકારની શક્તિઓ પ્રગટે છે.

## પ્રાણાયામ દ્વારા ઇચ્છાસિદ્ધિનું રહસ્ય અને સાધન

પૂર્વ કાળમાં પ્રાચીન ઋષિ–મુનિઓ ઇચ્છા તથા આવશ્યકતાઓ સફળ–પરિપૂર્ણ કરવા માટે અન્ય સાધારણ માનવની જેમ બાહ્ય જગતના સ્થૂલ પ્રયત્ન અને કોઈ પ્રકારનો પરિશ્રમ કરતા ન હતા. કોઈ પ્રકારનું કષ્ટ સહન કરીને ઇચ્છિત વસ્તુ મેળવતા ન હતા. તેઓ તો કેવળ પ્રાણાયામ દ્વારા જ તે વસ્તુઓ, ઇચ્છિત પદાર્થો પ્રાપ્ત કરી લેતા હતા. એનું રહસ્ય એ છે કે, પ્રાણાયામ કરતી વખતે કુંભક કરવામાં આવે છે તે વખતે વાયુ સ્થિર થવાથી મન પણ સ્થિર થાય છે.

મનની એ સ્થિરાવસ્થામાં સાધકના હૃદયમાં જે–જે ઇચ્છા, વિચાર અથવા સંકલ્પ ઉદય થાય છે તેનો વેગ એટલો બધો તીવ્ર અને બળવાન હોય છે કે તેને કોઈ રોકી શકતું નથી. તેની લહરો, કંપનો ઘણે દૂર સુધી પ્રસરીને ઇચ્છિત વસ્તુને વિચલિત અને આકર્ષિત કરીને સાધક સમક્ષ ઉપસ્થિત કરે છે. અને સાધક કોઈ બનાવ અથવા પરિસ્થિતિની ચાહના કરે છે અને અનુકૂળ સંયોગ અને બનાવ, કોઈ પણ પ્રકારે, કોઈ પણ મનુષ્ય યા અન્ય સાધન દ્વારા બની જાય છે.

પ્રાણાયામ એ એક એવું અમોઘ સાધન છે કે જેના વડે સાધક પોતાની ઐહિક અથવા પારમાર્થિક, સર્વ પ્રકારની ઇચ્છાઓ, કોઇ પ્રકારના પરિશ્રમ અથવા કષ્ટ કર્યા વગર, કોઈ પ્રકારની દોડ–દોડા કર્યા વગર અથવા ભટક્યા વગર, સાધક જ્યાં બેઠો હશે તે જ સ્થાન પર સરલતાથી સ્વાભાવિક રીતે જ પરિપૂર્ણ કરી શકશે. એ અધ્યાત્મ-શાસ્ત્રનો અનુભવસિદ્ધ, અબાધિત, સત્ય સિદ્ધાંત છે.

## આભ્યંતર પ્રાણાયામનું સ્વરૂપ

આભ્યંતર રેચક પ્રાણાયામ–શરીર, મન અને વાણીમાં જે આત્મ–બુદ્ધિ તથા પર વસ્તુમાં આત્મભાવ, જડ અને ચેતનનો અવિવેક, પૌદ્ગલિક ભાવમાં તન્મયપણું તે બહિરાત્મભાવ છે. તે બહિરાત્મભાવનો ત્યાગ કરવો. અજ્ઞાન દશાથી ચેતન પર–વસ્તુમાં મોહથી લપટાયો અને પર–વસ્તુમાં અહંબુદ્ધિ, મમત્વબુદ્ધિ ધારણ કરી, તેમાં પરિણમી પોતાનું ભાન ભૂલ્યો અને જન્મ, જરાનાં દુઃખ પામ્યો. હવે ગુરુના બોધથી ભેદ–દૃષ્ટિ જાગતાં તેનો ત્યાગ કરવો એ જ આભ્યંતર રેચક જાણવો.

**આભ્યંતર પૂરક પ્રાણાયામ**—આત્માને જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ ગુણોથી પૂરવો તે પૂરક જાણવો.

**આભ્યંતર કુંભક પ્રાણાયામ**—ઉપશમ ભાવે અથવા ક્ષયોપશમ ભાવે જે ગુણો પ્રાપ્ત થયા હોય તેને સ્થિર કરવા તે આભ્યંતર કુંભક જાણવો.

**આભ્યંતર પ્રાણાયામ**—જો કે આત્માના જ્ઞાનાદિ અનંત ગુણો આત્મામાં જ અનાદિકાળથી અસ્તિભાવે સત્તાપણે રહેલા છે. તેનો નાશ ક્યારે પણ થયો નથી. પણ આત્માના અસંખ્ય પ્રદેશે અનંતી કર્મની વર્ગણાઓ લાગેલી છે તેથી આત્માના ગુણોનું આચ્છાદન થયું છે અને તે અનાદિકાળથી તિરોભાવે વર્તે છે. તે ગુણોને નિજ-ગુણ–રમણતાથી આવિર્ભૂત ( પ્રગટ ) કરવા, ઉપશમભાવ તથા ક્ષયોપશમભાવ તથા ક્ષાયિકભાવથી આત્મ ગુણોને પ્રગટાવવા તથા જેનાથી તે ગુણો પ્રગટે તેવા હેતુઓનું સેવન કરવું તેને આભ્યંતર પ્રાણાયામ કહે છે. નિશ્ચયથી પોતાના સ્વરૂપમાં લીન થવું. સમતા, એકતા અને લીનતા રૂપે આત્માનું જે પરિણમન થાય તેને નિશ્ચયનયથી પ્રાણાયામ કહે છે. વ્યવહારથી જે લીન દશા તેને સમાધિ કહે છે. નિશ્ચયથી તો પરમાત્મા સ્વરૂપે સ્થિતિ તે જ સમાધિ જાણવી.

પ્રકરણ ૭

# પ્રત્યાહાર

યોગનાં આઠ અંગમાં પ્રથમ અંગ યમ, બીજું અંગ નિયમ, ત્રીજું અંગ આસન, ચોથું અંગ પ્રાણાયામ. ચાર અંગોનું વર્ણન થઈ ગયું. આ પ્રકરણમાં પાંચમા અંગ પ્રત્યાહારનો વિષય વર્ણવવામાં આવશે. તે વાચકના ધ્યાનમાં રહે.

પાંચમા અંગનું વર્ણન કરતાં પહેલાં આપણે એ જાણી લેવું જોઇએ કે, બધું અમારે શા માટે કરવાનું છે?

કોઈ પણ કાર્ય કરતાં પહેલાં તેનું જ્ઞાન પરમાવશ્યક છે. જેટલું સમજીને થાય તેટલો જ વિકાસ થઈ શકે. આ સંસારનું અસ્તિત્વ જ શુભાશુભ કર્મ પર નિર્ભર છે. તેથી જીવાત્માએ શુભ કર્મો કરવામાં કંઈ જ બાકી રાખી નથી, અનંતવાર સાધુ બન્યો, સંન્યાસી બન્યો, ગૃહસ્થધર્મને પણ અંગીકાર કર્યો, એમ અનંતવાર સત્કર્મો કરીને તે સ્વર્ગમાં ગયો છે અને અનંતવાર સત્કર્મો કરીને મનુષ્યલોકમાં પણ ઉત્તમોત્તમ ઉપભોગ (એક વાર ભોગવાય તેવી વસ્તુ) પરિભોગ (વારંવાર

ભોગવવામાં આવે તેવી વસ્તુ ), રાજ્ય–રિદ્ધિ–સિદ્ધિ પામ્યો છે. પણ તેથી તેને શાન્તિ મળી નથી અને સંસારનું પરિભ્રમણ નિવારણ થયું નથી. કારણ કે તે બધું અજ્ઞાન ભાવે થયું છે.

જો જ્ઞાન ભાવે જ ત્યાગ થાય તો જ આત્માની સાર્થકતા થાય, અર્થાત્ ભવનો નાશ થાય. અજ્ઞાન ભાવ શું છે? અને જ્ઞાન ભાવ શું છે? તે દૃષ્ટાંત દ્વારા વર્ણવવામાં આવે છે.

પૂર્વે રાજગૃહી નગરીમાં શ્રેણિક રાજાને નાગ નામનો સારથી હતો. તેની સ્ત્રી પતિવ્રતા સતી સુલસા નામે હતી. તેણે ભગવાન મહાવીરદેવ પાસે, ધર્મ–શ્રમણ કરીને ગૃહસ્થ–ધર્મ અંગીકાર કર્યો હતો.

સુલસાનો ધર્મ–વિવેક અપૂર્વ હતો. આત્મનિશ્ચય, શ્રદ્ધા, વિશ્વાસ, અલૌકિક હતાં. દેવો પણ તેને આ નિશ્ચયથી ચલાયમાન કરવાને સમર્થ ન હતા. ભગવાન મહાવીરદેવ પાસેથી તેણે જીવાજીવાદિ તત્ત્વો જાણ્યાં હતાં. નિરંતર સત્ પુરુષોનો સમાગમ તે કરતી હતી. આત્મ–શ્રદ્ધામાં તે એક્કો હતી. આ નિશ્ચયમાં તેની બરાબરી કરી શકે તેવી કોઈ ભાગ્યે જ શ્રાવિકા હશે.

ચંપાનગરીના ઉદ્યાનમાં એક વખત પ્રભુ મહાવીરદેવ પધાર્યા હતા. અંબડ નામનો પરિવ્રાજક ભગવાનનો ધર્મ-બોધ સાંભળી શ્રાવક બન્યો હતો. તે તાપસના જ વેશમાં રહેતો હતો.

એક વખત તે ભગવાન મહાવીરદેવને વંદન, નમન કરીને કહેવા લાગ્યો: 'પ્રભુ! આજે હું રાજગૃહી જવાનો છું. કાંઇ આજ્ઞા હોય તો ફરમાવો!' ભગવાને તેને આત્મ-ધર્મમાં દૃઢ કરવા નિમિત્તે કહ્યું: 'અંબડ! જો તું રાજગૃહી જતો હોય તો ત્યાં નાગ નામનો સારથી છે તેની પત્ની સુલસા જે શ્રાવિકા છે તેને મારા તરફથી ધર્મશુદ્ધિ પૂછજે. ધર્મલાભ કહેજે. અથવા ધર્મમાં સાવધાન રહેવાનું કહેજે!'

અંબડે મસ્તક નમાવી તે વાત અંગીકાર કરી. ચાલતાં-ચાલતાં તે રાજગૃહી નજીક આવ્યો. અંબડને કેટલીક સિદ્ધિઓ ઉત્પન્ન થયેલી હતી. વિવિધ પ્રકારનાં સ્વરૂપો વિકુર્વિ (બનાવી) શકે તેવી લબ્ધિ તેનામાં હતી. રસ્તે જતાં તેણે વિચાર કર્યો કે સુલસા એવી તે કેવી દૃઢધર્મી છે કે ભગવાન મહાવીરદેવ પોતે પણ તેના ગુણનો પક્ષપાત કરે છે? તેની દૃઢતાની હું પરીક્ષા કરું.

એમ વિચાર કરી પોતાની વૈક્રિય-લબ્ધિના બળથી તેણે પોતાનું બ્રહ્માનું રૂપ બનાવ્યું અને મોટા આડંબર-પૂર્વક શહેરની બહાર બેઠો.

આ નવીન ચમત્કારિક બનાવથી શહેરના હજારો મનુષ્યોએ તેનાં દર્શનનો લાભ લીધો, પણ સુલસા તો ન જ ગઈ.

બીજા દિવસે બીજા દરવાજે વિષ્ણુનું રૂપ લઈ પૂરતા આડંબરથી પડાવ નાખ્યો. હજારો મનુષ્યોએ તેનાં

દર્શનનો લાભ લીધો, સુલસા તે દિવસે પણ ત્યાં ન ગઈ.

ત્રીજા દિવસે ત્રીજે દરવાજે અંબડ, શંકરનું રૂપ ધારણ કરી બેઠો. અનેક મનુષ્યો ત્યાં ગયા, પણ સુલસા ન ગઈ.

અંબડે વિચાર કર્યો: 'તેને જૈનધર્મનો આગ્રહ જણાય છે.' તેથી ચોથા દિવસે તીર્થંકરનું રૂપ ધારણ કરી સમવસરણમાં બેસી ધર્મદેશના દેવા લાગ્યો. તે દિવસે પણ સુલસા ત્યાં ન ગઈ. આથી પોતાની આ બાજી સંકેલી લઈ, અંબડ સુલસાને ઘેર ગયો.

સુલસાએ આદર-સત્કાર કર્યો આવવાનું કારણ પૂછ્યું. અંબડે મહાવીરદેવ તરફથી કહેવડાવેલી ધર્મ-પ્રચ્છાદિ વાત જણાવી. સુલસાને ઘણો આનંદ થયો.

અંબડે જણાવ્યું : 'સુલસા ! અહીં દરવાજા બહાર બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ આવ્યા હતા તેને જોવાને માટે તમે કેમ ન ગયાં ?

સુલસાએ ઉત્તર આપ્યો. "અંબડ ! તેમાં શું જોવાનું હતું ? આ સર્વ દૃશ્ય પદાર્થો દેખાય છે તેમાં અને તેઓમાં તમને શો તફાવત જણાય છે ? પંચભૂતોનાં બંધાયેલાં સર્વ શરીરો છે. રૂપ, રસ, ગંધ અને સ્પર્શ આ સર્વ પુદ્‌ગલના ધર્મો છે. તે સર્વમાં દેખાય છે. આત્મા અરૂપી છે. સર્વ દેહોમાં રહેલો છે. આનંદ-સ્વરૂપ છે. આ ચર્મચક્ષુથી તે દેખી શકાતો નથી. તથાપિ અનુભવે ગમ્ય થાય છે. તેનો અનુભવ અહીં જ થાય છે.

જેણે આત્માને જાણ્યો છે તેને પછી જાણવાનું બાકી શું રહે છે? જેને સમ્યગ્દૃષ્ટિ થઈ છે તેને દુનિયાના કયા માયિક પદાર્થ ઉપર પ્રીતિ હોય? કોઇ ઉપર નહિ. ત્યાં જઈને શું જોવાનું હતું તે હવે તું કહી બતાવ? આત્મોપયોગ ભૂલી અન્ય પદાર્થમાં આસક્ત થવું તે શું મિથ્યાત્વ નથી? સમ્યગ્દૃષ્ટિને દૂષિત કરનાર કે મલિન કરનાર તે કાર્ય નથી? છે જ. ક્ષણે-ક્ષણે આત્મોપયોગમાં જાગ્રત રહેવું એ જ વિશુદ્ધિનો માર્ગ છે.

હા! કોઈ પ્રસંગે જવું પડે તો તેમાં હરકત નથી. પણ ખાસ જોવા જવાની ઇચ્છા તો મને થતી જ નથી. જો પુદ્‌ગલોની ચમત્કૃતિ જોવાની લાગણીઓ થાય તો જરૂર સમજવું કે આપણી આત્મા ઉપર પ્રીતિ ઓછી છે, અને **જેટલી આત્મપ્રીતિ ઓછી તેટલી જ મલિનતા વધારે સમજવી. આત્મા એ જ સ્વધર્મ છે તેનું ભાન ભૂલવું તે વિધર્મ છે. સ્વધર્મને મૂકી વિધર્મને અંગીકાર કરવો, વિધર્મનો સંગ કરવો, વિધર્મ પર પ્રીતિ કરવી, તે સ્વધર્મને દૂષિત કરનાર છે."**

અંબડ આ પ્રમાણે સુલસાના શબ્દો સાંભળી આશ્ચર્ય પામ્યો. સુલસા આત્મમાર્ગમાં પ્રવીણ છે, પ્રીતિવાળી છે એ વાત તો ચોક્કસ છે. વિશેષ તેના વિચારો જાણવા માટે અંબડે ફરીને પ્રશ્ન કર્યો: 'સુલસા! ભલે તમે આ બ્રહ્માદિને જોવા નિમિત્તે બહાર ન આવ્યાં, પણ શહેરની બહાર તીર્થંકરદેવ પધાર્યા હતા. તેમના દર્શન કરવા અને

ઉપદેશ સાંભળવા માટે તમે શા માટે ન આવ્યાં ? મને તમારી આ મોટી ભૂલ જણાય છે.'

સુલસાએ ઉત્તર આપ્યો, 'અંબડ! તે પરમ કૃપાળુ પ્રભુ! જીવનમૂર્તિ સદ્ગુરુ! તેમનું આગમન અહીં થાય તો મારા રોમ-રોમમાં આનંદ છવાઈ રહેવો જોઈએ. મારા દરેક રોમ તેમના આગમનથી ખડા થવા જોઈએ. તે પવિત્ર આત્માનો આ આત્મા સાથે એટલો નિકટ સંબંધ છે—એવી પવિત્ર શુદ્ધતાનો સંબંધ છે કે તેમનું આગમન થતાં આ મન આનંદમાં ગરકાવ થઈ જાય છે. આ માહીલું મને કાંઈ પણ થયું ન હતું, તેથી જ હું જાણી શકી હતી કે તે શુદ્ધ પવિત્રાત્મા નથી, જેને લઈને મારું જરા પણ આકર્ષણ તે તરફ થયું ન હતું. વળી તમને ખબર હશે કે ભગવાન મહાવીરદેવ આજકાલ ચંપાનગરી તરફ વિચરે છે, જે અહીંથી વિશેષ દૂર છે. તેમ બીજા તીર્થંકર આ કાળે અ ચારે આ ક્ષેત્રમાં કોઈ વિદ્યમાન નથી. તો તે તીર્થંકર છે એમ હું શા પરથી માનું ? ખરેખર ! મને તો તે કોઈ ઢોંગી-કપટી હોય એમ જણાય છે. આ કારણથી હું તેમનાં દર્શન કે ધર્મશ્રવણ નિમિત્તે ગઈ ન હતી.'

અંબડે જવાબ આપ્યો. 'સુલસા ! ભલે તે તીર્થંકર ન હોય પણ તેથી ધર્મની શોભા તો વધે છે. આમ કરવાથી ધર્મમાં વધારો થાય છે.'

સુલસાએ ઉત્તર આપ્યો. 'અંબડ ! અંબડ ! આમાં તમારી મોટી ભૂલ થાય છે. શું તમને એમ લાગે છે કે આવા

જૂઠા આડંબરોથી જીવો ધર્મ પામે છે ? આ બાબતની માન્યતામાં તમે ઠગાઓ છો. સત્ય વસ્તુ બતાવવી, સત્ય સમજાવવું, તેમાં માયા-પ્રપંચ શા માટે જોઈએ ? તમે શુદ્ધ આત્મા છો, આત્માને ઓળખો, અશુદ્ધતાના પ્રતિબંધને દૂર કરો ! તેમને દૂર કરવાના અમુક-અમુક ઉપાયો છે, વગેરે યોગ્ય માર્ગ બતાવો. આમાં પ્રપંચને અવકાશ જ ક્યાં છે ? **જ્યાં કાંઈ પણ સ્વાર્થ સાધવાનો છે, લોકો પાસેથી પૈસા કઢાવવાના છે, માન, પૂજા, કીર્તિની આશા છે, મત-પંથના વાડા બાંધવાના છે, મનાવવું, પૂજાવવું છે ત્યાં જ પ્રપંચને અવકાશ છે.** નિઃસ્વાર્થ-ભાવે કાંઈ પણ માનપાનની, ધન-દૌલતની, મનાવા-પૂજાવાની, કે મત-પંથ ચલાવવાની આશા કે ઇચ્છા વિના કેવળ પરોપકારની બુદ્ધિએ દયાની પૂર્ણ લાગણીથી સત્ય બતાવવું કે કહેવાનું હોય ત્યાં તો પૂર્ણ સરલતા અને આડંબર સિવાયની સાદાઈ હોય તો તેની વિશેષ અસર થાય છે.'

અંબડે જવાબ આપ્યો, 'સુલસા ! તમારું કહેવું ઠીક છે, તથાપિ આડંબરની તો જરૂર જણાય છે. જો મેં આવો આડંબર કર્યો તો હજારો મનુષ્યો દર્શન કરવા આવ્યાં, અને કદાચ આડંબર ન કર્યો હોત તો કોણ આવત અને મને કોણ ઓળખત ? તો પછી લોકો ધર્મને કેવી રીતે પામે ? માટે લોકોને આગળ વધારવા બાહ્ય આડંબરની જરૂરત તો છે જ.'

સુલસાએ ઉત્તર આપ્યો. 'અંબડ ! બાળ જીવોને માટે તમે જેમ કહો છો તેમ બાહ્ય આડંબરની જરૂર

દેખાય છે, તેઓ કાંઈ નવીન દેખવાની બાબતોથી લલચાઈને તે તરફ આકર્ષાય છે, **પણ અંતરની ઊંડી લાગણી વિના સંગીન-કાયમનો લાભ તેમાંથી થોડાને જ મળે છે. ત્યારે ખરી તૃષાવાળો માણસ તો મહાત્માને ગમે ત્યાંથી શોધી કાઢી આત્મજ્ઞાન મેળવે છે.'**

કોઈ દિવસ તમે સાંભળ્યું છે કે તળાવે ઘેર ઘેર જઈને પોકાર કર્યો હોય કે મારી પાસે પાણી છે, કોઈ લેશો કે ? પાણીની જરૂરિયાતવાળાએ તો તળાવને શોધી કાઢવું જોઈએ. **ખરી લગન થયા વિના ઉપદેશની અસર થતી નથી.** બાળ જીવોને આગળ વધારવા બાહ્ય આડંબરની જરૂર છે એ અમુક દરજ્જે તમારું કહેવું માન્ય રાખવા જેવું છે; બાકી ખરી રીતે તો આંતરિક ભાવ પ્રગટ્યા વિના, **અંદરથી ઊંડી ઇચ્છા થયા વિના જીવો આગળ વધી શકતા નથી.**

તમે કહ્યું કે હજારો લોકો એકઠા થયા હતા તે વાત ખરી. પણ લોકોની કર્તવ્ય તરફ નજર ઘણી ઓછી હોય છે. જે જ્ઞાની પુરુષો, મહાત્માઓ, તીર્થંકરદેવ કે બીજા કોઈ તરફથી પોતાને ઉત્તમ બોધ મળ્યો હોય છે તે ઉપદેશકને જ લોકો પકડી લે છે.

તેમણે બતાવેલા ઉપદેશ તરફ ઘણા જ થોડા મનુષ્યોની દૃષ્ટિ હોય છે, જ્યારે ઘણા મનુષ્યો તો તે રસ્તો બતાવનાર-ઉપદેશ આપનારને જ પકડી લે છે. તેમનાં વચનો ઉપર કે તેમના શરીર પર મોહ પામી, તેમના અભાવમાં તેમના નામનો જપ કરવામાં જ જિંદગી કાઢે છે.

ઘણા તેઓની મૂર્તિઓને પૂજવામાં જ રોકાય છે, તેનાથી આગળ વધતા નથી. તેનાથી આગળ માર્ગ છે કે કેમ તે સમજવા પણ પ્રયત્ન કરતા નથી અને તેમાં જ જિંદગીની સાર્થકતા સમજે છે!

જેમ કોઈ મનુષ્ય બીજે ગામ જતો હોય, રસ્તામાં માર્ગ ભૂલી જવાથી ભૂલો પડ્યો, તેને કોઈ રસ્તાના જાણકાર પરમાર્થી મનુષ્યે સાચો રસ્તો બતાવ્યો કે, 'આ રસ્તો મૂકી દઈ આ રસ્તે ચાલો, તમે ધારેલ ગામે પહોંચી જશો.' આ વખતે તે રસ્તો ભૂલેલા મનુષ્યને સાચો માર્ગ હાથ આવવાથી આનંદ થાય છે. સત્ય માર્ગ બતાવનાર તરફ પૂજ્યબુદ્ધિ થાય છે, અને તે થવી જ જોઈએ. કેમ કે તેણે રસ્તો બતાવ્યો ન હોત તો પોતાને વિકટ જંગલમાં ઘણું રખડવું પડત. છતાં પણ આ પૂજ્યબુદ્ધિની મર્યાદા હોવી જોઈએ. રસ્તો બતાવનારનો ઉપકાર માનવો જોઈએ. પણ આ વટેમાર્ગુ તો તેનાથી આગળ વધીને તે રસ્તો બતાવનારને પગે પડીને, 'તમે જ મારો ઉદ્ધાર કરનાર છો, તમે મને આગળ પહોંચાડો—ઠેકાણે પહોંચાડી આપો!' આમ કહી તેના મુખ સામુ જોઈને બેસી રહ્યો. કોઈ વખત તેના પગ પકડીને બેઠો અને કહેવા લાગ્યો કે, 'તમે મને ગામ પહોંચાડનાર છો. તમારું જ મારે શરણ છે. આ ઘોર વનમાં તમે જ મારા ઉપકારી છો, હું જીવીશ ત્યાં સુધી તમને છોડીશ નહિ.'

આ પ્રમાણે કહીને તે પરોપકારીને વળગી પડનાર મનુષ્ય આગળ ન ચાલતાં, તેના બતાવ્યા માર્ગે ન જતાં, ત્યાં તેને વળગીને બેસી રહે તો તે ધારેલે મુકામે પહોંચી શકશે ? અંબડ ! વિચાર કરીને કહો કે ધારેલ મુકામે તે પહોંચી શકશે ?

અંબડે ઉત્તર આપ્યો, ‘શાણી સુલસા ! બિલકુલ નહિ. તે ત્યાં બેસી રહી પોતાના ઉપકારીના ગુણ ગાવા કે તેના મુખ સામું જોવા રોકાઈ રહેતાં કદી પણ ધારેલ મુકામે પહોંચી શકે જ નહિ પોતાના ઉપકારીનો આભાર માની તેણે ત્યાંથી તેના બતાવ્યા પ્રમાણે આગળ ચાલવું જ જોઇએ. તો જ તે ધારેલ સ્થળે પહોંચી શકે.’

‘અંબડ ! આ જ પ્રમાણે પરોપકારી જ્ઞાની પુરુષો, મહાત્માઓ, તીર્થંકરદેવ વગેરેએ આપણને જે રસ્તો બતાવ્યો છે તે રસ્તે આપણે ચાલવું જોઇએ. તે રસ્તો તે મહાપુરુષોના અનુભવવાળો છે, તે રસ્તે તેમણે ગમન કર્યું છે.

પોતાની બધી આશાઓ અને ઇચ્છાઓને તિલાંજલિ આપી આ શુદ્ધ માર્ગે તેમણે પ્રયાણ કર્યું છે. વહાલામાં વહાલી ઇચ્છાઓને તેમણે આ રસ્તે ચાલતાં વિંધી નાખી છે—ત્યાગ કર્યો છે. દેહ પરનો મમત્વભાવ પણ તેમણે ત્યાગી દીધો હતો. એટલો પણ બોજો સાથે રાખ્યો નહોતો, ત્યારે તેમને આ રસ્તાનો અનુભવ મળ્યો છે, અને તેમને આત્મસ્વરૂપ પ્રાપ્ત થયું છે. તે માર્ગનો ઉપદેશ, કેવળ પરમાર્થ બુદ્ધિથી નિઃસ્વાર્થપણે, નિસ્પૃહ

થઈ તેમણે વિશ્વના જીવોને આપ્યો છે. મહાન પ્રયત્નથી પોતે મેળવેલા તે પવિત્ર જ્ઞાન પર લોકો ફિદા (ખુશખુશ) થાય છે. વળી પોતાને આવો ઉત્તમ માર્ગ મળવા માટે આશ્ચર્ય પામે છે; આનંદ પામે છે.'

સંસારઅટવીમાં સત્ય માર્ગ ભૂલી પરિભ્રમણ કરનારને આ સત્યમાર્ગ મળવાથી જે આનંદ થાય છે તે અમર્યાદિત હોય છે. તેને લઈને તે માર્ગ બતાવનાર પર અલૌકિક પ્રેમ સ્ફુરે છે, તેનો જેટલો ઉપકાર માને તેટલો થોડો છે. તેને પગે પડે છે, વચનથી સ્તુતિ કરે છે, તું મારો મહાન્ ઉપકારી છો, પ્રભુ ! અમે તારે શરણે છીએ, અનાથ, અશરણના ઉદ્ધારક ! તારા જેટલા ગુણ ગાઈએ, તારો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. લોકો આ પ્રમાણે બોલી તે ઉપકારી મહાપુરુષનો ઉપકાર વ્યક્ત કરે છે.

કેટલીક વખત તો તે ઉપકારીનું નામ ચિરસ્મરણીય થઈ પડે તેની યાદગીરી માટે તેના નામની મૂર્તિઓ બનાવી મોટા મંદિરો બંધાવી તેમાં પધરાવે છે, અને તેની પૂજા કરે છે. તેના નામનો જાપ કરે છે. અને એવાં એવાં અનેક કાર્યો કરી પોતાના ઉપકારની કૃતજ્ઞતા બતાવે છે.

કર્યા ગુણનો ઉપકાર ન ભૂલી જવો એ સત્પુરુષોનું લક્ષણ છે. પણ અંબડ ! તું વિચાર કરીને કહે કે જે ઉપકારીએ સત્ય માર્ગ જેને બતાવ્યો છે તે આ પ્રમાણે

કદાચ કરે, પણ આમ કરીને બેસી રહેવાથી તે ઉપકારી-એ જે સત્ય માર્ગ બતાવ્યો છે તે માર્ગે ચાલવાનું બંધ કરવાથી તે મનુષ્ય કોઈ દિવસ પણ નિર્વાણના ધામમાં પહોંચી શકશે ખરો ? પરમ શાંતિ અનુભવી શકશે ખરો ?

અંબડે ઉત્તર આપ્યો : "તેમના કહ્યા પ્રમાણે વર્તન નહિ કરનાર કદી પણ ઇચ્છિત સ્થળે પહોંચી શકે નહિ."

"અંબડ ! ભગવાન દેવાધિદેવ તીર્થંકર બહુ જ કરુણાવાન હોય છે. તેમનામાં એવી અગાધ કરુણા હોય તે કે જેનું વર્ણન હું શું કરી શકું ? તેમની એવી મનોભાવના હોય છે કે આ વિશ્વના સર્વ જીવોને હું નિર્વાણના માર્ગમાં લઇ ચાલું ! બધા જીવોને પરમ શાંતિ આપવું ! સર્વ જીવોને મોક્ષમાં પહોંચાડું ! આવી પ્રબળ ભાવના હોવા છતાં જેઓમાં યોગ્યતા હોય છે, જેઓ અધિકારી થયા હોય છે, જેઓ તેમના કથન અનુસાર વર્તન કરે છે. તેઓમાંથી પણ કાલાંતરે અમુક–અમુક અનુક્રમે મોક્ષને પામે છે."

**તેઓ પોતાના આશ્રિતોને કહે છે કે લાયકાત મેળવો, યોગ્ય થાઓ, અધિકારી બનો, સર્વ પ્રકારે નિઃસ્પૃહ બનો, વિભાવ પદાર્થો પરથી મનને ખેંચી લો, ક્ષણે–ક્ષણે આત્મોપયોગ જાગ્રત રાખો, તમે પોતે જ શુદ્ધ આત્મા છો, તમે પોતે જ પરમાત્મા**

છો, તમારા ભાનને જાગ્રત કરો, મનને આત્મામાં ગાળી નાંખો, લીન કરો, 'અહં–મમ'નો ત્યાગ કરો. તમારામાં અનંત શક્તિ છે, પૂર્ણ જાગૃતિથી તે પ્રગટ થશે.

આમ કહેવા છતાં તે માર્ગે ન ચાલનારા અને વગર મહેનતનો માલ ખાવાની ઇચ્છા રાખનારાઓ, તેમનું નામ લઈને, કે તેમની સ્તુતિ કરીને, અથવા તેમની બાહ્ય સેવા કરીને કે એવી કોઈ બાહ્ય ક્રિયાઓ કરીને તરી જવાની–સંસારનો પાર પામી જવાની ઇચ્છા રાખે છે તે પાર પામી શકશે ખરા કે? નહિ જ.

અંબડ! મારા વિચારો તીર્થંકરદેવને વળગી રહેવાના કે વગર મહેનતે થોડી ઘણી ભક્તિ કરીને મોક્ષ માગી લેવાના નથી. અને માગવાથી મોક્ષ મળતો પણ નથી. પણ તે દેવાધિદેવે **જે આજ્ઞાઓ કરી છે તે બરોબર સમજીને તેનાં ઊંડાં રહસ્યો જાણીને તે પ્રમાણે વર્તન કરવાનો છે.**

આપણને રસ્તો બતાવનારને જ ગળે વળગી પડવું એ તો તેને હેરાન કરવા જેવું છે. પોતાના પાપને વર્ણવી સંભળાવવા અને તેમના કહ્યા પ્રમાણે વર્તન ન કરવું તે શું તે દેવાધિદેવની અવજ્ઞા કરવા જેવું નથી લાગતું? દેવની આજ્ઞા માનવાનું અભિમાન રાખવું, તેમની પૂજા કરવી, ભક્તિ કરવી અને તેમના

કથનથી વિરુદ્ધ વર્તન કરવું, તે દેવની હાંસી કરવા બરાબર શું નથી જણાતું !

"દેવાધિદેવના આશ્રિત છીએ એમ ઉપરથી કહેવડાવવું અને પોતાનું વર્તન તેની આજ્ઞા વિરુદ્ધ રાખવું એ શું મહાન પાપ નથી ? **મનુષ્યોએ પોતાનું વર્તન સુધારવું અને તેને માટે તે દેવાધિદેવે બતાવેલ સાધનોનું સેવન કરતા રહેવું એને હું વધારે યોગ્ય માનું છું.**"

અંબડે પ્રશ્ન પૂછ્યો : "શાણી સુલસા ! ત્યારે શું તમારું કહેવું એમ છે કે દેવનું નામ ન લેવું, ગુણની સ્તુતિ ન કરવી અને તેનું પૂજન ન કરવું ?"

સુલસાએ ઉત્તર આપ્યો : "અંબડ ! તમે મારો આશય બરાબર સમજ્યા નથી. શરૂઆતમાં મનુષ્યોને ઊંચાં આલંબનોની જરૂર છે. મન વાસનાઓથી ભરેલું હોય છે. તેને જે પવિત્ર આત્મા છે તેમના કલ્પિત નામના સ્મરણની પણ જરૂરિયાત છે.

નામ બધાં જ **કાલ્પનિક હોય છે,** તથાપિ તે શુદ્ધ આત્મનું સ્મરણ આપનાર શુદ્ધ આત્માની સ્મૃતિ કરાવનાર નામ છે. તેમના સ્મરણથી મલિન મનની શુદ્ધિ થાય છે. તેમના ગુણોનું કીર્તન કરવાથી–સ્તુતિ કરવાથી ગુણાનુરાગ થાય છે. આ ગુણાનુરાગથી સત્ય વસ્તુની જિજ્ઞાસા થાય છે.

દેવાધિદેવ પવિત્ર આત્માના સાકાર આલંબનમાં તેને જોડવાથી મનની ચંચળતા ઓછી થાય છે. મન શુદ્ધ

અને સ્થિર થાય છે. મનની વિવિધ ઇચ્છાઓ–આશાઓને કારણે પુણ્ય–બંધ થાય છે.”

આથી વ્યાવહારિક અનુકૂળતાઓ મળે છે. સુખ, સંપત્તિ, સમૃદ્ધિ, દેવાદિ, રાજાદિની પદવી, શેઠ શાહુકારની પદવી, આદિ પ્રાપ્ત થાય છે. આ બધું વ્યાવહારિક ધર્મનું ફળ છે. શરૂઆતમાં વ્યવહારધર્મ કરવાની જરૂર છે. પણ તે કાંઈ અંતિમ સાધ્ય નથી. પરંતુ લોકો અજ્ઞાનથી તે વ્યવહારધર્મ જે સાધનરૂપ છે તેને જ સાધ્ય (લક્ષ) માનીને ત્યાં જ અટકી જાય છે અને આગળ વધી શકતા નથી. અને વધે પણ ક્યાંથી ?. કારણ કે **અજ્ઞાનથી સાધનને જ સાધ્ય માની લીધું છે.**

સાધનને ધર્મ ન માનતાં સાધ્ય જે આત્મદર્શન છે તેનું લક્ષ રાખવું જોઈએ. તેને બદલે પૂર્વે જે ગ્રહણ કરેલાં આલંબનરૂપ સાધનો છે તેને છોડીને આત્માનું આલંબન સ્વીકારી શકતા જ નથી અને અજ્ઞાન આવરણને ભેદી આત્મદર્શન (સ્વાનુભવ) પામી શકતા નથી.

સાધનને સાધ્ય માનવાથી તેનો વિકાસ રોકાઈ જાય છે સાધન જુદું છે, સાધ્ય જુદું છે. સાધન દ્વારા સાધ્યની સિદ્ધિ કરવાની છે અને જેમ–જેમ વિકાસ થાય તેમ તેમ સાધન બદલવાં પણ જોઈએ.

પ્રથમ સાકાર આલંબન લેવાનું છે, ત્યારબાદ શુદ્ધ આત્મ–તત્ત્વનું આલંબન લેવાનું છે. પણ લોકો અજ્ઞાનથી તેને જ ધર્મ માની તેને જ પકડી રાખે છે. તે

બધાં સાધનો ધર્મ પામવાનાં સાધનો છે પણ ધર્મ નથી. વ્યવહાર-ભાષામાં તેને ધર્મ કહેવાય છે અને લોકો વ્યવહાર-ધર્મને જ સર્વ કંઈ માની ત્યાં જ અટકી પડે છે તે ભૂલ છે.

જેવી રીતે બાળક માતાની આંગળી પકડીને ચાલતાં શીખે છે, પણ તે જ્યારે પોતે ચાલતાં શીખી જાય છે, તેનામાં થોડું ચાલવાનું બળ આવે છે કે ધીમે-ધીમે તે માતાની આંગળી મૂકી દઇને પોતાની મેળે ચાલે છે. એ જ રીતે આગળ વધતાં સાકાર આલંબન છોડી દઇ નિરાકાર શુદ્ધ આત્માનું આલંબન લઈ મનુષ્યોએ આગળ વધવું જોઇએ. તો જ પ્રગતિ થાય.

આ આત્મા જ પરમાત્મા થઈ શકે છે. આત્માનું મૂળ સ્વરૂપ પરમાત્મા સમાન જ છે તે લક્ષ રાખી, જેવો સિદ્ધનો સ્વભાવ છે તેવો જ સાધકનો સ્વભાવ છે, એ બરોબર ધ્યાનમાં રાખી પોતાનો સ્વભાવ પ્રગટ કરવ. પ્રયત્ન કરવો એ જ સાધકનું પરમ કર્તવ્ય છે. એને લોકો નિરાલંબન કહે છે.

"પોતાનું અને સિદ્ધનું એક સમાન સ્વરૂપ જાણી, આત્માના શુદ્ધ સ્વભાવને જાણી તે પ્રમાણે અખંડ જાગૃતિ રાખી, તેવે સ્વભાવે સ્થિર થવાથી-મનને તેવા-તેવા ભાવે પરિણમાવવાથી ધીમે-ધીમે આ સ્થિતિને પામી પરમાત્મ સ્વરૂપ થવાય છે. અંબડ ! પરમાત્મા મહાવીરદેવનો, આત્માના શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરવા માટેનો આ ઉપદેશ

છે. એ જેને પ્રાપ્ત થાય છે તેને આ લોકના વિષયોને જોવા કે ભોગવવાની ઇચ્છાઓ ઊડી જાય છે.”

અંબડ આ ધર્મચર્ચાને–ધર્મના રહસ્યને સાંભળીને ખુશી થયો. તેની શ્રદ્ધા દૃઢ થઈ. સુલસાની અચળ શ્રદ્ધા જોઈ આનંદ પામ્યો. તેણે પોતે તેની પરીક્ષા કરવા માટે જ અનેક રૂપ કર્યાં હતાં તે વાત સુલસાને કહીને પોતાના અપરાધની ક્ષમા માંગી.

હે વાંચક! ઉપરના દૃષ્ટાંતથી તને સમજાયું હશે કે, આત્મલક્ષ અર્થે કરેલ સત્કર્મો પ્રગતિકારક બને છે. અને આત્મલક્ષ ચૂકીને કરેલ સત્કર્મો બંધનકારક બને છે. યોગસાધના પણ પોતાના આત્માને લક્ષગત કરીને જ કરવાની છે. પ્રથમ આત્માનું જ્ઞાન કરીને પછી આગળ વધવાનું છે.

પ્રભુ મહાવીરદેવે કહ્યું છે કે “પ્રથમ જ્ઞાન અને પછી જ દયાનું પાલન થઇ શકે.”

‘જ્ઞાનક્રિયાભ્યામ્ મોક્ષ.’ જ્ઞાન સહિત ક્રિયાથી મોક્ષ છે. હવે આપણે મૂળ વિષય ઉપર આવીએ છીએ, **પ્રત્યાહાર–પાંચ ઇન્દ્રિયોના વિષયમાં ભટકતા મનને ખેંચીને મનને આત્માભિમુખ કરવું તે પ્રત્યાહાર છે.** તે પ્રત્યાહારને સિદ્ધ કરનાર યોગી ધર્મધ્યાન કરવાને અધિકારી બને છે.

પાંચ ઇન્દ્રિયોના તેવીશ વિષયો છે. પ્રાણવાયુને જીતવા કરતાં પણ ઇન્દ્રિયો તથા મનને ત્રેવીશ વિષયોથી

પાછું વળીને આત્મસન્મુખ કરવું તે અતિ દુર્લભ છે. યોગીઓ કહે છે કે, **વિષયોમાંથી મનને પાછું ખેંચી લેતાં નવાં કર્મો બંધાતાં અટકે છે અને જે પૂર્વે બાંધેલાં હોય છે તેની નિર્જરા થાય છે.**

પ્રાણાયામનો પૂર્ણ અભ્યાસી વિષયોમાં ભટકતા ચિત્તને પાછું ખેંચવા સમર્થ થાય છે. માટે પ્રાણાયામ પછી પ્રત્યાહાર બતાવેલ છે.

કોઈ એમ કહેશે કે પ્રાણાયામની શી જરૂર છે? પ્રત્યાહાર જ ઉપયોગી છે. તેના ઉત્તરમાં કહેવાનું કે પ્રાણાયામની ભૂમિકા સિદ્ધ થયા વિના યથાયોગ્ય રીતે મનને પાછું ખેંચવાનું બળ પ્રાપ્ત થતું નથી. આ સર્વમાં જ્ઞાનયોગની આવશ્યકતા છે.

અનાદિકાળથી જીવ વિષયકષાયને આધીન થઈને જ સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે. તેમાં તેને સુખ-બુદ્ધિ છે. ઇન્દ્રિયોના પાંચ વિષયો મુખ્ય છે. શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ એ પાંચ વિષયોમાં સુખ–બુદ્ધિની કામનાથી કષાયની ઉત્પત્તિ થાય છે. ગીતામાં કહ્યું છે કે :—

"ધ્યાયતો વિષયાન્પુંસઃ, સંગસ્તેષૂપજાયતે,
સંગાત્સંજાયતે કામઃ, કામાત્ક્રોધોઽભિજાયતે,
ક્રોધાદ્ ભવતિ સંમોહઃ, સંમોહાત્સ્મૃતિવિભ્રમઃ,
સ્મૃતિભ્રંશાદ્ બુદ્ધિનાશો, બુદ્ધિનાશાત્પ્રણશ્યતિ."

ગીતા અ. ૨, શ્લો. ૬૨–૬૩.

"વિષયોનું ચિંતન કરતા પુરુષને તેઓમાં આસકિત (રાગ-સ્નેહ) થાય છે. આસકિતથી કામનાઓ ઉત્પન્ન થાય છે અને કામનાઓથી ક્રોધાદિ કષાયો ઉત્પન્ન થાય છે. ક્રોધથી મૂઢતા થાય છે, મૂઢતાથી સ્મૃતિનો નાશ થાય છે, સ્મૃતિના નાશથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિના નાશથી જીવન સંપૂર્ણ નષ્ટ થાય છે."

આમ, વિષય-ચિંતનથી વિષયોમાં આસક્તિ અને આસક્તિથી કામનાઓની વૃદ્ધિ, કામનાઓથી કષાયોની કાલિમા મનને આચ્છાદિત કરે છે જેથી આત્મ-સૂર્યનાં દર્શન થઇ શકતાં નથી. એ માટે કષાયો અને વિષયો પર વિજય પ્રાપ્ત કરવો તે જ પ્રત્યાહાર છે.

ઇન્દ્રિયોના વિષયોનું ચિંતન મન કરે છે તે મનને ત્યાંથી હટાવીને ઈશ્વરના ચિંતનમાં, આત્મચિંતનમાં લગાડવું જોઇએ. શરીર છે ત્યાં સુધી ઇન્દ્રિયો પોતપોતાનું કાર્ય તો કરવાની જ, જેમ કે આંખ જોવાનું કામ કરશે, રસેન્દ્રિય સ્વાદ લેવાનું કામ કરશે. પરંતુ મનને તેમાં લિપ્ત કરવું નહિ.

ઉદાસીન-વૃત્તિ, વૈરાગ્યભાવ, અનાસક્ત ભાવને કેળવવો જોઈએ. નિર્મમત્વ ભાવને વિકસાવવો જોઈએ. અભ્યાસની સાથે સાધકમાં વૈરાગ્યભાવ હોવો જરૂરી છે. મનોવિકારોને જીતવાનાં બે સાધનો બતાવેલ છે. વૈરાગ્ય

અને અભ્યાસ, વૈરાગ્ય એટલે અનંતકાળથી દેહ, ઇન્દ્રિયોમાં રાગભાવ, આસક્તિ, મમત્વ ભાવનો ત્યાગ કરવો. સંસારની અનિત્યતા, અસારતા વિચારવાથી વૈરાગ્ય દૃઢ થાય છે. કષાયોનો પણ વિજય કરવાનો છે.

કષાય ચાર છેઃ ક્રોધ, માન, માયા, લોભ. તેને કષાય કેમ કહ્યા? લોકવ્યવહારમાં જે હિંસક હોય તેને કસાઈ કહે છે. તે જ પ્રમાણે આ ચાર કષાયો આત્મગુણને આચ્છાદિત કરનાર, આત્માના ભાવ–પ્રાણને હણનાર હોવાથી તેને કષાય કહે છે. તે કષાયો આ લોક, પરલોકમાં દુઃખ આપનાર છે. તેના દોષોનું નિરીક્ષણ કરીને તથા તેઓ અનેક અનર્થના કરનાર તથા આત્માને અધોગતિમાં નાંખનાર, સંસાર પરિભ્રમણના કારણરૂપ જાણીને એ દોષોને દૂર કરવા. તે કષાયો જ્યારે મનમાં ઉત્પન્ન થાય ત્યારે તેને બદલે મનમાં તેનાં પ્રતિપક્ષ (વિરુદ્ધ) ગુણને સ્થાપન કરવા.

ધારો કે એક વ્યક્તિના મનમાં ક્રોધરૂપી વિકાર વિશેષ છે તો તેણે ક્ષમા–ગુણની ભાવના કરવી કે હું ક્ષમાવાન આત્મા છું. અને સાથે દૃઢ સંકલ્પ કરવો કે 'હવે હું ક્રોધ જે મારો દુશ્મન રૂપ છે તેને માટે સારા મનના દરવાજા બંધ કરું છું. આજથી, અત્યારથી હું ક્ષમાગુણનો આદર કરું છું.'

આમ રોજ આવી ભાવના એકાન્તમાં અરધો કલાક

કરવી અને પછીના સમયમાં પણ સાવધાની રાખવી કે આ ચોર જેવા શત્રુ ચોરીછૂપીથી મનમાં ન પેસી જાય. આમ અભ્યાસ કરતાં ધીરે–ધીરે તે ક્રોધ ઓછો થતો જશે અને તમે જોશો કે એક દિવસ તે સર્વથા નષ્ટ થઈ જશે. પણ શ્રદ્ધા અને ઉત્સાહપૂર્વક અભ્યાસ નિયમિત કરવો જોઈએ.

એવી જ રીતે માનને નમ્રતાની ભાવના વડે, માયાને સરલતાની ભાવના વડે, લોભને સંતોષની ભાવના વડે જીતવાં જોઈએ. કષાય અને ઇન્દ્રિયોના વિજેતા જ ધ્યાનનો અભ્યાસ કરવાને યોગ્ય બને છે.

થોડું પણ આત્મભાન ભૂલાય તો વિષય, કષાય જીવને અધોગતિમાં લઈ જવા સમર્થ બને છે. માટે હર પળે આત્મજાગૃતિ રાખવાની જરૂર છે.

દમસાર મુનિ કેવલજ્ઞાન પ્રાપ્ત થવાને સમર્થ હોવા છતાં આત્મવિસ્મૃતિ થવાથી ક્રોધને આધીન થઈને અવસર ચૂકી ગયા.

**કષાયવિજય દૃષ્ટાંત.**

કૃતગલા નગરીમાં સિંહરથ રાજા રાજ્ય કરતા હતા. સુનંદા રાણીની કુક્ષીથી ઉત્પન્ન થયેલ દમસાર નામનો તેમને એક પુત્ર હતો.

એક વખતે ભગવાન મહાવીરદેવ વિચરતાં–વિચરતાં તે નગરીમાં પધાર્યા. તે મહાપ્રભુની ધર્મ–દેશના સાંભળી

દમસાર કુમાર પ્રતિબોધ પામ્યા. માતપિતાની આજ્ઞા મેળવી તેણે દીક્ષા ગ્રહણ કરી. પ્રભુએ તેને આત્મજ્ઞાનનો માર્ગ બતાવવા યોગ્ય શિક્ષા આપી.

તે માર્ગમાં વિશેષ પ્રવીણ કરવા નિમિત્તે, જ્ઞાન અને ઉંમરમાં તથા અનુભવમાં વૃદ્ધ ગીતાર્થ મુનિને સોંપ્યા. 'ગીતાર્થ એટલે સૂત્ર તથા તેના અર્થના રહસ્યને અનુભવપૂર્વક જાણનાર જ્ઞાન તથા વયમાં વૃદ્ધ મુનિઓ.' ગીતાર્થ અનુભવી ગુરુ પાસે કેટલોક વખત રહી, આત્મ-માર્ગમાં જરૂરિયાતવાળાં ઉપયોગી રહસ્યોનો અભ્યાસ કરી, પોતાના ઉત્તમ વિચારોમાં દમસાર મુનિ દઢ થયા.

એક વિચાર ઉપર લાંબા વખત સુધી તે મનન કરતા હતા. એક-એક વિચારને મજબૂત કરવા માટે દિવસોના દિવસો સુધી તે વિચારો ચલાવતા અને છેવટે તેનો નિશ્ચય કરીને તે પ્રમાણે પોતાનું આચરણ બનાવતા. પોતાના દોષો કાઢી તેને દૂર કરવા માટે કયા-કયા ઉપાયો લેવા ? તેના પ્રતિપક્ષી સદ્ગુણોને કેમ શોધી કાઢવા ? અને તે સદ્ગુણોને કેમ અમલમાં મૂકવા ? તે ઉપર વિચારો કરીને આગ્રહપૂર્વક તે પ્રમાણે વર્તન કરતા હતા. આ વિચારબળ એક મહાન તપશ્ચર્યા છે. તેનાથી વિષમ કર્મરૂપી વન બળીને ભસ્મ થઈ જાય છે.

આ વિચારોમાં તે એવા લીન થઈ જતા હતા કે તેમને આહાર કરવાનું પણ ભાન રહેતું નહિ, છતાં

પણ આવી સ્થિતિ વડે તેમના મનમાં પરમ શાન્તિ ઉત્પન્ન થતી. તેમને પરમ આનંદ ઉત્પન્ન થતો. નવીન અનેક શંકાઓનું સમાધાન થતું હતું અને જ્ઞાનબળ દિન–પ્રતિદિન વધતું હતું. તેમનો આત્મોપયોગ ઘણો જ સતેજ થતો હતો. પોતાની સૂક્ષ્મ ભૂલો પણ તે સહેલાઇથી શોધી શકતા હતા, છતાં હજુ તેમને પરમશાન્તિ મળે તેવું આત્માનું પૂર્ણજ્ઞાન–કેવળજ્ઞાન પ્રાપ્ત થયું ન હતું.

આથી તેમના મનમાં અનેક વિચારો ઉત્પન્ન થતા કે હું ક્યાં અટકું છું ? મારી ભૂલ ક્યાં થાય છે ? કયા કારણથી મને એ આવરણ નડે છે ? તેની શોધ કરતા હતા. પણ આ સત્તામાં રહેલ અને ઉપરથી દેખાવ નહિ આપે તેવા દોષ, તેમના જાણવામાં ન આવ્યા. છેવટે તેમણે આ વાતનો ભગવાન મહાવીરદેવ પાસેથી નિર્ણય કરવાનો નિશ્ચય કર્યો.

એક વખતે ભગવાન મહાવીરદેવ ચંપાનગરીની બહાર ઉદ્યાનમાં પધાર્યા હતા. તે અવસરે તે મહાત્મા દમસાર મુનિ મહાવીરપ્રભુની પાસે આવી, હાથ જોડી નમન કરી વંદન કરી તેમની પાસે બેઠા.

પ્રભુ તેના મનના ભાવોને જાણતા હતા. તેમણે કહ્યું: “ દમસાર ! તારા મનમાં જે વાત છે તે તું પ્રગટ કર. જરૂર તને ખુલાસો મળશે. ”

દમસાર મુનિના આનંદનો પાર ન રહ્યો. તેમણે નમન કરીને જણાવ્યું: “ પ્રભુ ! હું યોગ્ય છું કે અયોગ્ય છું ?

મને કેવલજ્ઞાન પ્રગટ થશે કે નહિ ?" મહાવીરપ્રભુએ ઉત્તર આપ્યો: "મહાનુભાવ! તું યોગ્ય છે. ભવી છે. તને કેવલજ્ઞાન પ્રાપ્ત થશે. દમસાર ! તારી શુદ્ધતા આત્મોપયોગની જાગૃતિ પ્રબળ છે અને આવી જાગૃતિ બની રહે તો એકાદ પહોરમાં તને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય. પણ તેમાં વિઘ્ન છે. અંતરાય પડવાનો સંભવ છે. અને તેનું કારણ કષાયનો ઉદય છે. તેં કષાયને દબાવ્યા છે. સત્તામાં પડયા છે. તે જરૂર બહાર આવશે. કષાયનો ક્ષય કરવો જોઈએ તે હજુ થઈ શકયો નથી. આ જ કારણથી તને કેવલજ્ઞાન પ્રાપ્ત થતું નથી. તે કષાયનો તું ક્ષય કરી શકીશ એટલે તરત જ કેવલજ્ઞાન પ્રાપ્ત થશે."

પોતાનો દોષ હાથ લાગવાથી દમસાર મુનિ ઘણા ખુશી થયા. તેણે પ્રભુને નમન કરી જણાવ્યું: "પ્રભુ! આપનું કહેવું યોગ્ય છે. હું તે કષાયનો વિજય કરીશ. કષાયના ઉદયને નિષ્ફળ કરીશ, અને આપની પૂર્ણ કૃપાથી પૂર્ણ જ્ઞાન મેળવીશ."

આ પ્રમાણે કહી તે વંદન નમન કરી એકાંત સ્થળમાં બેસી આત્મ–વિચારણા કરવા લાગ્યા. કષાય શત્રુ છે તેને જીતવા જ જોઈએ. અમુક ક્ષમા–સહનશીલતા આદિ ઉપાયોથી તે જીતી શકાય છે. આત્મોપયોગ પ્રબળ જાગ્રત રાખવો જ જોઈએ. સર્વ જીવો પર આત્મબુદ્ધિ–સમાનભાવ રાખવો જોઈએ. ઇત્યાદિ અનેક વિચારો કષાય જીતવા માટે કરી તે વિચારણાથી નિવૃત્ત થયા.

ભિક્ષાનો વખત થયો. પુદ્‌ગલથી બનેલ, પુદ્‌ગલથી જ વૃદ્ધિ પામનાર શરીર આહાર વિના ટકી ન જ શકે. શરીર મારો મદદગાર મિત્ર છે. તેની સહાયતાથી જ્ઞાન, ધ્યાન, વિચારાદિ કરી શકાય છે. તેની પાસેથી હજી ઘણું કામ લેવાનું છે માટે તેને પણ કંઈક ભાડા તરીકે ભોજન આપવું ઇત્યાદિ વિચાર કરી, ભગવાન મહાવીરદેવને નમન કરી ત્રીજા પહોરની શરૂઆતમાં ભિક્ષા લેવા માટે તે વનમાંથી શહેર તરફ જવાને નીકળ્યા.

એ સમયે ગીષ્મઋતુ હતી. લગભગ એક વાગ્યાનો સમય હતો. ઉપરથી પડતા તાપને લઈ મસ્તક તપી ગયું હતું. જમીન પણ સખ્ત તપેલ હોવાથી પગ બળતા હતા. રાજકુમાર, સુકોમળ દેહ, તપની ગરમી અને ગ્રીષ્મઋતુનો પ્રબળ તાપ ઇત્યાદિથી વ્યાકુળ છતાં તેના હૃદયમાં આત્મ વિચારબળથી શાન્તિ વ્યાપી રહી હતી.

તપોવનમાંથી ચાલતાં-ચાલતાં શહેરના દરવાજા આગળ તે આવી પહોંચ્યા. પોતે શહેરના રસ્તાથી માહિતગાર ન હતા તેથી વિચાર કર્યો કે તાપ દુસહ છે, રસ્તાની ખબર નથી, માટે કોઈ નગરનો રહેવાસી આવી મળે તો તેને ગૃહસ્થને ઘેર જવાનો નજીકનો માર્ગ પૂછી આગળ ચાલુ.

આ અવસરે કોઈ એક મનુષ્ય પોતાનું કાંઈ કાર્ય કરવા નિમિત્ત શહેર બહાર જવાનો હતો તે ત્યાં શહેર-માંથી આવી ચડચો. સાધુને દરવાજામાં ઊભેલા દેખી તે આત્મભાન વિનાનો બહિર્દૃષ્ટિ જીવ વિચારવા લાગ્યો કે,

'હું અમુક કાર્ય કરવા જાઉં છું'. દરવાજા બહાર નીકળતાં આ સાધુ મને સામો મળ્યો તેથી અપશુકન થયાં.' એમ માની તે પણ દરવાજામાં ઊભો રહ્યો.

ખરેખર અજ્ઞાન દશા દુઃખરૂપ છે. આવા તપોનિધાન! આત્મભાવમાં મગ્ન! સાધુને દેખીને પણ અપશુકનનો વિચાર કરવો. તે અજ્ઞાનતા નહિ તો બીજું શું ગણાય? **પોતાના હલકા-નીચ વિચારો તે જ અમંગળ રૂપ છે. અપશુકન રૂપ છે, તેને લઈને પોતાનું જ કાર્ય સિદ્ધ થતું નથી.**

**જેવી ભાવના તેવી ફલસિદ્ધિ પ્રાપ્ત થાય છે.** જો આ શાન્ત સ્વરૂપ, તપસ્વીને જોઈને તેને ઉત્તમ શુકન રૂપ માની, મનની ભાવનાને ઉન્નત બનાવી તે આગળ ચાલ્યો હોત તો તેની પ્રબળ ભાવનાના બળથી તેનું કાર્ય અવશ્ય સિદ્ધ થાત, પણ સત્સંગ નહિ કરનાર, વિષયાભિલાષી પામર જીવોમાં આવી ઉત્તમ ભાવના કયાંથી સંભવે? અને તેને લઈને જ મંગલ મૂર્તિમાં પણ અમંગળની કલ્પના તેને ઉત્પન્ન થઈ.

આ દમસાર મુનિ પોતાના સ્વરૂપનો વિચાર કરવામાં તત્પર હોવાથી આ મનુષ્ય શા કારણથી અહીં અટક્યો છે? તેનો વિચાર પોતે કરી ન શકયા. થોડી વાર રહી પોતાની નજીક ઊભા રહેલા મનુષ્યને દેખી, પોતે તેને પૂછ્યું કે, "મહાનુભાવ! ભદ્ર! આ શહેરની અંદર કયા માર્ગથી જતાં

ગૃહસ્થોનાં ઘરો નજીક મળી આવશે?" તે આવનાર મનુષ્યે વિચાર કર્યો કે 'આ મુનિ નગરના માર્ગનો અજાણ દેખાય છે, હું તેને વિપરીત માર્ગ દેખાડી કષ્ટમાં નાખું, જેથી આ સન્મુખ મળવાથી મને થયેલા અપશુકનનું ફળ નિષ્ફળ થાય, મને ન પ્રાપ્ત થાય.' આમ વિચાર કરી તેણે કહ્યું: "હે સાધુ! તમે આ માર્ગે ચાલો, જેથી ગૃહસ્થનાં ગૃહો તમને નજીકમાં મળી જશે."

સરલ સ્વભાવી મુનિ દમસારે તેણે બતાવેલા માર્ગે તરત જ ચાલવાનું શરૂ કર્યું. પણ તે માર્ગ અતિશય વિષમ હતો. ઉજ્જડ વેરાન જેવો હોવાથી તે માર્ગે એક પગ પણ મૂકવો તે ઘણું જ મુશ્કેલ કામ હતું. વળી તે ઘરની પાછલી ભીંતોવાળો માર્ગ હતો તેથી ત્યાં થઈને જતું આવતું કોઈ પણ મનુષ્ય તેમને સન્મુખ મળતું ન હતું કે જેને પૂછીને તે પોતાનો માર્ગ બદલાવી શકે. હજી પણ તેઓ આગળ ચાલ્યા. ધૂળના વિશેષ ભાગને લઈને તે રસ્તો ઘણો જ તપી ગયો હોવાથી પગ તો અગ્નિ ઉપર મૂકતા હોઈએ તેમ બળતા હતા, કાંટા પણ ત્યાં વિશેષ હતા. સાધુ ચાલી–ચાલીને કંટાળી ગયા, આગળ વધવાની કે પાછળ ચાલવાની પણ હિંમત ન ચાલી પેલા મનુષ્યે આવો માર્ગ શા માટે બતાવ્યો? તેનું ભાન હવે તેને થયું.

**આ ભાન થતાં આત્મભાન ભૂલાયું. તેનું હૃદય ઊકળી આવ્યું. રસ્તો બતાવનારા મનુષ્ય ઉપર ક્રોધ**

આવ્યો. મહાવીરદેવે થોડા સમય ઉપર જ ચેતવ્યા હતા કે તમને કેવલજ્ઞાન પ્રાપ્ત થવામાં અંતરાયભૂત ક્રોધ છે, તે ભાન આ વિષમ પ્રસંગને લઈ ભૂલાયું. સત્તામાં રહેલા કષાયો જોરથી નિમિત્ત પામી બહાર આવ્યા. આ કષાયોને નિષ્ફળ કરવાનું ભાન ન રહ્યું.

આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવામાં મદદગાર મન અત્યારે શત્રુ જેવું થઈ ગયું. તેણે કષાયોને મદદ આપવા માંડી. મનની મદદ મળતાં કષાયોનું જોર વધ્યું. ને સર્વે પોતાના પરિવાર સાથે બહાર પ્રગટ થયા. અજ્ઞાનતાએ આવી જાગૃતિને દબાવી દીધી. ક્રોધે ક્ષમાનો નાશ કર્યો. અભિમાને નમ્રતાનો નાશ કર્યો.

મુનિ–આત્મભાન ભૂલેલા મુનિ વિચારમાં પડ્યા, 'અહા ! નગરના લોકો કેવા દુષ્ટ ! આ પાપી મનુષ્યે મને નિર્દોષને કેવા સંકટમાં વિના પ્રયોજને નાંખ્યો. આવા દુષ્ટ પ્રાણીઓ શિક્ષાને યોગ્ય છે.'

જેવાની સાથે તેવા થવું જ જોઈએ, તેમ કર્યા વિના લોકો સીધા ચાલે તેમ નથી. પુષ્પને જરા પણ કીલામણા ઉત્પન્ન કર્યા સિવાય રસનું પાન કરનાર ભમરો પણ શું કઠિન કાષ્ઠને ભેદી નથી નાખતો ? મારે પણ આ શહેરના લોકોને શિક્ષા આપવી જ જોઈએ.

પ્રિય વાંચક ! વિચારજે. રાત–દિવસ આત્મ–ચિંતન, મનનમાં લીન રહેનાર અને જેને પ્રભુ મહાવીરદેવનો સદા સત્સંગ છે અને સતત જાગ્રત રહેનાર મુનિ પણ દુઃખ

આવતાં આત્મભાન ભૂલે છે. આ શું છે ? એનું નામ છે દેહાસક્તિ. સુખની સૂક્ષ્મ વાસનાઓ ગુપ્ત રીતે અંતરમાં છુપાયેલી હતી. આ વાસનાઓ જ જીવાત્માને વધારે દુઃખમાં નાખનાર છે.

"જહા કિમ્પાગ ફલાણુ, પરિણામો ન સુંદરો !
એવં ભુત્તાણ ભોગાણં, પરિણામો ન સુંદરો."

ઉત–અ–૧૯ ગા. ૧૮

"જેવી રીતે કિંપાક–ફળ રૂપ, રસ વગેરેથી મનોહર છે અને ખાનારને રસાસ્વાદ આપનાર છે પરંતુ ખાધા પછી તેનું પરિણામ દુઃખ રૂપ મૃત્યુમાં પરિણમે છે, તેવી જ રીતે ભોગવેલા ભોગો પણ ભોગને અંતે દુઃખ રૂપ પરિણમે છે.

ભોગવેલા ભોગોની વાસનાઓ મનમાં ઘર કરીને વસે છે. એ સુખેચ્છાઓ કષ્ટ આવતા ક્રોધાદિ રૂપે પરિણમીને અનર્થની પરંપરા સર્જે છે અને આવા ઉચ્ચ કક્ષાના મુનિઓને પણ આત્મભાન ભૂલાવવા સમર્થ બને છે. માટે હે વીરો, વાસનાઓને ત્યાગો. તેઓ અનર્થકારી છે, આત્માને દુઃખ આપનાર છે, અધોગતિમાં લઈ જનાર છે. એ વાસનાઓ—ઇચ્છાઓ જ જન્મ–મૃત્યુના ચક્રમાં પરિભ્રમણ કરાવનાર છે.

"કેવલા સ્યુર્વાસના એવ જંતોર્જન્માદિકારણમ્ ।
જ્ઞાનનિષ્ઠાગ્નિના દાહે તાસાં નો જન્મહેતુતા ।
બીજાન્યગ્નિ પ્રદગ્ધાનિ ન રોહન્તિ યથા પુનઃ ।
જ્ઞાનદગ્ધૈસ્તથા કલશૈર્નાત્મા સંપદ્યતે પુનઃ ।"

વાસનાઓ જ ક્લેશો છે અને તેઓ જ પ્રાણીને માટે જન્મનું કારણ બને છે. પણ જ્ઞાન નિષ્ઠારૂપ અગ્નિથી એ વાસનાઓ બળી જાય છે ત્યારે જન્મનું કોઈ કારણ રહેતું નથી. જેમ અગ્નિથી બળી ગયેલાં બીજ ફરી ઊગતાં નથી તેમ જ્ઞાન વડે ક્લેશો બળી જાય છે ત્યારે આત્માને ફરી જન્મ લેવો પડતો નથી.

આ મુનિ સતત જાગૃતિ રાખનારા હતા. છતાં કષાય રૂપ શત્રુના ઉદય વખતે ભાન ભૂલી ગયા. એ માટે હે વીરો, સતત જાગ્રત રહો. આ શત્રુ મોટો છે. તેને હણવા, જીતવા માટે જ આ યોગસાધના કરવાની છે.

વિષય–સુખેચ્છા અને કષાયો જ આપણા પરમ શત્રુ છે. તેને આત્મબળ વડે જીતો. આત્મિક અનંત શક્તિ વડે તેઓને જીતવા એ જ સાધકનું પરમ કર્તવ્ય છે.

મુનિને અભિમાન આવ્યું છે તેથી ભાન ભૂલીને એકને અપરાધે આખા શહેરને શિક્ષા કરવા ઇચ્છે છે.

ક્રોધની સ્થિતિ જ એવી છે. તેના ઉદય વખતે મહાત્માઓનો ઉપદેશ પણ ભૂલાઈ જાય છે. હાથમાં આવેલ બાજી બગડી જાય છે. તે મહાત્મા દમસારને ઘણા લાંબા સમયના નિર્મળ સંયમથી અનેક શક્તિઓ ઉત્પન્ન થઈ હતી. તેનો આ સ્થળે ઉપયોગ થયો. એક નજીકના વૃક્ષ નીચે બેસી ક્રોધથી ધમધમતા હૃદયે તેઓએ ઉત્થાનસૂત્ર ગણવાની શરૂઆત કરી. સત્તામાં રહેલી કષાયની વૃત્તિઓ પૂર જોસમાં ઉત્થાન પામી બહાર આવી.

સંયમીનો દૃઢ સંકલ્પ, કળકળતા હૃદયમાંથી નીકળતો ઉગ્ર શ્વાસ ઉત્થાનસૂત્રનું નિમિત્ત–પરિણામ એ આવ્યું કે આખા શહેરમાં અકસ્માત શત્રુ રાજાનું મોટું સૈન્ય આવવાની વાત પ્રગટ થઈ.

નગરના લોકો ભયભીત થયા. શોકાતુર થઈ સર્વ ધન, ધન્યાદિનો ત્યાગ કરી પોતાના જીવનને બચાવવા નિમિત્તે ચારે દિશામાં નાસવા લાગ્યા. રાજા પણ રાજ્યનો ત્યાગ કરી નાસી ગયો. થોડા વખતમાં આખું નગર શૂન્ય ઉજ્જડ થઈ ગયું. મુનિ જ્યારે આવી સ્થિતિમાં ઉત્થાન-સૂત્રનું પરાવર્તન કરતા બેઠા હતા ત્યારે લોકો ભયના કારણથી નાસભાગ કરતા તે રસ્તે થઈને પણ જવા લાગ્યા.

કોઈ દોડે છે, કોઈ પડી જાય છે, કોઈ રુદન કરે છે. આમ નાસભાગ કરતા અને વિવિધ પ્રકારના દુઃખે કરી દુઃખી થયેલા લોકોને દેખી તે મહાત્માના વિચારો પલટાયા.

વાચક ! આનું નામ પ્રત્યાહાર છે. મન જ્યારે વિષય, **કષાયને આધીન થાય છે ત્યારે તેને ત્યાંથી પાછું હટાવવું અને ધ્યેયમાં જોડવું તેનું નામ જ પ્રત્યાહાર છે.**

મુનિના વિચારે પલટો લીધો અને વિચારવા લાગ્યા : ‘હા ! હા ! આ મેં શું કર્યું ? એકના અપરાધે આખા શહેરને શિક્ષા ! કેટલો બધો અન્યાય ! પણ હા ! સર્વજ્ઞનું વચન અન્યથા કેમ થાય ? ભગવાન મહાવીરદેવે જેમ

કહ્યું હતું તેમજ થયું. હા! વ્યર્થ જ ક્રોધ કરીને તરતમાં જ ઉત્પન્ન થવાવાળું કેવળ જ્ઞાન હું હારી ગયો.

આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતા અતિ કરુણારસમાં મગ્ન થઈ તે સર્વ લોકોને સ્થિર શાંત કરવા માટે સમુત્થાન-સૂત્ર ગણવાનો પ્રારંભ કર્યો. અતિશય-શાંત હૃદય કરી કરુણાર્દ્ર અંતઃકરણે શાંતિનો સંકલ્પ કર્યો. તેમાં એવાં આહ્લાદ ઉત્પન્ન કરનારાં સૂત્રો હતાં કે જેના પ્રભાવે ઉજ્જડ થયેલાં શહેરો અને ભયભીત થયેલા લોકો પણ સારી રીતે પાછા આવીને વસે અને નિર્ભયતા પામે.

જેમ-જેમ આ સૂત્ર ગણવા લાગ્યા તેમ-તેમ સર્વ લોકો પ્રમુદિત થઈ નગરની અંદર આવવા લાગ્યા. રાજા પણ હર્ષ સહિત શહેરમાં આવ્યો. ભય દૂર થયો. સર્વ લોકો સ્વસ્થ થયા.

તપથી શોષિત શરીરવાળા પણ અત્યારે પરમ ઉપ-શમ રસમાં મગ્ન થયેલા તે દમસાર મુનિ શહેરમાંથી આહાર લીધા વિના જ પાછા વળ્યા, અને જે સ્થળે પ્રભુ મહાવીરદેવ હતા ત્યાં આવી વિનય સહિત તેમના ચરણમાં આળોટી પડ્યા. અને આંખમાંથી ખરતા આંસુએ ગદ્‌ગદિત સ્વરે પોતાની થયેલી ભૂલનો પશ્ચાત્તાપ કરી તેના પ્રાય-શ્ચિત્તની માંગણી કરી.

મહાવીરદેવે કહ્યું : 'દમસાર! મારો કોઈ પણ સાધુ કે સાધ્વી જો કષાયની પરિણતિ ધારણ કરશે તો ઘણા

લાંબા કાળ સુધી આ વિષમ સંસારમાં પરિભ્રમણ કરશે. પણ જેવો ઉપશમને (કષાય શાંત કરવા) ધારણ કરશે, તેનું સંસાર પરિભ્રમણ ઓછું થશે. તેઓ પોતાના શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરશે. ક્ષમા એ જ મુનિઓનો ધર્મ છે.'

દમસાર ! તમે તમારો ધર્મ આ સ્થળે ભૂલી ગયા છો. અપરાધીઓને પણ ક્ષમા આપવી તે તમારો ધર્મ હતો. આ સહનશીલતા, ક્ષમા રાખી આત્મભાવમાં મગ્ન થયા હોત તો કેવળજ્ઞાન તમારી પાસે જ હતું. જેટલું તમે તમારા ધર્મથી બહાર ગયા છો તેટલું જ કેવળજ્ઞાન તમારાથી દૂર થયું છે. પણ કાંઈ નહિ, ભૂલને સુધારો. આમાંથી તમને ઘણું જાણવાનું મળ્યું છે. ખરી કસોટીના વખતે કેટલી જાગૃતિ રાખવી જોઇએ તે હવે તમે સમજી શકયા છો.

આ ઉપરથી બીજા પણ શ્રમણ, શ્રમણીઓને શિક્ષા લેવાનું મળી આવશે કે નજીક આવેલું કેવળજ્ઞાન ક્રોધના ઉદયથી દૂર ચાલ્યું જાય છે, માટે જેમ બને તેમ ઉપશમ ભાવ રાખતાં શીખો."

દમસાર મુનિએ પોતાની ભૂલ કબૂલ કરી. હવેથી જાગ્રત રહેવાનો નિશ્ચય કર્યો. ભગવાને યોગ્ય પ્રાયશ્ચિત્ત આપ્યું. દમસાર મુનિને પોતાની મહાન ભૂલ થઈ છે એમ સમજાયું. તેઓ એકાંતમાં ગયા, અને આત્મવિચારણામાં લીન થયા.

અધ્યવસાય નિર્મળ કર્યા. સત્તાએ સર્વજીવો સાથે પોતાના જીવની ઐકયતાનો વિચાર કર્યો. દેહાભિમાન છૂટયું, ઇચ્છાઓ વિરામ પામી, સર્વ પદાર્થો પરથી મમત્વભાવ દૂર થયો, મન આત્મામાં લીન થવા લાગ્યું, એકરસ થયું, કર્મમળો વિખરાયા, અજ્ઞાન આવરણ તૂટયું.

આવી સ્થિતિમાં સાતમે દિવસે દમસાર મુનિને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું. ત્યાર બાદ આ ભૂમિતળ પર વિચરી અનેક યોગ્ય જીવોને બોધ આપી નિર્વાણપદ પામ્યા.

દમસાર મુનિના ચારિત્ર પરથી ઘણું શીખવાનું મળે છે. ઉપશમ, કષાયનો અભાવ એ જ સમ્યગ્ દૃષ્ટિનું જીવન છે. તે જ આગળ વધારનાર ઉત્તમ સાધન છે. અંતરતાપ શાંત કરનાર છે. પરમાનંદની પ્રાપ્તિ ઇચ્છનારા **સમ્યગ્ દૃષ્ટિ જીવોએ આ પરમ ઉપશમ રસનું પાન કરવું.**

## વાસનાવિજય

એક સમયે સ્વામી રામતીર્થ બજારના રસ્તા પર ફરતા હતા, ત્યારે ત્યાં કેરીઓ વેચાતી હતી, તેની સૌરભ ચારે તરફ મહેંકતી હતી. સ્વામીજીના નાકમાં પણ તે સુગંધે સ્પર્શ કર્યો. મન કેરીઓ ખાવા માટે લલચાયું અને તેણે ખાવાની ઇચ્છા વ્યક્ત કરી.

સ્વામીજીએ વિચાર્યું : 'જો આમ મનની ઇચ્છાઓની પૂર્તિ કરશું તો વળી બીજી ઇચ્છા ઉત્પન્ન થશે. ઇચ્છા-

એનો કોઈ અંત નથી. 'એમ વિચારી તે ગૃહ તરફ ચાલવા લાગ્યા, અને ગૃહે આવ્યા. પરંતુ મનની ઝંખના કેમેય કરીને શાન્ત ન થઈ. સ્વામીજી વિચારે ચડ્યા કે આ મનને કેવી રીતે વશ કરવું? હું તો તેને વશ થવાનો નથી.' અને વિચાર કરતાં–કરતાં રસ્તો હાથ લાગ્યો. તેઓએ વિચાર્યું કે 'શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે કે મન વૈરાગ્ય અને અભ્યાસથી વશ થાય છે, તો મારે આ મનને કેરીઓ પર વૈરાગ્ય થાય તેવું કંઈક કરવું જોઈએ.' આમ વિચારીને તેઓ પાછા બજારમાં ગયા અને કેરીઓનો કરંડિયો સરસ જોઈને લઈ આવ્યા, અને એક રૂમમાં તેને રાખ્યો. મન વારંવાર ખાવાની ઇચ્છા કરે પણ સ્વામીજીએ તેને કેરીઓ ખાવા જ ન આપી.

ચારેક દિવસ કેરીઓને હવા વિનાના સ્થાનમાં રાખી તો તે ખરાબ થઈ ગઈ. ત્યારે તે કેરીનો કરંડિયો સ્વામીજીએ મનની પાસે ધર્યો. જે કેરીઓમાં સુંદર સુગંધ આવતી હતી, તે જ કેરીઓમાં હવે દુર્ગંધ આવવા માંડી અને કેરીઓનો રંગ જે સુંદર હતો તે હવે આંખને ન ગમે તેવો ખરાબ થઈ ગયો હતો. સ્વામીજીએ કહ્યું : 'હે મન! આ તે જ કેરીઓ છે જેના પર તને મોહ ઉત્પન્ન થયો હતો. હવે તું તેને આરોગ.' પણ હવે તો મન તેના સામું જોવાને પણ તૈયાર ન હતું. પણ મનને તેના

પર આ રીતે વૈરાગ્ય–ભાવ ઉત્પન્ન થયો. આ છે મનનો પ્રત્યાહાર.

મનની ઇચ્છાઓની પૂર્તિ કરવાથી તો મનમાં બીજી અનેક ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે. જેમ અગ્નિમાં ઘી નાખીએ તેમ–તેમ તે વધારે પ્રજ્વલિત થાય છે તેમ ઇચ્છાઓની પૂર્તિનું પણ જાણવું. પણ ઇચ્છાઓનો વૈરાગ્ય દ્વારા નિરોધ કરવાથી જ વાસનાઓનો વિજય થાય છે. **વાસનાઓ પર વિજય કર્યા સિવાય વિકાસને અવકાશ નથી.** ઇચ્છાઓ અનંત છે. એકની પૂર્તિ કરતાં અનેક બીજી ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે.—

"ક્યા ઇચ્છત ખોવત સબ,
હૈ ઇચ્છા દુઃખકા મૂળ,
જબ ઇચ્છાકા નાશ,
તબ મિટે અનાદિક રોગ."

ઇચ્છા એ જ આત્માનુભવમાં મોટું બાધક કારણ છે. એ ઇચ્છા અનંત છે, તેનો પાર નથી.

સુખેચ્છા, સંસારી સુખેચ્છા એ દર્શનમોહનું કારણ છે. દર્શન મોહ વડે પોતાથી પર જે પદાર્થો છે તેમાં સુખ-બુદ્ધિ થાય છે અને પછી જીવાત્મા તેની પ્રાપ્તિ અર્થે નાના પ્રકારના ઉપાયો કરે છે. તેની પાછળ દોડતો જ રહે છે. પણ જ્યાં ખરું સુખ છે તે તેને ભ્રાન્તિવશાત્ સમજાતું નથી, ઇચ્છાની જેમ–જેમ પૂર્તિ થાય છે તેમ–તેમ તે પ્રજ્વલિન થાય છે. અગ્નિમાં જેમ ઘી નાખવાથી

તે પ્રજ્વલિત થાય છે તેમ, ઇચ્છા રૂપી અગ્નિ પણ ઇચ્છા-પૂર્તિથી પ્રજ્વલિત થાય છે, પણ તે શાંત થતો નથી.

માટે જ ઇચ્છાનિરોધ તપને મહાન કહ્યો છે. ઇચ્છાના કારણથી જ મન ચંચળ રહે છે અને ચંચળવૃત્તિથી આત્મ-સ્વરૂપ જાણી શકાતું નથી માટે, ઇચ્છાઓનો ત્યાગ કરવો જરૂરી છે.

અનેક ઇચ્છાઓમાં પ્રવાહિત મનની શક્તિ નિર્બળ બને છે. પણ સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરીને એક ઇચ્છા કરવામાં આવે તો મનોબળ, ઇચ્છાશક્તિનું બળ વધે છે અને તે દ્વારા માનવ અસંભવને સંભવ કરવા સમર્થ બને છે. **સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરીને કેવલ આત્માભિમુખ વૃત્તિનો પ્રવાહ પ્રવાહિત થવાથી ઇશ્વરી જ્ઞાન પ્રાપ્ત થાય છે.**

એક રાજાને ત્યાં પુત્રનો જન્મ થયો. તેને અરધો હાથ ન હતો અને અરધો પગ ન હતો; એવો ઠુંઠો અને પાંગળો તે જનમ્યો પછી જોષી–પંડિતોને બોલાવ્યા. તેઓએ કુંડલી માંડી જોઈ વિચાર્યું કે, 'નક્ષત્રયોગ બહુ સારો છે; તેથી આ કુમાર સમર્થ વિદ્વાન બનશે.' પછી તે જોષીઓએ–પંડિતો-એ વિચાર્યું કે, આપણું માન હવે ઘટશે; આ કુમાર આપણને બધાને જીતી લેશે, તેથી રાજાને તેઓએ ઊલટું સમજાવી તે બાળકને જંગલમાં મોકલાવી દીધો.

ત્યાં રબારીના છોકરાઓ આવ્યા; તેમણે એ બાળકને જોઈ ત્યાં નાની છાપરી બાંધી, ઘાસ પાથરીને તેના પર તે

બાળકને સુવાડયો અને ગાય, બકરીનું દૂધ તેને પાવા માંડયું. બાળક મોટો થયો. તે પેલી છાપરીમાં બેસી રહે છે. છોકરાઓ આવી રોજ તેને દૂધ પાઈ જાય છે. બારેક વર્ષનો તે થયો, એટલે ત્યાં ફરતા–ફરતા નારદજી આવી ચાડયા; તેમણે પૂછયું. કે 'હે ભાઈ, તમે શું કરો છો ? કાંઈક માંગો.' કુમારે કહ્યું: 'તમે કોણ છો ?'

નારદ બોલ્યા : 'હું નારદ છું.'

કુંવરે કહ્યું : 'તે વળી શું ?'

નારદે કહ્યું : 'હું જગતના પાલક ભગવાન વિષ્ણુનું મન કહેવાઉં છું.'

કુંવર બોલ્યો : 'વળી એ વિષ્ણુ કોણ છે ?'

નારદે કહ્યું : 'તે જગતના પાલક છે, તેઓ મને પણ પાળે છે.'

કુંવર બોલ્યો : 'મને દૂધ મળ્યા કરે છે, મારે કંઈ જ જોઈતું નથી, જાઓ પધારો.'

નારદ ગયા. તેમણે વિષ્ણુને કહ્યું, વિષ્ણુ પણ આવ્યા.

તેમણે પણ તે કુંવરને બહુ સમજાવ્યો, કે 'કાંઈ વૈભવ, લક્ષ્મી, સ્ત્રી, વગેરે સુખ માગ.'

કુંવરે કહ્યું : 'હું તો સુખમાં જ રહું છું; નકામી સંકલ્પની જાળ ગૂંથવાની પીડામાં કયાં પડું ? તમે જાઓ, મારે કશું જોઈતું નથી.' 'ચાહ ગઇ ચિંતા ઘટી, મનવા

અપરવાહ.' 'જે-જે અંશે નિરુપાધિકપણું, તે-તે અંશે શિવશર્મ.'[1]

એવી રીતે તે કુંવરની પાસે બ્રહ્મા, શંકર, ઇન્દ્ર, અગ્નિ, વરુણ, યમ, ધર્મ આદિ અનેક દેવો આવ્યા અને તેને બહુ સમજાવ્યો; કંઈક માગ. પણ રાજકુમારે તે બધાને ખુલ્લું કહી દીધું કે 'તમે તમારું દર્શન જ મને ન આપો. ચાલ્યા જાઓ, એ જ હું માગું છું. મારે કંઈ જ જોઈતું નથી.' બધા દેવો વિચારવા લાગ્યા, કે આ તો ભારે નિસ્પૃહી છે, જેથી કાંઈ માગતો નથી. આથી આપણા બધાનું અહીં આવવું નિષ્ફળ જાય છે. એમ વિચારી વગર માંગ્યે બ્રહ્માએ તેના શરીર પર હાથ ફેરવ્યો. શરીર પર હાથ ફેરવતાં તેનું શરીર સુંદર બની ગયું. વિષ્ણુએ સંકલ્પ માત્રથી મહારાજ્ય પદે તેને સ્થાપી ત્યાં મોટું નગર રચી તેનો તેને રાજા બનાવી, અપાર ધન-ભંડારનો સ્વામી બનાવી, સુંદર સ્ત્રીઓ પરણાવી, શ્રી શંકરે નીતિ, આત્મ-વિદ્યા વગેરે જ્ઞાન આપ્યું; ઇન્દ્રે વખતસર વરસાદ વરસાવવા કહ્યું : વરુણે અમૃત જેવાં નદી-સરોવર તૈયાર કરી આપ્યાં; અને વાયુ, અગ્નિ, વગેરેએ પોતાના તરફથી અભય રહેવા વરદાન આપી બીજી અનુકૂળતા કરી આપી. પછી બધા દેવો ગયા; અને તે રાજપુત્રે નિરાસક્ત ભાવે રાજ કરવા માંડ્યું.

તેણે પોતાની બધી જ પ્રજાને જ્ઞાન-ધનથી સમૃદ્ધ

---

૧. શિવ, સુખ

અને વિવેકી બનાવી. ભક્તિ અને જ્ઞાનનો પ્રકાશ બધાંનાં હૃદય પર પાડ્યો. પિતાના રાજ્યના પંડિતોનાં અભિમાન ઉતારી તેમને જ્ઞાન–વૈરાગ્યયુક્ત કરી સંન્યાસી જેવા નિર્ભય બનાવ્યા. માતા–પિતાને ઉપદેશ આપી દેહ પરથી મમત્વ છોડાવી આત્મિક સુખનાં ભોક્તા બનાવ્યાં. પરદેશોમાં પણ શાન્તિ ફેલાવી; અને છેવટે આત્મસ્વરૂપમાં તે સ્થિર થયો.

**નિસ્પૃહતા અને ઇચ્છા રહિતપણું પરિણામે આત્મિક સુખ–સંપત્તિ રૂપ અતિ મિષ્ટ ફળદાતા બને છે અને અજર, અમર રસ પિવડાવી પરમ લાભપ્રદ બની ભવ–ભ્રમણથી મુક્ત બનાવે છે.** માટે હે ભવ્યો, આ સુવર્ણ અવસરે ઇચ્છા–નિરોધ–તપ આદરી સંતોષામૃતનાં પાન કરો અને તમારા શાશ્વત આત્મિક સુખના ભોક્તા બનો. આ પ્રત્યાહાર યોગનું રહસ્ય છે કે, **મનને સાંસારિક સુખેચ્છાથી પાછું વાળી, સ્વસુખ સન્મુખ કરવું.**

નગરી વારાણસીમાં વિદ્યા પરિષદનો મહોત્સવ મંડાયો હતો. દેશ–પરદેશના અનેક વિદ્વાનો એ વિદ્યા–સભામાં આવેલ હતા. આજે ત્યાં એક મહાન પ્રશ્નનો નિકાલ લાવવાનો હતો. આજ સુધી માનવજાતિ જેની શોધ કરીને થાકી, એ 'શાંતિ' ક્યાંથી આવે છે? શી રીતે મળે? અને કોને એની પ્રાપ્તિ થાય? એ આંટીઘૂંટી-ભર્યા પ્રશ્નોની એ સભામાં છણાવટ કરવાની હતી. શાંતિની શોધમાં પડેલા અનેક માનવો, એ પરમ સત્યને

જલદીથી જાણી લેવા માટે આતુર થઈ રહ્યા હતા. સર્વને તાલાવેલી લાગી હતી; શાંતિનો કોઈ ટૂંકો રાજમાર્ગ મેળવી લેવાની. આ વદ્વદ્પરિષદમાંથી એ મળી રહેવાની એમને ચોક્કસ આશા હતી. એવો કોણ અભાગી હોય કે જેને શાંતિ ન ખપતી હોય? સર્વને શાંતિ જોઈતી હતી. શાંતિની શોધ ચાલતી હતી અને એ વિદ્વાનો એની શોધ કરી આપવાના હતા.

સર્વ વિદ્વાનોની શોધને અંતે જે સત્ય લાધ્યું તેની ઘોષણા કરવા માટે રાજપુરોહિત ઊભા થઈને બોલવા લાગ્યા. 'નગરજનો! મહારાજ કાશીરાજની વિદ્યા-સભામાં જે સત્ય આજે પ્રાપ્ત કર્યું છે તે આ છે' 'શાંતિનો માર્ગ', રાજપુરોહિતનો અવાજ સંભળાયો 'અનેક શાસ્ત્ર-મંથનને અંતે આજે અહીં વિદ્વાનોએ શોધી કાઢયો છે. હું તમને એ સંભળાવું છું 'શ્રૂયતામ્ શ્રૂયતામ્' શાંતિ એ વેદાભ્યાસમાં વસનારી વસ્તુ છે, વેદાભ્યાસથી પ્રાપ્ત થનારી વસ્તુ છે.' 'જય હો વેદાભ્યાસનો!' પરિષદમાંથી એક મહાઘોષ ઊઠયો. અને રાજમહાલયના ગગનચુંબી ગુંબજોમાંથી એનાં પડઘા આવ્યા.

પણ એ પડઘા શમે-ન-શમે તે પહેલા એક તેજો-મય તપસ્વી જેવા જણાતા યુવાનની અક્ષરે-અક્ષરમાં અણિશુદ્ધ વાણી સંભળાણી: 'શાંતિ વિષે કોણ આવું કહે છે? કહેનાર ગમે તે હોય-આ કથન ખોટું છે!' સજ્જનો, 'વેદાભ્યાસથી શાંતિ કદાપિ ન મળે. કર્મ-

કાંઠથી પણ એ ન મળે. એનાથી કામચલાઉ રાહત મળે. શાંતિ એક જ વસ્તુમાંથી મળે; **જીવનના સંયમમાંથી;** મન, ઇન્દ્રિયોનો વિજય કરવાથી. **શાન્તિ એ 'સંયમનું' સંતાન છે.'**

પુરોહિત બોલ્યો: 'કોણ છે તું? વેદ–નિંદાનો દંડ દેશનિકાલ છે, એ ખબર છે તને? જય હો વેદાભ્યાસનો!'

'વેદની મેં નિંદા કરી નથી. નિંદા તો અજ્ઞાની કરે.' યુવાને ઉત્તર આપ્યો: 'મેં તો વેદવિદ્યા શું આપી શકે એટલું જ કહ્યું છે? વેદવિદ્યા કે કોઈ પણ વિદ્યાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય. જ્ઞાન આપવું એ વિદ્યાનો ધર્મ છે. પણ જ્ઞાન માત્ર શાંતિ ન આપી શકે!'

'ત્યારે શાંતિ કોણ આપી શકે?'

એણે જવાબ આપ્યો: **'શાંતિ તો કેવળ જીવનના સંયમમાંથી જ મળે!** કોઇ કોઇને એ આપી શકે નહિ. એ આપવાની વસ્તુ નથી, મેળવવાની વસ્તુ છે.'

'તમે એ કેમ જાણ્યું?'

'મારું જ આ સત્ય છે! મેં એ સંયમ દ્વારા જ મેળવ્યું છે!'

આખર વિજય સત્યનો જ થયો. 'ભિખ્ખુઓ! સાંભળો! સાંભળો! વ્યક્તિજીવનના સત્યનો જ પરમ વિજય હો–પરંપરા, અધિકાર, આ સઘળું જ ગૌણ હો!

સાચી શાંતિનો જયઘોષ હો !' હે વાચક બંધુઓ ! આ પ્રત્યાહાર એ જ શીખવે છે કે શાસ્ત્રાભ્યાસથી નહિ પણ સંયમથી, મન ઇન્દ્રિયોના વિજયથી, હે સાધક ! તને સાચી શાંતિ સાંપડશે. પ્રત્યાહાર એટલે માયામાં ભટકતા મનને ત્યાંથી પાછું વાળી પરમાત્મા, આત્માભિમુખ કરવાથી જ એ સંયમ દ્વારા તને શાંતિ સાંપડશે. હે શાંતિના ઇચ્છુક, શાંતિ સંયમથી મળે છે. તે સંયમને સિદ્ધ કરવાથી જ આત્મિક સુખ, શાંતિને પ્રાપ્ત કરવા તું સમર્થ બનીશ. માટે બાહ્યમાં શાંતિ અર્થે ભટકતા મન, ઇન્દ્રિયોનો સંયમ કર, યદિ તારે શાંતિની ઇચ્છા છે. તો શાંતિ તારી અંદર છે તે આત્માભિમુખ થતાં તને સત્વર સાંપડશે. એ જ્ઞાનીઓના વચન પર શ્રદ્ધા કરી શાંતિ માટે સંયમને આદર. એ જ પ્રત્યાહારનું રહસ્ય છે.

## પ્રકરણ ૮

# ધારણા યોગ

આંતરિક કે બાહ્ય કોઈ પણ સાત્ત્વિક ધ્યેય પદાર્થ-માં, પોતાના સદ્‌ગુરુએ ઉપદેશ કર્યો હોય તે પ્રમાણે, પોતાની મનોવૃત્તિને એકાગ્ર કરવા પ્રયત્ન કરવો તે ધારણા કહેવાય છે. ટૂંકામાં કહીએ તો, **કોઈ પણ યોગ્ય પવિત્ર વિષયને આકારે વારંવાર પોતાના મનને સંલગ્ન કરવું અથવા કરવાનો પ્રયત્ન કરવો તે ધારણા કહેવાય છે.**

ધારણા કરતી વખતે સાધકે સિદ્ધ, પદ્મ, કે સ્વસ્તિક એ ત્રણમાંનું કોઈ એક આસન કરવું જોઈએ. પ્રથમ પોતાના સદ્‌ગુરુને ત્રણ વાર નમસ્કાર કરવા. પશ્ચાત્ ઇન્દ્રિયો તથા મનને સ્વસ્થ કરવા. પછી સંસારના સર્વ વિષયોનું અસારપણું—અનિત્યપણું વિચારી તથા ધારણાના પવિત્ર વિષયમાં પરમ પ્રેમ પ્રગટાવી ધારણાના અભ્યાસમાં પ્રવૃત્ત થવું. ધારણાનાં અભ્યાસમાં અભ્યાસીના અંતઃકરણની વૃત્તિ ધ્યેયમાં ઘણી પળો સ્થિર ન રહેતાં ક્યારેક વશ થાય છે, ને ક્યારેક તે ધ્યેયથી ભિન્ન અન્ય પદાર્થને આકારે થાય છે.

મનનું ધારણાના વિષયથી ભિન્ન અન્ય પદાર્થને આકારે થવું તે વિક્ષેપ કહેવાય છે. તે વિક્ષેપનો મનની પુનઃ એકાગ્રતા વડે નાશ કરવો, તથા મનને વૈરાગ્ય તથા સમભાવની ભાવનાવાળું રાખવાનો સ્વભાવ પાડવો. ક્યારેક કષાય-દોષને લીધે પણ ચિત્ત ધ્યેયમાં સ્થિર રહેતું નથી, તે માટે તેને દૂર કરવાનો પ્રયત્ન કરવો. શબ્દાનુરાગ, સ્પર્શાનુરાગ, રૂપાનુરાગ, રસાનુરાગ, ગંધાનુરાગ, સ્ત્રી, પુત્ર પરનો અનુરાગ, દ્રવ્યાનુરાગ, માનાનુરાગ ને પ્રતિકૂલ પ્રાણીપદાર્થ પરનો દ્વેષભાવ એ ધારણાનો વિરોધી છે, તેનો ત્યાગ કરવો. પ્રત્યાહારનો અભ્યાસ કર્યો હોય તો પણ ધારણાના અભ્યાસીએ જ્ઞાનેન્દ્રિયો કે કર્મેન્દ્રિયો પર વિશ્વાસ ન કરવો.

જગતની અસારતાની ભાવનાને સતત જાગ્રત રાખવી. એ પ્રમાણે વર્તનાર જ ધારણાના અભ્યાસની સફળતા અનુભવવા ભાગ્યશાળી બને છે. ધારણા કરનારે પ્રથમ બાહ્ય સ્થાનમાં ધારણા કરવી જોઈએ.

બાહ્ય ધારણા સિદ્ધ થયા બાદ અંતરંગ ધારણા કરવી જોઈએ. ધારણાના અભ્યાસીએ પ્રથમ આત્મજ્ઞાન સારી રીતે કરવું જોઈએ. નવતત્ત્વ, સપ્તનય અને સપ્તભંગી વગેરેનું સારી રીતે જ્ઞાન કરવું જોઈએ. જડ અને ચેતન વસ્તુનું પરિપૂર્ણ જ્ઞાન થવાથી આત્માના સ્વરૂપની ધારણા થઈ શકે છે. આવી સૂક્ષ્મ ધારણાનો કાલ જેમ વધતો જાય છે તેમ આત્માના આનંદની વૃદ્ધિ થતી જાય છે. આત્મિક-સુખની પ્રતીતિ થાય છે. બાહ્ય વસ્તુઓ સંબંધી થતા વિકલ્પો

અને સંકલ્પો ટળે છે. આત્મ–શ્રદ્ધા પ્રતિદિન વૃદ્ધિ પામે છે. અશુભ માર્ગમાંથી આત્મા પાછો હટે છે. આત્મ–તત્ત્વ સાધ્ય તરીકે રહે છે. આત્મ–તત્ત્વની લય લાગે છે. દુનિયાના પદાર્થો પર રાગ કે દ્વેષ થતો હોય તે મંદ થાય છે.

ધારણાના અભ્યાસીને સૂચના કે, તેણે ધારણાનો અભ્યાસ વધારવા માટે બાહ્ય ઉપાધિનો ત્યાગ અને એકાંત-વાસ વગેરે હેતુઓનું અવલંબન કરવું. ખાતાં, પીતાં અને હરતાં–ફરતાં પણ ધારણા ઉપર લક્ષ્ય રાખવું જોઇને. નવ-પદની પણ ધારણા થઈ શકે. ધારણાના ઘણા ભેદો છે. તે સર્વનું ગુરુગમ્ય જ્ઞાન મેળવવું જોઇએ. મનમાં પ્રતિદિન ધારણાનો અભ્યાસ કરવો જોઇએ.

ધારણાના અભ્યાસીએ પરની પંચાતમાં પડવું નહિ. રાગ, દ્વેષ વૃદ્ધિ પામે એવા સંયોગોથી દૂર રહેવું. નિયમિત આહારાદિનું ગ્રહણ કરવું. મનમાં જે–જે વિચારો આવે તેને રોકવા. જેની ધારણા કરવી હોય તેમાં તન્મય થવું કે જાણે તે પદાર્થ જ પોતે હોય, એવું દૃઢ લક્ષ રાખવું. આત્માના સદ્ગુણોની ધારણા કરવી.

આત્માના સદ્ગુણોની ધારણા કરતાં તે–તે ગુણોના આવરણોનો ક્ષય થતો જાય છે. અને જે–જે ગુણોની ધારણા કરવામાં આવે છે તે–તે ગુણોના સંસ્કાર વૃદ્ધિ પામે છે. ધારણાનો અભ્યાસ પ્રતિદિન વધારવો જોઇએ. આ ભવમાં કરેલી ધારણાના સંસ્કાર પરભવમાં વૃદ્ધિ પામે છે, અને તે

તે ગુણોનો દૃઢ સંસ્કાર પડવાથી પરભવમાં તે વિકાસ પામીને વૃદ્ધિને પામે છે. ધારણા કરનારને પ્રથમ તો કંટાળો આવે છે, પણ પ્રતિદિન અભ્યાસ કરતાં મનમાં આનંદ ઊપજે છે.

## ત્રાટક

ત્રાટક એકાગ્રતા કરવામાં ઘણો ઉપયોગી છે. કાગળ પર મોટા અક્ષરથી 'ॐ'કાર લખી આંખની સામે સ્થાપી સ્થિર નેત્રે તેના સામુ જોવું. આંખને પલકારવી નહિ. જ્યાં સુધી નેત્રમાં પાણી ન આવે ત્યાં સુધી અભ્યાસ કરવો. ૐકારને બદલે ઇષ્ટદેવની મૂર્તિ કે સદ્‌ગુરુના ફોટા પર પણ ત્રાટક થઈ શકે છે. ત્રાટક કરતી વખતે મનમાં કોઈ વિચારો આવવા દેવા નહિ. આવે તો તેને દૂર કરવા. ત્રિપુટીમાં એક કલાક ત્રાટક કરવાથી આંખોની નસોમાં જે પ્રાણવાયુ છે તેની શુદ્ધિ થાય છે, ચક્ષુની નસોની નબળાઈ નાશ પામે છે, ચક્ષુની શકિત વધે છે અને ચક્ષુરોગ નાશ પામે છે, ત્રિપુટીમાં કેવલ કુંભક કરવાથી મનની શાંત દશા થાય છે અને વિકલ્પ-સંકલ્પ નાશ પામે છે.

ત્રિપુટીમાં એક કલાક સુધી કેવલ કુંભક પૂર્વક ત્રાટક કરવાથી ઇષ્ટદેવોનાં દર્શન થાય છે તેમ જ તન્દ્રાવસ્થામાં પણ ઇષ્ટદેવનાં અને યોગીઓનાં દર્શન થાય છે.

નિર્મમત્વ ભાવ કેળવવા માટે બાર ભાવનાઓની ધારણા કરવી જોઇએ.

## ૧૨ ભાવનાઓ

### ૧. અનિત્ય ભાવના :—

સંસારની પ્રત્યેક વસ્તુ નાશવાન છે. તે સદા રહેવાવાળી નથી. કાં તો તે વસ્તુ મને છોડીને જશે અગર મૃત્યુ સમયે મારે તેનો ત્યાગ કરીને પરલોકમાં ગમન કરવું પડશે, એવી અનિત્ય વસ્તુ પરનો મોહ છોડવો જ યોગ્ય છે અને નિત્ય એવા આત્મા પ્રત્યે પ્રેમ જોડવો એ જ મારું પરમ કર્તવ્ય છે. માટે હું સદા અનિત્યનો મોહ ત્યાગવાનો અને નિત્ય એવા આત્માનો પ્રેમ વૃદ્ધિ પામે તેવો જ પુરુષાર્થ કરીશ. અનિત્ય ભાવના ભરતેશ્વર ચક્રવર્તીએ ભાવિ અને કેવળ લઈ મોક્ષે ગયા.

### ૨. અશરણ ભાવના :—

અજ્ઞાનવશ જીવ ધન, પરિવાર, બંગલા, માલ–મિલકત વગેરેને પોતાના શરણભૂત તથા દુઃખમુક્ત કરનાર માને છે, તે ભૂલ છે. તેમાંથી કોઈ વસ્તુ તેને શરણભૂત તથા દુઃખમુક્ત કરનાર નથી. એવું જાણી શરણભૂત તથા દુઃખ-મુક્ત કરનાર આત્મધર્મ છે, તેને શરણે જવું એ જ શ્રેયનો માર્ગ છે. તેના શરણે જવાનો હું નિશ્ચય કરું છું. અશરણ-ભાવના અનાથી મુનિએ ભાવી અને શાશ્વત સુખના ભોક્તા બન્યા.

### ૩. સંસાર ભાવના :—

સર્વ સૂત્રોનો સાર એ જ છે કે, પર વસ્તુ પરનો

યો. ૨૧

રાગ, મમત્વભાવ, પરમાં સુખબુદ્ધિ તે જ સંસાર–વૃદ્ધિનું અને પરિભ્રમણનું કારણ છે. માટે હું પરવસ્તુમાંથી સુખ-બુદ્ધિ ત્યાગ કરવાનો પ્રયત્ન કરીશ અને સ્વ–વસ્તુ આત્મામાં સુખનું શોધન કરીશ. એ જ મારું પરમ કર્તવ્ય છે. શાલીભદ્રજીએ એ ભાવના ભાવી હતી.

**૪. એકત્વ ભાવના :—**

હું એક છું, શુદ્ધ–બુદ્ધિ છું, સચ્ચિદાનંદ સ્વરૂપ છું, નિરાકુળ છું, અનંત આત્મિક સુખથી ભરપૂર છું, અન્ય જડ પદાર્થોથી ભિન્ન છું, ભ્રાન્તિથી એ બધાને મેં મારા માન્યા છે એ ભૂલ છે, તેનો આજથી ત્યાગ કરવા પ્રયત્ન-શીલ બનું છું. હવેથી હું સ્વને સ્વ માનવાનો પુરુષાર્થ આદરીશ. એકત્વ ભાવના શ્રી નમીરાજ ઋષીશ્વરે ભાવી હતી અને સર્વ સંગને ત્યાગી નિજસુખના ભોક્તા બન્યા.

**૫. અન્યત્વ ભાવના :—**

હું તો ચૈતન્યનિધાન, જ્ઞાનમય, દર્શનમય, આત્મા છું. આ સર્વ જડ જગત, પરિવાર, ધન, સંપત્તિ, માલ મિલકત, બંગલા વગેરે કર્મ–જનિત છે. તેઓ મારાથી ભિન્ન છે અને હું તેમનાથી ભિન્ન છું. તેની સાથે મારો કોઇ સંબંધ નથી, સ્વાર્થ નથી. હું તો તેનો જોવાવાળો, જાણવાવાળો, જ્ઞાતા, દ્રષ્ટા આત્મા છું. ભેદભાવના મૃગાપુત્રે ચિંતવન કરીને સ્વકલ્યાણ સાધ્યું હતું,

**૬. અશુચિ ભાવના :—**

આ શરીર અશુચિમય છે. તેના પર સુંદર ચામડીનું આવરણ હોવાથી તે સુંદર દેખાય છે પણ ખરેખર તો તે અશુચિમય છે. સારાં સારાં વસ્ત્રો પહેરો તો પણ શરીર સંગથી મલિન બને છે. સારા-સારા પદાર્થો ખાવા માટે આપો તોપણ તે વિરૂપ બને છે. તે માટે આવા અશુચિમય શરીર પરથી મમત્વ ત્યાગવું તે જ મારું કર્તવ્ય છે. અને આત્મ-પ્રેમ જોડવો તે જ કલ્યાણકારી છે. આ ભાવના સનત્કુમાર ચક્રવર્તીએ ચિંતવી હતી અને દેહ-મમત્વને ત્યાગી નિજ આત્મ-શ્રેય સાધ્યું હતું.

**૭. આશ્રવ ભાવના :—**

મન, વચન તથા શરીરના યોગથી કર્મના આવાગમન રૂપ દ્રવ્યાશ્રવ થાય છે, અને કષાયની પરિણતિથી ભાવાશ્રવ થાય છે. શુભયોગથી શુભાશ્રવ, અશુભ યોગથી અશુભાશ્રવ થાય છે. એ માટે શુભ, અશુભ, દ્રવ્ય તથા ભાવ એ સર્વ આશ્રવોનો ત્યાગ કરવો તે જ કલ્યાણકારી છે. તે આશ્રવો મારા આત્મિક ગુણોનો ઘાત કરનાર છે.

આ ભાવના સમુદ્રપાલજીએ ચિંતવન કરી, અને સ્વશ્રેય સાધ્યું. હું પણ સર્વ આશ્રવોનો ત્યાગ કરીશ ત્યારે ધન્ય બનીશ.

**૮. સંવર ભાવના :—**

પંચમહાવ્રતો, પાંચ સુમતિ, ત્રણ ગુપ્તિ, દશવિધ

યતિધર્મ, એ વ્યવહાર સંવર છે. નિશ્ચય સંવર આત્મ-સ્વરૂપમા લીનતા, નિર્વિકલ્પ સમાધિ અવસ્થામાં અગર સમ્યગ્દૃષ્ટિ થયા પછી થાય છે. આ સંવર ભાવનાનું કેશી ગણધર તથા ગૌતમ સ્વામીએ ચિંતન કર્યું, અને આત્મ શ્રેય સાધ્યું.

૯. નિર્જરા ભાવના :—

બાર પ્રકારનાં તપ કરવાથી નિર્જરા થાય છે. તપ બે પ્રકારનાં છે : બાહ્ય તથા અભ્યંતર. બાહ્ય તપ છ પ્રકારનાં છે.

૧. અનશન, ૨. ઊણોદરી, ૩. વૃત્તિ–સંક્ષેપ, ૪. પ્રતિ-સંલીનતા, ૫. રસ–પરિત્યાગ, ૬. કાયા–કલેશ.

અભ્યંતર તપ છ પ્રકારે છે. ૧. પ્રાયશ્ચિત્ત, ૨. વિનય, ૩. વૈયાવચ્ચ, ( સેવાધર્મ ) ૪. સ્વાધ્યાય, ૫. ધ્યાન, ૬. કાયોત્સર્ગ.

એ બાર પ્રકારન તપથી નિર્જરા થાય છે. હું પણ એ પ્રકારનો તપ કરીને નિર્જરા કરીશ તે દિવસ મારો ધન્ય થશે. આ ભાવનાનું ચિંતન અર્જુનમાળી મુનિએ કર્યું અને મુક્તિને પામ્યા.

૧૦. લોકસ્વરૂપ ભાવના :—

સર્વલોકમાં, સર્વ જગ્યાઓમાં, સર્વ અવસ્થાઓમાં, હું સર્વ સુખ, દુઃખ અનંત–અનંતવાર ભોગવી ચૂકયો.

કોઈ સ્થળ એવું બાકી રહ્યું નથી, જ્યાં મેં અનંતવાર જન્મ–મરણ ન કર્યાં હોય. સર્વ પદાર્થોને પણ અનંતવાર ભોગવી ચૂક્યો, તોપણ તૃપ્તિ કે સંતોષ થયો નહિ.

હવે આ જન્મમાં આ સર્વ પરપદાર્થો પરથી મોહ, મમત્વ, તૃષ્ણા ત્યાગી, સ્વ–સ્વભાવમાં સ્થિર થઈને શ્રેયને સાધું એ જ મારા અંતરની ભાવના છે. આ લોક સ્વરૂપની ભાવનાનું ચિંતવન શિવરાજ ઋષીશ્વરે કર્યું, અને મુક્તિને વર્યા.

## ૧૧. બોધી–દુર્લભ ભાવના :—

આ સંસારમાં ધન, જન, પરિવાર, સુવર્ણ, રાજ્ય, લક્ષ્મી, વગેરેનો સંયોગ થવો તે કંઈ દુર્લભ નથી. એવા સંયોગો તો આ જીવે અનંત વાર પ્રાપ્ત કર્યા છે પણ એક સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ આ જીવને થઈ નથી. તે કારણથી સંસાર પરિભ્રમણનો અંત આવ્યો નથી. માટે આ ભવમાં પૂર્ણ–પુરુષાર્થ કરીને સ્વાનુભવ રૂપી સમ્યગ્ દર્શનને પ્રાપ્ત કરું એ જ મારા અંતરની ભાવના છે. હે પ્રભો ! તમારી કૃપા વડે મારી એ ભાવના સફળ થાઓ, એ જ તમ ચરણમાં મારી નમ્ર પ્રાર્થના છે.

## ૧૨ ધર્મભાવના :—

સંસારમાં ધર્મ સમાન કોઇ બંધુ નથી, સંસારમાં ધર્મ સમાન કોઈ મિત્ર નથી, સંસારમાં ધર્મ સમાન કોઈ

નાથ નથી. વિશ્વમાત્રને એક ધર્મ જ રક્ષણહાર છે. અને તારણહાર છે. જેણે ધર્મનું શરણ ગ્રહણ કર્યું છે, એનો પરાભવ યક્ષ, રાક્ષસ, અજગર, સર્પ, વ્યાઘ્ર, સિંહ, અગ્નિ, વિષ આદિ કરી શકતા નથી. એવા દયામય ધર્મનું શરણ હું ભવોભવમાં ઇચ્છું છું અને અધર્મનો પરિત્યાગ કરું છું.

ધ્યાનાર્થીઓએ નીચે લખેલી ચાર ભાવનાઓને જીવનવ્યવહારમાં ઓતપ્રોત કરવી જોઇએ, અપનાવવી જોઇએ. એ ભાવો આચાર રૂપ બનવા જોઇએ. તો જ તે ધ્યાન કરવાનો અધિકારી બની શકે છે.

**૧. મૈત્રીભાવના :—**

સર્વ જીવોની સાથે મારે મૈત્રીભાવ છે, કોઇની સાથે વૈરભાવ નથી. સર્વ જીવો મારા બંધુ સમાન મિત્ર છે. વિશ્વનાં સર્વ પ્રાણી પાપ ન કરે. સર્વને આત્મિક જ્ઞાન પ્રાપ્ત થાઓ, સર્વ પ્રાણીઓનું કલ્યાણ થાઓ, સર્વ પ્રાણીઓ દુઃખથી મુક્ત થાઓ. જગતમાં ભ્રાતૃભાવનો પ્રચાર થાઓ.

**૨. પ્રમોદભાવના :—**

જે મહાન પુરુષો હોય તેના ગુણો જોઇને અર્થાત્ જેને સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર પ્રાપ્ત થયાં છે એ મહાપુરુષોના ગુણો તરફ આદરભાવ, એના ગુણોની પ્રશંસા કરવી, એની સેવા કરવી, એ ગુણો જોઇને મનમાં ઉલ્લાસ પ્રગટવો એ પ્રમોદભાવના છે.

૩. કરુણાભાવના :—

બીજાને દુઃખી જોઈને દિલ આર્દ્રતા અનુભવે, તેનાં દુઃખ દૂર કરવા સતત પ્રયત્નશીલ રહે તે કરુણાભાવના છે.

૪. મધ્યસ્થભાવના :—

અનેક પ્રકારનાં પાપમાં લીન રહેનાર, જેને કોઈ પ્રકારના ઉપદેશથી પણ પાપ–માર્ગથી વિમુખ ન કરી શકાય તેવી વ્યક્તિઓ પર ઉપેક્ષા–બુદ્ધિ–શું થાય ? કર્મની ગતિ છે એવા ભાવ તે મધ્યસ્થભાવના છે.

ઉપરોક્ત ચારે ભાવનાને હૃદયગમ્ય કરનાર વ્યક્તિ ધ્યાન કરવાને અધિકારી બની શકે છે.

'સોઽહમ્' મંત્રની ધારણા

ઘણા લોકો 'સોઽહમ્' 'સોઽહમ્' એમ બોલ્યા કરે છે, કેટલાક એમ સમજે છે કે 'સોઽહમ્' એ એક મહાન મંત્ર છે. 'સોઽહમ્'નું રટણ કરવા માત્રથી મુક્તિ થાય છે. કેટલાક ફોનોગ્રાફની માફક બે ત્રણ કલાક સુધી 'સોઽહમ્' જપ્યા કરે છે. કેટલાક તે વડે સમાધિ થાય છે એમ માને છે. પણ જ્યાં સુધી 'સોઽહં' પદનું રહસ્ય ન સમજાય ત્યાં સુધી તેનું યથાર્થ ફળ કેમ સંભવે ? ન જ સંભવે.

સઃ એટલે શુદ્ધ સ્વરૂપી સિદ્ધ પ્રભુ, અહં એટલે હું હું પણ તેવો જ આત્મા છું. આત્મામાં પરમાત્મ–શક્તિ તિરોભાવે (અદૃશ્ય) રહેલી છે, તે ધ્યાનાગ્નિથી પ્રગટ થતાં હું પરમાત્મ–સ્વરૂપ થઈ શકું છું. પરમાત્માની સર્વ સત્તા

મારામાં વર્તે છે. માટે હું સત્તાગતે પરમાત્મા સમાન જ છું.

'સોઽહમ્' શબ્દના અર્થની ભાવનાને મનમાં ધારણ કરી ધ્યાન કરતાં પરમાત્મિક ગુણો આત્મામાં પ્રગટે છે, 'સોઽહં' શબ્દનો મન દ્વારા જાપ કરવો, અંતરમાં-વૃત્તિ રાખીને આત્મગુણોનું સ્મરણ કરવું. એમ અહર્નિશ ધ્યાન, જપની ધારણા કરતાં આત્મિક ગુણો પ્રગટે છે. અરણિમાં ગુપ્ત રહેલો અગ્નિ, તેને એક-બીજા સાથે ઘસતાં પ્રગટ થાય છે તેમ શરીરમાં રહેલો ગુપ્ત આત્મા તેનું ધ્યાન કરતાં આવિર્ભાવ (પ્રગટ) પામે છે.

ધારણાનો બીજો અર્થ એમ પણ થાય છે કે, મનની એકાગ્રતાને કેળવવી. મનની વારંવાર પરાવર્તન પામતી સ્થિતિ શાંત કરવી અને મનને એક જ વિષયમાં સંલગ્ન કરવું તેને એકાગ્રતા કહે છે. સાધકને શરૂઆતમાં એકાગ્રતા કરવામાં જે શ્રમ પડે છે તેટલો શ્રમ બીજી કોઈ પણ જાતની ક્રિયામાં પડતો નથી. આ ક્રિયા ઘણી જ દુષ્કર લાગે છે. પરંતુ **આત્મ-વિશુદ્ધિ માટે એકાગ્રતા પ્રાપ્ત કર્યા સિવાય બીજો કોઇ ઉપાય નથી.** તે સિવાય આગળ વધી શકાય જ નહિ. માટે પ્રબળ પ્રયત્ન વડે એકાગ્રતા સિદ્ધ કરવી જોઇએ.

**એકાગ્રતા કરવાની રીતો અને ઉપયોગી સૂચનાઓ :–**

મનની અંદર ઉત્પન્ન થતા વિકલ્પો પર લક્ષ આપવું નહિ. આ વાત અભ્યાસ કરતી વખતે ખાસ યાદ રાખવી.

જ્યારે કંઈ પણ ઉત્તર આપવામાં નથી આવતો અને અભ્યાસ દઢ થાય છે ત્યારે વિચારવાની, પ્રત્યુત્તર આપવાની વૃત્તિઓ શાંત થાય છે. એકાગ્રતામાં પૂર્ણ સામ્ય—અવસ્થાની જરૂર છે. એટલે વિકલ્પો ઉત્પન્ન થવા ન દેવા તેમ તેને હડસેલવાનો પ્રયત્ન પણ ન કરવો પણ સ્થિર શાન્તતા રાખવી. તે શાન્તતા એટલી પ્રબળ થવી જોઈએ કે, બાહ્યના કોઈ પણ નિમિત્તથી ચાલતા વિષય સિવાય મનનું પરિણામાંતર કે વિષયાંતર થવું ન જ જોઈએ. તેમ અમુક વિકલ્પને રોકવો છે. તેવું પરિણમન થવું ન જોઈએ. એકાગ્રતામાં ધ્યેયની આકૃતિ પર જ કે એક વિચાર પર જ મન સ્થિર રહેવું જોઈએ.

વસ્તુગતે જોતાં એકાગ્રતામાં મનની પ્રવૃત્તિ શાંત થતી નથી પણ મનની સમગ્ર શક્તિ એક જ માર્ગે વહન થાય છે.

નદીના પ્રવાહના મૂળ બળના આવેગથી જે પ્રબળ કાર્ય થાય છે, તે પ્રવાહના જુદા જુદા ભાગમાં વહેંચાઈ ગયેલી શક્તિથી થતું નથી. તેવી જ રીતે એકાગ્રતાથી એક જ પ્રવાહમાં વહન થતું અને તેથી જેની શક્તિ વધેલ છે તેવું મન જે થોડા વખતમાં કાર્ય કરી શકશે તે અસ્તવ્યસ્ત જુદા–જુદા વહન થતા મનના પ્રવાહો કામ નહિ જ કરી શકે.

એકાગ્રતા વડે જે માનવે પોતાના મનોબળને પ્રબળ બનાવેલ છે તેવું મનોબળ અસાધ્ય કાર્યને પણ સાધ્ય કરવા સમર્થ બને છે. તેની સંકલ્પ–શક્તિ તીવ્ર તથા દૃઢ થાય છે. તે સંકલ્પબળ વડે મહાન કાર્યનું સર્જન કરી શકાય છે. લોકો જેને ચમત્કાર કહે છે તેમાં ચમત્કાર જેવું કશું નથી પણ તે સંકલ્પબળનું જ પરિ-ણામ છે.

યોગીઓ પોતાના સંકલ્પ–બળ વડે ઘણા આશ્ચર્ય-કારી બનાવો સર્જી શકે છે, જેનું વર્ણન બીજા પ્રકરણમાં કરવામાં આવેલું છે ત્યાં જોવું. તે બધો **મનોબળ અને સંકલ્પબળનો જ પ્રભાવ છે.**

એક વખત મનને એકાગ્ર કરતાં શીખી લીધું કે તે માનવની શક્તિ વધી જાય છે. તે પામરમાંથી મહાન બને છે, પશુમાંથી દેવ બને છે. જે–જે મહાન પુરુષો થયા તે બધા જ મન, ઇન્દ્રિયોનો વિજય કરવાથી જ મહાન બનેલા છે. જ્યારે પામર માનવ, મન ઇન્દ્રિયોનો ગુલામ હોય છે, તેનો દાસ હોય છે. મહાનતા અને પામરતાનું અંતર એ છે કે એક મન, ઇન્દ્રિયોનો દાસ છે જ્યારે બીજો મન ઇન્દ્રિયોનો સ્વામી, માલિક છે. પામર વ્યક્તિ પણ જો મન, ઇન્દ્રિયોનો વિજય કરે તો તે મહાન બની શકે છે, તેમાં કંઈ જ અસંભવ જેવું નથી. જેને સુખી થવું હોય તેણે તે પ્રમાણે કરવું જ જોઇએ.

આ પ્રમાણે કોઈ એક પદાર્થ, શબ્દ, કે વિચાર પર એકાગ્રતાનો અભ્યાસ કરતાં-કરતાં તેમાં સફળતા પ્રાપ્ત થાય છે. મુહૂર્ત સુધી પૂર્ણ મન એક વસ્તુમાં સ્થિર રહી શકે ત્યાર બાદ તે પદાર્થના વિચારને મૂકી દેવો અને કોઈ પણ પદાર્થના ચિંતન તરફ મનને પ્રેર્યા વિના સ્થિર રાખવું. આ અવસ્થામાં મન કોઈ પણ આકારે પરિણમેલું હોતું નથી પણ તરંગ વિનાના સરોવરની માફક શાંત રહે છે. આ અવસ્થા સ્વલ્પકાળથી વધારે વખત રહેતી નથી. આ અવસરે મન સ્થિર થાય છે. અને મનપણે પરિણમેલ આત્મા છૂટો પડી પોતાપણે, સ્વપણે, સ્વ-સ્વરૂપે સ્થિર રહે છે. આ અલ્પ વખતની ઉત્તમ અવસ્થાને લય અવસ્થા કહે છે.

**આકૃતિ ઉપર એકાગ્રતા :—**

કોઈ પણ પૂજ્ય પુરુષ ઉપર ભક્તિવાળા માણસો સહેલાઈથી એકાગ્રતા કરી શકે છે.

ધારો કે, તમારી ભક્તિ તથા પ્રેમ પ્રભુ મહાવીરદેવ ઉપર છે. તેઓ તેમની છદ્મસ્થાવસ્થામાં રાજગૃહી નગરી પાસે આવેલા વૈભારગિરિના પહાડની એક ગીચ ઝાડીવાળા પ્રદેશમાં આત્મધ્યાનમાં નિમગ્ન થઈને ઊભેલા છે. આ સ્થળે વૈભારગિરિ, ગીચ ઝાડી, સરિતાના પ્રવાહનો ધોધ અને તેની આજુબાજુનો હરિયાળો, શાંત અને રમણીય પ્રદેશ, એ સર્વ તમારા માનસિક વિચારોથી કલ્પો.

આ કલ્પના મનને શરૂઆતમાં આનંદ આપનાર બનશે. પછી પ્રભુ મહાવીરના પગથી તે મસ્તક સુધીની સર્વ આકૃતિ એક ચિત્રકાર જેમ આલેખતો હોય તેમ ધીરે-ધીરે તે આકૃતિનું ચિત્ર તમારા માનસપટ પર આલેખો, અનુભવો. આ આકૃતિને તમે સ્પષ્ટપણે દેખતા હો તેટલી પ્રબળ કલ્પનાથી મનમાં આલેખી તેના ઉપર તમારા મનને સ્થિર કરી રાખો. જેમ-જેમ તેમાં લીનતા થશે તેમ-તેમ એકાગ્રતા વિકસશે. આવી સ્થિતિમાં એક મુહૂર્ત રહેવાય તે શ્રેષ્ઠ એકાગ્રતા થઈ એમ જાણવું.

આ પૂજ્ય પ્રભુને તમે નહિ જોયેલા હોય અને તેથી તેની કલ્પના ન થઈ શકતી હોય તો તેમના ફોટા પર, એકાગ્રતા કરો.

આ તો એક દૃષ્ટાંત છે. આ જ રીતે પોતાની મન-પસંદ કોઈ પણ વસ્તુ પર, અથવા સમવસરણની કલ્પના કરી તે પર એકાગ્રતા કેળવી શકાય. પ્રભુને થયેલા ઉપ-સર્ગો અને તે વખતની સ્થિતિ યાદ કરી તેમના શરીર પર એકાગ્રતા કરો. ગમે તેવાં ઉત્તમ અવલંબન લઈને એકાગ્ર થવાનો અભ્યાસ કરવો જોઈએ.

**સદ્ગુણો ઉપર એકાગ્રતા :—**

સદ્ગુણ ઉપર પણ એકાગ્રતાનો અભ્યાસ કરી શકાય છે. પોતાના જે દોષ હોય તેનો પ્રતિપક્ષી ગુણ લઈને અભ્યાસ કરવો. ધારો કે તમારામાં ક્રોધ છે તો તેના

પ્રતિપક્ષી ગુણ ક્ષમા પર એકાગ્રતાનો અભ્યાસ કરવો. અભ્યાસ પરિપક્વ થવાથી ધીમે–ધીમે ક્રોધના સંસ્કારો નષ્ટ થશે અને ક્ષમાના સંસ્કારો વૃદ્ધિ પામશે અને અંતે તે તમારા સ્વભાવરૂપ ક્ષમાગુણ બની જશે.

સૂચના :– શરૂઆતમાં મન ધ્યેય પર સ્થિર નહિ રહે અને બીજું ચિંતન કરવા મંડશે અને વારંવાર તેમ થશે છતાં સાધકે ગભરાવાની જરૂર નથી તે ધ્યેયમાં મનને ફરી–ફરી જોડતાં રહેવું. પોતાનો પ્રયત્ન ઢીલો ન થવા દેવો. 'હું ચેતન આત્મા છું. મન જડ છે. અંતમાં મારો જ વિજય છે.' આ ભાવ મનમા રાખવાથી ઉત્સાહની વૃદ્ધિ થશે આરંભમાં તો વારંવાર મન લક્ષથી બહાર જતું રહેશે. સાધકને તે વાતની ખબર પણ નહિ પડે પણ જ્યારે યાદ તાજી થશે ત્યારે સાધકને ભાન થશે કે, હું જે ચિંતન કરવા બેઠો છું તેને બદલે મન આડુંઅવળું ભાગી રહ્યું છે. ઘણા માણસોને તો ખબર પડતી નથી તેઓ એમ જાણે છે કે અમે ધ્યાન કરીએ છીએ વિકલ્પો આવે તેને પણ જાણી શકતા નથી. આ મૂઢ દશા છે.

અભ્યાસ વધતાં તેને ઉપર કહેલ વસ્તુસ્થિતિ સમજાય છે. વિકલ્પો આવે ત્યારે ફરી મનને પોતાના લક્ષમાં સ્થિર કરવું. વારંવાર અભ્યાસ ચાલુ રાખવો. પ્રથમ તો કંટાળો આવશે. એ ક્રિયા દુઃખરૂપ લાગશે, પણ અભ્યાસે બધું સરલ થઈ જશે. ધૈર્યથી અને આત્મવિશ્વાસથી આગળ વધે તે જ શ્રેયને વરી શકે છે. મનની એકાગ્રતા વિના આત્માનો અનુભવ થઈ શકે જ નહિ.

આ ક્રિયા ઘણી જ ઉપયોગી છે અને મનને બોધ તથા પરિશ્રમ આપનાર છે. આ ક્રિયાને વારંવાર કરવાથી મનરૂપી અશ્વને વશમાં રાખવાની શક્તિ આવે છે.

**અનેક વિચારક્રમ :—**

આ એકાગ્રતાનો અભ્યાસ કર્યા પહેલાં જુદી-જુદી જાતના અનેક વિચારો કરવા, આ પણ એકાગ્રતાને કેળવવાનું એક સાધન છે. મનને સુશિક્ષિત કરનાર મનુષ્યોએ મનમાં જે-જે વિચારો આવે તેનું નિરીક્ષણ કરવું, સતત જાગૃતિ રાખવી. અને એવો દૃઢ સંકલ્પ કરવો કે "હું અસદ્ વિચારોને મનમાં પ્રવેશવા નહિ દઊં. કદાચ અસાવધાનીથી પ્રવેશ કરશે તો તેને હાંકી મૂકીશ." તથા ખરાબ વિચારોને બદલે તેનાથી વિપરીત સારા વિચારો સ્થાપન કરવા.

આ અભ્યાસથી મન એટલું બધું વશ થશે કે થોડા સમય પછી પોતાની મેળે આપોઆપ સારા વિચારો કરશે અને અસદ્ વિચારો એની મેળે જ દૂર થશે.

આપણા મનમાં આવતા વિચારોને જો આપણે તપાસીએ તો ખાત્રી થશે કે જે વિચારોને આપણે વારંવાર ઉત્તેજના આપીએ છીએ તે જ પ્રકારના તે વિચાર છે. પોતાની સામાન્ય પ્રવૃત્તિને અનુકૂળ જે વિચારો હોય તેનું મન આકર્ષણ કરે છે. માટે જ આપણે સંકલ્પ કરવો જોઈએ; "આવા જ વિચારો મારે કરવા અને આવા વિચારો મારે ન કરવા." અસદ્ વિચારોને સ્થાને આ પ્રમાણે સદ્વિચારો સ્થાપન કરવા.

ધારો કે, તમને કોઈ મનુષ્યના સંબંધમાં અપ્રિય વિચાર આવ્યો તો તે ઠેકાણે સામા મનુષ્યમાં જે કાંઈ

સદ્ગુણ હોય અથવા તેણે કોઈ સારું કાર્ય કર્યું હોય તેનો વિચાર કરવો. એટલે અપ્રિયતા દૂર થઈ જશે.

કદાચ તમારું મન ચિંતાથી વ્યગ્ર હોય તો તે સમયે તે ચિંતાનું મૂળ કારણ અને તેનાથી જે-જે ગેરલાભ થયા હોય તેવા મનુષ્યની સ્થિતિનું તમારા મન આગળ કલ્પનામય ચિત્ર રજૂ કરો. અથવા ચિંતાથી મુક્ત મહાન પુરુષનું ચિત્ર કલ્પના-જગતમાં જુઓ, તો ચિંતામાંથી છૂટકારાનો માર્ગ મળશે. કદાચ કોઈ વસ્તુ પર રાગ (સ્નેહ) થયો હોય તો તે વસ્તુની ઉત્પત્તિ અને તેનું અંતિમ પરિણામ તપાસો અને તે પ્રમાણે વિચારતાં રાગને બદલે વિરાગ થશે.

કદાચ કોઈ અમુક પ્રકારનો ખરાબ વિચાર જોરથી મનમાં પ્રવેશવા દુરાગ્રહ કરતો હોય તો ત્યારે તેનાથી વિપરીત ભાવના કે એક સૂત્ર, પદ મોઢે કરી રાખવું, અને તેનું વારંવાર રટણ કરવું. આમ નિરંતર કરવાથી થોડા જ દિવસોમાં તે ખરાબ વિચાર બળ-હીન થઈ નાશ પામશે. અથવા કોઈ મહાત્માની ઉત્તમ સ્થિતિનું ચિત્ર મનમાં કલ્પી તેમાં લીન રહેવું.

પ્રાતઃકાળે નિદ્રાનો ત્યાગ કરો કે તરત જ સારા સારા વિચારોથી મનને ભરી દો. જે રીતે તમારે વર્તન કરવાનું હોય તેવા જ પ્રકારની શિક્ષા મનને આપો. ઉત્તમ શિક્ષાવાળાં વાક્યો, પદો, ભજનો પઠન કરો, મનન કરો.

તે વખતે મનને તેમાં તન્મય, લીન કરો. વિક્ષેપ–રહિત એકાગ્ર થઇને તેને મનમાં બોલો. તેનાથી અંતરને દૃઢ-વાસિત કરો.

આમ કરવાથી દિવસના કોઇપણ સમયે જ્યારે તમારું મન નિવૃત્ત હશે ત્યારે તે પદો વગેરેનું પુનરાવર્તન (રટણ) કર્યા કરશે. આમ કરવાથી તમારો ઘણો સમય શુભ ભાવનામય બનશે.

**વિચાર–શક્તિ ખીલવવાનો પ્રયોગ :—**

વિચાર કરવાનો અભ્યાસ ન હોવાથી ઘણા માણસો એવી ફરિયાદ કરતા હોય છે કે અમે સારા વિચાર કરવા જઇએ છીએ પણ સારા વિચારો આવતા નથી અને ખરાબ વિચાર વિના બોલાવ્યા આવે છે.

તેઓએ સમજવું જોઇએ કે શ્રદ્ધાપૂર્વક નિરંતર અભ્યાસ કરવાથી જ માત્ર વિચાર–શક્તિ વિકાસ પામે છે. આ વિચારો પછી સારા હોય કે ખરાબ હોય. સારા વિચારથી સારા વિચારની અને ખરાબ વિચારથી ખરાબ વિચારની શક્તિ વિકાસ પામે. મનને સુધારવાની અને તેને વિકસિત કરતાની જેમની ઇચ્છા હોય તેમણે નિરંતર નિયમિત રીતે મનન કરવાનો અભ્યાસ કરવો અને પોતાની માનસિક શક્તિને સુવ્યવસ્થિત કરવાનો દૃઢ સંકલ્પ કરવો.

આ અભ્યાસ ફળદાયક થાય તે માટે શ્રેષ્ઠ આધ્યાત્મિક પુસ્તક લઇને 'તેમાંથી ધીરે–ધીરે તેનાં વાક્યો વાંચવા

પછી પાંચેક વાકયો પર દઢતાથી પ્રેમપૂર્વક વિચાર કરવો. જેટલો સમય તે વાકયો વાંચવામાં લાગ્યો હોય તેથી ડબલ સમય સુધી તેના પર વિચાર, મનન કરવું. વાંચવાનું કારણ નવા વિચારો મેળવવાનું નથી પણ વિચાર–શકિતને ખીલવવાનું છે.

શરૂઆતમાં ૧૫ મિનિટ વાંચવાનો સમય રાખવો કારણ કે, વધારે વખત વાંચવાથી દઢતાથી વિચારવાનું કાર્ય મુશ્કેલ બનશે. કેટલાક મહિના નિયમિત આવો અભ્યાસ કરનારને માનસિક બળમાં સ્પષ્ટ વધારો થયેલો માલૂમ પડે છે અને પહેલાં કરતાં ઘણી સારી રીતે મનન કરી શકે છે. આ સર્વ વિચારોની ઉત્પત્તિનું મૂળ કારણ આપણી વાસનાઓ છે.

સત્તામાં રહેલી શકિતઓ આ વિચાર–શકિત દ્વારા બહાર આવે છે. અભ્યાસીઓએ આ વાત ધ્યાનમાં રાખવી કે અવિચ્છિન્ન ઉન્નતિ માટે નિયમિત અભ્યાસની જરૂર છે. એક દિવસનો અભ્યાસ સ્ખલિત થતાં ચાર દિવસના અભ્યાસ જેટલી ખોટ પડે, તેટલી હાનિ પહોંચે છે. વિચારોની સ્થિરતા થયા પછી આ નિયમિતતાની એટલી બધી જરૂર રહેતી નથી.

**મનની અસ્તવ્યસ્ત સ્થિતિ અને તેના નાશનો ઉપાય.**

જે માણસો વિચાર–શકિતને ખીલવતા નથી તેઓના મનમાં અનેક અસ્તવ્યસ્ત વિચારો આવે છે. તેઓ કોઈ પણ ફળ પ્રાપ્તિના આશય વિના વારંવાર જેમ–તેમ

વિના પ્રયોજને જેવા–તેવા વિચારો કર્યા કરે છે, પ્રેર્ય, પ્રેરક ભાવની ભિન્નતા તેઓમાં રહેતી નથી. એક જંગલી માણસ કે અજ્ઞાન પશુ આડું–અવળું વિના પ્રયોજને જેમ ફર્યા કરતું હોય તેમ તેઓના મનમાં વ્યર્થના વિચારો ઘૂમ્યા કરે છે. તેના પરિણામનું પણ તેઓને ભાન હોતું નથી.

આવી સ્થિતિવાળા મનુષ્યોના મન વિકળ કે અસ્ત-વ્યસ્ત કહેવાય છે. આ વિકળત્વ રૂપ માનસિક ક્રિયાથી માનસિક યંત્રને મોટી હાનિ પહોંચે છે. આવા મનુષ્યોનાં મન જલદીથી વિકારોને આધીન બને છે, અને સ્થિર માનસિક વ્યાપાર તેને અશક્ય લાગે છે.

આવી વ્યગ્રતાવાળા વિચારોનું કારણ તપાસ કરતાં જણાઈ આવશે કે તેઓ અનેક પ્રકારની ઇચ્છા, તૃષ્ણા, ભય, શોક કે તેવા જ કોઈ કારણથી પીડાતા હોવા જોઇએ. આવા મનુષ્યોએ આ વ્યગ્રતાવાળી સ્થિતિમાંથી મુક્ત થવા માટે કર્મના ઉત્તમ નિયમો પર આશ્રય રાખવાનું મનને શિક્ષણ આપવું જોઇએ. તેઓએ આ પ્રમાણે સંતોષવૃત્તિને હૃદયમાં ધારણ કરવી કે કર્મના નિયમને અનુસરીને સર્વ બનાવો બને છે. અકસ્માત કાંઈ પણ બનતું નથી. જે કાંઈ કર્મ પ્રાપ્ત કરાવે છે, તે જ આપણને પ્રાપ્ત થાય છે, પછી તે ગમે તે રસ્તેથી આવે. આપણા ભાગ્યમાં નથી, કર્મમાં નથી તેવું દુઃખ કે હાનિ કોઈ આપણને કરી શકે નહિ.

જે દુઃખ કે પૂર્વકૃત પીડા, કર્મયોગે આપણી સન્મુખ આવે તે ભોગવવાને તૈયાર રહેવું જોઈએ.

શાંતિથી તેનો સ્વીકાર કરવો, તેને અનુકૂળ થવું. આ નિયમને ધારણ કરવાથી જ તેની તે વેદના કે દુઃખ અને મનો–વ્યગ્રતા ઘણે અંશે ઓછી અસર કરશે. જે કર્મો આપણને બંધનમાં રાખનાર છે તે કર્મો બળાત્કારે તેના નિયમ પ્રમાણે આપણને અસર કરે તેથી આપણને દુઃખ થશે તો પણ તે દુઃખ ભોગવી લેવાથી આપણાં બંધનો ઓછાં થશે. છેવટમાં તેથી સુખ જ થશે, જન્મ-મરણના પરિભ્રમણનો સંબંધ ઓછો થશે, માટે જે થાય તે સારા માટે જ અથવા કર્મના નિયમને અનુસરીને જ થાય છે, **એવા વિચારોનો નિત્ય અભ્યાસ કરીએ તો મનની વ્યગ્રતા દૂર થાય છે.** કારણ સંતોષ કે વિચારની પ્રબળ શાન્તિમાં, વ્યગ્રતા સુખના રૂપમાં બદલાઈ જાય છે.

## મનથી થતી ક્રિયા અને તેની વિરતિ.

જ્યારે આપણે મનન કરતાં હોઇએ ત્યારે આપણે આપણું સંપૂર્ણ મન તેમાં લીન કરવું જોઇએ તથા શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વિચારો કરવા જોઇએ. વિવિધ વિચારો પર મનને ભટકવા દેવું ન જોઇએ. કોઈ યંત્રને વિના પ્રયોજને ક્રિયાશીલ રાખવાથી તે સત્વર ઘસાઈ જાય છે. તેમ મન રૂપ અમૂલ્ય યંત્રને નિષ્પ્રયોજન વારંવાર ભ્રમણશીલ રાખવાથી તેનો કોઈ સદુપયોગ ન થતાં તે બળહીન થઈ જાય છે.

વિચારમાંથી વિરતિ કરવી એટલે કે મનને સ્થિર કરવું તે મહાન લાભપ્રદ છે. વ્યર્થના વિચારોથી મનોબળનો ક્ષય થાય છે. મનોબળના નાશથી મનની શાંતિ પણ વિલય પામે છે. માટે મનને જેમ બને તેમ નિરર્થક વિચારો કરતું અટકાવી પોતાના ધ્યેય આકારે પરિણમવાથી સ્થિરતા સહ મનને શાંતિ પ્રાપ્ત થશે.

## પ્રિય વસ્તુ પર ધારણા

એક ખેડૂતને ત્યાં એક યોગીરાજ પધાર્યા. એને ત્યાં પાંચ–સાત દિવસ સુધી તેઓ રહ્યા. પટેલે તેની સારી સેવા કરી. ત્યાર બાદ યોગીરાજ જવાને તૈયાર થયા, ત્યારે તે યોગીએ તે ખેડૂતને આશીર્વાદ આપ્યો અને કહ્યું :

"બેટા, તારે કાંઈ જોઈએ તો માંગ."

પટેલે કહ્યું કે, "મહારાજ, આપના પ્રતાપે મારે કંઈ ખામી નથી, હું પૂર્ણ સુખી છું."

પછી જ્યારે યોગીરાજ પચાસેક કદમ આગળ ચાલ્યા એટલે પછવાડે જઈને પટેલે કહ્યું કે, "સાહેબ, મને ખબર નથી, પણ લોકો કહે છે કે, યોગીઓ પોતાની ઝોળીમાં ભગવાન રાખે છે, માટે આપની ઝોળીમાં ભગવાન હોય તો આપો." આ સાંભળી યોગીરાજ હસ્યા. અને કહ્યું કે, "જો તારે ભગવાન જોઈએ છે તો તને મળશે. ત્રીસેક દિવસનું કામ છે."

પછી પટેલની પ્રાર્થનાથી યોગીરાજ તેમને ઘેર પાછા પધાર્યા. યોગીરાજે પટેલને કહ્યું કે, "તારું ક્ષેત્ર લૂંટાઈ જાય તો ?"

"તો તો ખોટું," પટેલે કહ્યું; "પણ મારાં ઘરો વગેરે છે એથી ચાલશે."

"તારાં ઘરો બળી જાય તો ?" યોગીરાજે પ્રશ્નની પરંપરા હાથમાં લીધી.

"કંઈ નહિ મહારાજ, મારો પુત્ર, તેની સ્ત્રી, હું અને મારી સ્ત્રી એટલાં મહેનત કરશું. અમારાં ઢોરો અમને કમાવી આપે એટલાં છે."

આ સાંભળી યોગીરાજે પ્રશ્ન કર્યો, "તારો પુત્ર, તેની સ્ત્રી અને તારી સ્ત્રી પણ મરણ પામે તો ?"

પટેલને તો પ્રત્યેક પ્રશ્ને ધાસ્તી વધવા લાગી. તે ખૂબ ગભરાઈને બોલ્યા કે, "સાંભળો યોગીરાજ ! ગમે તો બધું જાય. અને છેવટે હું પણ મરી જાઉં તેની મને જરા પણ ફિકર નથી, પણ મારી વહાલામાં વહાલી ભેંસ છે, તે ન મરે."

આ ઉપરથી જણાશે કે પટેલને પોતાના જીવ કરતાં પણ ભેંસ વહાલી હતી.

તેમ કેટલાક ભદ્ર લોકોને પોતાના શાશ્વત જીવન કરતાં પણ ભેંસ જેવો દેહ વધારે વહાલો હોય છે. જો એમ ન હોય તો આ ભેંસ જેવા વિષયોના મલિન ખાબોચિયામાં ખરડાતા દેહને માટે આટલાં સાચાં–ખોટાં

કરે અને આખો દિવસ તેના જ કાર્યમાં લીન રહે ખરો ? અરે પટેલ, તું તારાં સગાંવહાલાં અને તારા જીવ કરતાં વધારે ભેંસને માને છે તો અમે પણ તારા જેવા મૂઢ છીએ, કારણ કે, અમે અમારા જ્ઞાનરૂપ જીવની દરકાર ન કરતાં, ભેંસના ભાઈ જેવા દેહને માટે જ મરીએ છીએ.

પટેલ પોતે વાડામાં પોતાનો ખાટલો ભેંસ પાસે રાખી ત્યાં જ બેસતા, ઊઠતા, અને જે કોઈ મળવા આવે, તેમની પાસે પોતાની ભેંસનાં શીંગડાંના તેમ જ તેના ઝીણા–ઝીણા આછા વાળના, તેના શરીરના, તથા તેની ખરીના, વગેરેના વખાણ કરવામાં પોતાનો વખત નિર્ગમન કરતા. અને તેને ખવડાવવા–પીવડાવવામાં તથા નવડાવવા–ધોવડાવવા વગેરેમાં જ પોતાનું જીવન સાર્થક ગણતા હતા. (આપણે પણ પટેલની માફક ભેંસ જેવા દેહની જ આખો દિવસ સેવા કરીએ છીએ.)

હવે આ પટેલના જીવિત રૂપ ભેંસની વાત યોગીના હાથ આવી તેથી પટેલના મનની કુંચી તો આમ યોગીરાજને મળી. પટેલના ઘરની પરશાળમાં બે સામસામા ઓરડા હતા. તેમાંના એકમાં યોગીરાજ બેઠા અને બીજામાં પટેલ બેઠા.

પટેલને યોગીએ ત્યાં બેસી ભેંસનું ધ્યાન ધરવાનું કહ્યું. પટેલ પોતાના મન–ચક્ષુથી ભેંસને જોવા લાગ્યા. પટેલ શીંગડાં બરાબર જોઈ શકયા; પરંતુ પટેલનું મન

સ્થિર ન રહેવાથી, તે ભેંસના અવયવો બરાબર જોઈ શક્યા નહીં.

બીજે દિવસે, ત્રીજે દિવસે, ચોથે દિવસે એમ પંદર દિવસ સુધી પટેલ ભેંસના ધ્યાનમાં બબ્બે ઘડી બેઠા; અને પંદરમે દિવસે પટેલને પોતાની વહાલી ભેંસનું બરાબર દર્શન થયું. ત્યારે યોગીને કહેવા લાગ્યા કે, "જો મને ચિત્ર દોરતાં આવડતું હોત તો હું મારી ભેંસનું બરાબર ચિત્ર દોરી આપું. એક જરા સરખા ભેંસના વાળને પણ જોઈ શકું છું."

આમ પોતાને અત્યંત પરિચિત એવી ભેંસનું ધ્યાન કરતાં–કરતાં પટેલ, એકાગ્રતાની સ્થિતિએ ચડ્યા. પછી સોળમે દિવસે પટેલ બે ઘડી સુધી તે જ ભેંસ, કે જેનું એકાગ્રતા રૂપ ધ્યાન થઈ ગયું છે, તેના ધ્યાનમાં મગ્ન થયા.

આમ બીજા પંદર દિવસ ધારણાનો અભ્યાસ કરતાં કરતાં ત્રીસ દિવસ પૂરા થયા ત્યારે જે ઓરડામાં પટેલ બેઠા હતા, તેના બારણામાંથી બહાર નીકળતી વખતે ખૂબ ડોકું મરડવા લાગ્યા અને બહુ મુશ્કેલીથી ઓરડા-માંથી બહાર આવ્યા. આ મુશ્કેલીનું કારણ એ કે, પટેલ પોતાને ભૂલી ગયા અને એમ ધાર્યું કે આ ઓરડાનું બારણું નાનું છે, અને મારાં શિંગડાં મોટાં છે, તો મારાથી કેમ બહાર નીકળી શકાય? તેથી

શિંગડાં ફેરવી માંડ-માંડ બહાર આવ્યા. આમ પટેલ પોતાને ભૂલી ભેંસ રૂપ બની ગયા.

એ જ રીતે ધારણાના અભ્યાસીઓ ધ્યેયમાં લીન થઈ જવાથી પોતાને ધ્યેય રૂપ માને છે. કહેવાનો મતલબ એ છે કે, પટેલે જેમ સર્વ કુટુંબ, ધન, માલમાંથી મનને મુક્ત કરી તેની પ્રીતિનો ત્યાગ કર્યો તેમ સાધકે સર્વ વસ્તુ-માંથી આસક્તિનો ત્યાગ કરી પોતાની પ્રિય વસ્તુ ધ્યેયમાં લીન થવું જેથી ધ્યેયાકાર પરિણમતાં મન ધ્યેય રૂપ થાય છે.

**ધારણા, ધ્યાન, સમાધિ.**

ધારણાના અભ્યાસી સાધકે બાળકની જેમ પોતાના પાઠને વારંવાર યાદ કરવા પડે છે.

પાઠનું યાદ થઈ જવું, અગર મનનું ઇષ્ટમાં એકાગ્ર થઈ જવું તે ધ્યાન છે. અને જ્યારે તે અભ્યાસની ઉન્નત દશામાં ઇષ્ટથી પોતાની જુદાઈ ન અનુભવાય તે સમાધિ છે. આ ત્રણેનો ઘનિષ્ઠ સંબંધ છે માટે ત્રણેનો એક નામથી પ્રયોગ કરવો હોય તો તેને સંયમ કહેવાય છે.

જો દસ સેકંડ સુધી સ્થિરતાથી મન કોઈ વસ્તુ પર સ્થિર રહે તો તે 'ધારણા' છે. એવી દસ ધારણાઓનું 'ધ્યાન' કહેવાય છે અને એવા દસ ધ્યાનથી 'સમાધિ' બને છે.

અભ્યાસનું શું પ્રયોજન છે? આપણું દરેક કાર્ય એ ચિત્તરૂપી સરોવરની સપાટી ઉપર કંપન-યુક્ત પ્રવાહ

તુલ્ય છે. એ કંપન તો શમી જાય છે, પણ તેના સંસ્કાર પડયા જ કરે છે, અને તે બધા એકત્રિત થાય છે અને તેમાંથી ટેવ–ચારિત્ર્ય બંધાય છે. કહેવત છે કે, 'ટેવ એ બીજો સ્વભાવ છે.' વાસ્તવમાં એને બીજો નહિ પણ 'પહેલો' સ્વભાવ કહીએ તો પણ ખોટું નથી. મનુષ્યના સમગ્ર ચારિત્ર્યનો આધાર એ ટેવના ઉપર જ રહેલો છે.

આપણી અત્યારની જે પ્રકૃતિ ઘડાયેલી છે, તે પૂર્વની ટેવોનું જ પરિણામ છે અને તેને આપણી જ ટેવોનું પરિણામ જાણ્યાથી મનને એક પ્રકારનું સાંત્વન મળે છે. કારણ કે, જ્યારે આપણે સમજી શકીએ છીએ કે, એ પ્રકૃતિ બહારથી આપણા પર આવી પડી નથી, પણ તેના રચનાર આપણે પોતે જ છીએ, ત્યારે જેવી રીતે આપણે તેને રચી છે તેવી જ રીતે આપણે તેનો નાશ પણ કરવા શક્તિમાન છીએ.

આપણા મનની અંદર વિચારોનો જે પ્રવાહ ચાલુ રહે છે તે વિચાર પોતાની પાછળ સંસ્કાર મૂકતો જાય છે અને એવા સંસ્કારોને જ પરિણામે ટેવો બંધાય છે. આ પ્રમાણે આપણા તમામ પ્રકારના સંસ્કારનો સરવાળો તે જ આપણું ચારિત્ર્ય. અને જે વખતે જે વૃત્તિનો પ્રવાહ પ્રબળ હોય, તે વખતે મનુષ્ય તેને અનુરૂપ આચરણ કરે છે.

દુષ્ટ વૃત્તિનો પ્રવાહ બળવાન હોય, ત્યારે મનુષ્ય પાપાચાર કરે છે અને જ્યારે સદ્ગુણનો પ્રવાહ બળવાન હોય ત્યારે મનુષ્ય શુભાચરણ કરે છે અને આનંદનો પ્રવાહ ચાલુ થાય ત્યારે તેના મનને સુખની પ્રાપ્તિ થાય છે.

**દુષ્ટ વૃત્તિઓને નિર્મૂળ કરવાનો એક જ ઉપાય એ છે કે, તેનાથી ઉલટી ટેવો પાડવા માંડવી.** જો એ દુષ્ટ ટેવોએ આપણા મનમાં ઊંડાં મૂળ ઘાલેલાં હોય, તો નવેસરથી સારી ટેવો પાડવાથી તેનો નાશ થઈ શકે છે.

તમે હંમેશાં સારાં કામ કર્યે જાઓ, શુભ વિચારો કર્યે જાઓ—ખરાબ ટેવોને કાઢી નાંખવાનો એ એક જ ઉપાય છે. અમુક માણસ કદી પણ સુધરવાનો નથી, એવા ઉદ્ગાર તો તમે કાઢતા જ નહિ. કારણ કે અત્યારે તેનો દુષ્ટ સ્વભાવ છે તે પાછલી ટેવોનું પરિણામ છે અને તેને નવી સારી ટેવો કેળવવાથી સુધારી શકાય એમ છે. ચારિત્ર્ય એ લાંબા વખતની ટેવોનું પરિણામ છે અને એ જ પ્રમાણે નવી સારી ટેવોને અમુક વખત સુધી ધારણ કરવાથી ચારિત્ર્ય બદલાઈને સુધરી જાય છે.

**મન એકાગ્ર થયું છે કે નહિ તે જાણવાની રીત.**

મન એકાગ્ર થયું છે કે નહિ તે શી રીતે જાણવું ?

જ્યારે મન એકાગ્ર થાય છે ત્યારે સમયનું ભાન રહેતું નથી. જેટલે અંશે આપણા મનમાંથી સમયનું ભાન ટળી જાય અને એકાગ્રતા વિશેષ સમય ટકતી ચાલે, તેટલે અંશે મનની એકાગ્રતા વિશેષ થઈ છે, એમ

સમજવું. સાધારણ રીતે એટલું તો આપણે અનુભવીએ છીએ કે જ્યારે આપણે અમુક પુસ્તકના વાંચનમાં અથવા અમુક બાબતની ચર્ચા કે રમત–ગમ્મતમાં ખૂબ તન્મય બની ગયા હોઇએ છીએ, ત્યારે તેમાં કેટલો સમય ગયો, તેનું ભાન રહેતું નથી.

વાંચનમાંથી નિવૃત્ત થયા પછી જ્યારે આપણને ખબર પડે છે કે ઘણો સમય વહી ગયો ત્યારે આપણને આશ્ચર્ય થાય છે. સર્વકાળ વર્તમાન સમય રૂપ જ બની રહે છે. જ્યારે ભૂત અને વર્તમાન બન્ને એક થઈ રહે, ત્યારે જાણવું કે સાધનામાં મનની એકાગ્રતા થઈ છે.

## પ્રકરણ ૯
# ધ્યાનયોગ

શાસ્ત્રકારોએ ધ્યાનના મુખ્ય ચાર ભેદ બતાવેલા છે. આર્તધ્યાન, રૌદ્રધ્યાન, ધર્મધ્યાન અને શુક્લધ્યાન. આર્તધ્યાન એટલે દુઃખથી આર્ત, પીડિત ચિત્ત, રૌદ્રધ્યાન એટલે ક્રરતાવાળું ચિત્ત, ધર્મધ્યાન એટલે શ્રુત ચારિત્રના વિચારોનું ચિંતન કરનાર ચિત્ત, શુક્લધ્યાન એટલે ઉજ્જવલ આત્મ પરિણામોવાળું ચિત્ત.

આર્તધ્યાનના ચાર પ્રકાર :

૧. ઈષ્ટ વિયોગજન્ય આર્ત ધ્યાન.
૨. અનિષ્ટ સંયોગજન્ય આર્તધ્યાન.
૩. વેદના ચિંતવન આર્તધ્યાન.
૪. નિદાન આર્તધ્યાન.

## ધ્યાનનું સ્વરૂપ

**૧. ઇષ્ટ વિયોગજન્ય આર્તધ્યાન :** પ્રિય પુત્ર, માતા, પિતા, ભાઈ, બહેન વગેરે પરિવારના મૃત્યુથી તથા કોઈ મિત્રાદિ પરદેશ જવાથી, ધનાદિનો નાશ થવાથી જે વિયોગ થાય ત્યારે જે દુઃખ ક્લેશાદિ ભાવો થાય તે આર્તધ્યાન કહેવાય છે.

**૨. અનિષ્ટ સંયોગજન્ય આર્ત ધ્યાન :** મનને પ્રતિકૂળ એવા સ્ત્રી, પુત્રાદિ પરિવાર તથા નોકરાદિ અને ભોગ–ઉપભોગના પદાર્થોનો સંયોગ થાય ત્યારે તેમનો વિયોગ ઇચ્છવો જેમ કે એ પ્રાણી પદાર્થોનો સંયોગ કેમ દૂર થાય ? એવા વિચારો કરવા તે અનિષ્ટ સંયોગ-જન્ય આર્તધ્યાન કહેવાય છે.

**૩. વેદના–પીડા ચિંતવન આર્તધ્યાન :** શરીરમાં રોગ થાય, વ્યાધિ થાય ત્યારે જે દુઃખદ અનુભવ થતાં દુઃખનું સંવેદન 'એ કેમ હટે ? કેમ દૂર થાય ?' એવું ચિંતવન કરવું તે વેદના ચિંતવન આર્તધ્યાન કહેવાય.

**૪. નિદાન આર્તધ્યાન** : દાન, શીલ, તપ વગેરે કરીને ભવિષ્યમાં ભોગો પ્રાપ્ત થાય એવું ચિંતવન કરવું તે નિદાન–શલ્ય નામનું આર્તધ્યાન કહેવાય છે.

આર્ત ધ્યાની નિશદિન ઇષ્ટ વસ્તુની અપ્રાપ્તિથી, અનિષ્ટ વસ્તુના સંયોગથી, રોગાદિ દુઃખની પ્રાપ્તિથી અને ભવિષ્યકાળના ભોગોની તૃષ્ણાથી આકુળ–વ્યાકુળ ચિત્તવાળો–પરિણામવાળો રહે છે. "એને હું શી રીતે પામું ?" અને "આ મારાથી કેવી રીતે દૂર થાય ?" એવા પ્રકારના અનેક વિચારો કરીને દુઃખ પામ્યા જ જ કરે છે. કોઈ સમયે રુદન કરે છે, વિલાપ કરે છે, શોક કરે છે, ઉદાસ ચિત્તવાળો રહે છે, ભોજન પર રુચિ રહેતી નથી, ધર્મકાર્યમાં તેનું ચિત્ત લાગતું નથી અને તેને કોઈ સ્થળે શાંતિ–સુખ પ્રાપ્ત થતા જ નથી, સદા વ્યાકુળ ચિત્તવાળો જ રહે છે. કોઇવાર તે દુઃખથી કલુષિત ચિત્તને કારણે આપઘાત કરવાનો વિચાર કરે છે. પરંતુ તે વિવેકવિહીન કોઈ દિવસ વિચારી શકતો નથી કે આ દુઃખનું કારણ શું છે? એ કેમ આવેલ છે? જો તે વિચાર કરે તો તેને પોતાના પૂર્વના પાપો યાદ આવે અને પાપથી જ હું દુઃખી છું માટે મારે તેના નિવારણાર્થે ધર્મધ્યાન કરવું જોઇએ. પણ તે મોહમૂઢ એમ વિચારી જ શકતો નથી અને સ્વદોષ જોઈ શકતો નથી અને આર્તધ્યાનમાં જ લીન થઇને દુઃખી થાય છે. આર્ત ધ્યાનના પ્રભાવે તે વ્યક્તિ તિર્યંચ ગતિમાં જાય છે.

આર્તધ્યાનના ચાર લક્ષણો અથવા ચિહ્ના નીચે પ્રમાણે છે.

૧. આક્રંદ કરે,
૨. શોક કરે,
૩. અશ્રુપાત કરે,
૪. વિલાપ, તાડન, લુંચન વગેરે કરે.

## રૌદ્ર ધ્યાનના ચાર પ્રકાર

૧. હિંસાનુબંધી.
૨. મૃષાનુબંધી.
૩. સ્તેયાનુબંધી.
૪. પરિગ્રહાનુબંધી.

**૧. હિંસાનંદી :** બીજા પ્રાણીઓને કષ્ટ આપી, અપાવી, અપાતું જાણીને જોઈને જેના મનમાં આનંદ થાય, પ્રસન્નતા અનુભવે તે હિંસાનંદી રૌદ્ર ધ્યાન કહેવાય છે. જે મનુષ્ય બીજાને રોગી, દુઃખી, ક્ષુધાતુર, તૃષાતુર જોઈને દયા લાવતો નથી, પણ મનમાં આનંદ પામે છે. પોતાનો સ્વાર્થ સાધવા તે બીજાને નુકસાન કરે છે, સમય આવે તો હિંસા કરવા તૈયાર થાય છે. લૂંટ, ચોરી વગેરે કરે છે. ગમે તે રીતે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરે છે. એવા હિંસક કાર્યો કરીને મનમાં પશ્ચાત્તાપ થતો નથી પરંતુ હર્ષ અનુભવે છે.

હિંસાનંદી વૈદ્ય હમેશાં એવું ઇચ્છે છે કે પ્રજામાં રોગોની વૃદ્ધિ થાય, જેથી મારો ધંધો સારો ચાલે. જે રોગ થોડા સમયમાં શાંત થવાનો હોય તેને પણ લંબાવી દે છે અને પોતાનો સ્વાર્થ સાધે છે.

હિંસાનંદી અનાજનો વેપારી એમ ઈચ્છે છે કે, અનાજ ન પાકે, દુષ્કાળ પડે, લોકોને અનાજનું કષ્ટ પડે જેથી મારું અનાજ સારા ઊંચા ભાવે વેચાય અને હું ધનવાન બનું.

હિંસાનંદી વકીલ એમ ઇચ્છે છે કે, કુટુંબમાં, પરિવારમાં પરસ્પર લડાઇ, ઝઘડા થાય, મુકદ્દમા ચાલે, તો હું ઘણું ધન પ્રાપ્ત કરી શકું. જગતના પ્રાણીઓ પરસ્પર લડાઈ, ઝઘડા કરે, દાવા કરે અને મને ઘણું ધન મળે. એવું ચિંતન રાત-દિવસ તે કર્યા કરે છે. હિંસાનંદી વેશ્યા એમ ઈચ્છે છે કે ધનવાનના પુત્રો પોતાના સ્ત્રીઓ પર સ્નેહ ન કરે અને મારા પર સ્નેહ રાગ કરે; મને પોતાનું ધન અર્પે, એ સદાચારથી ભ્રષ્ટ થઈ જાય વગેરે ચિંતવન કરે છે.

હિંસાનંદી લૂંટારા, ચોર વગેરે મનુષ્યોને મારવાના, લૂંટવાના વિચારો કરે છે.

હિંસાનંદી દેવદેવીઓને નામે, પરમેશ્વરના નામે નિર્દયપણે પશુઓનું બલિદાન આપવાના, શિકાર કરવાના, પશુવધના, માંસાહારના વગેરે વિચારો કરે છે. તેવાં કાર્યો કરીને પ્રસન્નતા અનુભવે છે.

હિંસાનંદી વેપારી પશુઓ ઉપર ઘણો ભાર લાદી તેમને મારી-મારી ચલાવે છે. ભૂખ્યા રાખે છે. તેમને દુઃખ, કષ્ટાદિ આપીને પોતાનું કામ કરાવી આનંદ માને

છે, ખુશી થાય છે. હિંસાનંદી આમો. નગરો. વનો વગેરેમાં અગ્નિ લગાડીને પ્રસન્ન થાય છે. સાઢઝ–સાંઢઝમાં ક્રોધિત થઇને મનુષ્યોની ઘાત કરી નાખે છે જગતમાં હિંસાનો પ્રચાર થતો જાણી પ્રસન્ન થાય એવા હિંસાનંદીના ભાવ તે રૌદ્ર ભાવ કહેવાય છે.

હિંસાનંદી વ્યર્થ પૃથ્વી. પાણી. અગ્નિ. વાયુ વનસ્પતિનો આરંભ સમારંભ કરીને પ્રસન્નતા અનુભવે છે. હિંસાનંદીના પ્રબળ ક્રૂર પરિણામ હોય છે. કોઇ ભૂલ કરે અને તેની ક્ષમા યાચે તો પણ તે તેને ક્ષમા આપતો નથી. તેના પર નિર્દય ભાવ રાખે છે. તેનું અહિત કરવાના વિચાર કરે છે. અને અહિત કરીને પ્રસન્નતા અનુભવે છે.

હિંસાનંદીનાં આવાં અનેક લક્ષણો છે પરંતુ લખાણ વધી જવાના કારણે થોડાં લક્ષણો ઉપર સૂચવેલાં છે.

**૨. મૃષાનંદી :**

જે માનવ અસત્ય વદીને, બોલાવીને, અસત્ય બોલનારને ભલું જાણનાર, અસત્ય શ્રવણ કરીને, પ્રસન્ન થાય તે મૃષાનંદી રૌદ્રધ્યાની કહેવાય છે.

મૃષાનંદી ધનપ્રાપ્તિ માટે બહુ જ અસત્ય બોલે છે. એને હૃદયમાં દયા નથી થતી કે વ્યક્તિને હું દગો આપુ છું, માયાચાર કરું છું તેની તેને ખબર પડશે તો તે કેટલી દુઃખી થશે વગેરે.

મૃષાનંદી ટીકીટ માસ્તર મૂર્ખ, ગરીબ, ગમાર વગેરેને ઠગે છે. માયાચાર કરીને પૈસા કમાય છે.

મૃષાનંદી ખોટા કેસો લડીને, ખોટા દસ્તાવેજો બનાવીને, ખોટી સાક્ષીઓ આપીને, બીજાઓને ઠગીને ખૂબ પ્રસન્ન થાય છે. મૃષાનંદી ગ્રાહકો સાથે વિશ્વાસઘાત કરે છે, ખોટાં તોલમાપ રાખે છે, થાપણ ઓળવે છે. દગો, પ્રપંચ, માયાચાર, વિશ્વાસઘાત વગેરે કરીને ધન પ્રાપ્ત કરે છે, પોતાનો સ્વાર્થ સાધે છે અને તેવાં કાર્યો કરીને પછી પ્રસન્નતા અનુભવે છે, પોતાને બહુ હોશિયાર, ચતુર માને છે.

મૃષાનંદી ધર્મ નિમિત્તે સ્વાર્થ સાધવા માટે પણ ખૂબ પ્રપંચ, માયાચાર કરે છે, પણ ધર્મ નિમિત્તે આવાં કાર્યો કરવાનો તેને પશ્ચાત્તાપ થતો નથી.

૩. ચૌર્યાનંદી :—

જે માનવ ચોરી કરીને, કરાવીને ચોરી કરનારે ભલું કામ કર્યું એમ માને, પ્રસન્ન થાય, તે ચૌર્યાનંદી રૌદ્રધ્યાની કહેવાય છે.

ચૌર્યાનંદી અનેક પ્રકારની પ્રપંચ જાળો વડે કોઈનું ધન લૂંટી લે છે, ચોરી કરે છે, ધાડ પાડે છે, નાનાં બાળકોનાં ઘરેણાં વગેરે લઈ લે છે, તેને તે માટે મારી નાંખે છે, અને પ્રસન્નતા અનુભવે છે. ચૌર્યાનંદી ચોરીનો માલ લઈને, કાળાબજાર કરીને ગમે તે પ્રકારે ધન સંગ્રહ કરે છે. ખોટા સિક્કા, ખોટાં તોલમાપ, નોટો

વગેરે બનાવીને લોકોને ઠગે છે. ઘી, તેલ વગેરે વસ્તુઓમાં ભેળ-સેળ કરીને પછી ચોખ્ખું છે. સારું છે એમ કહીને વેચે છે, અને વધારે પૈસા પ્રાપ્ત કરે છે, અને આનંદ છે. ચૌર્યાનંદી બીજાઓને ચોરી કરવાની પ્રેરણા કરે છે, ઉત્સાહી બનાવે છે, શિક્ષા આપે છે, અને એવાં કાર્યો કરવામાં તેને ઘણો આનંદ આવે છે.

### ૪. પરિગ્રહાનંદી :—

જે માનવ તૃષ્ણા, લોભ, લાલચ વગેરેને આધીન થઇને ધનાદિ એકત્ર કરવાની તીવ્ર ઇચ્છા કરે છે તે પરિગ્રહાનંદી રૌદ્રધ્યાની કહેવાય છે.

પરિગ્રહાનંદી ન્યાય, નીતિ, ધર્મ વગેરેનો વિચાર ન કરતાં ગમે તે અધર્મ કરીને પૈસા એકત્ર કરવાનું વિચારે છે, અને તેવું આચરણ કરે છે. તે કાળાબજાર કરે છે, તે સટ્ટો કરે છે, તે જુગાર રમે છે, એ વડે તે ધન પ્રાપ્ત કરવા ઇચ્છે છે. ધર્મ-કર્મને તે માનતો નથી, માત્ર ઉલટો પુરુષાર્થ કરીને ધનવાન બનવાની ઇચ્છા કરે છે. તેને પાપનો ભય લાગતો નથી. તેના મનો-મંદિરમાં રાત-દિવસ એ જ વિચારધારા ચાલતી રહે છે કે, કેમ કરીને હું ધનવાન બનું. ધન પ્રાપ્તિ થતાં તે અતિ હર્ષિત થાય છે, આનંદ માને છે. તે વૃદ્ધ થવા છતાં ધનની મમતા-માયા ત્યાગી શકતો નથી, દાન આપી શકતો નથી, કર્મ સંયોગે ધનનો નાશ થાય તો વિલાપ કરે છે,

શોક કરે છે, રુદન કરે છે. તે પોતાના પ્રાણથી પણ અધિક સ્નેહ–રાગ ધન ઉપર કરે છે.

ઉપરોક્ત ચાર પ્રકારના રૌદ્રધ્યાની જીવોના ભાવો અશુભ, ક્રૂર હોય છે. તેનાં પરિણામ કૃષ્ણ, નીલ, કાપોત લેશ્યાવાળા હોય છે. તેથી તે નરકનું આયુષ્ય બાંધે છે અને નરકે જાય છે.

કોઈ પણ એક સંસારી જીવને અનંતકાળ દરમ્યાન જે શુભાશુભ અધ્યવસાયો કિંવા વ્યક્ત–અવ્યક્ત માનસિક વિચારો આવે છે તે સર્વ વિચારોનો આ ચાર ધ્યાનમાં સમાવેશ થાય છે. આ ચાર પ્રકારના ધ્યાનમાં રૌદ્રધ્યાન સહુથી ખરાબ–દુષ્ટ ધ્યાન છે. એ ધ્યાનમાં આત્મા વર્તતો હોય તે જ અવસરે તે આત્માને પરભવના આયુષ્યનો બંધ પડે તો નરકગતિના આયુષ્યનો જ બંધ પડે છે. આ રૌદ્રધ્યાન પ્રસંગે અંતરાત્મામાં વિશિષ્ટ પ્રકારની ક્રૂરતા વગેરે ઉગ્ર દૂષણો પ્રગટે છે. વાઘ, વરુ; દીપડા, બિલાડા, કોળી, વાઘરી, કસાઈ, ચોર, લૂંટારા તેમજ વધુ પડતા લોભી આત્માઓ આ રૌદ્રધ્યાનના અધિકારી હોય છે. આર્તધ્યાન એ પણ અશુભ ધ્યાન છે, છતાં રૌદ્રધ્યાન જેવી દુષ્ટતા, ક્રૂરતા નથી. કોઇ પણ જીવાત્માને જ્યાં સુધી જીવનમાં વાસ્તવિક ધર્મનું સ્થાન પ્રાપ્ત થયું નથી ત્યાં સુધી એ જીવાત્માને આર્ત અને રૌદ્ર બન્ને ધ્યાનનો સંભવ છે. એમ છતાં રૌદ્રધ્યાનના કાળની અપેક્ષાએ

આર્તધ્યાનના કાળનું પ્રમાણ ઘણું વધારે છે. અનંતકાળથી અજ્ઞાનભાવને કારણે પરપદાર્થોની અનુકૂળતામાં આત્માને જે સુખ મનાયું છે તે આર્ત ધ્યાન છે. એ પરપદાર્થોને મેળવવાની રાત્રિ–દિવસ ચિંતા એ પણ આર્ત ધ્યાન છે. એ પરપદાર્થોનો વિયોગ થાય એટલે શોક–સંતાપ કરવો એ પણ આર્ત ધ્યાન છે. એ પરપદાર્થોની પ્રતિકૂળતા પ્રાપ્ત થયા બાદ અનુકૂળતા પ્રાપ્ત કરવા માટે સતત વિચારો કરવા તે પણ આર્ત ધ્યાન છે. 'મારા વર્તમાન તથા ભાવિ જીવનમાં પરપદાર્થોની અનુકૂળતા પ્રાપ્ત થાય એ સિવાયની મને કોઈ બીજી ઇચ્છા નથી' એવા તીવ્ર પરિણામ તે પણ સર્વોત્કૃષ્ટ આર્ત ધ્યાન છે. રૌદ્ર ધ્યાનથી બચવું શક્ય છે પણ આર્તધ્યાનથી બચવું મુશ્કેલ છે. આર્ત અને રૌદ્ર ધ્યાન એ બન્ને સંસાર અને દુર્ગતિનાં કારણો છે એમ છતાં અનંતકાળથી જીવાત્માનો સંસાર જે ટકી રહેલ છે તેમાં પ્રધાન કારણ આર્ત ધ્યાન છે.

ધર્મ અને શુક્લ ધ્યાનનું સંક્ષિપ્ત સ્વરૂપ આત્માને આત્મ સ્વરૂપનું ચિંતન અથવા એ ચિંતનની તેમ જ સમ્યક્ દર્શન વગેરે ગુણોની અનુકૂળતામાં અનંતર કે પરંપર કારણરૂપ દેવ–ગુરુ–ધર્મની આરાધના એ ધર્મ ધ્યાન છે. સામાયિક, દેવ–દર્શન, પૂજન વગેરે ધર્મક્રિયાનું સ્થાન જીવનમાં આવવું જો કે દુર્લભ છે. એમ છતાં એ ધર્મક્રિયાનું સ્થાન તો જીવનમાં આવી શકે છે. પણ

અનેક વાર અનેક ભવોમાં ધર્મક્રિયા કરવા છતાં જીવનમાં ધર્મ–ધ્યાન પ્રાપ્ત થવું ઘણું મુશ્કેલ છે, ચિરકાળ સુધી આત્મામાં વર્તતી અજ્ઞાન દશાના કારણે પૌદ્‌ગલિક ભાવોની અનુકૂળતા પ્રતિકૂળતામાં આ આત્માને સુખ–દુઃખની કલ્પના જે નિશ્ચિત થયેલ છે તે કારણે ધર્મ–ક્રિયા વારંવાર કરવા છતાં આત્માને આત્મ તરફ લક્ષ્ય થતું નથી. પરઘરમાં અનંતકાળથી ભટકતા આ આત્માને જે ક્ષણે પોતાના ઘરનું ભાન થવા માટે બીજારોપણ થાય છે તે ક્ષણથી ધર્મ–ધ્યાનનો પ્રારંભ થાય છે અને એક વાર સાચી રીતે જેને ધર્મ–ધ્યાનનો પ્રારંભ થયો, ભલે તે આત્મા અમુક સમય બાદ ધર્મધ્યાનથી ખસી જાય, એમ છતાં પુનઃ ધર્મધ્યાન અને પરંપરાએ શુક્લ ધ્યાન પ્રાપ્ત કરવા સાથે તે આત્મા અવશ્ય મુક્તિ પદનો અધિકારી બને છે. હવે દર્શનાદિ ધર્મક્રિયા વડે મારા આત્મામાં વર્તતા રાગ–દ્વેષ, કામ–ક્રોધ વગેરે દૂષણોનો કેમ અભાવ થાય? ગમે તેવા આપત્તિના પ્રસંગે ‘મારું પૂર્વસંચિત કર્મ એ જ મારી આપત્તિનું કારણ છે’ એમ સતત ચિંતન, મનન દ્વારા સમભાવ ટકાવી રખાય, “હિંસા વગેરે પાપોના આરંભ–સમારંભથી હું બચી શકતો નથી એ મારો તીવ્ર અશુભનો ઉદય છે, પાપનો ત્રિકરણયોગે ત્યાગ કરવો એ જ અરિહંત ભગવાનની આજ્ઞા છે.’ આ પ્રમાણે સતત ચિંતન–મનન અંતરભાવ સહિત થાય અને પોતાના આત્મસ્વરૂપના ચિંતન સાથે વિશ્વના સ્વ-

રૂપનું વાસ્તવિક ઓછું-વધુ પણ ચિંતન કરાય, આ બધા ધર્મ-ધ્યાનના પ્રકારો છે. આ ધર્મ-ધ્યાન વડે આત્મા સંવર અને સકામ નિર્જરાનો લાભ પ્રાપ્ત કરવા ઉપરાંત પુણ્યાનુબંધિ પુણ્ય ઉપાર્જન કરે છે; અને પરિણામે શુક્લ ધ્યાનનો અધિકારી બને છે.

## શુક્લ ધ્યાન

શ્રુતના આલંબનથી, અથવા આલંબન વિના ધર્માસ્તિકાય વગેરે દ્રવ્યો અને તેના પર્યાયોના યથાર્થ ચિંતનમાં એકાગ્રતા, તેમજ આત્મા-આત્માને, આત્મા વડે, આત્મા માટે આત્માથી આત્મામાં સ્થિર બને એ બધાય શુક્લ ધ્યાનના સર્વોત્તમ પ્રકારો છે. શુક્લ ધ્યાન એ અનંતર કિંવા પરંપર મોક્ષનું કારણ છે.

"મારો આત્મા આર્ત અને રૌદ્ર ધ્યાનથી કોઈ પણ ઉપાયે મુક્ત થાય અને ધર્મ, શુક્લ ધ્યાનમાં સંલગ્ન રહે, એટલું જ નહિ પણ આ ધર્મ અને શુક્લ ધ્યાનથી સર્વોત્કૃષ્ટ આરાધના દ્વારા વિશ્વવર્તિ ભવ્ય જીવાત્માઓને પણ ધર્મતીર્થના આલંબન વડે આર્તરૌદ્રમાંથી મુક્ત કરીને ધર્મ અને શુક્લ ધ્યાનની પ્રાપ્તિમાં હું નિમિત્ત બનું." આવી સર્વોત્તમ ભાવનાનું સતત પરિશીલન કરનાર આત્મા અવશ્ય તીર્થંકર નામકર્મનો બંધ કરે છે.

**સદ્ધ્યાન :**

સદ્ધ્યાનનો વિષય જૈન યોગાચાર્યોએ બહુ

વિસ્તારથી સમજાવેલ છે. અહીંઆ તેનું સંક્ષેપ વિવેચન કરવામાં આવે છે. જેથી સદ્‌ગુરુનો યોગ થતાં તે વિષયના અનુભવ સાથે વિશેષ અભ્યાસ કરવાની રુચિ હૃદયમાં થાય. આ વિષયને જાણવા માટે પૃષ્ઠ ૩૬૦ થી ૩૬૨ ઉપર શ્રીમાન હેમચંદ્રાચાર્યે સદ્ધ્યાનના વિષય–વિભાગ કેવી રીતે કરેલા છે તે વાંચી જવાથી સમજાશે.

**ધ્યાતાના લક્ષણો :**

શુભ ધ્યાનને અંગે પ્રથમ ધ્યાતા કેવો હોવો જોઇએ તે સંબંધી શ્રી હેમાચાર્ય કહે છે કે તેનામાં કેટલાક ગુણો અવશ્ય હોવા જોઇએ, તે નીચે પ્રમાણે—

પ્રાણનો નાશ થાય તો પણ તે સંયમનો ત્યાગ કરતો નથી. વળી તે અન્ય જીવોને પોતાના આત્મા સમ ગણે છે. શીતઉષ્ણાદિના સર્વે ઉપસર્ગોને સહન કરનાર હોય, તે મોક્ષેચ્છુ હોય, રાગાદિ વિકારો, કષાયો જેના મંદ હોય, નિરાસક્ત ભાવે વર્તનારો હોય, વિરક્ત હોય, નિઃસ્પૃહી હોય, સંવેગી હોય, સમતાવાન હોય, શ્રીમંત કે ગરીબ બધાને સમાન ગણનાર હોય, સર્વનું કલ્યાણ ઇચ્છનાર હોય, પાપીનો તિરસ્કાર ન કરતાં તેના પર પણ કરુણા કરનાર હોય, મેરુ સમાન અચળ હોય, પવનની જેમ નિઃસંગી હોય, ચંદ્ર જેમ આનંદમય હોય, ઉત્તમ બુદ્ધિને ધારણ કરનાર હોય, તત્ત્વના રહસ્યને

## શુભચંદ્ર આચાર્યનો ધ્યાન વિષય વિભાગ (જ્ઞાનાર્ણવ)

- ધ્યાન
  - અપધ્યાન
    - આર્ત
      1. અનિષ્ટ સંયોગ
      2. ઈષ્ટ વિયોગ
      3. રોગચિંતા
      4. ભોગાર્ત (અગ્રશોચ)
    - રૌદ્ર
      1. હિંસાનંદી
      2. મૃષાનંદી
      3. ચૌર્યાનંદી
      4. સંરક્ષણાનંદી
  - સદ્ધ્યાન
    - ધર્મ
      1. આજ્ઞા વિચય
      2. અપાય વિચય
      3. વિપાક વિચય
      4. સંસ્થાન વિચય
         - (ગ) ચૌદ રાજનું સ્વરૂપ
         - (ખ) ત્રણ લોકનું સ્વરૂપ
         - (ક) અધોલોકના દુઃખનું વર્ણન
         - (ડ) ઉર્ધ્વલોકના સુખનું વર્ણન
         - (ઈ) મોક્ષનું સુસ્થિત સ્થાન
    - શુક્લ
      - પૃથકત્વવિતર્ક વિચાર
      - એકત્વવિતર્ક અવિચાર
      - સૂક્ષ્મક્રિયા પ્રતિપાતી
      - સમુચ્છિન્નક્રિયા




**ધ્યાન અંગે પ્રકીર્ણ વિષયો**

૧. ધ્યાતાનું લક્ષણ
૨. મૈત્ર્યાદિ ચાર ભાવનું સ્વરૂપ.
૩ સવીર્ય ધ્યાનનું નિરૂપણ.
૪ ધ્યેય સ્વરૂપ.
પરમાત્મતત્વ ચિંતવન.
૫. સવીર્ય ધ્યાન.
૬. બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માનું સ્વરૂપ.
૭. શુદ્ધ ઉપયોગ.
૮. સાલંબન ધ્યાનથી નિરાલંબમાં પ્રવેશ

## શ્રીમાન હેમચન્દ્રાચાર્યની સદ્‌ધ્યાન વિચારણા (યોગશાસ્ત્ર)

### શુભધ્યાન

| ધ્યાતા | ધ્યાન | ધ્યેય |
|---|---|---|
| ૧. સંયમી | ધર્મધ્યાન | ૧. પિંડસ્થ |
| ૨. આત્મદર્શી | ધ્યેયભેદથી ચાર | ૨ પદસ્થ |
| ૩. પરિસહ સહન કરનાર | પ્રકારનું | ૩. રૂપસ્થ |
| | | ૪. રૂપાતીત. |
| ૪ મુમુક્ષુ | ૧ આજ્ઞા | પિંડસ્થ |
| ૫ કષાયજયી | ૨ અપાય | \| |
| ૬ નિર્લેપ | ૩. વિપાક | પાંચ ધારણા |
| ૭ નિષ્કામ | ૪. સંસ્થાન | |
| ૮ નિઃસ્પૃહ | શુક્લ ધ્યાન | |
| ૯ સંવેગી | ૧ શ્રુત વિચારયુક્ત | પાર્થિવી આગ્નેયી મા. |
| | | પદસ્થ ધ્યાન |
| ૧૦ સમતાવાન | પૃથકત્વ વિતર્ક | ૧. માતૃકા સ્મરણ કમલ સ્થાપના |
| ૧૧ કરુણાયુકત | ૨. શ્રુત અવિચાર | (અષ્ટપત્ર, ષોડશ પત્રાદિ). |
| ૧૨ નિષ્કંપ, | અપૃથકત્વ, | ૨. મહામંત્રપદચિંતન પરમ- |
| આનંદદાયક | ૩ સૂક્ષ્મક્રિયા | તત્વધ્યાન. અનાહત ચિંતવન. |
| ૧૩ નિઃસંગ | ૪. ઉત્સન્નક્રિયા. | અક્ષય જ્યોતિ પ્રાકટ્ય. |
| | | ૩ પ્રણવ ચિંતવન. |
| | | ૪. પંચપરમેષ્ઠી નમસ્કાર. |
| | | ૫ મંત્રાક્ષર જાપના અનેક પ્રકાર. |
| | | અષ્ટાક્ષરાદિ જાપ. |
| | | વ્યુસ્ટિ સહિત અષ્ટાક્ષર મંત્ર. |
| | | મંત્રાક્ષર જાપના અનેક પ્રકાર. |
| | | રૂપસ્થ—સમવસરણ સ્થિત તીર્થંકર ધ્યાન. |
| | | જિનમુદ્રાનું ધ્યાન. પરમાત્મરૂપદર્શન, |
| | | રૂપાતીત, અમૂર્ત ચિદાનંદ સિદ્ધ પરમાત્માનું ધ્યાન. પરમાત્મ પદલીનતા |

સમજી શકે એવી સૂક્ષ્મ બુદ્ધિનો ધારક હોય છે. ઉપરોક્ત ગુણોયુક્ત મહાત્મા ધ્યાન કરવાને યોગ્ય હોય છે.

આ લક્ષણો બહુ વિસ્તારથી બતાવવાનું કારણ એ છે કે ઘણા માનવો પોતાની યોગ્યતા વિના ધ્યાનનો અભ્યાસ કરવા માંડે છે. વર્તમાન કાળે ઘણા માનવો એમ જાણે છે કે ધ્યાન કરવાથી જ તરી જવાય છે. આ ભ્રાન્ત ભાવના છે. અધિકાર વિના કોઈ કાર્ય કરવા જતાં તેમાં આત્મવંચના જ થાય છે. લાભને બદલે નુકસાન થાય છે. અધિકાર વિના આવા વિષયમાં પ્રવેશ કરવાથી ઘણી હાનિ થવાનો સંભવ છે. અને તેથી માનવ સત્યથી વિમુખ બને છે. જ્ઞાનાર્ણવમાં ધ્યાતાનાં લક્ષણ બતાવતાં કહેલ છે કે (૨૭.૩) ધ્યાન કરનાર જ્ઞાન–વૈરાગ્યથી સંપન્ન હોય, તેનાં ઇન્દ્રિય અને મન વશ થયેલાં હોય, તેની ચિત્તવૃત્તિ સ્થિર હોય, તે મુમુક્ષુ હોય, ઉદાસીન હોય, શાંત હોય, ધીર હોય, નિરંતર મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને મધ્યસ્થ ભાવનાને ભાવનાર હોય વગેરે ગુણયુક્ત માનવ જ ધ્યાનનો અધિકારી હોય શકે છે. ધ્યાન કરનાર વ્યક્તિ મૈત્રી આદિ ચાર ભાવનાનો જીવનમાં વ્યવહારુ રીતે ઉપયોગ કરે છે. વિચારને પરિણામે આધ્યાત્મનો નિશ્ચય કરે છે. અને વિષયોમાં આસક્ત થતો નથી. પછી પોતાના સંયોગોને અનુકૂળ સ્થળ–આસનનો નિર્ણય કરી ધ્યાનની શરૂઆત કરે, કુધ્યાનનો સર્વથા

ત્યાગ કરે છે. અને સદ્ધ્યાન કરવાને પ્રયત્નશીલ બને છે ત્યારે તે પોતે અતિ વિસ્તારથી સંસારનું સ્વરૂપ વિચારે છે. તે વિચારે છે કે સાંસારિક ભોગો અનિત્ય છે, પ્રાયઃ દુઃખ આપનાર છે અને તેમાં જે સુખ ભાસે છે તે માત્ર કલ્પનાજન્ય જ છે. શરીર વ્યાધિથી ભરપૂર છે, કર્મ મહા દુઃખ ઉત્પન્ન કરનાર છે. માટે પ્રબળ પ્રયત્ન કરીને ધ્યાન વજ્ર વડે કર્મનો નાશ કરવાની આવશ્યકતા છે. આવા અનેક પ્રકારના વિચારો તે કરે છે. આત્મા અને પૌદ્ગલિક પદાર્થોનો સંબંધ અનિત્ય જાણી, સ્નેહીઓ ઉપર રાગ અને અસ્નેહીઓ પર દ્વેષ થાય છે. તેના કારણે અને તેના કટુ પરિણામ જાણીને સર્વ સાંસારિક ભાવો પર તેને ઉદાસીન ભાવ વર્તે છે, અને તેથી આધ્યાત્મિકતા પર તેની રુચિ પ્રબળ બને છે. તેથી તેના તરફ પ્રયાણ કરવા લાગે છે. ધ્યાનનો અભ્યાસ કરે છે, તેથી મન સ્થિર થાય છે, આત્મસ્વરૂપની ઝાંખી થાય છે અને સ્વમાં સ્થિર થવા પ્રયત્ન કરે છે.

ધ્યાન કરનાર માનવમાં ખાસ જે ગુણોની જરૂરત હોય છે તે હવે પછી જણાવે છે.

**ધ્યાન સમાધિનો અભ્યાસ કરનાર સાધકમાં નિમ્ન ગુણ અવશ્ય હોવા જોઇએ.**

વૈરાગ્ય, તત્ત્વબોધ, નિર્ગ્રંથતા, સ્વાધીન મન, પરિ-

સહ (કર્મકૃત દુઃખ, કષ્ટ) પર વિજય—આ પાંચ ગુણયુક્ત સાધક જ ધ્યાનસમાધિ કરવાનો અધિકારી છે.

૧. પ્રથમ વૈરાગ્ય (સંસારનો રાગ ત્યાગવો)ની જરૂર છે. આ વૈરાગ્ય સંસારનું સ્વરૂપ બરાબર જાણ્યા સિવાય પ્રગટતો નથી. સંસારની ક્ષણભંગુરતા, સંયોગની વિયોગશીલતા, વિષયોનું નીરસપણું, સંપત્તિની પાછળ રહેલી વિપત્તિ અને મનુષ્યોનો સ્વાર્થપૂર્ણ સંબંધ, આ સર્વથી સંસારનું સ્વરૂપ કાંટાવાળું અને દોષોથી ભરપૂર જણાયા પછી જ જે વૈરાગ્ય પ્રગટે છે તે શરૂઆતનો વૈરાગ્ય બહુ જ ઉપયોગી છે.

**વિષયોનો ત્યાગ કરવો તે જ વૈરાગ્ય પ્રાપ્તિનું મુખ્ય સાધન છે. વિષયાસક્તિવાળા ચિત્તમાં વૈરાગ્ય રહી શકે નહિ.**

આત્મ-તત્ત્વના બોધથી તત્ત્વ દૃષ્ટિ થતાં મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ કરાવનારો વૈરાગ્ય તે જ્ઞાન-ગર્ભિત વૈરાગ્ય છે. દેખેલા, સાંભળેલા અને અનુભવેલા સર્વ પદાર્થો પર જેને વિરક્ત ભાવ થયેલો છે, એવો જ્ઞાન-ગર્ભિત વૈરાગ્ય પ્રગટ થતાં આ માર્ગમાં ઘણી જલદીથી આગળ વધી શકાય છે. જે વૈરાગ્યથી **વિષય-કષાયની નિવૃત્તિ થાય તે જ ઉત્તમ કોટીનો વૈરાગ્ય છે.**

૨. જીવ, અજીવાદિ નવ તત્ત્વો, ધર્માસ્તિકાયાદિ ષટ દ્રવ્યો, નય, નિક્ષેપા, સ્વાદ્‌વાદ વગેરેના જ્ઞાનથી વસ્તુ-તત્ત્વનો નિર્ણય કરી, તેમાંથી પણ સારભૂત શુદ્ધાત્મની પ્રાપ્તિ થાય તેવું તત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવું, તેનો નિશ્ચય કરી, હૃદયમાં ધારી રાખવું, આ તત્ત્વવિજ્ઞાન.

૩. બાહ્ય અને અભ્યંતર પરિગ્રહનો ત્યાગ કરવા રૂપ નિર્ગ્રંથતા પ્રાપ્ત કરવી. બાહ્ય પરિગ્રહ નવ પ્રકારનો છે. ધન, ધાન્ય, જમીન, પરિવાર, મકાન, નોકર, પશુ આદિનો ત્યાગ કરવો. અભ્યંતર–પરિગ્રહ મિથ્યાત્વ, ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંછા, સ્ત્રી–વેદ, પુરુષ–વેદ, નપુંસંક–વેદ, એ ચૌદ પ્રકારનો છે તેનો ત્યાગ કરવો. આ બંને પ્રકારના પરિ-ગ્રહના ત્યાગથી નિર્ગ્રંથતા–સાધુપણું પ્રાપ્ત થાય છે.

૪. પરિસહ જીતવાપણું. સત્તામાં રહેલા કર્મોમાંથી કર્મો બહાર આવે છે ત્યારે ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ, ડાંસ, આક્રોશ, વધ, રોગ, જરૂરિયાતવાળી વસ્તુની અપ્રાપ્તિ, ઇત્યાદિ પરિસહોવાળી મુશ્કેલીઓ વિઘ્નરૂપે આડી આવે છે. મનને દૃઢ કરીને, કેટલુંક સહન કરીને, કેટલીક વસ્તુઓ વિના ચલાવી લઇને, અડગ બળ વાપરીને આ પરિસહો પર વિજય મેળવવો.

૫. મન ઇન્દ્રિયોનો વિજેતા હોય.

સાધકે ઉપરોક્ત પાંચ ગુણોથી યુક્ત થઈને મનોબળ વધારીને ધ્યાન, સમાધિના માર્ગમાં પ્રવેશ કરવો. યોગ્યતા વિના કાર્યમાં સફળતા મળતી નથી. પ્રથમ અધિકારી બનવું, પછી જ આગળ વધવું જોઈએ.

આ યોગસાધનાનાં જે અંગોનું વર્ણન થઈ ગયું છે અને હવે પછી જે વર્ણન કરવામાં આવશે તેનો મુખ્ય ઉદ્દેશ આત્મ–સ્વરૂપ જે અનાદિથી ભૂલાયેલ છે તેને પ્રગટ કરવાનો છે તે ખાસ લક્ષમાં રાખવું. જીવ અનાદિથી પોતાના સ્વરૂપને ભૂલી ગયો છે, તેના શુદ્ધ સ્વરૂપને આવરણ આવેલાં છે, તેથી શુદ્ધ તેમ જ આવરણ રૂપી અશુદ્ધતા વડે જીવને સાત અવસ્થાઓ પ્રાપ્ત થાય છે. તેનો ક્રમ નીચે મુજબ છે.

૧. અજ્ઞાન, ૨. આવરણ, ૩. વિક્ષેપ (મિથ્યાઅવભાસ), ૪. પરોક્ષ (શ્રવણ) જ્ઞાન, ૫. સાક્ષાત્કાર; ૬. દુઃખ–નાશ અને ૭. નિરતિશય સુખ.

આ સાત અવસ્થાઓ દૃષ્ટાંત દ્વારા લખવામાં આવે છે; એક વખતે દશ માણસો એક ગામથી બીજે ગામ જતા હતા. વચમાં નદી આવવાથી તેઓ નદી તરીને સામે કિનારે ગયા. પછી એક જણે બધાને ગણી જોયા તો નવ જણા થયા. બાકીના નવ સાથે પોતાને ગણે તો તે પોતે દશમો થાય એ વાત તેના ધ્યાનમાં ન આવવાથી

તે અકળાઇને ભયભીત થઈ ઊભો. એવી રીતે બીજાઓએ પણ ગણત્રી કરી. પણ બધા જ પોતાને ગણે નહિ. એકનો પત્તો ન લાગવાથી બધા શોકાતુર થઇને રડવા લાગ્યા. એમ થોડો સમય પસાર થતાં ત્યાં એક વટેમાર્ગુ આવ્યો. તેણે તેમને પૂછ્યું કે તમે કેમ શોકાતુર છો ? તેઓએ પોતાની હકીકતમાં જણાવ્યું કે, અમો દશ હતા પણ નદી પાર કરતાં એક ગુમ થયો છે. તે વટેમાર્ગુએ તેઓને ગણ્યા તો દશ થયા અને તેઓનો ભ્રમ ભાગ્યો.

આ પ્રમાણે દશમાને ન ઓળખવો તે ભ્રમ, એ ‘અજ્ઞાન’. દશમો દેખાતો નથી માટે તે નથી એમ કહેવું તે ‘આવરણ’. દશમો પાણીમાં તણાઈ ગયો એમ માની શોકથી રડવું તે ‘વિક્ષેપ’. ‘દશમો છે’ એમ વટેમાર્ગુના કહેવાથી દશમાની કિંચિત્ ઝાંખી થવી એ ‘પરોક્ષજ્ઞાન’. ‘નવને ગણનાર તું પોતે જ દશમો છે,’ એમ પેલા વટેમાર્ગુ સજ્જને ફરી ફરી કહીને સમજાવતાં પોતાનો અનુભવ કરવો એ ‘અપરોક્ષ જ્ઞાન’. ત્યારબાદ શોક ટળવો એ ‘દુઃખ–નાશ’ અને સંશય ટળી બુદ્ધિની દૃઢતા થવી એ ‘નિરતિશય સુખ’. એ અંતિમ દશા છે.

ઉપરના દૃષ્ટાંતમાં જેમ દશમો મિત્ર ગુમ થયો તેમ જીવ પોતે જ આત્મસ્વરૂપને ભૂલેલો છે અને દેહને પોતે હું માને છે તે અજ્ઞાન, અને આત્મા દેખાતો નથી તે આવરણ, અને સંસારની માયાજાળમાં આકુળ–વ્યાકુળ

થવું તે વિક્ષેપ, વટેમાર્ગુ સમાન જ્ઞાની પુરુષનો ભેટો થાય ત્યારે તે સમજાવે કે તું જ આત્મા છો. જેને બધા શોધી રહ્યા છે તે તો તમે પોતે જ આત્મા છો. એ પરોક્ષજ્ઞાન. ત્યારબાદ સંતગુરુના ઉપદેશાનુસાર સાધના કરીને સાક્ષાત્કાર કરવો તે અપરોક્ષ જ્ઞાન. ત્યાર બાદ કર્મોનો નાશ થતાં દુઃખનો નાશ થયે શાશ્વત (પોતાનું) સુખ–મુક્તિને પ્રાપ્ત કરવી તે નિરતિશય સુખ.

જે પુરુષ શાસ્ત્ર–વિધિથી અપ્રમત્તપણે ધારણાનો અભ્યાસ કરે છે. તે જન્મ–મરણ, સુખ, દુઃખાદિ સર્વ ક્લેશોથી વિમુખ થાય છે. અત્યંત તીક્ષ્ણ તલવારની ધાર પર સ્થિત થવું એ અતિશય સહેલી વાત છે પણ વિક્ષિપ્ત ચિત્તવાળા પુરુષોને પૂર્વે કહ્યા પ્રમાણે ધારણા વિશે સ્થિર થવું એ અઘરી વાત છે.

જેણે ધારણાના અભ્યાસનું બળ વધારવું હોય તેમણે પોતાના આહાર–વિહારને ખૂબ જ નિયમિત રાખવા જોઇએ અને નિત્ય નિયમિત શ્રદ્ધાપૂર્વક સાધનાનો અભ્યાસ કરવો જોઈએ. જે વિષયમાં ધારણા વડે ચિત્તવૃત્તિ લગાડેલી હોય તે વિષયમાં વિજાતીય – વૃત્તિ – પ્રવાહથી રહિત સજાતીય–વૃત્તિનો તેલ ધારાવત્ અખંડ વૃત્તિપ્રવાહ કરી દેવો તે ધ્યાન છે. પર્વત જેવડાં ઉંચાં અને વિસ્તીર્ણ પાપ હોય તો પણ ધ્યાન કરવાથી તે સર્વનો નાશ થાય છે. વિવેકચૂડામણિમાં કહ્યું છે કે— "ક્ષારમાં નાંખેલું સુવર્ણ પોતાનો મેલ ત્યજી દઈ શુદ્ધ ઉજ્જવળ ગુણને પ્રાપ્ત

કરે છે તેમ ધ્યાનરૂપી ક્ષારથી મનનો રજો–તમો–રૂપી મળ ધોવાઈ જાય છે અને સત્ત્વ ગુણનો ઉદય થાય છે.”

“અન્તર્મુહૂર્તમાત્રં યદેકાગ્રચિત્તતાન્વિતમ્ ।
યદ્ધ્યાનં ચિરકાલીનાં, કર્મણાંક્ષયકારણમ્” ।।

[“અંતર્મુહૂર્ત માત્ર જે ‘એકાગ્ર ચિત્તપણું’ તે ‘ધ્યાન’ કહેવાય છે. એવું ધ્યાન ઘણા કાળનાં બાંધેલાં કર્મોનો ક્ષય કરવામાં કારણભૂત છે.”]

‘જહ ચિરસંચિઅમિંધણમણલો ય પવણ સહિઓ દુઅં ડહઈ ।
તહ કમ્મિધણમમિઅં ખણેણ ઝાણાણલો ડહઈ ।।’

‘જેમ ચિરકાલનાં એકઠાં કરેલાં કાષ્ઠોને પવનની સાથે રહેલો અગ્નિ તત્કાળ બાળી નાખે છે, તેમ અનંત કર્મ રૂપી ઈંધનને એક ક્ષણ માત્રમાં જ ‘ધ્યાન’ રૂપી અગ્નિ બાળી નાખે છે.’

એવું શુદ્ધ આત્મ–ધ્યાનનું માહાત્મ્ય છે.

‘સિદ્ધાઃ સિધ્યન્તિ સેત્સ્યન્તિ, યાવન્તઃ કોઽપિ માનવાઃ
ધ્યાનતપોબલે નૈવ, તે સર્વેઽપિ શુભાશયાઃ ।।’

‘જે કોઇ મનુષ્યો સિદ્ધ થયા છે, સિદ્ધ થાય છે અને હવે પછી સિદ્ધ થશે તે સર્વે ‘શુભ–આશયવાળા ધ્યાન’ તપ વડે જ સિદ્ધપણું પામે છે એમ જાણવું.’

આમ આત્મ–ધ્યાનનો મહિમા જેટલો કહીએ તેટલો થોડો છે. શાસ્ત્રકારોએ ધ્યાનના ચાર ભેદ બતાવેલા છે. આર્ત, રૌદ્ર, ધર્મ–ધ્યાન અને શુક્લ–ધ્યાન. બે ધ્યાન સંસારનાં કારણભૂત છે. આત્મ–તત્ત્વને ભૂલી પર પદાર્થોમાં એકાગ્ર થવું તે રૌદ્ર ધ્યાન છે. સાધારણ વિકારોમાં એકાગ્ર થવું તે આર્ત ધ્યાન છે. આત્મ–ધ્યાન તે ધર્મ–ધ્યાન છે અને તેની ઉત્કૃષ્ટતાએ શુક્લ–ધ્યાન છે. ધર્મ–ધ્યાનનો વર્ણ પીળો બતાવેલ છે અને શુક્લ–ધ્યાનનો વર્ણ શ્વેતમાં શ્વેત બતાવેલ છે. આત્મ–ધ્યાન દ્વારા દૃઢ મોહની-ગ્રન્થિ તૂટી જાય છે. જેનું ધ્યાન કરવું છે તે આત્મ સ્વરૂપને પ્રથમ વ્યવહાર નિશ્ચયથી ગુરુગમ્યથી બરોબર જાણીને ત્યાર બાદ જ ધ્યાન કરવાનું છે. આત્મ–સ્વરૂપને યથાર્થ જાણ્યા વિના ધ્યાન થાય નહિ.

એક વસ્તુનું આલંબન કરી તેમાં અંતર્મુહૂર્ત સુધી મનની સ્થિરતા કરવી તે છદ્મસ્થ યોગીઓનું ધ્યાન કહેવાય છે. ધ્યાનની પરંપરા તો ઘણા વખત સુધી રહી શકે છે. મુહૂર્ત બાદ મનની સ્થિતિ બદલાઈ કે પશ્ચાત્ પુનઃ ત્યાં મનને સ્થાપન કરવું. આ પ્રમાણે એક પદાર્થ વા અન્ય પદાર્થોનું મનમાં ધ્યાન કરી શકાય છે.

ધ્યાનની પરંપરા જેમ એક પદાર્થ સંબંધી વધતી જાય છે તેમ–તેમ આત્મશક્તિ પ્રગટ થતી જાય છે અને તેથી અનેક પ્રકારના અનુભવો થાય છે, અનેક પ્રકારની

લબ્ધિઓ પ્રગટે છે, અનંત ભવનાં બાંધેલાં કર્મો પણ ધ્યાનના બળે ક્ષય પામે છે.

વર્તમાન કાળે ચોથા ગુણ સ્થાનકથી સાતમા ગુણ સ્થાનક સુધી ધર્મધ્યાન હોય છે; પણ શુક્લ–ધ્યાન નથી. ધર્મ–ધ્યાન છ સંઘયણવાળાઓ કરી શકે છે. જ્યારે શુક્લ–ધ્યાનમાં બે શ્રેણી છે: ઉપશમ અને ક્ષપક. શ્રેણી આઠમા ગુણસ્થાનથી જ શરૂ થાય છે. તેમાં ઉપશમ શ્રેણીવાળાને ત્રણ સંઘયણ હોય છે. વજ્રરૂષભનારાચ, રૂષભનારાચ, નારાચ. ક્ષપક શ્રેણીવાળાને એક વજ્રરૂષભ-નારાચ સંઘયણ હોય છે. વર્તમાનકાલે તેનો અભાવ હોવાથી જીવાત્માની પ્રગતિ ધ્યાન દ્વારા સાતમા ગુણસ્થાનક સુધી જ થાય છે અને ત્યાં ધર્મ–ધ્યાનનો જ સદ્‌ભાવ છે.

## ક્યાં સ્થળોમાં ધ્યાન ધરવું.

પદ્માસન, સિદ્ધાસન વગેરેમાંથી સાધકને જે અનુકૂળ હોય તેમાંથી ગમે તે આસને ન્યૂનમાં ન્યૂન ત્રણ કલાક સુધી રહી શકાય, તેવા આસન વડે તીર્થંકરના જન્મ, દીક્ષા, કેવલ, નિર્વાણ વગેરે કલ્યાણકોની ભૂમિકામાં જઈને ધ્યાન ધરવું. તેવા સ્થાનના અભાવે ઉપાધિ–શૂન્ય અને ચિત્તની સ્થિરતા રહે તેવા ઠેકાણે રહી ધ્યાન ધરવું. યોગ્ય સ્થાનમાં જઈ મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને મધ્યસ્થ તથા અનિત્યાદિ બાર ભાવનાઓથી પોતાના આત્માનું ચિંતવન કરવું.

## ધર્મધ્યાન.

કષાય મંદ પડયા પછી ધર્મ–ધ્યાન થઈ શકે છે. ચિંતન, મનનથી શ્રુતજ્ઞાનનાં ભેદ જાણવા માટે, શાસ્ત્ર વિચારમાં કુશળ થવા માટે, નિર્ગ્રંથ પ્રવચનનું તત્ત્વ પામવા માટે આ ધર્મ–ધ્યાન છે.

નિશ્ચયથી પોતાના ચૈતન્ય સ્વભાવની રક્ષા કરવી, વિભાવ પરિણામે ન પરિણમવું તે ધર્મ છે. અને વ્યવહારથી જીવોને દુઃખ ક્લેશ ન ઉપજાવવો, પર જીવોની રક્ષા કરવી તે ધર્મ છે. જ્ઞાની પુરુષ ધર્મમાં એકાગ્રચિત્ત થઈ વર્તે, ઇન્દ્રિયોના વિષયોને ન વેદે, ન અનુભવે તથા વૈરાગ્યમય હોય તે જ્ઞાનીને ધર્મ–ધ્યાન હોય છે.

એક જ્ઞેય પદાર્થમાં જ્ઞાનીનું એકાગ્ર થવું તે ધ્યાનનું સ્વરૂપ છે. જે પુરુષ ધર્મમાં એકાગ્ર મન કરે છે તે તેટલો સમય ઇન્દ્રિયોના વિષયોને વેદતો નથી અને તેને જ ધર્મ–ધ્યાન હોય છે, કારણ કે વૈરાગ્ય વિના ધર્મમાં ચિત્ત ચોટતું નથી.

**ધર્મ–ધ્યાનના ચાર પ્રકાર**:–૧ આજ્ઞા વિચય, ૨. અપાય વિચય, ૩. વિપાક વિચય, ૪. સંસ્થાન વિચય (વિચાર ચિંતવન).

**૧. આજ્ઞા–વિચય.**

વીતરાગદેવની આજ્ઞાને પ્રમાણ કરી તેનું સમ્યક્ પ્રકારે ચિંતન કરવું તે આજ્ઞા–વિચય ધર્મ–ધ્યાન છે.

વીતરાગદેવે પ્રરૂપેલ આગમવાણી અનુસાર તથા પ્રકારે પદાર્થોનો નિશ્ચય કરવો, કરાવવો તે આજ્ઞા વિચય ધર્મ-ધ્યાન છે. વીતરાગના પરમ આગમનું ભણવું, ચિંતવન કરવું, અનુભવ કરવો.

ધર્મ–ધ્યાનમાં સમ્યક્ત્વ સહિત શ્રાવકના બાર વ્રત અને અગિયાર પ્રતિમા, સાધુના પાંચ મહાવ્રત, અને બાર પ્રતિમા, દશ પ્રકારનો યતિધર્મ, શુભ ધ્યાન, શુભ યોગ, જ્ઞાન–દર્શન–ચરિત્ર–તપની આરાધના, છ કાયજીવની રક્ષા, ચતુર્વિધ સંઘના ગુણગ્રામ વગેરેનું ચિંતવન કરી શકાય. 'હે જીવ, વીતરાગની આજ્ઞાનું સમ્યક્ રીતે પાલન કરજે. પ્રભુની આજ્ઞાનું પાલન કરવાથી જ તને સુખ પ્રાપ્ત થશે.' વગેરે ચિંતન કરવું.

**૨. અપાય વિચય.**

તેમાં દુઃખનું કારણ મિથ્યાત્વ, અવ્રત, કષાય, પ્રમાદ, અશુભ યોગ, અઢાર પાપ સ્થાનક, છ કાય જીવની હિંસા એ સર્વ આશ્રવ–માર્ગનો ત્યાગ કરવાનું ચિંતન કરવું અને સંવર માર્ગ જ્યારે આદરીશ ત્યારે ધન્ય બનીશ એવું ચિંતવન કરવું.

'હે જીવ ! જ્ઞાનીની આજ્ઞા રૂપ માર્ગ છોડીને ઉન્માર્ગે જવાથી જીવને દુઃખ પ્રાપ્ત થાય છે, આત્માના નિજ ગુણોની હાનિ થાય છે. માટે હે જીવ, તું પ્રભુની આજ્ઞા પ્રમાણે આશ્રવ માર્ગને છોડી સંવર માર્ગને આદર, જે

સંવર, સંયમ જ સુખદાતા છે.' એવું ચિંતન કરવું તે અપાય વિચય ધર્મ–ધ્યાન છે.

### ૩. વિપાક વિચય.

વિપાક એટલે કર્મનો ઉદય. જ્યારે જેવા કર્મનો ઉદય થાય ત્યારે તેવા તેના સ્વરૂપનું ચિંતન કરવું. જેમ કે, 'હે આત્મન્ ! પૂર્વે જેવાં કર્મ કર્યાં છે તે પ્રમાણે સુખ, દુઃખ તને મળ્યાં છે. સુખ ઉત્પન્ન થયે રાગ ન કરીશ અને દુઃખ ઉત્પન્ન થયે દ્વેષ ન કરીશ. તારા આત્મ-સ્વભાવથી તે બન્ને જુદા છે. તારો સ્વભાવ સમભાવમય છે, તો તું સમભાવમાં સ્થિર થઈને સુખ, દુઃખને વેદીને નિર્જરા કરી નાંખજે અને ભૂલેચૂકે રાગદ્વેષને વશ થઈશ નહિ.' એવું ચિંતન કરવું.

### ૪. સંસ્થાન વિચય.

હે આત્મન્ ! સમ્યક્ત્વ રહિત કરણી થકી ઊર્ધ્વલોક, અધોલોક, તીર્છાલોકમાં લોકાકાશના પ્રદેશમાં એક વાલાગ્ર જગ્યા ખાલી નથી કે જ્યાં અનંતવાર તેં જન્મ, મરણ ન કર્યાં હોય. કર્મવશ ચાર ગતિ અને ચોવીસ દંડકમાં અનંત વાર પરિભ્રમણ કર્યું. હવે સ્વ–સન્મુખ થા અને નિજ સ્વરૂપને પામી મોક્ષમાર્ગમાં ચાલ. આવી અનેક પ્રકારની ચિંતવણાને સંસ્થાન વિચય ધર્મ–ધ્યાન કહે છે.

એ ચારે ધ્યાન વ્યવહારથી ધર્મ–ધ્યાન કહેવાય છે.

### નિશ્ચય ધર્મ–ધ્યાનના ચાર પ્રકાર તેનું વર્ણન.

નિશ્ચયથી તો આત્માનું ધ્યાન એ જ ધર્મ—ધ્યાન છે. એટલે પરમાર્થથી વિચારીએ તો એ ચારેય ધ્યાનમાં નીચે પ્રમાણે આત્મચિંતન કરવું જોઈએ.

(૧) આજ્ઞાવિચય ધ્યાનમાં સાધક વિચારે કે વીતરાગ-દેવની આજ્ઞા પ્રમાણે મારું વર્તન આત્મસન્મુખ છે કે નહિ? અથવા હું અત્યારે આત્મિક કઈ ભૂમિકામાં છું? એમ પોતાની આત્મદશાનો વિચાર કરે.

(૨) અપાય વિચય ધ્યાનમાં સાધક વિચારે કે મારા રાગ-દ્વેષ કેટલા મંદ થયા? અને કેટલાનો નાશ થયો? અને કેટલા બાકી રહ્યાં? તે રાગ-દ્વેષ જ સંસારનું મૂળ છે તો હું કેવી રીતે તેમનો જલદીથી જલદી નાશ કરી શકું કે જેથી રાગ—દ્વેષથી ઉત્પન્ન થતા દુઃખ રૂપ કર્મ બંધનથી જલદી છૂટી શકું? આમ પોતાની આત્મદશાનો વિચાર કરે.

(૩) વિપાકવિચય ધ્યાનમાં સાધક વિચારે કે કર્મનો પરિપાક આવ્યા પહેલાં કર્મનો કેવી રીતે ઉદીરણા-થી કે ધ્યાનથી નાશ કરી શકું? કર્મના ઉદય વખતે હું કોઈપણ પ્રકારે કષાયભાવમાં ન આવું, વિભાવને વશ ન થાઉં અને સમભાવમાં રહી કર્મની નિર્જરા કરું. એમ પોતાની આત્મદશાનો વિચાર કરે.

(૪) સંસ્થાનવિચય ધ્યાનમાં સાધક વિચારે કે આ લોકની ચારે ગતિમાં તો મેં અનંત વાર ભ્રમણ કર્યું છે. પણ હવે હું શુદ્ધ આત્મસ્વરૂપ પ્રાપ્ત કરીને ક્યારે મારા સ્વરૂપમાં સ્થિર થઈ આત્માનંદનો ભોક્તા બનું.

મારું છેલ્લું અને પહેલું એ જ કર્તવ્ય છે, 'હે જીવાત્મા પ્રમાદ રહિત થઈને આત્માનંદ પ્રાપ્ત કરવા માટે સતત પ્રયત્નવંત બન.' પોતાના શુદ્ધ સ્વભાવનું સ્મરણ, ચિંતન, મનન, તેમાં સ્થિર થવું તે જ નિશ્ચયથી ધર્મ-ધ્યાન છે. અને એ જ સંવર, નિર્જરાનું કારણ છે.

વ્યવહારમાં ધર્મ-ધ્યાન તે શુભ ભાવ છે. ધર્મ-કર્મના ચિંતવનમાં મન લાગ્યું રહે તે શુભ પરિણામ રૂપ ધર્મ-ધ્યાન છે. તે વિશેષ કરીને પુણ્યબંધનું કારણ છે. એ માટે વ્યવહાર અને નિશ્ચય ધ્યાનના ભેદોનું સાધકે સારી રીતે વિજ્ઞાન કરવું જરૂરી છે.

## ધર્મ-ધ્યાનની યોગ્યતા પ્રાપ્ત થવાનાં ચાર સાધનો.

ધર્મ-ધ્યાનની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે શાસ્ત્રકારોએ ચાર સાધનો બતાવ્યાં છે અને તે દરેક સાધનના વળી ચાર, ચાર પ્રકારો છે તે આ પ્રમાણે—

(૧) ધર્મ-ધ્યાનની ચાર રુચિ રૂપ ચાર લક્ષણ.

(૨) ધર્મ-ધ્યાનનાં ચાર આલંબન.

(૩) ધર્મ-ધ્યાનની ચાર અનુપ્રેક્ષા.

(૪) ધર્મ-ધ્યાનની ચાર ભાવના.

### ધર્મ-ધ્યાનનાં ચાર લક્ષણો.

(૧) આજ્ઞારુચિ, (૨) નિસર્ગરુચિ, (૩) સૂત્રરુચિ, (૪) ઉપદેશરુચિ. આ ચાર રુચિ હોય તો જ ધર્મ-ધ્યાન

કરવાની ભાવના પ્રગટે એ સમજી શકાય તેવી વાત છે. તેથી તેને ધર્મ–ધ્યાનનાં લક્ષણ કહેવામાં આવે છે.

(૧) **આજ્ઞારુચિ**—વીતરાગદેવની આજ્ઞા અંગીકાર કરવાની રુચિ થાય તે આજ્ઞારુચિ, પ્રવચનમાં, વ્યાખ્યાનમાં શ્રદ્ધા કરવી તે આજ્ઞારુચિ છે. રોગ નાશ પામ્યા પછી ભોજનની ઇચ્છા થાય છે તેમ મિથ્યાત્વ જવાથી સર્વજ્ઞ-વીતરાગદેવની આજ્ઞા અંગીકાર કરવાની ઇચ્છા પ્રગટે છે.

(૨) **નિસર્ગરુચિ**—ઉપદેશ વિના વીતરાગના ધર્મમાં શ્રદ્ધા થવી તે નિસર્ગરુચિ. આત્માને પોતાના સ્વભાવથી કે જાતિસ્મરણજ્ઞાનથી સૂત્રધર્મ, ચારિત્રધર્મ, અંગીકાર કરવાની ઇચ્છા થાય, રુચિ થાય તે નિસર્ગરુચિ છે.

(૩) **સૂત્રરુચિ**—સૂત્રજ્ઞાન તથા અનંત તત્ત્વના ભેદો માટે ભાખેલાં ભગવાનનાં પ્રવચનોનું જે ગૂંથણ થયું છે તે સૂત્રોનું શ્રવણ કરવા, મનન કરવા અને ભાવ-પૂર્વક પઠન કરવાની રુચિ થાય તે સૂત્રરુચિ.

(૪) **ઉપદેશરુચિ**—ગુરુનો ઉપદેશ સાંભળી જ્ઞાન, સંવર, તપ આદરવાની ઇચ્છા થાય, રુચિ થાય, શ્રદ્ધા જાગ્રત થાય, નિશ્ચય થાય એ ઉપદેશરુચિ.

અજ્ઞાનના કારણે ઉપાર્જેલાં કર્મ જ્ઞાને કરીને ક્ષય કરવા તેમ જ જ્ઞાન વડે કરીને નવાં કર્મ ન બાંધવાં.

અવૈરાગ્યથી ઉપાર્જિત કર્મ વૈરાગ્યે કરીને ક્ષય કરવા અને વરાગ્યે કરી નવાં ક્રર્મ ન બાંધવાં.

કષાયથી ઉપાર્જિત કર્મ કષાય ન કરી ક્ષય કરવા અને ક્ષમાદિ ધારણ કરીને નવાં કર્મ ન બાંધવાં.

અશુભ યોગો વડે ઉપાર્જિત કર્મ શુભ યોગે કરી ક્ષય કરવા અને શુભ યોગે કરીને નવાં કર્મ ન બાંધવાં.

પાંચ ઇન્દ્રિયોના વિષયોના ભોગોની આસક્તિથી ઉપાર્જિત કર્મ તપ, સંવર, સંયમ વડે ક્ષય કરવા અને તપ, સંવર આદરી નવાં કર્મ ન બાંધવાં.

એમ નિર્જરા તથા સંવર માટે, અજ્ઞાન આદિ આસ્રવોના માર્ગનો ત્યાગ કરીને જ્ઞાન આદિ સંવર માર્ગ ગ્રહણ કરવા તીર્થંકર ભગવાનનો ઉપદેશ સાંભળવાની રુચિ થવી, તે ઉપદેશરુચિ.

## ધર્મધ્યાનના ચાર આલંબન

(૧) વાચના, (૨) પૃચ્છના, (૩) પરાવર્તન, (૪) ધર્મકથા એ ચાર ધર્મ–ધ્યાનનાં આલંબન છે.

(૧) **વાચના**—નિર્જરા તથા જ્ઞાનના હેતુથી સૂત્ર-સિદ્ધાંતના મર્મના જાણનાર ગુરુ કે સત્પુરુષ પાસેથી વિનય સહિત સૂત્રતત્ત્વની વાચના લેવી તે.

(૨) **પૃચ્છના**—અપૂર્વ જ્ઞાન પામવા માટે, જિનેશ્વર ભગવંતનો માર્ગ દીપાવવાને તથા શંકા–શલ્યના નિવારણને માટે તેમ જ અન્યના તત્ત્વની મધ્યસ્થ પરીક્ષાને માટે યથા યોગ્ય વિનય સહિત ગુર્વાદિકને પ્રશ્ન પૂછીએ તે.

(૩) **પરાવર્તન**—વીતરાગ ભગવંતે જે ભાવ જેવા પ્રણીત કર્યા છે તે ભાવ તેવા ભાવે ગ્રહીને, વિશેષ કરીને નિશ્ચય કરીને, શંકા, કંખા અને વિતિગિચ્છા રહિતપણે, પોતાની નિર્જરાને અર્થે સભા મધ્યે જે ભાવ તેવા પ્રણીત કરીએ તે. તેથી સાંભળનાર, સદ્દહનાર, બંને ભગવાનની આજ્ઞાના આરાધક થાય. બીજો અર્થ એમ પણ થાય કે ભણેલ જ્ઞાનને વારંવાર યાદ કરવું જેથી ભૂલી ન જવાય. સ્વાધ્યાય કરવી તે

(૪) **ધર્મકથા**—ધર્મકથા ચાર પ્રકારની છે : (૧) આક્ષેપની, (૨) વિક્ષેપની, (૩) સંવેગની, (૪) નિર્વેદની.

(૧) **આક્ષેપની**—શ્રોતાના હૃદયમાં ધર્મનું આક્ષેપન થાય, ધર્મના ન્યાયીપણાની શ્રોતાના હૃદયમાં છાપ પડે, દેવ, આત્મા, પરમાત્માના સ્વરૂપની તથા તત્ત્વોના વર્ણનમાં પરસ્પર અવિરોધીપણું બતાવી, સ્યાદ્વાદ શૈલીનું મહત્ત્વ સમજાવી શ્રોતાના દિલમાં ધર્મની શ્રદ્ધા દૃઢ થાય તેવા ઉપદેશ, વ્યાખ્યાન, પ્રવચન વગેરે કથા આક્ષેપની કહેવાય છે.

(૨) **વિક્ષેપની**—જૈનેતર શાસ્ત્ર–સિદ્ધાંતોમાં અનેક અસંગતતાઓ હોય છે, પરસ્પર વિરોધી વાતો હોય છે તે બતાવી મિથ્યાત્વને છોડી દીએ તેવાં કથા, ઉપદેશ, વ્યાખ્યાન, પ્રવચન વિક્ષેપની કથા કહેવાય છે.

(૩) **સંવેગની**—સંસારના પદાર્થોનું અનિત્યપણું

બતાવી, સંસારનાં અનેક પ્રકારનાં દુઃખોનું વર્ણન કરી સંસાર પ્રત્યે સંવેગ, વિરાગ ઉત્પન્ન થાય અને મોક્ષના શાશ્વત સુખની આકાંક્ષા પ્રગટે તેવો ઉપદેશ, કથા, વ્યાખ્યાન પ્રવચન વગેરે કથા સંવેગની કહેવાય છે.

(૪) **નિર્વેદની**—અશુભ કર્મોનાં દુઃખદાયક ફળ આ ભાવે કે પરભવે અવશ્ય ભોગવવાં પડે છે. કામભોગ અશુચિમય છે, અને તેમાં ખરું સુખ નથી. સંસારના પદાર્થોમાં મોહને લીધે પ્રીતિ ઉત્પન્ન થાય છે પણ અંતે તે દુઃખ રૂપ જ નીવડે છે. એટલે સંસાર દુઃખ રૂપ છે માટે ત્યાગવા યોગ્ય જ છે; એવો ત્યાગ-ભાવ શ્રોતાના હૃદયમાં ઉત્પન્ન થાય અને આત્મિક સુખની અભિલાષા જાગ્રત થાય તેવી કથા કહે, ઉપદેશ આપે, વ્યાખ્યાન વાંચે, પ્રવચન આપે તે સર્વ નિર્વેદની કથા કહેવાય છે.

## બીજા પ્રકારે.

(૧) 'વાચના' એટલે શિક્ષક અથવા ગુરુ પાસેથી અમુક પાઠ લેવો, ધારવો, અથવા ગુરુનો યોગ ન હોય તો કોઈ અનુભવી પાસેથી પાઠ લેવો.

(૨) 'પૃચ્છના' એટલે તેટલા ભાગમાં જણાતી મુશ્કેલીઓ કે સંશયો ગુરુને કે કોઈ અનુભવીને પૂછી લેવી.

(૩) 'પરાવર્તન' એટલે શીખેલું, ભણેલું જ્ઞાન વારંવાર યાદ કરતા રહેવું.

(૪) 'ધર્મકથા' એટલે મેળવેલું જ્ઞાન બીજાઓને કહેવું, સમજાવવું, વ્યાખ્યાન, વાત–ચીત, જ્ઞાન–ચર્ચા, ઉપદેશ, ગ્રન્થરચના તથા શાંત ચર્ચા ઇત્યાદિ દ્વારા બીજાઓને જ્ઞાન આપવાનો ઉદ્યમ કરવાથી પોતાનું જ્ઞાન વધે છે અને બીજાઓમાં જ્ઞાનનો પ્રચાર થાય છે, જેથી પોતાનાં જ્ઞાનાન્તરાય કર્મ ઓછાં થઈ વિશેષ પ્રમાણમાં જ્ઞાન મેળવવાની લાયકાત આવે છે.

આ ધર્મકથા રૂપી સંવર વૃક્ષનું સેવન કરવું. એથી મનોવાંછિત સુખ પ્રાપ્ત થાય. તે સંવર રૂપી વૃક્ષ કેવું છે? જેનું વિશુદ્ધ સમકિત રૂપ મૂળ છે, ધૈર્ય રૂપ કંદ છે, વિનય રૂપ વેદિકા છે, તીર્થંકર તથા ચાર તીર્થનાં ગુણકીર્તન રૂપ સ્કંધ છે, પાંચમહાવ્રત રૂપી મોટી શાખા છે, પચીસ ભાવના રૂપ ત્વચા છે, શુભ ધ્યાન ને શુભ યોગ રૂપ પ્રધાન પલ્લવપત્ર છે, ગુણ રૂપ ફૂલ છે, શીયલ રૂપ સુગંધ છે, આનંદ રૂપ રસ છે, મોક્ષ રૂપ પ્રધાન ફળ છે.

મેરુ ગિરિના શિખર ઉપર જેમ ચૂલિકા બિરાજે છે તેમ સમકિતીના હૃદયમાં સંવર રૂપી વૃક્ષ બિરાજે છે. એવી સંવર રૂપી શીતલ છાયા જેને પરિણમે તેનાં ભવોભવનાં પાપ દૂર નાશે. અને તે પરમ સુખને પામે.

ધ્યાન શી વસ્તુ છે તેનું જેને ભાન નથી? તેવા કેટલાક લોકો અજ્ઞાનતાથી આ ચાર આલંબનોને ધ્યાનનાં આલંબન ગણી લે છે તે તેમની અજ્ઞાનતામૂલક ભૂલ

છે. આ આલંબનો શ્રુતજ્ઞાનને પુષ્ટ કરવા માટે છે. આ આલંબનોથી શ્રુતજ્ઞાન પુષ્ટ થાય છે. ત્યારે જ ધર્મ-ધ્યાનમાં પ્રવેશ કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે, એટલે આ આલંબનો તે ધર્મ-ધ્યાનની પહેલાંની ચિંતન નામની અવસ્થા છે.

## ધર્મધ્યાનની ચાર અનુપ્રેક્ષા

ધર્મ-ધ્યાનમાં પ્રવેશ કરવા માટે વૈરાગ્યની ખાસ જરૂર છે. તેથી વૈરાગ્ય ઉપજાવવા માટે ચાર અનુપ્રેક્ષાઓ બતાવવામાં આવી છે તે આ પ્રમાણે—

(૧) એકત્વાનુપ્રેક્ષા, (૨) અનિત્યાનુપ્રેક્ષા, (૩) અશરણાનુપ્રેક્ષા, (૪) સંસારનુપ્રેક્ષા.

(૧) **એકત્વાનુપ્રેક્ષા** :—અનુપ્રેક્ષા એટલે ભાવના. એકત્વાનુપ્રેક્ષા એટલે એકત્વભાવના, એકત્વપણાનો વિચાર.

જીવ એકલો આવ્યો અને એકલો જશે તથા બીજાઓ માટે જીવ જે પાપ-કર્મ કરીને પાપનો સંચય કરે છે તે યોગ્ય નથી. કારણ કે પાપનું ફળ તો તેણે પોતે એકલાએ જ ભોગવવું પડશે. પણ ભવાન્તરમાં તેની સાથે આવીને કોઈ તેને મદદ કરવાનું નથી.

વળી જીવને પોતાના શુદ્ધ જ્ઞાન, દર્શન, સુખ અને શક્તિ સાથે જ એકત્વપણું તદ્રૂપપણું છે. તે ગુણોની શુદ્ધિ કરવી એ જ શ્રેયનો માર્ગ છે. એવી ભાવના ભાવવી, વિચારણા કરવી.

(૨) **અનિત્યાનુપ્રેક્ષા**—અનિત્યાનુપ્રેક્ષા એટલે અનિત્ય ભાવના અથવા અનિત્યપણાનો વિચાર; શરીર,

યૌવન, સગાં, ધન, ઘરબાર, ભોગો વગેરે સર્વ અનિત્ય છે. તે સર્વને નાશ પામતાં વાર લાગતી નથી. માટે તેના પર મમત્વ રાખવું તે નકામું છે. પોતાનો આત્મા તથા જૈન ધર્મ નિત્ય છે માટે આત્માને આત્માના ધર્મમાં જોડવો, તેમાં સંલગ્ન થવું, તે જ શ્રેયનો માર્ગ છે. એવી ભાવના ભાવવી, વિચારણા કરવી.

(૩) **અશરણાનુપ્રેક્ષા** :—અશરણાનુપ્રેક્ષા એટલે અશરણભાવના.

સંસારના સર્વ પદાર્થો અનિત્ય છે, તે અનિત્ય પદાર્થો કર્મ-વિપાકનાં ફળ ઉદયે આવતાં દુઃખમાંથી બચાવવાને જરા પણ સમર્થ નથી. માટે તેમની સહાય નકામી છે. ફકત જૈન ધર્મ અને પોતાનો આત્મા જ શરણભૂત છે. જો તેમ છે તો પોતાની શકિતનો ઉપયોગ આત્મસાધનમાં કરવો તે જ શ્રેયનો માર્ગ છે. એવી ભાવના ભાવવી, ચિંતવના કરવી, વગેરે.

(૪) **સંસારાનુપ્રેક્ષા** :— સંસારાનુપ્રેક્ષા એટલે સંસારભાવના. સંસાર મહા વિચિત્ર છે. ભવની પરંપરામાં, એક ભવમાં બાપ હતો બીજા ભવમાં દીકરો થાય છે અને સ્ત્રી હોય તે માતા થાય છે, અથવા માતા સ્ત્રી થાય છે. પુત્ર પિતા થાય છે, શત્રુ મિત્ર થાય છે, અને મિત્ર શત્રુ બને છે. એમ સંસારમાં જુદા-જુદા સંબંધો કર્માનુસારે થાય છે.

વળી સંસારની ચારે ગતિમાં દુઃખ છે સર્વ ભોગો રોગના જનક છે. સંસારના સર્વ જીવો રાગ–દ્વેષ રૂપી અગ્નિથી પ્રજ્વલિત થઈ રહ્યા છે. તે સંસાર સ્વાર્થનો સ્નેહી છે અને કુનેહનું કારખાનું છે. એવા સંસાર પર હે જીવ, રાગ ન કર. તેનો પ્રેમ છોડીને પ્રભુપ્રેમ, આત્મપ્રેમ કર. તો જ શ્રેય થશે, બાકી સંસારની પ્રીતિ દુઃખદાતા છે. તેમાં કદી સુખ મળવાનું નથી. વૈરાગ્યભાવથી પ્રભુ-પ્રેમ જોડી શિવ પંથનો રસિક બન. એ જ પ્રભુની આજ્ઞા છે. એમ વિચારવું, ચિંતન કરવું, ભાવના ભાવવી.

વળી બીજી ચાર ભાવના ભાવવી તે કહે છેઃ—

(૧) જ્ઞાનભાવના, (૨) દર્શનભાવના, (૩) ચારિત્ર-ભાવના, (૪) વૈરાગ્યભાવના.

જ્ઞાનભાવના કરવાથી આત્મસ્વરૂપમાં રમણતા, સ્થિરતા થાય છે, મિથ્યાત્વરૂપ અંધકાર દૂર થાય છે, અને પર-વસ્તુનો રાગ હટે છે.

દર્શન ભાવના વડે મંત્ર–તંત્ર અને પર દર્શનીય ચમત્કાર દેખીને વ્યામોહ થતો નથી. હે જીવ, આ સર્વ દશ્ય પુદ્ગલની બાજી છે, આ સર્વ માયામય તેમાં રાગ કરવા જેવું કંઈ જ નથી. રાગ કરીશ તો દુઃખી થઇશ માટે તેનો રાગ ત્યાગ.

ચારિત્રભાવના વડે પૂર્વકૃત કર્મનો નાશ થાય છે અને નવાં કર્મ રોકાય છે.

વૈરાગ્યભાવના વડે કઠિન કર્મનો નાશ થાય છે, ઉદાસીનતા પ્રગટે છે, સંસાર અસાર લાગે છે. સ્ત્રી, પુત્ર, પરિવાર, ધન–વૈભવ, વગેરે પર રાગ થતો નથી.

આ ચાર ભાવના ભાવવાની વીતરાગ ભગવંતની આજ્ઞા છે. અને તેથી ધ્યાનમાં સ્થિરપણું થાય છે. મન રૂપી વાનર આ ચાર ભાવનાથી વશ થઈ શકે છે.

મનને જીતવું અતિ કઠિન છે. યુદ્ધમાં લાખો મનુષ્યને જે પુરુષ જીતી શકે છે તે પુરુષ પણ મનરૂપી વાનરને વશ કરી શકતો નથી. વળી, મનનો વ્યાપાર મોટો છે કે જે વ્યાપાર થકી સાતમી નરકમાં જવાય છે અને તે જ મનના વ્યાપાર થકી મોક્ષમાં જઈ શકાય છે.

મનને મારવાથી એટલે મનના સંકલ્પ–વિકલ્પોનો નિરોધ કરવાથી ઇન્દ્રિયો સ્વયંમેવ શાંત થાય છે, અને ઇન્દ્રિયો શાન્ત થવાથી કર્મનો નાશ થાય છે, અને નવીન કર્મ આવતાં અટકે છે. એમ સમ્યક્ રીતે કર્મનો નાશ થવાથી મોક્ષ પ્રત્યે ગમન થાય છે. વીતરાગ ભગવંતે જે જે વસ્તુનું કથન કર્યું છે તે સત્ય છે, એકાંત હિતકારક છે, એ પ્રમાણે વર્તવાથી આત્મહિત સહિત ભવપરંપરાનો નાશ થાય છે.

## ધર્મ-ધ્યાનનું રૂપક

સંસાર રૂપી સમુદ્ર જે જન્મ-મરણ રૂપી જલે કરીને ભરેલો છે., તેમાં મોહરૂપી મોટા વમળ-તરંગો પડી રહ્યા છે. અને તૃષ્ણા, કામનાઓ રૂપી વડવાનલ અગ્નિ સળગી રહ્યો છે. અને સંસાર રૂપી સમુદ્રમાં કષાય રૂપી ચાર પાતાળ કળશા છે. આશા રૂપી મોટો વાયરો વાઈ રહ્યો છે, અનિષ્ટ સંકલ્પ-વિકલ્પ રૂપી કલ્લોલ ઊછળી રહ્યા છે, કપટ રૂપી મોટા મગરમચ્છ જ્યાં દોડી રહ્યા છે, મિથ્યાત્વ, અવિરતિ રૂપ જ્યાં મોટા ખડક લાગી રહ્યા છે, તૃષ્ણા રૂપી ભરતી-ઓટ જ્યાં થયા કરે છે, ભય અને શોક રૂપી પાણીની છોળો પર્વતોને ભેદી નાંખે છે, ઉપર્યુક્ત કર્મજનિન એવો સંસાર સમુદ્ર છે. દીન વૃત્તિ-રૂપ સેવાલનો સમુહ જ્યાં ઘણો છે, દુઃખે કરીને પૂર્ણ થાય એવું જે વિષયસુખ તે સમુદ્રનો મધ્ય ભાગ છે, અજ્ઞાન રૂપી વાદળનો અંધકાર જ્યાં ઘણો વ્યાપી રહ્યો છે, આપદા રૂપી વીજળી પડવાનો જ્યાં ઘણો ભય રહ્યો છે, એવા સંસાર સમુદ્રને તરવાનો ઉપાય કહે છે.

સમકિત રૂપ દૃઢ બંધને બાંધેલું અને અઢાર હજાર શિલાંગ રથ તે રૂપી પાટિયાં જ્યાં જડેલાં છે એવું ચારિત્ર રૂપ જે વહાણ છે ત્યાં જ્ઞાન રૂપ નિર્યામક એ વહાણ ચલાવનાર છે.

સંવર રૂપી કીચે કરી પાટિયાના આશ્રવ રૂપ છિદ્રને પૂર્યાં છે, જ્યાં મનોગુપ્તિ રૂપ સુકાન છે, તે આચાર

રૂપ મંડપે કરીને દીપતું છે, અને સાત નય રૂપ સાત માળે કરી શોભતું એ વહાણ છે, અને ઉત્સર્ગ અને અપવાદ રૂપ જેને બે માર્ગ છે, એવા વહાણમાં શુદ્ધ અધ્યવસાય રૂપ ઘણા બળવાન યોદ્ધાઓ ચઢ્યા છે.

વળી જ્યાં યોગ રૂપ સ્તંભ છે, તે સ્તંભ ઉપર આધ્યાત્મ રૂપ શઢ જ્યાં ચઢાવેલો છે. હવે એ શઢ રૂપી આધ્યાત્મજ્ઞાન થકી પ્રગટ થયો જે તપ રૂપ પવન અનુકૂળ વાતો થકો સંવેગ રૂપ વેગે કરીને વહાણ ચાલ્યું જાય છે, તેમાં મહા મુનિરાજ બેઠા છે.

તે મુનિરાજ મહારિદ્ધિના ધણી છે. બાર ભાવના રૂપી પેટીઓમાં જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ રત્ન ભરેલાં છે; એવા મુનીશ્વર ભવરૂપ સંસાર–સમુદ્રમાંથી ધર્મ-ધ્યાન રૂપી વહાણમાં બેસીને તેને પાર કરવા ચાલ્યા જાય છે. હવે મોક્ષ નગરે મુનીશ્વર રૂપ સાર્થવાહને જતા દેખીને સંસારમાં રહેલા મોહ રૂપ પલ્લીપતિએ મુનિ રૂપ સાર્થ-વાહને લૂંટવાનો વિચાર કર્યો. તે મોહ રૂપ પલ્લીપતિ મહાબળવાન છે, ક્રોધાદિક ભીલોનો રાજા છે. ઇન્દ્ર, ચંદ્ર અને નાગેન્દ્ર સરખાં પણ તેને જીતવા સમર્થ નથી એવો બળવાન છે.

તે મનમાં ઉદાસ થયો, અને વિચાર કરવા લાગ્યો કે, આપણા સંસાર રૂપ નાટકનો ઉચ્છેદ થાય છે, અને આપણી રિદ્ધિનો નાશ થાય છે. એમ ઘણો શોકાતુર

થઈને બેઠો. ત્યારે તેના મનમાં એવો વિચાર થયો કે બેસી રહેવાથી કંઈ થવાનું નથી. ઉદ્યમ કરું અને એ સર્વ રિદ્ધિ લૂંટી લઈ આવું.

એમ વિચારી પોતાનો દુર્ધ્યાન નામનો જે ખલાસી તેને તેડાવીને કહ્યું કે, 'આપણું દુર્બુદ્ધિ નામે વહાણ તૈયાર કરો, અને દુષ્ટાચાર પ્રમુખ જહાજ છે તે સર્વ તૈયાર કરો.' પશ્ચાત્ રાગ, દ્વેષ યોદ્ધાઓને કહ્યું કે, 'આપ આપણી સેના લઈને તૈયાર થાઓ.' સર્વ સુભટોને સજ્જ કરીને તે યોદ્ધાઓ વહાણમાં બેઠા. ઝપાટાબંધ ભવસમુદ્રમાં તે વહાણ ચાલવા લાગ્યું. ચાલતાં-ચાલતાં લડાઈની જગ્યા ઉપર આવ્યું. તે વારે ધર્મરાજાના સુભટો જે ચારિત્ર રૂપ વહાણને વિષે સ્થિરતા રૂપ મંડળમાં બેઠા હતા, તેમણે મોહ રાજાનું સૈન્ય દીઠું. દેખીને તરત ઊઠી સજ્જ થઈને રણભૂમિ પર આવ્યા.

તત્ત્વચિંતા-ઉપયોગ રૂપ જે વહાણ તે લઈને સજ્જ થયા પછી મોહ રાજા સાથે અંદરોઅંદર યુદ્ધ કરવા લાગ્યા. સમ્યગ્ દર્શન પ્રધાને મિથ્યાત્વ પ્રધાનનો નાશ કર્યો.

ઉપશમ નામના સુભટે કષાયાદિ ચોરટાઓને હરાવી નસાડી મૂક્યા. શીયલ સુભટે કંદર્પ ચોરને જીત્યો. વૈરાગ્ય સુભટે હાસ્યાદિ ષડરિપુને જીત્યા. શ્રુતજ્ઞાન તથા યોગાદિ સુભટે નિદ્રા-વિકથાદિ સુભટોને વેરવિખેર કરી નાંખ્યા.

ઇન્દ્રિય નિગ્રહ સુભટે અસંયમ ચોરને હણ્યો. ધર્મ-ધ્યાન અને શુક્લ-ધ્યાન એ બે સુભટોએ આર્તધ્યાન અને રૌદ્રધ્યાન એ બે સુભટોને હણ્યા.

ક્ષયોપશમ યોદ્ધે દર્શનાવરણીય શત્રુને હણ્યો. વળી **અશાતા રૂપ મોહરાજાનું સૈન્ય તે પુણ્યોદય યોદ્ધાના બળથી નાઠું.** હવે આવી દશા દેખીને અશ્રદ્ધા સ્વરૂપ હાથી ઉપર બેસી, રાગ રૂપ પુત્ર સહિત મોહરાજા લડાઈ કરવા પોતે આવ્યો. ત્યારે ધર્મરાજા શ્રદ્ધા રૂપ અષ્ટાપદ વાહન ઉપર બેસીને જ્ઞાન રૂપ પુત્ર સહિત ચઢ્યો, અને મોહરાજાને સહેજમાં હણ્યો. મોહરાજાના સર્વ સૈન્યનું નિકંદન કર્યું. તે વારે મુનિમહારાજે મહાઆનંદને પ્રાપ્ત કર્યો.

ધર્મરાજાના પસાયથી પોતાનું ઇષ્ટ કાર્ય સિદ્ધ થયું. તે વારે મુનીશ્વર મહા-વ્યવહારી થયા. કોઈ જાતનો ભય રહ્યો નહીં. અને ચારે દિશાએ વ્યાપાર કરવા લાગ્યા.

એવી રીતે પોતાના મનની અંદર બન્ને સૈન્યનું સ્વરૂપ વિચારવું. અત્રે બહારનો કોઇ ચોર નથી તેમ રાજા પણ કોઈ નથી. સ્વસ્વરૂપાનુયાયીપણે પ્રવર્તતો જીવ ધર્મરાજાના પક્ષની જીત સમજવી. અને પરાનુયાયીપણે પ્રવર્તતો જીવ મોહરાજાના પક્ષની જીત સમજવી. એમ પોતાના અંતરમાં બન્ને સ્વરૂપ વિચારવાનાં છે.

એ ધર્મ-ધ્યાન ચોથા ગુણસ્થાનકથી તે સાતમા ગુણસ્થાનક સુધી હોય છે. જો ચોથે ગુણસ્થાનકે ધર્મ

ધ્યાન ન હોય તો સમકિત રહે નહીં. આઠમા ગુણસ્થાનકથી શુક્લ–ધ્યાનનો પ્રારંભ થાય છે. શ્રી મહાવીરસ્વામી ૧૨ાા ( સાડાબાર ) વર્ષને એક પક્ષમાં કંઈક ન્યૂન સમય સુધી ધર્મધ્યાનમાં પ્રવર્તતા હતા. છઠ્ઠે ગુણસ્થાનકેથી સાતમે અને સાતમેથી છઠ્ઠે ગુણસ્થાનકે અંતમાં–આઠમા ગુણસ્થાનકમાં શુક્લધ્યાનનો પ્રારંભ કરીને કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું.

નિશ્ચય ધર્મ–ધ્યાન તે આત્માનું જ ધ્યાન છે. ધર્મ-ધ્યાનમાં જ્ઞાનનો પ્રકાશ મંદ હોય છે અને શુક્લ–ધ્યાનમાં જ્ઞાન વિશેષ પ્રકાશમાન ઉત્તરોત્તર થતું જાય અને અંતમાં સંપૂર્ણપણાને પામે છે.

જેમ–જેમ કષાયગત રાગભાવ નષ્ટ થતો જાય છે અને વીતરાગભાવ વૃદ્ધિ પામે છે તેમ–તેમ આત્મપરિણામોની ઉજ્જવલતાને કારણે ધ્યાન પણ શુદ્ધ થતું જાય છે. તેથી નીચલા ગુણસ્થાનકમાં કષાય–ભાવ વધારે છે ત્યાં ધર્મધ્યાન કહ્યું છે. અને આઠમા ગુણસ્થાનકથી રાગ-ભાવ ઘટીને વીતરાગ–ભાવની વૃદ્ધિ થવાથી ત્યાં જે ધ્યાન છે તે શુક્લ–ઉજ્જવલ ધ્યાન કહેવામાં આવે છે.

ધર્મધ્યાનમાં આગળ લખેલ ૧૨ ભાવના તથા મૈત્રી આદિ ચાર ભાવનાનો પણ સમાવેશ થાય છે. તે પણ ભવ્ય જીવોએ ભાવવી જોઈએ. એકંદરે નિશ્ચય, વ્યવહાર બન્નેને સમજી આદરવાં જોઈએ. તો જ વિકાસને અવકાશ છે.

શ્રી દેવચંદ્રજી ઉપાધ્યાય કહે છે કે–

"અજ કૂલ ગત કેસરી લહેરે,
નિજ પદ સિંહ નિહાળ;
તિમ પ્રભુ ભકતે ભવી લહેરે,
આતમ–શકિત સંભાળ.
અજિતજિન તાર જોરે—"

તથા જ્ઞાનવિમલસૂરી પણ કહે છે કે—

"ઈલી ભમરી ધ્યાનથી, ભમરી પદ પાવે;
જ્ઞાન વિમલ પ્રભુ આતમા, ચિદાનંદ પદ પાવે."

વળી આનંદઘનજી મહારાજ પણ કહે છે કે—

"જિનસ્વરૂપ થઈ જિન આરાધે, તે સહિ જિનવર હોવે રે;
ઈલી ભૃંગીકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે. ષટ્."

"રાજાને તો રંક ગણી, કરી નહિ સારવાર,
રંકને રાજા માની બેઠો, ધિક્ક પડ્યો અવતાર.
અંતર ધન ખોયું રે, મોટો એ અન્યાય છે.
લોહ ચણાનું ભક્ષણ કરવું, જેહવું એ મુશ્કેલ;
તેવું આત્મસ્વરૂપ ધ્યાવવું, નહિ છે બાલકનો ખેલ;
કોઇક જીવ સમજે રે, બુદ્ધિસાગર ગાય છે."

## સમાધિ પદ

"ધ્યાનમાં સમાધિ મને લાગી રે,
નિર્મલ જ્યોતિ ઘટ જાગી; ધ્યાન૦

ઝરમર ઝરમર મેહુલા વરસે,
ઝીણી ઝીણી વીજળી પ્રકાશી રે;
ચંદ્રમાના તેજ થકી જે ન્યારું,
પ્રગટ્યું છે તેજ તો વિલાસી રે. ધ્યાન૦
નિદ્રા ન આવે મને ભોજન ન ભાવે,
સુખની ખુમારી નિત્ય આવે રે;
જ્યાં ત્યાં જોઉં ત્યાંહિ છબીલો જ ભાસે,
જેના જ્ઞાનમાં લોકાલોક ભાસે રે. ધ્યાન૦
શુક્લ ધ્યાન અનુભવની રે છાયા,
ભૂલી ગયો છું કાયા-માયા રે;
રાસ રમે છે શુદ્ધ ચેતના પ્યારી,
જીવ સાથે સુખકારી રે. ધ્યાન૦
અંતર-દૃષ્ટિથી નયણે મેં નીરખ્યો,
શુદ્ધ રૂપ જોઈ હરખ્યો રે;
બુદ્ધિસાગર યોગીજન એમ ગાવે,
વીરલા સમાધિપદ પાવે રે. ધ્યાન૦ "

## શુક્લ ધ્યાનનું વર્ણન

શુક્લ ધ્યાનના ચાર ભેદ છે, (૧) પૃથક્ત્વ વિતર્ક સવિચાર, (૨) એકત્વ વિતર્ક અવિચાર (૩) સૂક્ષ્મ ક્રિયાઅપ્રતિપાતી, (૪) સમુચ્છિન્ન ક્રિયા પહેલાં બે ધ્યાન છદ્મસ્થાને હોય છે અને છેલ્લાં બે કેવલીને તથા જિનેન્દ્ર ભગવાનને હોય છે.

(૧) **પૃથક્ત્વ વિતર્ક સવિચાર**—પરમાણુ આદિ કોઈ એક દ્રવ્યમાં ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય આદિ પર્યાયોનું, દ્રવ્યાર્થિક નય–પર્યાયાર્થિક નય આદિ અનુસાર, પૂર્વગત શ્રુતના આધારે ચિંતન કરવું તે પૃથક્ત્વ વિતર્ક સવિચાર ધ્યાન કહેવાય છે. એ ધ્યાનમાં અર્થ–દ્રવ્ય, વ્યંજન–શબ્દ અને યોગનું સંક્રમણ થતું રહે છે. ધ્યાતા કોઇવાર અર્થનું ચિંતન કરતાં–કરતાં શબ્દનું અને શબ્દનું ચિંતન કરતાં કરતાં અર્થનું ચિંતન કરવા મંડી જાય છે. એ જ પ્રકારે મન–યોગથી કાયા–યોગમાં કે વચન–યોગમાં, કાયા–યોગથી મન–યોગમાં કે વચન–યોગમાં અને વચન–યોગથી મનો-યોગ કે કાયા–યોગમાં સંક્રમણ કરે છે.

(૨) **એકત્વ વિતર્ક અવિચાર**—શ્રુત અનુસાર, અર્થ, વ્યંજન અને યોગના સંક્રમણ રહિત, એક પર્યાય વિષયનું ધ્યાન ‘ એકત્વ વિતર્ક અવિચાર ધ્યાન’ કહેવાય છે.

બે પાયામાં ( ભેદમાં ) શ્રુત જ્ઞાનાલંબીપણું છે, અવધિજ્ઞાન અને મન–પર્યવજ્ઞાનના ઉપયોગમાં વર્તતો કોઈ જીવ ધ્યાન કરી શકે નહીં. બીજા ભેદના ધ્યાનથી આત્મા, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય એ ચાર ઘાતી કર્મનો ક્ષય કરીને કેવલજ્ઞાનની પ્રાપ્તિ કરે છે.

(૩) **સૂક્ષ્મ–ક્રિયા અપ્રતિપાતી**—નિર્વાણનો સમય થાય ત્યારે કેવલી ભગવાન મન–યોગ, વચન–યોગ

તથા સ્થૂલ કાયા–યોગને નિરોધ કરે છે. કેવલ શ્વાસોચ્છ્વાસ આદિ સૂક્ષ્મ ક્રિયા જ શેષ રહી જાય છે. શૈલેશી કરણ કરે છે અને અપ્રતિપાતિ નિર્મળ અચલતા રૂપ પરિણામને પામે છે.

(૪) **સમુચ્છિન્ન–ક્રિયાનિવૃત્તિ**—યોગને નિરોધ કર્યા પછી બાકી રહેલી તેર પ્રકૃતિ ખપાવે છે, અકર્મા થાય છે, સર્વ પૌદ્ગલિક ક્રિયાથી રહિત થાય છે, સર્વ ક્રિયાને ઉચ્છેદ કરી, અક્રિય બને છે અને એક સમયમાં સિદ્ધસ્થાનમાં જઈ સાદિ અનંતમાં ભાંગે રહે છે ત્યાંથી કદી સંસારમાં પાછા આવતા નથી.

ધ્યાન વડે આત્મા સકલ કર્મને ક્ષય કરીને; અનંત શક્તિઓ મેળવી સિદ્ધ પરમાત્મા બને છે. ભૂતકાળમાં અનંત જીવો ધ્યાનના પ્રતાપે મુક્તિ પામ્યા અને ભવિષ્યમાં મુક્તિ પામશે.

“ ધર્મ–ધ્યાન પ્રભાવથી, કર્મકલંક વિનાશ,
શુક્લ–ધ્યાન પ્રભાવથી, મુક્તિપુરીમાં વાસ,
સપ્તભંગી સાત નય, ચાર નિક્ષેપા સાર;
ગુરુગમથી મન ધારતાં, પામે ભવજલ પાર.
દ્રવ્ય, ગુણ, પર્યાયને, સમ્યગ્ ધ્યાવે જીવ;
નિશ્ચયને વ્યવહારથી, કરતાં પામે શિવ.”

**ધ્યાન કરનારને સૂચના :—**

ધ્યાન કરવાની ભાવનાવાળા પુરુષે પહેલાં મનને

જીતવું જોઇએ. એકાંતમાં ધ્યાન કરવું. વૈરાગ્યથી મનને વશ કરવું.

જે પુરુષનું મન વશ નથી તે ધ્યાન કરવાથી શી રીતે સમર્થ થાય? અને ધ્યાન દશા વિના મુક્તિ શી રીતે મળે? માટે ધ્યાન કરનારાઓએ ચિત્તનિરોધ કરવો. જે જે જડ પદાર્થ દેખવામાં આવે છે તે ઉપર મોહ રાખવો નહીં. જે અલ્પાહારી હોય, બ્રહ્મચારી હોય, ખટપટી ન હોય, ક્રોધી ન હોય, રાગી ન હોય, અસત્યભાષી ન હોય, જ્ઞાની હોય, ઉદાસીન વૃત્તિવાળો હોય, મમત્વ-રહિત હોય, કોઈ પદાર્થ પર આસક્તિ ન હોય, સંતોષી હોય, કપટ–રહિત, નિંદા–રહિત, યશ–પ્રસંશા વગેરેની ઇચ્છા–રહિત હોય, માન અને અપમાન સમ માનવાવાળો હોય, સ્વ–પરની ભેદ બુદ્ધિ રહિત હોય, ભોગેચ્છા–રહિત હોય, સંસારનાં દુઃખોથી ભયભીત હોય, શરીરાદિ વસ્તુઓને ક્ષણિક, નાશવંત જાણનારો હોય, હઠવાદી ન હોય, મતાગ્રહી, કદાગ્રહી ન હોય, વીતરાગ દેવના વચનાનુસાર ચાલનારો હોય, એ ઉપરોક્ત ગુણો–સહિત સ્ત્રી, પુરુષ ધ્યાનનાં અધિકારી છે.

રેચક, પૂરક અને કુંભક રૂપ પ્રાણાયામ જે અજ્ઞાનીઓ કરે છે અને તે દ્વારા સમાધિ લગાવે છે તે તો હઠ સમાધિ જાણવી. જીવાદિ નવ તત્ત્વ તથા ષડ્ દ્રવ્ય, સાત નય, સપ્ત ભંગી, નિક્ષેપા, ઇત્યાદિ જિનમતનો જાણ પ્રાણા-

યામાદિ કર્યા વિના ધર્મ—ધ્યાન વગેરે ધ્યાવે તે સહજ સમાધિ જાણવી, અને તેથી મુક્તિ પ્રાપ્ત થાય છે. પણ જિન વચનને જાણ્યા વિના જે પુરુષો હઠ સમાધિ કરે છે તેમને મુક્તિ શી રીતે પ્રાપ્ત થાય?

સહજ સમાધિ વિના લાખો હઠ સમાધિ કરવાથી મુક્તિ પ્રાપ્ત થઈ શકતી નથી. અપેક્ષાએ સહજ સમાધિપૂર્વક હઠ સમાધિની સફળતા છે.

જૈન પ્રક્રિયાના અનુસારે હઠયોગના સાધન કરવા જોઇએ. હઠયોગના સાધનોમાં કષ્ટનો પાર નથી. હઠયોગના સાધનથી કેટલીક રિદ્ધિ, સિદ્ધિ મળે છે, પણ આત્મિક રિદ્ધિ પ્રાપ્ત થતી નથી.

જ્ઞાન—યુક્ત ધ્યાન વિના અનંત સુખમય દશા પ્રાપ્ત થતી નથી. દુષમકાળે જ્ઞાનીઓનો અભાવ હોવાથી જિનેશ્વરે કથન કરેલા સૂક્ષ્મ ભેદની સમજણ ઘણા લોકોને યથાર્થ પડતી નથી. પરંતુ રાગ—દ્વેષ રહિત વીતરાગદેવે કેવલજ્ઞાન વડે જે—જે વસ્તુનું કથન કરેલ છે તે સત્ય છે, એકાંત હિતકારી છે, તે પ્રમાણે વર્તવાથી ભવનો નાશ થાય છે, તેવી શ્રદ્ધા રાખવી જોઇએ. પ્રભુના વચનમાં શંકા કરનારનું સમકિત દૂષિત થાય છે.

શાસ્ત્રોક્ત ચાર પ્રકારના ધ્યાન; પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ, રૂપાતીત; આ ચાર પ્રકારના ધ્યાન કરવાથી આત્માની ઉચ્ચ દશા થાય છે.

### પિંડસ્થ ધ્યેયને ધારણાના ભેદોથી દર્શાવે છે

પિંડસ્થ ધ્યાનમાં ધ્યેય તરીકે પાર્થિવી, આગ્નેયી, મારૂતી, વારૂણી, તત્ત્વભુ આ પાંચ ધ્યેયની ધારણાઓ કરવાની આવશ્યકતા છે. આ ધારણાઓ ગુરુની હાજરીમાં ગુરુગમથી ધારી શકાય છે, તેથી અહીં તેની વિગત આપી નથી. પરંતુ જિજ્ઞાસુએ યોગ–શાસ્ત્ર વગેરેમાંથી જોઈ લેવું.

### ૧. પિંડસ્થ ધ્યાનનો વિચાર

આત્મા, કર્મ યોગો શરીર રૂપ પિંડમાં રહ્યો છે– શરીરના પાંચ ભેદ છે. ઔદારિક, વૈક્રિય, આહાર, તૈજસ અને કાર્મણ. આ પાંચ પ્રકારના શરીરમાં રહેલ આત્મા પોતાને ભૂલી ગયો છે અને દેહને જ આત્મા માનવા લાગ્યો છે. જેમ કે એક વાર દેવોનો રાજા ઇન્દ્ર ભૂંડનું રૂપ ધારણ કરીને કાદવ–કીચડમાં મસ્ત થઈ પડચો હતો. તેની પાસે ભૂંડણ અને તેના નાનાં–નાનાં અનેક બચ્ચાંઓ પણ હતાં.

આવી અવસ્થામાં પણ ઇન્દ્ર પોતાને ઘણો જ સુખી માનતો હતો. તેની આવી અધમ અવસ્થા જોઈને દેવતાઓ તેની પાસે આવીને કહેવા લાગ્યા કે, 'તમે દેવોના નૃપતિ (રાજા) છો. તમામ દેવો આપની આજ્ઞાનું પાલન કરવા તૈયાર છે અને તેમ છતાં તમારી આવી હાલત કેમ?'

પોતાની સ્થિતિનું જેને વિસ્મરણ થઈ ગયું છે એવા ઇન્દ્રે દેવતાઓને સંબોધીને કહ્યું કે, 'હું અહીં

જ્યાં છું ત્યાં ઘણો જ સુખી છું. મને તમારા સ્વર્ગની જરા પણ પરવા નથી. મારી પાસે ભૂંડણ અને મારાં બચ્ચાં છે, ત્યાં સુધી મને તમારા સ્વર્ગની જરાયે દરકાર નથી.'

બિચારા દેવતાઓ તો આ જવાબ સાંભળીને ચકિત જ થઈ ગયા. શું કરવું તેની તેમને સમજ ન પડી ?

થોડા દિવસ પછી તેમણે પોતાના મનમાં એક પ્રકારનો સંકલ્પ કર્યો. તેમણે છાના-માના આવીને તેના એક બચ્ચાને મારી નાખ્યું. એમ એક પછી એક કરીને તેમણે તેનાં બધાં જ બચ્ચાંઓને મારી નાંખ્યાં. ત્યાર પછી તેમણે પેલી ભૂંડણને પણ મારી નાંખી.

આ પ્રમાણે પોતાના સમગ્ર કુટુંબનો નાશ થયેલો જોઈ બિચારો ઇન્દ્ર આર્તપણે વિલાપ કરવા લાગ્યો. પછી દેવતાઓએ ઇન્દ્રના પોતાના ભૂંડના દેહને ચીરી નાંખ્યો.

જ્યારે તે ભૂંડના શરીરમાંથી ઇન્દ્ર બહાર નીકળ્યો અને પોતાને કેવું ભયંકર સ્વપ્ન આવ્યું હતું તેની જ્યારે તેને ખબર પડી ત્યારે તે પોતે પણ વિસ્મય પામ્યો. તેને થયું કે, 'હું ઇન્દ્ર, દેવોનો શિરોમણિ છતાં મને એવો જ ભ્રમ થઈ ગયો કે, હું ભૂંડ છું અને ભૂંડની જિંદગી એ જ ખરેખરી જિંદગી છે. અરે! એટલું જ નહિ પણ હું એમ ચાહતો હતો કે, આખું વિશ્વ ભૂંડનું

સ્વરૂપ ધારણ કરે તો કેવું સારું ? વાહ ! અહીં કેવી મજા છે !'

આવી જ રીતે સંસારાસક્ત, દેહાસક્ત માનવ માની રહ્યો છે. તેના પુણ્યોદયે ગુરુ સમાગમ થાય અને તેને સદ્‌બોધ આપે તોપણ ઇન્દ્રને દેવોએ કહ્યું તેમ એ માનવામાં આવે નહિ. યુકિત–પ્રયુક્તિથી સમજાવવાથી કંઈક શ્રદ્ધા બેસે પછી તે વિશ્વાસને દૃઢ કરવા ગુરુ તેને સાધન બતાવે ત્યારે તે સાધન કરે.

તે પિંડસ્થ ધ્યાનનો અભ્યાસ કરે કે, 'આ શરીર મારું નથી, તેના સંગે હું જરા પણ શાન્તિને પામ્યો નથી અને પામવાનો પણ નથી; માટે મારે તેનો મોહ ત્યાગવો જોઈએ. અને આ શરીર રૂપ પિંડમાં રહેલા પોતાના આત્માને નિર્મલ કરવા આત્મામાં જ લક્ષ્ય રાખી પર દ્રવ્ય ઉપર થતા રાગ–દ્વેષ ક્ષય કરવા જોઇએ.'

શરીરમાં રહેલો આત્મા, ખરેખર શરીરથી ભિન્ન છે એવી ભાવના સતત ભાવવી જોઇએ. આત્માને કર્મ લાગ્યાં છે તેથી તે પરમાત્મા થઇ શકતો નથી. જો કર્મ રૂપ મળ દૂર થાય તો આત્મા પરમાત્મા થઇ શકે.

હું શરીરથી ભિન્ન છું. મારે શરીરનો સંબંધ જોઇતો નથીએમ ભેદ–વિજ્ઞાનનું ધ્યાન ધરવું જોઇએ. જ્યારે જ્યારે દેહ ભાવનો વિચાર આવે ત્યારે–ત્યારે હું આત્મા છું એવો ભાવ કરવો જોઇએ. આવી ભાવનાથી ભેદજ્ઞાનનો અનુભવ થાય છે અને તે વિશ્વાસ રૂપ થતો જાય છે.

પિંડસ્થ ધ્યાન કરનાર પોતાને પાંચે શરીરથી ભિન્ન માને છે. એમ વિચારવાથી શરીરાદિ અંગોના કાર્યોમાં આત્મા ' અહં, મમ ' પરિણામથી બંધાતો નથી, શરીર ભોગ્ય પદાર્થોમાં લેપાતો નથી, શરીરાદિના સુખાર્થે પર જીવોને દુઃખ આપતો નથી.

શરીર એક વસ્ત્ર સમાન છે; કર્મના યોગે અનેક શરીરો મળે છે અને છૂટે છે તોપણ તેથી તે જરામાત્ર પણ હર્ષ કે વિષાદ કરતો નથી. યોગી શરીરમાં રહેલ આત્માનું જ ધ્યાન ધરે છે. પ્રારબ્ધ કર્મયોગે અનેક કાર્ય કરે છે તો પણ આત્મ–સ્વરૂપમાં જ લક્ષ રાખે છે. શરીરમાં રહેલો આત્મા શરીરથી ભિન્ન છે એવું નિશ્ચયાત્મક જ્ઞાન થતાં બાહ્ય સંયોગોથી લેપાતો નથી. સ્વાત્માના અનંત ગુણોનો અનુભવ કરે છે. આત્માના અસંખ્યાત પ્રદેશમાં મનને જોડે છે.

અસંખ્યાત પ્રદેશમાં જ અનંત સુખ, જ્ઞાન આદિ અનંત ગુણોનો નિશ્ચય થવાથી ધ્યાતાનું મન અન્ય પદાર્થોમાં ચોંટતું નથી. જગતના કાર્યો ઉપકાર માટે કરવા છતાં પણ તેવી દશામાં રહી શકે છે.

આત્માના પ્રદેશમાં ચોંટલું મન નિર્વિકલ્પ દશાવાળું થાય છે અને તેથી આત્માની શક્તિઓ ખીલવા માંડે છે. વચન સિદ્ધિ તો સદા હાથ જોડી રહે છે, સત્ય સંકલ્પ વડે ધારેલાં કાર્યો સિદ્ધ કરી શકાય છે.

જે મહાત્માઓ દુનિયાના કોઈ પણ કાર્યને માટે ઇચ્છા સરખી પણ કરતા નથી તેઓ આત્માના સંપૂર્ણ ગુણોને પ્રગટ કરી શકે છે. જેઓ આત્માનું ધ્યાન કરે છે પણ જગતમાં ઉપકાર કરવાની પ્રબલ પ્રશસ્ય ઇચ્છા ધરાવે છે તેઓ તીર્થંકરાદિ પદવીને પ્રાપ્ત કરે છે અને જેઓ ઉપકાર કરવાની ઇચ્છાઓને પણ તજીને આ પ્રમાણે પિંડસ્થ ધ્યાન ધરે છે તેઓ સામાન્ય કેવલી થઈ સિદ્ધ દશાને પ્રાપ્ત કરે છે. શરીરના કોઈ પણ ભાગમાં આત્માના પ્રદેશોનું ધ્યાન થઈ શકે છે.

સર્વ ભાગ કરતાં બ્રહ્મરન્ધમાં આત્માના પ્રદેશનું ધ્યાન કરવું શ્રેષ્ઠ છે.

જે વખતે બ્રહ્મરન્ધ્રમાં આત્માના અસંખ્યાત પ્રદેશોનું ધ્યાન ધરવામાં આવે છે, તે વખતે શ્વાસોચ્છ્વાસની ગતિ મંદ પડે છે. આત્માના અસંખ્યાત પ્રદેશમાં તન્મયતા થવાથી શ્વાસોચ્છ્વાસની ગતિ બિલકુલ ઓછી થઇ જાય છે; તે વખતે આનંદ-આનંદ અનુભવાય છે, મનના સંકલ્પ-વિકલ્પો ટળવાથી શાંત રસમાં આત્મા લયલીન થઈ રહે છે, મન પ્રસન્નતા અનુભવે છે, આનંદ–સમુદ્રમાં જાણે ઝૂલતો ન હોય એવો અનુભવ થાય છે, કદી નહીં પ્રાપ્ત થયેલી એવી અપૂર્વ આનંદદશા અનુભવાય છે. આત્માની અનંત શક્તિનો કંઈક અનુભવ થાય છે, સર્વ જીવો પર સમતા રૂપ અમૃતની મેઘવૃષ્ટિ વર્ષાવાય છે.

તે વખતે એવો અનુભવ થાય છે કે, અહો ! આવી જ દશામાં સદાકાળ રહેવાય તો કેવું સારું ? પણ એવી દશા **ક્ષયોપશમ ભાવમાં લાંબા કાળ સુધી ટકતી નથી તો પણ પુનઃ પિંડસ્થ ધ્યાન ધરી તેવી દશા પ્રાપ્ત કરવા ધ્યાની ઉદ્યમ કરે છે** અને પાછો તેવો જ આનંદ લે છે; પાછો સાંસારિક તથા ધર્મ–કાર્યો વગેરેમાં ઉપાધિની વિકલ્પ દશા અનુભવે છે; તેમાં તેને રસ પડતો નથી. પુનઃ આત્માનું ધ્યાન કરે છે કે, 'હું અવિનાશી આત્મા છું. દેહાદિ જડ પદાર્થો વિનાશી છે, તેની સાથે મારો શો સંબંધ ? હું અમર આત્મા છું. આ દેહ મરણ-શીલ છે. "હું પૂર્ણાનંદિ છું, આ દેહ જડ છે તે કંઈ જ જાણતો નથી. તે જ્ઞેય છે, હું જ્ઞાતા છું. હું પવિત્ર છું, તે અપવિત્ર છે. તે કર્મ–જનિત છે, હું કર્મથી રહિત છું." આમ ભેદ ભાવનાનો અનેક રીતે ધ્યાનાભ્યાસ, વિચાર કરી તેમાં તદાકાર, તલ્લીન થતાં જ સહજાનંદ–સુખનો અનુભવ થાય છે.

ચૌસઠ ઇન્દ્રોનાં સુખ તો આ ધ્યાનના આનંદ પાસે એક બિંદુ સમાન પણ નથી. બાહ્ય કોઈ સુખની અભિ-લાષા હવે આવી ઉત્તમ ધ્યાન–દશા પ્રાપ્ત થતાં રહેતી નથી. બાહ્યથી આવા ધ્યાની પુરુષ, શરીર વગેરેના ભેદથી સામાન્ય લાગે પણ અંતરથી તે મહાન દેવતાઓને પણ પૂજ્ય હોય છે.

આવા ધ્યાની પુરુષો બોલ્યા વિના પણ **લાખો**

માનવોને સારી અસર પોતાના ચારિત્ર-બળથી કરીને ધર્મ-માર્ગમાં જોડી શકે છે. તેઓ ખરેખર વીતરાગ માર્ગમાં ચાલનારા વીર પુરુષો છે.

## ૨. પદસ્થ ધ્યાનનો વિચાર

પંચપરમેષ્ઠી અથવા નવ પદ વગેરેનું ધ્યાન જે સદ્‌ગુણોની પ્રાપ્તિ માટે કરાય છે તેને પદસ્થ ધ્યાન કહે છે. પદસ્થ ધ્યાન કરનારાઓ અનેક પ્રકારની લબ્ધિઓને પ્રાપ્ત કરે છે. નમસ્કાર મંત્ર વગેરેનું ધ્યાન કરતાં કર્મના નાશ થાય છે. જગતમાં પદસ્થ ધ્યાનના બળથી સર્વ ઈષ્ટ વસ્તુઓની પ્રાપ્તિ થાય છે.

કલ્પવૃક્ષ અને ચિંતામણિ રત્ન કરતાં પદસ્થ ધ્યાનની અત્યંત શક્તિ છે. પદસ્થ ધ્યાનના બળથી શુક્લ-ધ્યાનમાં પ્રવેશ થાય છે અને પરમાત્મ પદ પ્રાપ્ત થાય છે.

નમસ્કારમંત્ર, વર્ધમાનવિદ્યા, સુરિમંત્ર, રુષિ-મંડલમૂલમંત્ર, અને ચિંતામણિમંત્ર વગેરેનો પદસ્થ ધ્યાનમાં સમાવેશ થાય છે. એ મંત્રોનું ધ્યાન કેવી રીતે કરવું તે વિષયને અત્રે લખવામાં આવ્યો નથી; કારણ કે તે વિષયનું જ્ઞાન ગુરુસુખથી લેવું તેમાં વિશેષ હિત સમાયેલું છે. તેથી ગુરુસુખથી તેનું સ્વરૂપ સમજવું.

### અર્હં-મંત્રનું ધ્યાન.

મનને એકાગ્ર કરીને યોગી અર્હં-મંત્રનું ધ્યાન કરતો છતાં યાવત મોક્ષ પદને પામે છે. અર્હં-મંત્ર સમાન કોઈ

મંત્ર નથી. અર્હં-મંત્રનું એવી રીતે ધ્યાન કરવું કે મનમાં તેનું જ સ્વરૂપ રમી રહે. તે વખતે અન્ય પદાર્થોનું સ્મરણ ન થાય, તેમ જ હોઠ પણ હાલે નહિ. અર્હં અક્ષરથી અનક્ષરતા પમાય તેવી રીતે ધ્યાન ધરવું.

## ૐકારનું ધ્યાન.

હૃદય-કમળ-સ્થિત સંપૂર્ણ શબ્દ, બ્રહ્મબીજભૂત સ્વર તથા વ્યંજન સહિત પંચપરમેષ્ઠી પદવાચક, તેમ જ ચંદ્રકલામાંથી ઝરતા અમૃતરસે કરી ભિંજાતાં, મહામંત્ર ૐકારનું કુંભક પ્રાણાયામ પૂર્વક ધ્યાન ધરવું. પંચ-પરમેષ્ઠીનો વાચક ૐકાર શબ્દ છે. ૐકારમાં અપૂર્વ શક્તિ છે. ૐકારમાં સર્વ મંત્રનો સમાવેશ થાય છે. અપૂર્વ ૐકાર મંત્રનું જે યોગીઓ ધ્યાન ધરે છે તેઓ મન રૂપ મર્કટને વશ કરી પરમ શાન્તિને પામે છે.

ૐકાર વાચ્ય સ્વરૂપાર્થને ધ્યેય રૂપે સ્વીકારીને તેમાં ચિત્તની એકાગ્રતા કરતાં સંકલ્પો વિકલ્પોનો નાશ થાય છે. ૐકારનું ધ્યાન કરતાં રજોગુણ અને તમોગુણ નાશ પામે છે અને સત્ત્વગુણ યથાશક્તિ પ્રયત્નથી ખીલે છે. તે વખતે મનમાં આનંદની ઝાંખીનો અપૂર્વ સમતા રસ અનુભવાય છે.

વાણી ઉપર ૐકારનું લાંબા કાળ સુધી ધ્યાન ધરવાથી વચનની સિદ્ધિ થાય છે ૐકાર જેવી જગતમાં અમૂલ્ય વસ્તુ કોઈ જણાતી નથી. વિશેષ શું ? ૐકારનું પરિપૂર્ણ

સ્વરૂપ સમજાય છે ત્યારે પદસ્થ ધ્યાન કરનાર યોગીઓને અપૂર્વ ખૂબીઓ હસ્તગત થાય છે.

### મહાસંત્રનું ધ્યાન.

મંત્રઃ ૐ હ્રીં શ્રીં અર્હં નમઃ

ઉપરના મહાન ચમત્કારી મંત્રનું સ્મરણ, ધ્યાન કરતાં અનેક શક્તિઓનું સ્થાન યોગી બને છે.

આમ અનેક પ્રકારનાં પદસ્થ ધ્યાન છે. તેનો પાર કેવલી ભગવાન પામે છે અનેક શાસ્ત્રોમાં અનેક વિધિઓથી પદસ્થ ધ્યાન કરવાની યુક્તિઓ બતાવી છે. પદસ્થ ધ્યાનના આલંબનથી આત્માના સ્વરૂપમાં ઊતરવું. જેની જેવી ભાવના હોય છે તેને તેવું ફળ પદસ્થ ધ્યાનથી પ્રાપ્ત થાય છે.

### (૩) રૂપસ્થ ધ્યાનનો વિચાર.

રૂપસ્થ ધ્યાનને સાકાર ધ્યાન પણ કહેવાય છે. પ્રથમઃ સ્થૂલ ધ્યાન બરાબર થાય ત્યાર પછી ક્રમે ક્રમે ઉત્તરોત્તર તેથી સૂક્ષ્મમાં ધ્યાતાને સ્થિર થવું સુલભ બની શકે.

સમવસરણમાં બેઠેલા તીર્થંકર પ્રભુનું સ્વરૂપ ચિંતવવું તે આદિને રૂપસ્થ ધ્યાન કહે છે. ભગવાનના ફોટા આગળ બેસી એકાગ્ર ચિત્તથી પ્રભુના ગુણોનું સ્મરણ કરવું અને તેવા સદ્ગુણો જે પોતાના આત્મામાં સત્તાપણે રહ્યા છે તેને પ્રગટ કરવા ધ્યાન કરવું.

આઠ કર્મ રૂપી છે અને તેના સંબંધમાં પોતાનો આત્મા, અનાદિકાળથી રહ્યો છે. રૂપમાં રહેલો એવો મારો આત્મા વસ્તુતઃ રૂપથી ન્યારો છે, સિદ્ધ સમાન અનંત ગુણમય છે, ઇત્યાદિ જે ભાવના ભાવવી તેને રૂપસ્થ ધ્યાન કહે છે.

રૂપમાં રહેલો હું છું પણ રૂપથી ન્યારો છું. મારો આત્મા, ગુણો વડે સત્તાથી પંચપરમેષ્ઠી રૂપ છે. સર્વ ગુણોને પ્રગટ કરવા માટે મારો પ્રયત્ન છે. જ્ઞાન, દર્શન અને ચરિત્ર ગુણો વડે મારો આત્મા શોભાયમાન છે, પણ હું ભ્રાન્તિથી તે સ્વરૂપને ભૂલ્યો છું.

જેમ સિંહનું બચ્ચું ભ્રાન્તિથી પોતાને બકરું માનવા લાગ્યું હતું. બકરાને ચરાવવાવાળો કોઇ એક ભરવાડ હતો. તે વનમાં પર્વતની ગુફામાંથી તરતનાં જન્મેલાં સિંહનાં બે બચ્ચાંમાંથી એક બચ્ચાં પોતાના ઘેર લાવ્યો અને તેને નિત્ય દૂધ પાઇને મોટું કર્યું.

તે બચ્ચું દરરોજ બકરાંના ટોળા સાથે અરણ્યમાં ફરવા જાય અને આખો દિવસ બકરાં સાથે ફરે, દોડે, બેસે, પાણી પીએ અને સાયંકાળ થાય ત્યારે બકરાંના ટોળા સાથે જ ઘેર પાછું આવે. એટલે ભરવાડ તેને બકરાંના વાડામાં બકરાં સાથે જ પૂરી રાખે.

એવી રીતે તે સિંહના બચ્ચાને રાત્રી–દિવસ બકરાંના સંગથી પોતાનું સિંહ–સ્વરૂપ ભૂલાઈ ગયું, 'હું બકરો

છું’ એવું દૃઢ અજ્ઞાન થયું અને તેને ભરવાડ પણ સર્વદા બકરો કહીને બોલાવવા લાગ્યો. કોઈ દિવસ પણ ‘તું સિંહ છે’ એમ કહે નહિ. એમ નિત્ય બકરાંના સહવાસથી તે સિંહને બકરાનું મિથ્યા જ્ઞાન દૃઢ થયું.

તે પછી વનમાં એક દિવસ બકરાંના ટોળા સાથે તે સિંહ ઊભો હતો. તેવામાં પર્વતમાંથી એક બીજો સિંહ નીકળ્યો. તેણે બકરાંના ટોળામાં પેલા સિંહને દીઠો; તેથી આશ્ચર્ય પામી તેણે મોટી ગર્જના કરી. તે સાંભળી બકરાં સર્વ નાસી જવા લાગ્યાં. તેની સાથે તે બકરાંનો સંગી સિંહ પણ નાસવા લાગ્ગો. તે જોઈને પર્વતના સિંહે તેને બૂમ પાડી કહ્યું: ‘હે ભાઈબંધ ! ઊભો રહે, મારે તને એક વાત કહેવી છે.’ ત્યારે બકરાંનો પેલો સંગી સિંહ ઊભો રહ્યો.

## ભ્રમની નિવૃત્તિ.

ત્યાર પછી તે પર્વતનો સિંહ તેની પાસે આવી કહે છે:

‘હે ભાઇ ! તું સિંહ થઈને બકરાંના ટોળામાં કેમ રહે છે ?’ ત્યારે બકરાંનો સંગી સિંહ રોષ કરીને બોલ્યો: ‘હું તો સિંહ નથી, તું સિંહ હો, તો ભલે હો. હું તો બકરો છું મને એવી જૂઠી વાત કહેવી નહિ.’

‘તું સિંહ છો’ એ રીતે એનું વિરુદ્ધ બોલવું સાંભળીને તે પર્વતના સિંહના મનમાં વિચાર થયો, ‘જે

દિવસથી આ જન્મ્યો છે, ત્યારથી જ તેને બકરાંનો સંગ થયો છે અને તેને વનમાં સાથે ફેરવનાર ભરવાડ પણ બકરો જ કહીને બોલાવે છે, તેથી જ તેને 'હું બકરો છું' એવું મિથ્યાજ્ઞાન દૃઢ થયું છે. તે મિથ્યાજ્ઞાન મારે ઉપદેશથી મટાડવું.'

એમ પર્વતના સિંહે વિચારીને, પેલા બકરાના અધ્યાસવાળા સિંહને કહ્યું, 'હે ભાઈ! તું વિચાર કરીને જો તો ખરો. તે બકરાં તો સર્વ નાનાં છે ને તું તો મોટો છે; માટે તું બકરો કેમ હોઈ શકે?'

ત્યારે પેલો અજ્ઞાન સિંહ કહે છે: 'હું મોટો બકરો છું.' એમ સાંભળી આ સિંહ કહે છેઃ 'હે ભાઈ! તું ફરીથી વિચાર કરી જો અને મારી સામું જો. હું પોતે સિંહ છું મારાં લક્ષણ સર્વ તારી સાથે મળે છે. તે બકરાનું લક્ષણ એક પણ તારી સાથે મળતું નથી; કેમ કે જો, બકરાંને ચારે પગમાં બબ્બે ખરી છે અને તારા તથા મારા પગમાં પાંચ-પાંચ નખ છે, તેથી તારું લક્ષણ બકરાં સાથે મળતું નથી. વળી સાંભળ! બકરાંનું નાનું પૂંછડું હાલ્યા કરે છે અને તારું તથા મારું પૂંછડું લાંબું છે, તેથી પણ તું બકરો નથી.'

જ્યારે એવી રીતે અનુભવ કરાવ્યો, ત્યારે તે અજ્ઞાન સિંહને કાંઈક વિશ્વાસ આવ્યો, ને તે કહેવા લાગ્યોઃ 'તું વાત કહે છે તે સાચી જણાય છે, પણ મારું મન માનતું નથી.' ત્યારે તે પર્વતના સિંહે પેલા અજ્ઞ સિંહને, નજીક

એક તળાવ હતું તેના કિનારે ઊભો રાખી પાણીમાં મોઢું જોવા કહ્યું અને તે બોલ્યોઃ 'જો, તારું મુખ અને મારું મુખ સરખું છે ને? બકરાનું મુખ તો લાંબું છે. તારા જેવું ગોળ નથી. તારી ડોક લીસી છે અને બકરાંની ડોકમાં બે આંચળ છે. તારી કેડ (કટી), વાળ, કાન તથા તારા શરીરનો વર્ણ બકરાંની સાથે મળતો નથી. તે બકરાંને શિંગડાં છે, ને તને શિંગડાં નથી; માટે તું વિચારી જો કે બકરાંનું એક પણ લક્ષણ તારામાં નથી અને મારાં (સિંહનાં) બધાં લક્ષણ તારામાં છે; ત્યારે તું સિંહ શા માટે નહિ? અને સિંહ છતાં 'હું બકરો છું' એમ જે તેં માન્યું છે, તેનું કારણ એ છે કે જન્મથી જ તને બકરાંનો તથા ભરવાડનો સંગ રહ્યો છે; તેથી ખોટું અભિમાન થયું છે. હવે તું 'હું બકરો છું' એવું અભિમાન મૂકીને 'હું સિંહ છું' એમ નિશ્ચય કર.

એ વાત સાંભળી, વિચાર કરી અને પોતાનાં લક્ષણો તપાસી તેણે નિશ્ચય કર્યો કે, 'હું સિંહ છું' અને મનમાં પશ્ચાત્તાપ કર્યો કે, 'આટલા દિવસ સુધી બકરાંના સંબંધથી વ્યર્થ હું બકરો છું એવું માની બંધાયો હતો. હવે કોઈ દિવસ બકરાંનો સંગ નહિ કરું' એવો નિશ્ચય કરી બકરાંનો સંગ છોડી દઈ સિંહ સાથે વિચરવા લાગ્યો.

એવી જ રીતે સિંહરૂપ આત્માને જડ પ્રકૃતિના સંગથી ભ્રમ થયો છે અને દેહાદિને પોતાના માનવા

લાગ્યો છે તેથી દેહાધ્યાસે તે જડ ભાવને પામ્યો છે.

જ્યારે જીવના પુણ્યોદય થાય છે ત્યારે તેને સત્ ગુરુનો સમાગમ થાય છે અને ત્યારે તેઓ તેને તેના વાસ્તવિક આત્મ-સ્વરૂપનો બોધ આપે છે અને સાધન બતાવે છે. ત્યારે તે ભ્રાન્તિના સંસ્કારોને નાબૂદ કરવા અને પોતાના વાસ્તવિક સ્વરૂપને પ્રગટ કરવા માટે 'હું જ્ઞાન, દર્શન, ચારિત્રમય આત્મા છું' તે ભાવના દૃઢ કરવા પૂર્વોક્ત ધ્યાન કરે છે.

માનસશાસ્ત્રનો અટલ સિદ્ધાંત છે કે, જે જેવી ભાવના કરે છે તેવો તે બને છે. સ્ફટિકમણિની નીચે જેવી ઉપાધિ મૂકીએ તે પ્રતિભાસે છે. તેમ જ આત્મા જે ભાવે પરિણમન કરે છે તે ભાવને તે પામે છે. અર્થાત્ તે તેવો બને છે. એ માટે ઉપરોક્ત ગુણોનું સ્મરણ, ચિંતન, ધ્યાન કરવું જરૂરી છે.

## ૪. રૂપાતીત ધ્યાનનો વિચાર.

આકાર-રહિત, જ્ઞાનાનંદ-સ્વરૂપ, નિરંજન-સિદ્ધ પરમાત્માનું કે સિદ્ધ ભગવાન સમાન પોતાના આત્માનું જે ધ્યાન કરાય છે તે રૂપાતીત ધ્યાન કહેવાય છે.

રૂપાતીત ધ્યાન કરનારે શરૂઆતમાં 'સોઽહમ્' મંત્રનો અર્થ સહિત કરોડોનો જપ કરવો જોઇએ. ત્યાર બાદ

સોઽહમ્ મંત્રનું શ્વાસોચ્છ્વાસ સાથે ધ્યાન કરવું જેને અજપાજાપ કહે છે.

મન, વચન, કાયાથી અતીત થઈને અજપાજાપનું ધ્યાન કરવું જોઈએ. સર્વ પરદ્રવ્યોથી જુદો સિદ્ધ સમાન હું આત્મા છું. અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ, અનંત સુખ એ ચાર ગુણો સહિત સિદ્ધ સમાન આત્મા છું. આ ભાવને લક્ષમાં લઇ અજપાજાપ (સોઽહમ્)નું ધ્યાન કરવું જોઇએ એ રૂપાતીત ધ્યાનમાં પ્રવેશવાનો સરલ માર્ગ છે.

જેમ–જેમ રૂપાતીત ધ્યાનની વૃદ્ધિ થતી જાય છે, તેમ–તેમ પર પદાર્થોથી 'અહંમમ' વિલય પામતું જાય છે અને બાહ્યમાં 'હું, તું'ની કલ્પનાનું જોર ક્ષય પામે છે, તેમ જ મનની ચંચળતાનો પણ નાશ થાય છે. નિશ્ચયથી નિરાકાર એવો પોતાનો આત્મા છે. પોતાના શુદ્ધ સ્વરૂપનું ધ્યાન કરતા થકા આત્મા શુદ્ધતાને પ્રાપ્ત કરે છે. રૂપાતીત ધ્યાન કરનાર યોગી દુનિયાની જંજાળથી મુક્ત થાય છે અને પોતાના સહજાનંદને પ્રાપ્ત કરે છે.

પોતાના આત્માનું જ મન આલંબન કરીને રહે અને શુદ્ધોપયોગમાં સ્થિર થાય તેને 'સમરસી ભાવ' કહે છે. એવા સમરસી ભાવને યોગી રૂપાતીત ધ્યાન દ્વારા પામે છે આત્માનું પરમાત્મા સાથે ધ્યાનમાં ઐક્ય થાય છે, તેને પણ શાસ્ત્રાધારે 'સમરસી ભાવ' કહેવામાં આવે છે.

## રૂપાતીત ધ્યાનમાં પ્રવેશ કરવાનો વિધિ.

પ્રથમ પિંડસ્થ ધ્યાન, પદસ્થ ધ્યાન, રૂપસ્થ ધ્યાન, અને પછી રૂપાતીત ધ્યાન કરવું.

રૂપસ્થ ધ્યાન અને પદસ્થ ધ્યાન પરદ્રવ્ય રૂપ ધ્યેય છે. પિંડસ્થ ધ્યાન અને રૂપાતીત ધ્યાન સ્વદ્રવ્ય રૂપ ધ્યેય છે. પ્રથમના બેને સાકાર ધ્યાન પણ કહી શકાય. પ્રથમ શરૂઆત પિંડસ્થ ધ્યાનથી કરવી. પછી પદસ્થ ધ્યાનનો અભ્યાસ કરવો. તેમાં સફળતા મળે એટલે રૂપસ્થ ધ્યાનનો અભ્યાસ કરવો. રૂપસ્થ ધ્યાનનો અભ્યાસ પરિપકવ થતાં છેવટે રૂપાતીત ધ્યાનનો અભ્યાસ કરવો.

ક્રમથી જ આગળ વધવું. જેમ બાળક પહેલી ચોપડી, બીજી ચોપડી એમ ક્રમથી અભ્યાસ કરીને જ આગળ વધે છે તેમજ ધ્યાનાભ્યાસીએ ક્રમથી આગળ વધવું.

સ્થૂલમાંથી જ સૂક્ષ્મમાં જવાનું છે. ક્રમરહિત કૂદકા-ભૂસકા મારવાથી કંઈ જ અર્થ સરે નહિ. માટે અભ્યાસ ક્રમિક જ થવો જોઈએ. આત્માનો ઉપયોગ આત્મામાં જ રાખવો. એમ કરવાથી રૂપાતીત નિરાલંબન ધ્યાનમાં પ્રવેશ થશે અને તેનો અહર્નિશ સતત અભ્યાસ કરવાથી રૂપાતીત ધ્યાનમાં સ્થિરતા થશે.

## રૂપાતીત ધ્યાન કરનારે શું કરવું જોઇએ ?

રૂપાતીત ધ્યાનના અભ્યાસીએ દ્રવ્યાનુયોગનું સારી રીતે જ્ઞાન પ્રાપ્ત કરવું તેમ જ અધ્યાત્મ-શાસ્ત્રોનું સારી રીતે જ્ઞાન પ્રાપ્ત કરવું. જડ અને ચેતનની ભિન્નતાનો સારી રીતે ખ્યાલ કરવો. મનુષ્ય-સંસર્ગથી દૂર રહેવું, ઉપાધિમય કાર્યોથી દૂર રહેવું, આત્માનો અનુભવ કરવો. સદાકાળ આત્માના વિચારોમાં લીન રહેવું. શરીરની આરોગ્યતા સાચવવી. રૂપાદિના આલંબન વિના આત્માનું ધ્યાન કરવાનો અભ્યાસ કરવો. બાહ્ય રૂપી જડ પદાર્થોમાંથી 'અહંત્વનો' અભ્યાસ દૂર કરવો.

વૈરાગ્ય-ભાવના ભાવી પરિગ્રહની મમતાનો ત્યાગ કરવો. બાહ્યમાં મનને ભટકવા દેવું નહિ. સદાકાળ મનને આત્મામાં લીન રાખવું અને શુકલ ધ્યાનનું જેમાં વર્ણન હોય એવા ગ્રન્થોને પ્રેમથી વાંચવા, ઇત્યાદિ ઉપાયોથી આ કાળમાં રૂપાતીત ધ્યાનનો કિંચિત્ ભાસ થાય છે.

## રૂપાતીત ધ્યાનની ઉત્તમતા.

પિંડસ્થ, પદસ્થ અને રૂપસ્થ ધ્યાન કરતાં રૂપાતીત ધ્યાનની અનંતગુણી શ્રેષ્ઠતા છે. રૂપાતીત ધ્યાનના એક ક્ષણને પણ અન્ય ધ્યાનો પહોંચી શકતાં નથી. શુક્લ-ધ્યાનમાં રૂપાતીત ધ્યાનનો સમાવેશ થાય છે. રૂપાતીત

ધ્યાન કરનાર યોગી અંતર્મુહૂર્તમાં કેવલજ્ઞાન અને કેવલ-દર્શનને પ્રાપ્ત કરે છે.

રૂપાતીત ધ્યાન કરનાર યોગી કર્મરૂપ લાકડાને બાળીને ભસ્મ કરે છે અને તે ત્રણ કાળનો જ્ઞાતા બને છે; અનંત શક્તિઓને પ્રગટાવે છે. રૂપાતીત ધ્યાનનો અંશ પણ સિદ્ધિના સુખની વાનગીને આપે છે ત્યારે સંપૂર્ણ ધ્યાનનું તો શું કહેવું ?

## રૂપાતીત ધ્યાનથી મોક્ષપદ મળે છે.

યોગી સ્થિર ઉપયોગથી રૂપાતીત આત્માના સ્વરૂપમાં જેમ-જેમ ઊંડો ઊતરતો જાય છે, તેમ-તેમ તે આત્માનો નવીન અનુભવ મેળવતો જાય છે અને રાગ-દ્વેષની વૃત્તિ-ઓનો સંપૂર્ણપણે નાશ કરે છે. અન્ય ધ્યાનો ઘણાં છે પણ રૂપાતીત ધ્યાન પ્રાપ્ત કર્યા વિના મુક્તિ મળતી નથી.

અનંત જીવો મુક્તિ પામ્યા અને પામશે તે સર્વ રૂપાતીત ધ્યાનના પ્રભાવે જ મુક્તિ પામ્યા છે. રૂપાતીત ધ્યાન તે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ચારિત્ર છે; તેનાથી મોક્ષપદ સત્વર મળે છે.

## ધ્યાન કરનારને સૂચના.

ધ્યાનના જિજ્ઞાસુઓએ અનુભવી સદ્‌ગુરુઓની સેવા કરવી અને ધ્યાન-સંબંધી અનેક પુસ્તકોનો અભ્યાસ કરવો. આત્મ-તત્ત્વના જિજ્ઞાસુ થઇ સત્ય વિવેકને ધારણ કરવો.

ધ્યાન ક્રિયા રૂપ ચારિત્રને ધારણ કરવું. અંતરથી ન્યારા રહી બહારનું કર્તવ્ય કાર્ય કરવું.

જ્યારે ધ્યાનનો અભ્યાસ પરિપકવ થઈ જાય છે ત્યારે સાધક હાલતા–ચાલતા પણ ધ્યાન કરી શકે છે અને ધ્યેય રૂપ ભાવ, સ્વભાવનું રૂપ લે છે, અને સ્વભાવનું સ્થિર થવું તે ભાન રૂપ ચારિત્ર છે. પૂર્વસંસ્કારથી અથવા આ જન્મમાં દીર્ઘકાલના પ્રબલ અભ્યાસ (સંસ્કાર)થી સર્વવ્યાપક ભાન પ્રગટે છે. સર્વવ્યાપક ભાનમાં દેહી છતાં દેહની પરવાહ ન હોય.

"ન સંસ્તરોઽશ્મા ન તૃણં ન મેદિની,
વિધાનતો નો ફલકો વિનિર્મિતઃ;
યતો નિરસ્તાક્ષ—કષાય વિદ્વિષઃ,
સુધીભિરાત્મૈવ સુનિર્મલો મતઃ.
ન સંસ્તરો ભદ્ર સમાધિ–સાધનં,
ન લોકપૂજા ન ચ સંઘમેલનમ્;
યતસ્ત તોઽધ્યાત્મરતો ભવાનિશં,
વિમુચ્ય સર્વામપિ બાહ્યવાસનામ્."

શ્રીપરમાત્મ દ્વા શ્લો. ૨૨ ૨૩.

"ધ્યાન કરવા માટે પાષાણની શિલા, તૃણ કે પૃથ્વીના આસનની આવશ્યકતા નથી. જેણે ક્રોધાદિ કષાય તથા ઇન્દ્રિય વિષયક વાસનારૂપી શત્રુઓનો સંહાર કરી નાંખ્યો

છે એવા વિદ્વાનને માટે પોતાનો આત્મા જ પવિત્ર આસન રૂપ છે.”

હે મિત્ર! આત્મ ધ્યાનને માટે આસન, લોકપૂજા કે સંઘ–સભાની આવશ્યકતા નથી. બાહ્ય વસ્તુઓની વાસનાને પોતાના હૃદયમાંથી કાઢી નાંખીને, નષ્ટ કરીને, પોતાના સ્વરૂપમાં પ્રતિક્ષણ લયલીન રહે તે જ ધ્યાન અને સમાધિ છે. ધ્યાન કરવાનો મુખ્ય હેતુ માત્ર કષાયોને જીતવા, વાસનાઓ પર વિજય કરવો અને ‘અહંમમ’ને-ત્યાગવાનો જ છે. તે ધ્યેય ચૂકીને, લક્ષ છોડીને જો ધ્યાન કરવામાં આવે તો આત્માનો હેતુ સરે નહિ.

## બે સાધક ભાઈ

પ્રભુ ઋષભદેવના પુત્રો ભરત અને બાહુબલિ બન્નો વચ્ચે સંપત્તિ માટે લડાઈ થઈ. બાહુબલિની જીત થઈ અને ભાઈને મારવા મુષ્ટિ ઉગામી. પણ વિચારે પલટો લીધો અને તે જ મુષ્ટિથી મસ્તકનો લોચ કરીને મુનિ બન્યા. મુનિ જીવનની કઠોરત્તમ સાધનામાં સંલગ્ન બન્યા.

ધ્યાન–સાધનમાં એવા લીન થયા કે ન ભૂખ કે તરસ કે ન દેહનું ભાન. બધું ભૂલીને સાધનામાં એવા રત્ત થયા કે શરીર પર રેતી, ધૂળ વગેરે જામી ગયાં અને પક્ષીઓએ શરીર પર માળા બાંધ્યાં. નિરાહાર રહેવાને કારણે શરીર ક્ષીણ થઈ ગયું.

વાચક, વિચારજે. કેટલી કઠોરત્તમ સાધના. પણ મનમાં શલ્ય હતું તેથી સાધના સફળ થઈ નહિ. એવું તે શું શલ્ય હતું કે આવા કઠોર સાધકની સાધના સફળ થતી ન હતી? તે શલ્ય હતું મનમાં અભિમાન. હું નાના ભાઈઓને વંદન કેમ કરું. કેવલજ્ઞાન થશે પછી ત્યાં જવાથી વંદન નહિ કરવાં પડે.

અહો! અહો! કુદરતનો કાનૂન કહે છે કષાયને જીતો. કષાયને જીત્યા વિના ધ્યાનસાધન અને તે પણ આહાર-પાણી રહિત ધ્યાનમાં જ મગ્ન હોવા છતાં પણ એક સૂક્ષ્મ કષાય પણ સાધકની સાધ્યની સિદ્ધિમાં બાધક છે. એથી એ સમજવાનું છે કે કષાયો પર વિજય કરે તો જ ધ્યાન–સાધનાનો હેતુ સિદ્ધ થાય. પ્રભુએ પોતાના જ્ઞાનમાં આ વાત જાણી અને તેમની ભૂલ સુધારવા માટે, તેમને જાગ્રત કરવા માટે બ્રાહ્મી અને સુંદરી બે સાધ્વીઓને તેમની પાસે મોકલ્યાં.

તેમણે આવીને કહ્યું, "વીરા મોરા ગજ થકી ઊતરો, ગજ ચડયા કેવળજ્ઞાન ન હોય."

મુનિ આ શબ્દો સાંભળીને વિચારે ચડયા કે મેં તો હાથી વગેરેનો ત્યાગ કર્યો છે, છતાં આ સાધ્વીઓ આમ કેમ કહે છે? જરૂર તેમાં કંઈક રહસ્ય હોવું જોઇએ. અને વિચારતાં–વિચારતાં સમજાયું કે હું અભિમાની રૂપી હસ્તિ પર ચડેલો છું.

અને તરત જ તેમણે અહમ્‌ને દૂર કરીને ભાઈઓને વંદન કરવા જવા પગ ઉપાડચો કે તરત જ કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. અહો ! એક સૂક્ષ્મમાં સૂક્ષ્મ કષાયે પણ કેવલજ્ઞાનને રોકી દીધું. આવા કષાયોને જીતવા તે જ સાધકનું લક્ષ હોવું જોઈએ, તો જ સાધના સફળ થાય. આ 'અહમ્' અને 'મમ' એ બે મોટા કષાય મોહ-રાજાના પુત્રો છે. હે સાધકો ! એને જીતી લો અને સ્વ-સંપત્તિ–મુક્તિને–વરો.

બીજી તરફ ભરત ચક્રવર્તી રાજા બનીને રાજ્યકાર્ય કરવા લાગ્યા. બધા પ્રકારના ભોગોપભોગનો ઉપભોગ કરવા લાગ્યા. છતાં ધન્ય તે સાધકને કે તેણે પોતાનું મન તેમાં જરા પણ આસક્ત થવા ન દેતાં પોતાના ધ્યેયમાં જ જ સ્થિર રાખ્યું.

તે ભરત ચક્રવર્તી અનેક પ્રકારનાં ભોજનો કરતા હતા, અપરાધીને દંડ આપતા હતા અને યુદ્ધમાં હજારો માનવોનો સંહાર કરવા છતાં અને બીજાં પણ અનેક સાંસારિક–કાર્યોમાં રત રહેવા છતાં પોતાના હૃદયમાં 'અહમ્‌મમ' રૂપી કષાયોને પ્રવેશ કરવા દેતા ન હતા. તે કોઈ સમય કોઈથી પણ રાગ, દ્વેષ, મોહ અથવા મમત્વ ભાવ રાખતા ન હતા. એમણે ક્રોધ, માન, માયા, અને લોભ પર વિજય પ્રાપ્ત કરી લીધો હતો. એ જ કારણથી તે મહાન સાધકને આરીસાભુવનમાં જ કેવલજ્ઞાન, કેવલ-દર્શન ઉત્પન્ન થયું અને ધન્ય બની ગયા.

બન્ને ભાઈઓના દૃષ્ટાંતથી આ વાત સ્પષ્ટ થાય છે કે, સાધના સિર્ફ ગૃહ–ત્યાગ કરીને ઘોર તપ, ધ્યાન વગેરેથી નહિ પરંતુ કષાયોને જીતવાથી જ સફળ થાય છે. માટે, હે સાધકો! યોગસાધનાનું મુખ્ય લક્ષ પણ કષાયોનો વિજય કરવો તે જ છે તેને કદાપિ ભૂલશો નહિ.

## [૧] ધ્યાન અને વિવેક.

ધ્યાતાનું ધ્યેય કદાચ અશુદ્ધ હોય તોપણ જો ધ્યાન કરતા ધ્યેયમાં તદાકાર થવાય તો જરૂર મનની મલિનતા હટે અને સત્–અસત્નો વિવેક હૃદયમાં પ્રગટે. તે ઉપર એક ચોરનું દૃષ્ટાંત કહેવામાં આવે છે.

એક યોગી ફરતો–ફરતો એક શહેર બહારની ધર્મશાળામાં આવ્યો અને ત્યાં જ રાત્રી પસાર કરવાનું નક્કી કર્યું.

સુમારે આઠેક વાગ્યા. એવામાં એક માણસ તેની સન્મુખ એક પડીકું ધરી બોલ્યો: “મહારાજ, આરોગો!”

“કોણ?” યોગીએ પ્રશ્ન કર્યો.

“ચોર!” આવનારે એવો જ ટૂંક ઉત્તર આપ્યો.

“ચોર?” યોગીએ પ્રથમ તો પોતાના મનને જ કહ્યું: અને વિચારમાં પડ્યા. યોગીને વિચાર કરતા જોઈ ચોરે કહ્યું:

“મહારાજ! હું જે છું તે છું. તમે પૂછ્યું તો મારે જવાબ આપવો પડ્યો, અને ચોર જ છું તો

પછી ચોર હોવાનું કહેતાં અચકાઉં પણ શા માટે ? અને
હું ઓછો જ મારી ઇચ્છાથી ચોર બન્યો છું ? "તમે
તો સાધુ પુરુષ છો. તમારે ચોર શું અને શાહુકાર શું ?
તમારે તો બધા જ સરખા ! માટે મારી વિનંતી સ્વી-
કારવી જ પડશે. નહિ તો નાહક મારે આજે ભૂખ્યા
મરવું પડશે. કારણ કે, મારે આજ કેટલાંએ વર્ષોથી
નિયમ છે કે ચોરીમાં જે કાંઈ મળે તેના પૈસાથી મીઠાઈ
ખરીદી કોઈ સાધુને ખવરાવ્યા બાદ મારે ખાવી અને
વધે તો ભિખારીઓને આપી દેવી."

યોગી મનમાં પ્રસન્ન થયો કે ચોર સત્યવાદી છે અને
સાથે નિયમ પણ ધારણ કરી શકયો છે. પણ એ
પ્રસન્નતા અંતરમાં છુપાવી બહારથી રોષ કરીને, "તું
જાણે ને તારો નિયમ જાણે. હું તે ભિખારીઓનું ખાતો
નથી. જા કોઈ માંગણ સાધુને શોધી કાઢ."

"જે કહેશો તે બધુંયે સાંભળી લઇશ, મહારાજ !"
ચોર બોલ્યો. "પણ મહારાજ, આ મીઠાઈ આપને ખવડાવ્યા
સિવાય તો નહિ જ રહું. ભૂખથી મને અંધારાં આવે છે.
મરીશ એ કબૂલ છે, પણ નિયમ તો નહિ જ તોડું !"

"નિયમ–વચન પોતાનું પોતા પ્રત્યે અપાયેલું
વચન ! એની 'કિંમત' જાણવાની જેની પ્રકૃતિ છે તે
તો ખરેખર સશકત પુરુષ ! યોગીએ મનમાં જ કહ્યું
અને પછી ચોર પ્રત્યે બોલ્યો: "હું કહું તે કરે તો
તારી મીઠાઇનો સ્વીકાર કરું."

ચોર હસ્યો, "તમે રહ્યા સાધુ પુરુષ! તમે તો કહેશો કે મારે આજથી ચોરી જ ન કરવી! એટલે પછી મારો તો રોટલોય ટળે! મહારાજ, તમો સાધુ પુરુષોએ તો ચોર–શાહુકાર બન્નેને સરખા ગણવા જોઇએ. તમે તો દયાના સાગર! એકને મનમાન્યું ખાવા આપો અને બીજાનો રોટલોય ટાળો એ તમને શોભે?"

"તારો રોટલો ટાળવો નહિ!" યોગી બોલ્યો, "પણ મારી વાત સ્વીકારવાને તૈયાર છે?"

"હો, હો, એ એક કાયમ રહે તો પછી મને પરવાહ જ શાની છે?" ચોર કૂદીને બોલ્યો. "તો–તો જે કાંઈ કહો તે કરવાને કબૂલ છું,—એક વાર નહિ ને સત્તર વાર તૈયાર છું!"

યોગીએ ચોરનું બાવડું પકડી પોતાની નજીક ખેંચ્યો અને તેના કાનમાં કહ્યું: "જો, ગરીબને ઘેર ચોરી કરી એની આંતરડી હવે પછી કકળાવતો નહિ. જે મોટામાં મોટો શ્રીમંત હોય તેના સિવાય બીજા કોઇને ત્યાં ચોરી કરવી નહિ!"

ચોર પાંચ મિનિટ સુધી ઊંડા વિચારમાં પડ્યો. વચન તે જ પાળી શકે છે કે જે વચન આપતાં સો વાર વિચાર કરે છે અને તમામ શકયતાઓ અને સંભવો એ સર્વનો વિચાર કરી શકે છે. પાંચ મિનિટમાં

નિશ્ચય કરી ચોર બોલ્યો: “મંજૂર છે. જિંદગી સુધી એ વચન પાળવાનો કોલ આપું છું.”

“એ તારો નિશ્ચય તારું કલ્યાણ કરો!” એમ કહી તેના મસ્તક પર હાથ મૂકી યોગીએ થોડીક મીઠાઈ લીધી અને ખાધી. ચોરે પણ ક્ષુધા નિવારી.

યોગીએ પછી આરામ કર્યો અને સૂર્યોદય પહેલાં તો, ચોરને ઊંઘતો છોડી, પોતાના એકાંત સ્થાન તરફ ચાલી નીકળ્યો.

બીજે દિવસે ચોર તેના મળતિયા મારવાડીના ઘેર ગયો કે જેની મારફત તે ચોરેલી વસ્તુઓ વેચાવતો હતો. રાત્રીવાળી ઘટના તેને કહી સંભળાવી અને પછી બોલ્યો: “સાહસિક ચોરી માટે તો સાધન પણ એવા જ જોઈશે. એક ખંજર, પિસ્તોલ, છીણી, મોટા ખીલા વગેરે સાધન તું મને આજ ને આજ પૂરાં પાડ, કે જેથી આજની રાત ખાલી જવા ન પામે. તને ખર્ચ તો થશે, પરંતુ માલ પણ એવો જ મળશે. ભાભીને દાગીનાની ભૂખ નહિ રહે.”

એક પૈસો પણ ન ખર્ચનાર તેવો આ મિત્ર મોટા લાભની આશાએ તરત જ ઊઠ્યો! એનું હૈયું તો હર્ષથી છલકાઈ જતું હતું!

બે કલાકમાં તમામ સાધન હાજર થયાં. હવે ચોરે આખા શહેરના તમામ રસ્તા અને ગલીઓ પોતાની

કલ્પનામાં ખડી કરી. તમામ શહેરીઓની સ્થિતિ યાદ કરી જવા માંડી. સૌથી મોટો શ્રીમંત કોણ એ શોધવા માંડ્યું, અને ક્યારે અને કેવી રીતે તેના ઘરમાં પ્રવેશ કરવો એ સંબંધી યોજના ઘડી કાઢી.

કહેવાની શું જરૂર છે કે ચોરને સૌથી મોટા શ્રીમંત તરીકે તે શહેરનો રાજા જ પસંદ પડ્યો હતો ? અને મજબૂત ચોકીપહેરાવાળા અને પોતાના ગુનેગારને પોતે જ મનમાની સજા કરી શકે એવી જન્મસિદ્ધ સત્તાવાળા રાજાના મહેલમાં ચોરી કરવાનું કામ કાંઈ ઓછું જોખમ-ભર્યું નહોય.

એ અસાધારણ સાહસ, અસાધારણ બળ, દૃઢ નિશ્ચય માગે ! એ કાંઈ ઇચ્છાની પસંદગી ન હોય, ઇચ્છાશક્તિની પસંદગી હોય !

સુમારે અગિયાર વાગે તે સઘળાં શસ્ત્રો છૂપાવીને નીકળી પડ્યો અને મહેલથી દૂર ઊભો રહી આખા મહેલનું ચોતરફ અને બારીકાઇથી અવલોકન કરવા લાગ્યો. દિવસે કરેલી યોજનામાં આ અવલોકને સુધારા–વધારા પણ કરાવ્યા.

સાત મજલાવાળા મહેલના મજબૂત દીવાલવાળા બગીચામાં એક તરફની દીવાલને કૂદી જઇને ચોર દાખલ થયો, જ્યાં બે સંત્રીઓ પહેરો ભરતા હતા. રાત્રી અંધારી હતી અને બગીચાના આ ભાગમાં બત્તી નહોતી.

કાંઈક અવાજ સંત્રીએ સાંભળ્યો, પણ ચોર સાપની માફક પેટ ઘસીને બેમાંના એક સંત્રીની દિશામાં આગળ

કૂદી શક્યો. તેની નજીક આવી પહોંચતાં જ તેનો પગ પકડી તેને જમીન પર એકાએક પટક્યો અને તે જ સાથે ખંજરથી કામ ખતમ કર્યું. તે પછી બીજાની પણ એવી રીતે ખબર લીધી. હવે તે નિર્વિઘ્ને મહેલની દીવાલ પાસે પહોંચ્યો.

દીવાલમાં શોભા માટે ઠેકઠેકાણે, કૉર્નર્સ, છજાં, નકશીકામ વગેરે કરાયેલું હોઈ પગ મૂકવાના સાધનની ચોરને ખોટ પડે તેમ નહોતું. ફક્ત પહેલા મજલા સુધી ચડવાનું જ કઠિન હતું. તે માટે તે એક ખીલો દીવાલમાં ઠોકવાના વિચારમાં ઊભો હતો એવામાં ઘડિયાળમાં બારના ડંકા વાગવા શરૂ થયા.

પુરુષાર્થીને અણધાર્યા બનાવો—નાનાસૂના દેખાતા બનાવો—પણ કાર્યસાધક થઈ પડે છે. એક–એક ડંકો વાગતો ગયો તેના અવાજ સાથે જ ખીલા પર હથોડી મારતો ગયો! અને તે ખીલાના આધારે પહેલ મજલે પહોંચ્યો. પણ અહીં માત્ર દફ્તરખાનું હતું, ચોરને લેવા યોગ્ય કાંઈ હાથ લાગ્યું નહિ.

બીજે મજલે ગયો. અહીં રાજાને જમવાનાં સોના-ચાંદીનાં વાસણ હતાં. 'ઠીક' એમ ધીમેથી બોલી ચોર આગળ વધ્યો. ત્રીજે મજલો અહીં હીરાજડિત મૂઠવાળી તલવારો તથા અન્ય શસ્ત્રો હતાં. "આપણે ક્યાં ખુલ્લા યુદ્ધમાં જવું છે?" એમ બડબડી ચોર આગળ વધ્યો.

ચોથે મજલે પણ કંઈ ચોરને લાયક વસ્તુ ન હતી. પાંચમો મજલો......ઓહ! અહીં તો હીરા, માણેક, નીલમ, પન્ના, મોતીના દાગીનાના ભરેલા પટારા તેને હાથ લાગ્યા. "એક પોટલી બાંધી લઈશું તોય જિંદગી સુધી રળવું કે ચોરી નહિ કરવી પડે." એમ ચોર મનમાં બોલ્યો.

પરંતુ અહીં સુધી આવ્યો અને બે માળ જોવાના રહી જાય તો ફરી-ફરી ઓછું જ અવાય તેમ હતું, પણ સાતમા માળે તો માત્ર હવા ખાવા માટે બાર સ્તંભવાળી છત્રી—'બારાધરી'–હતી. ત્યાં શું જોવાનું હોય? એમ વિચારી માત્ર છઠ્ઠો મજલો જોઈ પાછા ફરવાનું ધાર્યું હતું.

છઠ્ઠો મજલો એ તો રાજાનું શયનગૃહ! વિશાળ ભવ્ય દીવાનખાનામાં સુવર્ણપર્યંક પર મખમલની શય્યામાં અપ્સરાઓને પણ લજ્જિત કરતી સદાયુવાન સૌંદર્યની મૂર્તિસમાન મહારાણી પોઢી હતી.

"શું રૂપ! શું લાવણ્ય! શું મસ્તી! શું પ્રભાવ!" ચોર થંભ્યો.

રાજ-કાજના બોજા અને શત્રુઓના નિરંતર ભયથી ચગદાઈ-મૂંઝાઈ રહેલા રાજાઓ! અને તે બિચારા આ પ્રભાવને શું માણી શકે? આ મસ્તીને શું ઈન્સાફ આપી શકે? અનેક સ્ત્રીઓ પરણીને અને અનેકનાં શરીરો

ખરીદીને હતવીર્ય બનેલા કૂકડાઓ આવા જોડી વગરના રત્નને કંઈ છાતી પર રાખી શકે ?

"બસ, આજે તો હું એ સુંદર કેદીને જરૂર છોડાવીશ અને જ્યારે હું ચોરી કરવા આવ્યો છું તો તેનું દિલ જ ચોરીશ. પાંચમા મજલાના હીરા–માણેક આ ખજાના આગળ શું વિસાતમાં છે ?"

ધનના અખૂટ ભંડાર કરતાં સૌંદર્યને આટલું વધારે મહત્ત્વ આપી શકનાર કોઇ શાહુકાર પણ ભાગ્યે જ જન્મ્યો હોય !

ચોરમાં 'જોર' બોલતું હતું. નહિ કે 'ભૂખ્યું ઢોર !'

તે ધીમે પગલે પલંગની નજીકમાં ગયો અને આસ્તેથી રાણીએ ઓઢેલી જરીની શાલ ખેંચી. ચપળા તરત જ જાગી ઊઠી. અણુધાર્યો અને અજાણ્યો પુરુષ નજરે પડવા છતાં તે લેશ માત્ર ગભરાઇ નહિ.

"કોણ ? શાને ?" તેણે દમામભર્યા ચહેરે પ્રશ્ન કર્યો.

"ચોર ! ફક્ત એક ચોર !" ટૂંકો જવાબ મળ્યો.

અજાણ્યા મનુષ્યની હિંમત તથા સચ્ચાઈ રાણીને આશ્ચર્યજનક લાગી. તે હવે વધારે નિર્ભય બની. પલંગથી નીચે ઊતરી એક આસન પર બેઠી અને પછી ચોરને નીચે બેસવા ઇશારો કર્યો.

ચોથે મજલે પણ કંઈ ચોરને લાયક વસ્તુ ન હતી. પાંચમો મજલો......ઓહ! અહીં તો હીરા, માણેક, નીલમ, પન્ના, મોતીના દાગીનાના ભરેલા પટારા તેને હાથ લાગ્યા. “એક પોટલી બાંધી લઈશું તોય જિંદગી સુધી રળવું કે ચોરી નહિ કરવી પડે.” એમ ચોર મનમાં બોલ્યો.

પરંતુ અહીં સુધી આવ્યો અને બે માળ જોવાના રહી જાય તો ફરી-ફરી ઓછું જ અવાય તેમ હતું, પણ સાતમા માળે તો માત્ર હવા ખાવા માટે બાર સ્તંભવાળી છત્રી—‘બારાધરી’—હતી. ત્યાં શું જોવાનું હોય? એમ વિચારી માત્ર છઠ્ઠો મજલો જોઈ પાછા ફરવાનું ધાર્યું હતું.

છઠ્ઠો મજલો એ તો રાજાનું શયનગૃહ! વિશાળ ભવ્ય દીવાનખાનામાં સુવર્ણપર્યંક પર મખમલની શય્યામાં અપ્સરાઓને પણ લજ્જિત કરતી સદાયુવાન સૌંદર્યની મૂર્તિસમાન મહારાણી પોઢી હતી.

“શું રૂપ! શું લાવણ્ય! શું મસ્તી! શું પ્રભાવ!” ચોર થંભ્યો.

રાજ-કાજના બોજા અને શત્રુઓના નિરંતર ભયથી ચગદાઈ-મૂંઝાઈ રહેલા રાજાઓ! અને તે બિચારા આ પ્રભાવને શું માણી શકે? આ મસ્તીને શું ઈન્સાફ આપી શકે? અનેક સ્ત્રીઓ પરણીને અને અનેકનાં શરીરો

ખરીદીને હતવીર્ય બનેલા કૂકડાઓ આવા જોડી વગરના રત્નને કંઈ છાતી પર રાખી શકે ?

"બસ, આજે તો હું એ સુંદર કેદીને જરૂર છોડાવીશ. અને જ્યારે હું ચોરી કરવા આવ્યો છું તો તેનું દિલ જ ચોરીશ. પાંચમા મજલાના હીરા–માણેક આ ખજાના આગળ શું વિસાતમાં છે ?"

ધનના અખૂટ ભંડાર કરતાં સૌંદર્યને આટલું વધારે મહત્ત્વ આપી શકનાર કોઈ શાહુકાર પણ ભાગ્યે જ જન્મ્યો હોય !

ચોરમાં 'જોર' બોલતું હતું. નહિ કે 'ભૂખ્યું ઢોર !'

તે ધીમે પગલે પલંગની નજીકમાં ગયો અને આસ્તેથી રાણીએ ઓઢેલી જરીની શાલ ખેંચી. ચપળા તરત જ જાગી ઊઠી. અણધાર્યો અને અજાણ્યો પુરુષ નજરે પડવા છતાં તે લેશ માત્ર ગભરાઈ નહિ.

"કોણ ? શાને ?" તેણે દમામભર્યા ચહેરે પ્રશ્ન કર્યો.

"ચોર ! ફક્ત એક ચોર !" ટૂંકો જવાબ મળ્યો.

અજાણ્યા મનુષ્યની હિંમત તથા સચ્ચાઈ રાણીને આશ્ચર્યજનક લાગી. તે હવે વધારે નિર્ભય બની. પલંગથી નીચે ઊતરી એક આસન પર બેઠી અને પછી ચોરને નીચે બેસવા ઇશારો કર્યો.

"તું જે હો તે હો" તે ધીમેથી બોલી. "આટ-આટલા પહેરા વચ્ચે તું જીવતો અહીં સુધી આવી શક્યો તે તારા ભાગ્યની અને હિંમતની હું કદર કરી શકું છું. મહારાજ શિકારે ગયા છે એ યોગ પણ તારા ભાગ્યનુ જ ચિહ્ન છે. અને જ્યારે ભાગ્યદેવી જ તારે સાનુકૂળ છે એમ હું જોઉં છું તો હું પણ દૈવની ઇચ્છાને આડી નહિ આવું. જા, પાંચમા મજલા પર ઝવેરાત છે તેમાંથી મનમાની લૂંટ કર અને તારા ભાગ્ય અને મારી દયા ને શુકરાના કરતો ચૂપચાપ ચાલ્યો જા!"

"દયા! તારી દયા! મારા પર!" ચોર બોલ્યો "ક્યાં છે તે દયા? શું તું મને પકડવાને બદલે, જતો કરે છે અને ઝવેરાત આપે છે તેને દયા કહે છે? મોટાને હાથે છોટી દયા એ તો કત્લ છે! દેવી, દયા જ કરવી હોય તો મારા જીગરની માલેક થઇ આજ્ઞા કર! અને તે ન કરી શકતી હોય તો બેલાશક બોલાવ તારા પહેરે-ગીરોને! મારી પાસે પણ છે આ શસ્ત્રો. હું એમને યુદ્ધ આપીશ અને કાં તો તેમને મારીશ, અને વિજેયી થઈ તને ઉઠાવી જઈશ, નહીં તો તારી મીઠી યાદગીરી સાથે આનંદથી મૃત્યુને ભેટીશ."

રાણી ચમકી. તેને હવે ભાન થયું કે કોઈ જેવા-તેવા માણસ સાથે કામ પડ્યું ન હતું અહીં બળથી નહિ પણ કળથી કામ લેવા જેવું હતું. એવો નિશ્ચય કરી ચતુરા બોલી: "એ બલ પર કઈ સ્ત્રી કુરબાની ન કરે?

પણ અહીંથી હમણાં સાથે જવું શક્ય નથી. હમણાં તો–"

"ઓહ !" સફલતા મળતી જોઇ પ્રસન્ન થયેલો ચોર બોલ્યો. "તને બગલમાં લઇ હું નીચે ઊતરી શકું છું. અને એક બાજુના સંત્રીઓને તો મેં ક્યારનાય ખતમ કર્યા છે."

રાણીએ ભેદભર્યું સ્મિત કર્યું. ચોરને ખાત્રી થઇ કે તે ખરેખર તેની બનવા ખુશ હતી. બળવાન હમેશાં ભોળા હોય છે, અને ભોળા ન હોય તોપણ સ્ત્રી આગળ પુરુષની ચાલાકી હારે છે.

"હું માનું છું કે તે પણ તું કરી શકે." તે બોલી. "પણ મને પોતાને તે રસ્તે ભય લાગે છે. કદાચ પડું તો ફજેતી અને તારો નાશ એ બન્ને પરિણામો સહન કરવાની મારામાં શક્તિ જોઇએ ને ? પણ સબૂર ! મને એક માર્ગ સૂઝે છે, જોયો પે...લો શહેર બહારના તળાવ પરનો વડ. તું હમણાં જેમ આવ્યો તેમ ચૂપચાપ ચાલ્યો જા અને એ વડ નીચે થોભ. સવારે મહારાજા પાછા ફરશે તે પછી મારા હંમેશના નિયમ મુજબ તે વડની નજીકના મંદિરે દર્શન કરવા હું જઇશ. તે વખતે મારી સાથે એક વિશ્વાસુ દાસી અને રથ હાંકનાર સિવાય બીજું કોઇ નહિ હોય. તું તે રથ હાંકનારને ઠાર કરજે અને પછી તું જ સારથી બની રથ હંકારી મૂકજે. પછી ક્યાં જઇ રોકાવું એ વિચાર તને સોંપું છું."

ચોરને યોજના પસંદ પડી. તે વિષયી જેવો વિહ્વળ ન હતો. તેથી જ રાહ જોઈ શક્યો, સબૂરી પકડી શક્યો.

"હું વિશ્વાસ રાખું છું." તે બોલ્યો.

"હું વચન આપું છું." તેણે પડઘો પાડ્યો, પણ તે જ વખતે મનમાં હસી અને મનમાં જ બોલી: 'કેવો મૂર્ખ! ચાલો, અણી ચૂક્યો સો વર્ષ જીવે.'

તે ચાલવા લાગ્યો ત્યારે તેણે કહ્યું કે, "પાંચમે મજલેથી ઝવેરાતની એક ગાંસડી તો જરૂર લેતો જજે; પાછી આપણને જ કામ લાગશે."

"નહિ, મોટા ઝવેરાત મેળવ્યા બાદ શું નાના ઝવેરાતનો ટોટો પડવાનો હતો?" એટલા જવાબ સાથે તે દીવાલ ઊતરવા લાગ્યો અને જોતજોતામાં જમીન પર પહોંચી અંધકારમાં અદૃશ્ય થયો.

[૨]

વડની વડવાઈ બેઉ હાથથી પકડી, બન્ને હાથ પર મસ્તક ટેકવી, રાજમહેલની બારી તરફ દૃષ્ટિ કરીને, મૂર્તિ જેવું પેલું કોણ ઊભું છે. એની આંખો પ્રકાશિત પણ જડ હીરા જેવી સ્થિર છે. એની સામેની આખી દુનિયા અદૃશ્ય થઇ છે—સિવાય કે રાજમહેલની એક માત્ર બારી અને ત્યાં ઊભેલી તેને જ દેખાતી જોગમાયા!

કલાક! બે કલાક! પ્રભાત! ધ્યાનસ્થ ચોર છેક જ જડવત્ બન્યો. આંખો આપોઆપ મીંચાઈ ગઇ. દેહ-

ભાન ભૂલાઈ ગયું.

લોકે, એ રસ્તે થઈને મંદિર તરફ જવા લાગ્યા. આ અવનવું દૃશ્ય જોઇ કુતૂહલપ્રેમી લોકો આ અજાણ્યા પાત્રને બોલાવવા લાગ્યા. પણ અવાજો થવા છતાં ઉત્તર નહિ મળવાથી તેમ જ શરીરની કાંઇ પણ ચેષ્ટા નહિ જોઈ તેઓએ અનુમાન કર્યું કે તે કોઈ સમાધિસ્થ યોગીશ્વર હોવો જોઇએ.

એને બન્યું હતું પણ એમ કે, મહેલમાંથી પાછા ફરતાં ચોરે પસીનો બહુ વળવાથી ધોતિયા સિવાયનાં વસ્ત્રો અને તે સાથે શસ્ત્રો મંદિરમાં છુપાવ્યાં હતાં ધોતિયું પણ સવારે આપોઆપ સરી પડયું હતું, જેનું તેને ભાન ન હતું અને જે ત્યાં જમીન પર પણ હમણાં રહેવા પામ્યું ન હતું, ચોરનોય ચોર કોઇ જાગ્યો હશે!

"તળાવ પર કોઈ યોગીશ્વર આવ્યો છે ને સમાધિ ચડાવી છે" એવી વાત જોતજોતામાં શહેરમાં ફેલાઈ ગઇ. લોકોનાં ટોળે-ટોળાં દર્શને આવવા લાગ્યાં. બપોરે આજુબાજુનાં ગામડાંઓમાંથી પણ લોકો આવવા લાગ્યાં! સાંજે તો મીઠાઇ અને રમકડાંની દુકાનો મંડાઇ-કારણ કે મોટા મેળામાં તે તો પહેલી જાઇએ!

રાત્રે સાધુ-સંતો અને ભકતો ચોતરફથી આવી પહોંચ્યા અને ભજન-કીર્તનની ધૂન ચાલી રહી. પણ આ ધૂન એકતાન બનેલા ચોરના કાન સાથે અથડાઇ પાછી ફરતી. અંદર જવા પામતી નહિ. અને કલાકોનુંય ભાન નહોતું.

વિશાળ વડવૃક્ષની ‘એક’ જ ડાળી પકડીને એક જ લક્ષ્ય પર સઘળી વૃત્તિઓને જોડી ઊભેલા ‘ચોર’ને ખબરે ન પડે તેમ એક, બે, ત્રણ દિવસ વહી ગયા.

બીજે દિવસે રાજા પાસે અવધૂતના સમાચાર પહોંચી ચૂક્યા હતા. અને દીવાને પણ ઇચ્છા દર્શાવી હતી કે ગાદી-વારસની ખોટ પૂરવાની આ તક જવા દેવા યોગ્ય ન હતી. કારણ કે યોગીની સમાધિ ત્રણ દિવસે ઊતરે તે વખતે જે ઇચ્છા સાથે તેનાં દર્શન કરવામાં આવે તે ઇચ્છા સફલ થાય છે, એવી માન્યતા પ્રચલિત હતી.

ત્રીજે દિવસે સવારે રાજા–રાણીએ યોગીનાં દર્શને જવું, એવો ઠરાવ થયો. રાણીને આગલી રાત્રીએ ખબર આપવામાં આવી હતી. યોગી કોણ હશે એ વાતની તેને કલ્પના પણ ન હતી ? સવારે વહેલી ઊઠી સ્નાન કરી સોળે શણગાર ધારણ કરી પતિની આજ્ઞા મુજબ તે તૈયાર થઈ પતિની રાહ જોતી બેઠી હતી. રાજાનાં પગલાં સંભળાયાં અને નીચે રથનો ખડખડાટ પણ થયો. દાસીએ ખબર આપી કે, દીવાનજી અને ભાયાતો વગેરે રાહ જુએ છે.

ચાર ઘોડા જોડેલા રથમાં રાજા–રાણી બેઠાં. દીવાન વગેરે પાછળ ચાલતા હતા. રસ્તે જતાં પ્રજાજનોમાં રૂપિયા ઉછાળતા હતા. મધુર વાદ્યો પણ સાથે–સાથે વાગી રહ્યાં હતાં.

વડથી થોડે દૂર રથને ઊભો રાખી રાજા–રાણી ચાલતાં જ વડ પાસે આવ્યાં. કહેવાતા યોગીશ્વરના ચહેરા પર નજર પડતાં જ રાણી જાણી ગઈ કે તે કોણ હતો? તેને તે સાથે ભય પણ લાગ્યો કે રખેને ચોર રાત્રીવાળી ઘટના ખુલ્લી કરે અને રાજા વહેમાય. જેમ–તેમ હિંમત એકઠી કરી રાણી નીચે મુખે ઊભી રહી.

હવે વંદન–વિધિ શરૂ થઇ. દીવાને યોગીશ્વરને સાષ્ટાંગ દંડવત્ કરી સમાધિ ઉતારવા અને મહારાજાને પુત્ર–પ્રાપ્તિની આશિષ આપવા અરજ કરી. અરજનો કાંઈ જ પડઘો પડચો નહિ. હવે રાજાએ નસીબ અજમાવ્યું. યોગીશ્વરના પગ પર શિર ઝુકાવી કૃપા યાચી.

આ એક મનુષ્ય હતો કે જે કૃપાની યાચના કરી રહ્યો હોવા છતાંય પડઘો પડતો નહતો. અને જેની સામે તે યાચી રહ્યો છે તે પણ એક મનુષ્ય હતો કે જેને વગર માગ્યે રાણીએ કૃપા કરવા માંડી ત્યારે સ્વીકારવા ના" કહી શકચો હતો.

અને છતાંય સમાજ કહે છે: રાજા તે રાજા અને ચોર તે ચોર!...પણ ઢોરને શું ખબર કે ખરું જોર કયું? ઘોર નિદ્રામાં પડેલી દુનિયા કૃત્રિમ સિદ્ધાંતોનો શોરબકોર કરતી વૃદ્ધ બની તો પણ ગોર કરતા શીખી નહિ.

રાજાની પ્રાર્થના ખાલી ગઇ ત્યારે તેણે રાણીને ફરમાવ્યું કે તેણે હવે નસીબ અજમાવવું.

આ આજ્ઞા તેને માટે ભયંકર હતી. પણ બીજો ઉપાય ન હતો.

ફરમાવ્યા મુજબ તેણે પોતાનું મસ્તક યોગીશ્વરના ચરણ પર મૂકયું. મોંમાંથી તો અક્ષરવટીક ન નીકળી શકયો. તથાપિ તે ધ્યેય–મૂર્તિનો સ્પર્શ થતાં જ ચોરના આખા બદનમાં વિદ્યુતનો ચમકારો થયો. તે સાથે જ તે ભાનમાં આવ્યો. ખુલેલાં લાલ નેત્રો સ્થિર થઈ જોવા લાગ્યાં. ચોતરફથી 'યોગીશ્વર મહારાજની જય!' એવો સંયુક્ત ધ્વનિ થયો.

"આ શું? લોકો કેમ? ધૂમધામ શાની?... અને આ બાજુ મારા પગ આગળ રાણી... એકલી આવવાની હતી તેને બદલે આટલા મોટા જનસમૂહ સાથે! અને આ...તો રાજા પોતે. રે, એ તો વળી પગે પડે છે."

તેને આ બધું સ્વપ્ન હોય એમ ઘડીભર લાગ્યું. પણ બીજી જ ક્ષણે એ સ્વપ્નનો ખ્યાલ રાજાએ દૂર કર્યો—કારણ કે તેણે પ્રાર્થના શરૂ કરી અને યોગીશ્વરની સમાધિની શક્તિથી પુત્રનું વરદાન પામવાની આશા વ્યક્ત કરી.

હવે તે સમજયો સ્વપ્નમાંથી જાગૃતિમાં હવે તે આવ્યો.

તરત જ તેણે નેત્રો બંધ કર્યાં અને મનન કર્યું. એક રાણીનો વિશ્વાસ, અને તે વિશ્વાસે તેને રાણી જ માત્ર નહિ પણ દરબારીઓ અને પ્રજાજનો સહિત રાજા પણ તેના ચરણે લાવી આપ્યાં હતાં. આહ! હવે શું તે

રાણીની 'કૃપા' ઇચ્છે? જેને રાજા સહિત રાણી નમે તે શું હવે રાણીનો ઉમેદવાર બની શકે? એકનું જ ધ્યાન! માત્ર એકનું... પણ તેણે સઘળું દૃષ્ટિ સમક્ષ હાજર કર્યું હતું. સઘળું જેને મળ્યું છે તેને કંઇ એક ચીજની ઇચ્છા રહેવી સંભવે?

[૩]

મનન પૂરું થયું. આંખો ફરી ખુલ્લી.

"માતા–"

રાણીનો ભય ભૂતની માફક ભાગ્યો. સાથે જ શંકા અને લજ્જા પણ અલોપ થઈ.

"માતા! પરમાત્માની કૃપાથી તારી ઇચ્છા પૂર્ણ થાઓ." અને તે મૂઠીઓ વાળીને દોડ્યો; દોડ્યો, અને એવો દોડ્યો કે પાછું ફરીને નજર કરવાને ઊભો ન રહ્યો.

એક રાણી એનો ભેદ સમજી, પણ તે સમજીને સમાઇ ગઈ. રાજા પ્રસન્ન થયો કે તેને યોગીશ્વરના આશીર્વાદથી ગાદી–વારસની પ્રાપ્તિ થશે.

અંતર–ચિત્તનો ચમત્કાર જોઇ ચૂકેલો ચોર લોકોમાંથી નાસીને બીજે ક્યાં જાય – સિવાય કે ગુરુ પાસે, કે જ્યાં તેને એક વધુ લૂંટ મળવી શકય હતી. તે લૂંટ તે બીજી કોઈ નહિ પણ 'પરમચિત્ત ચિંતવન'ની ચાવી.

મોટામાં મોટા શ્રીમંતની ચોરી કરવાની વિદ્યા શિખવનાર ગુરુને શોધતો–શોધતો ચોર હિમાલયના

બરફથી ઢંકાયેલા શિખર પર આવી પહોંચ્યો, જ્યાં એક ગુફામાં પેલા જૂના યોગી અખંડ જાગતા બેઠા હતા. ચોરને જોતાં જ યોગી બોલ્યો : “કેમ રે, મોટા રાજાઓના ઘરની ચોરી કરતાંય કાંઇ ઊણું રહ્યું કે અહીં આવવું પડ્યું ?”

“પ્રભો !” ચોર બોલ્યો. “તે વખતે મારો ગજ નાનો હતો, મને સૌથી મોટો શ્રીમંત રાજા જ લાગતો હતો. પણ હવે એથીએ મોટા શ્રીમંતને મેં ઓળખ્યો છે, ચોરી જ કરવી તો શું કરવા એટલું અધૂરું રાખવું ?” અને તેણે સઘળી વીતક કહી સંભળાવી.

યોગીએ પૂછ્યું, “કે એ સઘળો ખેલ કરનાર, કરાવનાર તારા શિષ્યને તેં ઓળખ્યો ?”

“મારો શિષ્ય !” ચોર બોલ્યો. “હું પોતે જ આપનો શિષ્ય થવા આવ્યો છું ત્યાં મારે શિષ્ય કેવો ? દેવ ! મારો સ્વીકાર કરશો ?”

“એક શરતે !” યોગીએ કહ્યું. “તને રાણી પર ક્રીડા કરાવનાર, તેના વચન પર વિશ્વાસ કરાવનાર, ત્રણ દિવસ સુધી એક જ સ્થાને તને સ્થિર રાખનાર તારા શિષ્યને પ્રથમ ઓળખ, તો જ મને ઓળખવાને તું યોગ્ય બનીશ અને તો જ તને શિષ્ય તરીકે હું સ્વીકારી શકીશ.”

થોડી વાર મૌન રહી ચોર બોલ્યો : “દેવ ! મેં તે ચક્રમ ચેલાને હવે ઓળખ્યો. એનું નામ છે મન, એ જ સઘળા ખેલ કરે—કરાવે છે.

“ખરું !” યોગીએ કહ્યું. “પણ જો તું એને ઓળખી શક્યો, એ નિરંકુશ બેઅદબ ગુલામના સ્વરૂપને પિછાની શક્યો, તો તે તારા પાળેલા કૂતરા જેવો થઈ રહેશે. એ જબરો ભટકાઉ અને ભારે ભસનાર છે, પણ એનું ભટકવું તથા ભસવું તારા જ બળને આધારે થાય છે એ બળ ક્યારે ધીરવું અને ક્યારે નહિ તે તો માલિકની મોજ પર અવલંબિત છે. જ્યાં પણ એંઠ નજરે પડે છે ત્યાં દોડી જઈ મોં નાખવાની એ શ્વાનને ભૂખડું આદત છે. પણ તારી આજ્ઞા વગર થતી એવી તમામ ક્રિયા પ્રસંગે તારે એને એક લાત મારી લેવી, એટલે આઘાત પામેલો તે બે પગો વચ્ચે પૂંછડી છૂપાવતો ચૂપચાપ ખોડમાં ભરાઇ બેસશે અને ચોરની માફક નીચી નજર ઊંચે કરવાનીય હિંમત નહિ કરે. હા, જ્યારે તારી મોજ તેને ફરમાવશે ત્યારે તારા બળને આધારે તે ગમે તેવા શિકારને પણ પકડી તારી સમક્ષ હાજર કરશે અને તેમાં મોં ઘાલવાની ઇચ્છાયે નહિ કરે. તેની નિરકુંશ સ્થિતિમાં જ તે અહીં–તહીં ભટકવાની અને ભસવાની શક્તિ ધરાવે છે. પણ અંકુશવાળી સ્થિતિમાં તો તે એક પવન-વેગી અશ્વની ઝડપ અને વરુ જેવી શિકાર પકડવાની શક્તિ ધરાવે છે અને તે વખતે એનું તેજ પણ ઔર હોય છે. એ તેજ તે પછી એની કૂતરીઓને ધીરશે કે, જેઓ તને તારી આજ્ઞાનો અમલ કરવાના કામમાં એ જ તેજ વડે મદદગાર થશે. અને ખરેખર તે કૂતરાને એક બે

નહિ પણ દસ ઓઓ છે, જેમાંની પાંચને જ્ઞાનેન્દ્રિયો અને પાંચને કર્મેન્દ્રિયો એવા નામથી ઓળખાય છે.

“ સમજ્યો, દેવ ! ” ચોર બોલ્યો. “હજુ ફરમાવો.”

યોગી : “ પ્રથમ તો જે વૃત્તિઓ તારા ચિત્તમાં ઉદ્ભવીને ત્યાંથી વિષયો (Objects) તરફ જાય છે તેમને જવા ન દે, રોકી રાખ. ”

ચોર : “ સમજ્યો, દેવ ! ”

યોગી : “પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વોથી દુનિયા અને દુનિયામાંના પ્રાણી પદાર્થ બન્યા છે. તેઓ પૈકીના આકાશનો ગુણ શબ્દ છે અને તે કાનનો વિષય છે. કાનોને શબ્દનું જ્ઞાન થાય છે તે બિલકુલ સહજ હોય છે, જ્યારે બાકીની ચાર ઇન્દ્રિયો ( સ્પર્શ, રૂપ, રસ, ગંધ )ને પોતાના વિષયોને ગ્રહણ કરવા સારુ કાંઇ નહિ ને કાંઇ શ્રમ સેવવો પડે છે. જેમકે રૂપ જોવા સારુ આંખો ખોલી જોવું પડે છે. તેમ જ વળી શબ્દ કે નાદમાં મન જેટલું તલ્લીન થાય છે તેટલું બીજા કોઇ વિષયમાં થતું નથી.

તેથી ‘ શબ્દ ’ માં મનને જોડવાથી સઘળી ઇન્દ્રિયોની ક્રિયા અટકી પડે છે અને ચિત્ત આકાશ જેમ વ્યાપક અને નિષ્ક્રિય બને છે. કયા શબ્દોમાં મન લગાડવું સ્વાભાવિક થઈ પડે તે હું હમણાં જ કહીશ, પણ તે પહેલાં

કહી લઉં કે, મન કે જેનું સ્વરૂપ જ સંકલ્પ–વિકલ્પ રૂપ છે તે કાં તો ભૂતકાળનું સ્મરણ અને કાં તો ભવિષ્યનું ચિંતન કરે છે. વર્તમાનના વિચાર તો પ્રમાણમાં ઘણા જ થોડા. તેથી મનને **એક જ ચિંતવનમાં રોકી દેવું કે જેથી ભૂત–ભવિષ્યનાં સ્મરણ–ચિંતન થવા ન પામે, અર્થાત્ ચિત્તવૃત્તિઓનો નિરોધ થાય.**"

ચોર : 'શબ્દ'માં મનને સંલગ્ન કેમ કરવું તે ફરમાવવો ને ?

યોગી : "શ્વાસોચ્છ્વાસની ક્રિયાનું અવલોકન કરીશ તો તને માલૂમ થશે કે ચોવીશ કલાકમાં ૨૧,૬૦૦ શ્વાસોચ્છ્વાસ ચાલે છે. જરા વધુ બારીકીથી અવલોકન કરીશ, તો જણાશે કે પ્રત્યેક શ્વાસોચ્છ્વાસમાં અંદર ખેંચાતા શ્વાસમાં स એવો ધ્વનિ અને બહાર નીકળતા પ્રશ્વાસમાં ह એવો ધ્વનિ સંભળાય છે.

આ સકાર અને હકાર પર વધારે બારીક અવલોકન કરશે તો અંદર ખેંચેલા વાયુમાં 'सो' અને હોઠ બંધ કરી બહાર છોડાતા વાયુમાં हम એવો ધ્વનિ સંભળાશે... **सो–हम...सो=તે ऽहम=હું...**' તે હું...'...' તે કે જેની શોધમાં આખી દુનિયા ફરે છે તે જ હું'...'ઇશ્વર હું...' 'બ્રહ્મ પરમાત્મા હું'...હું પોતે 'તે' હોવાથી તો "હરદમ્ 'સોઽહમ્'"નો જાપ આપોઆપ મારા સ્થૂલમાં ચાલતો રહે છે !"

ચોર : “આશ્ચર્ય ! મારી અંદર જ મારો ઈશ્વર અહોનિશ નાદ કરતો રહ્યો છે—પોતાના હોવાપણાનો ઢંઢેરો પીટતો રહ્યો છે—તે છતાં હું અદ્યાપિ પર્યંત તેનાથી અજ્ઞ જ રહેવા પામ્યો છું.”

યોગી : “શ્વાસોચ્છ્વાસને સાધી તારા લક્ષમાં બેસાડશે તો એ “અભ્યાસ”ને પરિણામે તારું દેહાભિમાન નહિવત્ થવા પામશે, ચિત્તની શુદ્ધિ થશે, ‘જ્ઞાન’ થશે. આ પ્રમાણે અભ્યાસ ચાલુ રાખવાથી તારો મન નામનો શિષ્ય તને પૂર્ણ આધીન થશે અને ચિત્તવૃત્તિઓનો નિરોધ થવાથી તું યોગી બનીશ. વૃત્તિઓ મનની સખીઓ છે. મન ચૂપ થયું એટલે વૃત્તિઓનો ખેલ પણ અટક્યો અને પછી આત્મજ્ઞાનની પ્રાપ્તિ સુલભ થાય.”

આ પ્રમાણે ગુરુએ બતાવેલ સાધન અને અન્ય પણ બીજાં અનેક સાધનો, જ્ઞાન વગેરે ગુરુ પાસેથી ગ્રહણ કરીને તદ્દનુસાર સાધના, અભ્યાસ કરીને વાર્તાનો અધિનાયક ચોર સમય જતાં એક સમર્થ યોગી બન્યો.

## શિક્ષા.

ચોરને જે સમાધિ લાગી હતી તેનું ધ્યેય (રાણીરૂપ) અશુદ્ધ હતું તે છતાં પણ તે ધ્યેયમાં ચોરની મનોવૃત્તિઓ તદાકાર થઈ ગઇ હતી કે તેને બાહ્યનું કોઇ ભાન જ ન રહ્યું. આવી તદાકાર વૃત્તિને કારણે ધ્યેય અશુદ્ધ હોવા છતાં પણ ચોરનો વિવેક જાગ્રત થયો અને તેને પોતાને

સમજાયું કે જ્યારે મેં રાણીનું જ ધ્યાન કર્યું તો રાજા, પ્રજા વગેરે મને માન આપી વંદન–નમસ્કાર કરી રહ્યાં છે. તો હું પ્રભુનું ધ્યાન કરું તો મને શું શું પ્રાપ્ત ન થાય ? અને આવો વિવેક જાગ્રત થતાં જ તે ગુરુચરણે ગયો અને સાધના કરીને સમર્થ યોગી બન્યો.

ધ્યેય અશુદ્ધ હોવા છતાં તેને જે તદાકાર વૃત્તિ થઇ તેનું પણ કારણ જાણવું જરૂરી છે.

સામાન્ય માનવને **તદાકાર વૃત્તિ થવી દુર્લભ છે.** તો ચોરમાં શા–શા ગુણો હતા તે હવે આપણે વિચારીએ ?

પ્રથમ તો તે નિયમોનું પાલન દૃઢતાથી કરતો હતો. તેણે યોગીને કહ્યું હતું કે "મરીશ તે કબૂલ, પણ નિયમ તો નહિ જ તોડું." બીજો ગુણ એ કે, સાધુ–સંતોને ખવરાવ્યા વિના ન ખાવું. આ નિયમે તેને સાચા સંતનો ભેટો કરાવ્યો અને તે વધારે નિયમ લઇને આગળ વધ્યો.

તે સિવાય તેમાં સત્યવાદીપણું હતું. સત્ય તે જ વદી શકે જે નિર્ભય હોય, ધૈર્યવાન હોય. યોગીએ પૂછ્યું ત્યારે અને રાણીએ પૂછ્યું ત્યારે તેણે નિર્ભયતાથી કહ્યું કે, હું ચોર છું.

વળી તે નિસ્પૃહી પણ હતો. રાણીએ તેને ઝવેરાતની પોટલી લઇ જવા કહ્યું તોપણ લાલચનો ત્યાગ કરીને તેણે તે લીધી નહિ. તેમ જ ઝવેરાત કરતાં તેણે ગુણને

વધારે મહત્ત્વ આપ્યું. વળી તે સાહસિક હતો, ખરો મર્દ હતો.

તેનું ચારિત્રબળ એક ચોર હોવા છતાં મહાન હતું, અને મનોભૂમિ શુદ્ધ હતી. **ચારિત્રબળ** અને **મનોભૂમિ શુદ્ધ હોવાને કારણે જ તેને સમાધિ દ્વારા સદ્-અસદ્‌નો વિવેક પ્રગટ્યો અને ગુરુનું શરણ ગ્રહી તે સાધના દ્વારા એક સમર્થ યોગી બન્યો.** મનોભૂમિ શુદ્ધ હોવાને કારણે જ તેને એવી ઉત્તમ સમાધિ લાગી હતી, તે વાચકોએ ખાસ લક્ષમાં રાખવું.

એ માટે સાધકે પ્રથમ નૈતિકબળ અને ચારિત્ર-બળને વિકસિત કરી પછી જ ધ્યાન–સમાધિનો અભ્યાસ કરવો જોઈએ એ ખાસ યાદ રાખવું, ભૂલવું નહિ.

## પ્રકરણ ૧૦ મું

# કુંડલિનીયોગ

કુંડલિની તે એક મુખ્ય શક્તિ છે. તેને 'ચિદ્દશક્તિ' પણ કહે છે, જે મુલાધારચક્રમાં અદૃશ્ય પરંતુ અત્યંત પ્રભાવોત્પાદક રૂપમાં વિદ્યમાન છે. કુંડલિનીયોગ પણ એક પ્રકારનો યોગ છે જે વડે સાધક સુષુપ્ત કુંડલિની જાગ્રત કરીને નીચેનાં છ ચક્રોને ભેદીને એને સહસ્રાર ચક્રમાં લઇ જાય છે. એ પ્રમાણે થવાથી નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થાય છે અને તે સમાધિ દ્વારા સર્વોચ્ચ જ્ઞાન અને આત્મિક સુખ પ્રાપ્ત થાય છે.

નાભિકમલ પાસે કુંડલિની સાડા ત્રણ આંટા વાળી પડેલી છે. તેના ઉપર ઉડ્ડીયાન બંધપૂર્વક કેવલ–કુંભક પ્રાણાયામ દ્વારા આઘાત થવાથી તેનુ ઉત્થાન થતાં પ્રાણવાયુ મેરુદંડમાં પ્રવેશ કરી બ્રહ્મરંધ્રમાં સ્થિર થાય છે અને તેથી સમાધિદશા પ્રાપ્ત થાય છે. નાભિમાં 'સોઽહં' શબ્દનો સ્વયમેવ શ્વાસની સાથે જાપ થાય છે તેને અજપાજાપ કહે છે. નાભિથી હૃદયમાં વાયુનો સંચાર થતાં રંકારનો પ્રકાશ થાય છે. તેમાં મનની સ્થિરતા થતાં અનેક અશુભ

સંકલ્પોનો નાશ થાય છે. નાભિથી સુરતાની[1] દોરી ગગનગઢમાં લાવવી.

ત્રિપુટીમાં સુરતા સાધતાં અનહદ ધ્વનિનો પ્રકાશ થાય છે. અનહદ ધ્વનિના અધિષ્ઠાયક દેવતાઓ સાધકનું સ્થિર ચિત્ત દેખી તેની સેવા કરે છે. સાધક યોગીને અનેક પ્રકારની રિદ્ધિઓ દેખાડે છે, સાધકની દૃષ્ટિએ અનેક અદ્‌ભુત રૂપો દેખાય છે, પણ સાધક યોગી અનેક પ્રકારની રિદ્ધિ દેખી ચિત્ત ચલાયમાન કરે નહીં; જે ચલાયમાન થાય નહીં તે સમાધિને પ્રાપ્ત કરે છે.

નાભિની પાસે કુંડલિની નાડી છે અને તેની પાછળ વંકનાલ (મેરુદંડ) છે. અને વંકનાલ તે દશમા બ્રહ્મરંધ્રનો માર્ગ છે. ત્રણ કલાક સુધી કોઇ પણ આસનની સિદ્ધિ કરી આ પ્રમાણે પ્રાણાયામપૂર્વક ત્રાટક કરવાથી પ્રાણવાયુ બ્રહ્મરંધ્રમાં પ્રવેશે છે અને ત્યાં અનેક પ્રકારના ચમત્કાર જોવામાં આવે છે.

ઊલટી આંખોથી ત્રિપુટીમાં ત્રાટક કરી પ્રાણવાયુનો સંચાર મંદ કરવો, ત્રિપુટીમાં ત્રાટક કરીને બ્રહ્મરંધ્ર પર્યંતનો માર્ગ શુદ્ધ કરવો, ત્યાર બાદ ત્રાટક અને કેવલ કુંભકથી બ્રહ્મરંધ્રમાં સ્થિરતા સાધી આત્મસ્વરૂપમાં લીન થવું.

હંકારથી સ્વર ઊઠે છે અને ઝંકાર થઈ સમાઈ જાય છે. હંસ એવો શબ્દ છે તે જ અજપાજાપ કહેવાય છે.

---

૧ નાભિકમળમાં ધ્યાનની વૃત્તિને રાખવામાં આવે તેને સુરતા કહે છે.

અર્થાત્ જપ્યા વિના સહેજે હંસરૂપ ચેતનનો જાપ થાય છે. તેનું જો જ્ઞાન થાય તો શ્વાસની ગતિ કમ થાય અને સ્થિરતા થાય. બ્રહ્મરંધ્રમાં પ્રાણ તત્ત્વનું મુખ્ય સ્થાન છે. નાડી–તંતુઓનું ગૂંચળું કંઠના મધ્યભાગમાં રહેલું છે તેને 'વિશુદ્ધિ ચક્ર' કહે છે.

હૃદયભાગમાં જે નાડી–તંતુઓનું ગૂંચળું આવેલ છે તેને 'અનાહતચક્ર' કહે છે, જઠરના ભાગમાં જે નાડી-તંતુઓનું ગૂંચળું આવેલું છે તેને 'મણિપૂરકચક્ર' કહે છે, આંતરડાના ભાગમાં જે તંતુઓનું ગૂંચળું આવેલું છે તેને 'સ્વાધિષ્ઠાનચક્ર' કહે છે, ગુદાસ્થાનમાં જે તંતુઓ જાળાંરૂપે ફેલાયેલા છે તેને 'મૂલાધારચક્ર' કહે છે, મગજ-માંના તંતુઓનાં જાળાંથી જે સૂક્ષ્મ તંતુચક્ર બન્યું છે તેને 'સહસ્રાર ચક્ર' કહે છે.

આ ષટ્ચક્રમાં પ્રાણવાયુ રહેલો છે, તેમાં મંત્રવા સંયમ કરવાથી ષટ્ચક્રનું ભેદન થાય છે. કહેવાનો મતલબ એ છે કે, જેવી રીતે કોઇ રસ્તો ઉજ્જડ હોય, કોઈ જતું–આવતું ન હોય તો તે જાળાં–ઝાંખરાંથી આવૃત્ત થઇ જાય છે અને તે સાફ થાય તો જ આગળ વધી શકાય. તેમ જ કોઇ જગ્યા અથવા મકાન પણ ઘણા દિવસના વપરાશ વગરનું પડેલું હોય તો તેમાં પણ જાળાં વગેરે આવી જાય છે અને તેમાં વસવું હોય તો તેને સાફ કરવું જોઇએ છે. તેવી જ રીતે આત્માભિમુખ થવાનો માર્ગ પણ ઉજ્જડ થયેલો છે અને તેમાં જાળાં વગેરે આવેલાં

છે, જેને યોગની પરિભાષામાં ચક્રો કહેલ છે. તેને દૂર કરીને જ આગળ ચિદ્દશક્તિને જવાનો માર્ગ છે. ચિદ્દ-શકિત ( કુંડલિની ) તે આત્માની શકિત છે પણ અનાદિ કાલથી તે આત્માથી વિખૂટી પડીને સંસાર તરફ વહી રહી છે.

જેમ કે રામ તે આત્મા છે અને સીતા તે તેની શકિત છે. સીતાનું રાવણે હરણ કર્યું હતું તેથી સીતા રામથી વિખૂટી પડી ગઇ હતી. તે જ પ્રમાણે આત્મ–રામની શકિત રૂપી સીતાને ચાર કષાય, (ક્રોધ, માન, માયા, લોભ) પાંચ વિષય (શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ) અને દસમું મન એ દસ મસ્તક રૂપી રાવણે તેનું હરણ કરેલ છે. રામે રાવણ સાથે યુદ્ધ કરી સીતાને પાછી મેળવી તેવી જ રીતે વિષય, કષાય અને મનની સાથે યુદ્ધ કરીને આત્મ–રામની શકિત રૂપી સીતાને મેળવવાની છે.

વિષય–કષાયને જીતવાનો પ્રયત્ન એ સાધના એ જ અને તે દ્વારા ચક્રોનું ભેદન કરી કુંડલિની ને સહસ્રારમાં લઇ જવી. તે વડે સમાધિ પ્રાપ્ત થવી તે રામને સીતાનો (સ્વાનુભવનો) યોગ, નિર્વિકલ્પ સમાધિમાં થાય છે તેને જ કુંડલિનીયોગ કહેવામાં આવે છે.

કુંડલિનીનાં સાડા ત્રણ કુંડાળાં છે તે મૂલાધાર-ચક્રમાં સુપ્ત અવસ્થામાં રહે છે. ત્રણ કુંડાળાં ત્રણ ગુણોનાં પ્રતીક છે અને અર્ધું કુંડાળું વિકૃતિઓનું પ્રતીક છે.

સુષુમ્ણા કંદના મધ્યભાગમાંથી મસ્તકની તરફ ચાલે છે. સર્વ નાડીઓનું મૂળ કંદ જ છે. ઉપસ્થેન્દ્રિયથી બે આંગુલ નીચે અને ગુદાથી બે આગુંલ ઉપરનો ભાગને કંદ કહેવાય છે. એનો આકાર ચકલીના ઇંડા જેવો હોય છે. એની કુલ પહોળાઇ ૪ આંગુલની છે.

કંદમાંથી ૭૨ હજાર નાડીઓ નીકળે છે. એ સર્વ નાડીઓમાં સુષુમ્ણા, ઇડા અને પિંગલા મુખ્ય છે. મેરુદંડની જમણી તથા ડાબી બાજુ ઇડા અને પિંગલા નાડીઓ રહે છે. ઈડા નાડીનો પ્રાણ–વાયુપ્રવાહ કરોડરજ્જુરૂપી વિદ્યુત્ ઉત્પન્ન કરનાર યંત્રસ્થાનની ડાબી તરફથી અને પિંગલાનો પ્રાણવાયુ તેની જમણી તરફથી જાય છે. તે બંને પ્રવાહો બ્રહ્મગ્રન્થિમાં એકઠા મળે છે.

જ્યારે કેવલ–કુંભક કરવામાં આવે છે ત્યારે બ્રહ્મ-ગ્રન્થિમાંની ઉષ્ણતા વધતા માંડે છે અને તેના ધક્કા આધારચક્રમાં રહેલી કુંડલિની–શકિત ઉપર પડે છે. તેથી કુંડલિની સર્પાકારે હોય છે તોપણ સીધી થઈ જાય છે અને પ્રાણ સીધો જ સુપુમ્ણા દ્વારમાં પેસી પ્રત્યેક ચક્રોને ભેદતો–ભેદતો બ્રહ્મરંધ્ર સુધી પહોંચી જાય છે. ત્યારે મનો-વૃત્તિ શાંત તથા સ્થિર થવાથી અનેક ભવની વાસનાઓના સંસ્કારો નાશ પામે છે અને વિવેકબુદ્ધિ પ્રગટે છે.

બ્રહ્મરંધ્રમાં પ્રાણ જાય તે માટે સહિત–કુંભક અને

કેવલ કુંભક કરવાની અત્યંત આવશ્યકતા છે. મેરુદંડમાં જ્યારે પ્રાણવાયુનો પ્રવેશ થાય છે ત્યારે તે ઉપર ચડે છે એવો અનુભવ થાય છે. તે વખતે આનંદની ઝાંખીનો અનુભવ થાય છે.

મસ્તકના મધ્ય ( બ્રહ્મરંધ્ર )માં એક હજાર દલવાળું કમલ છે. એ સહસ્રધાર ચક્ર છે. અહીંઆ પરમશિવનો વાસ છે. સહસ્રાધારમાં કુંડલિની શિવથી મળે છે ત્યારે નિર્વિકલ્પ સમાધિ લાગે છે. સહસ્રાધારમાં શિવ અને શક્તિના સંયોગને પરિણામે જે રસ પ્રવાહિત થાય છે, સમાધિમાં એથી શરીર સ્થિર રહે છે. સહસ્રાધાર મસ્તકનો ભાગ છે, જે માટે કહેવામાં આવે છે કે ત્યાં આત્માનું નિવાસસ્થાન છે, એની સહાયતાથી નિર્વિકલ્પ–સમાધિની અવસ્થા પ્રાપ્ત થાય છે.

યોગીજનો પ્રાણાયામ આદિ સાધનો દ્વારા સુષુમ્ણાનું મુખ ખોલી દે છે અને સુષુપ્ત કુંડલિનીને જાગ્રત કરી લે છે. મૂલાધારની એ શકિતને નીચેનાં ષટ્ચક્રોમાં કુંડલિની વિશ્રામ લેતી થકી ઉપર ઊઠે છે અથવા એમ કહેવાય કે તે એની વિવિધ અવસ્થાઓ છે.

સહસ્રાધારમાં કુંડલિની બહુ વાર સુધી રહેતી નથી. સહસ્રાધારમાં એનો વાસ સાધકની આંતરિક તથા આધ્યા-

ત્મિક-શક્તિ તથા સાધનાની કોટી અને વિમલતા પર નિર્ભર છે. અનેક સાધક નીચેના કોઈ ચક્રોમાં જ રહી જાય છે. એ ચક્રોમાં જે આનંદ એને મળે, તે એમાં જ લીન થઈ જાય છે અને એ ક્ષણિક તથા કૃત્રિમ સંતુષ્ટ થઈને તે આગળ વધવાની ચેષ્ટા કરતા નથી.

સહસ્રાધારમાં પહોંચવાથી જે આનંદ મળે છે તેના માર્ગમાં ચક્રોથી મળતો આનંદનો રસાસ્વાદન એક પ્રકારની બાધા રૂપ છે.

જે પ્રકારે સંપન્ન વ્યક્તિ પોતાના વૈભવ અને ઐશ્વર્યમાં મગ્ન થઈ સંસારને જ સર્વ કંઈ સમજી લે છે અને એને માટે સંસારથી પર કોઈ વસ્તુ રહેતી નથી એ પ્રકારે કેટલાક યોગીઓ પણ ચક્રોના આનંદમાં મગ્ન થઈ જાય છે અને ભ્રમવશ અંતિમ ધ્યેય સુધી પહોંચવાનું ભૂલીને સાધનાને છોડી દે છે.

જ્યારે સહસ્રાધારમાં પહોંચી જાય તો સાધકે એ ચેષ્ટા કરતા રહેવું જોઈએ કે એનો અધિકથી અધિક વાસ સહસ્રાધારમાં રહે.

યોગીઓએ સદા સાવધાન રહેવું જોઈએ. જો તે જડ સમાધિમાં લીન થઈ જાય તો એને કોઈ લાભ નહિ થાય; એને આનંદદાયક આધ્યાત્મિક અનુભવ નહિ મળે. એણે એ લાભહીન પરિણામથી બચવું જોઈએ.

મન, પ્રાણ, જીવ અને કુંડલિની એ ચારે એક સાથે જ ઉપરની તરફ અગ્રેસર થાય છે. સાધકને એક ચક્રથી બીજા ચક્ર સુધી જવા માટે આંતરિક-શક્તિ મળે છે. પ્રત્યેક ક્ષણે કોઈ અદૃશ્ય શક્તિ દ્વારા પંથ-

પ્રદર્શન મળી રહે છે. શક્તિની ઉપાસના કરવી જોઈએ કેમ કે સાધકને એ વડે શક્તિ મળે છે. એ જ દેવી, સાધકને એક ચક્રથી બીજા ચક્રમાં લઈ જાય છે. તે અદૃશ્ય રહીને પ્રત્યેક પ્રકારની સહાયતા પ્રદાન કરે છે. તે સાધકને ઉપર ઉઠાવે છે.

પ્રત્યેક ક્ષણ એની ઉપસ્થિતિનો અનુભવ થશે, એને મા સમજી પોતાની વાત કહેવી જોઇએ—

"મા! હું તારો છું. હું કેવલ તારા આશ્રય અને અવલંબન પર નિર્ભર છું. મારી રક્ષા કર, મારો માર્ગ પ્રકાશિત કર, મારા પર કૃપા કર."

એ પ્રકારે સર્વ સંશય દૂર થઈ જશે. તે સર્વ કાર્ય કરશે. એની સહાયતા વિના આધ્યાત્મિક પંથ પર એક કદમ પણ આગળ વધવું કઠિન છે, સુષુમ્ણામાં પ્રવેશ કરી શકાતો નથી. સહસ્રાર કમળમાં ભગવાન શિવ (આત્મા)ની સાથે કુંડલિનીનો યોગ થવાથી તેમાંથી પીયૂષધારા પ્રવાહિત થવા લાગે છે. જ્યારે તે નીચેની તરફ આવે છે તો ચક્રોને પીયૂષ દ્વારા સીંચે છે, જેથી તે પ્રકાશિત થાય છે.

૧. મૂલાધાર ચક્રમાં 'લ'બીજ—મંત્ર સહિત પૃથ્વી તત્ત્વનું ધ્યાન કરવું જોઈએ. પૃથ્વી—તત્ત્વના ધ્યાનનો નિરંતર ત્રણ કલાક ૧૨ વર્ષ સુધી અભ્યાસ કરવાથી તેના પર પોતાનો અધિકાર થાય છે. ધનની પ્રાપ્તિ થાય છે. કોઈને આશીર્વાદ આપે તો તેની વચનસિદ્ધિના પ્રભાવથી તે ધનવાન બને છે. પૃથ્વીનું ગુપ્ત જ્ઞાન

પ્રાપ્ત થાય છે. પૃથ્વી–તત્ત્વ પછી તે સાધકને કોઈ પ્રકારે હાનિ કરી શકતું નથી. મૂલધારમાં ધ્યાન કરવાથી આરોગ્ય,આનંદચિત્ત, કાવ્ય–પ્રબંધ, દક્ષતા વગેરે ગુણો પ્રાપ્ત થાય છે.

૨. સ્વાધિષ્ઠાનમાં 'વં' બીજાક્ષર સહિત શ્વેત વર્ણ યુક્ત જલતત્ત્વના ધ્યાનનો અભ્યાસ પ્રતિદિન ત્રણ કલાકનો બાર વર્ષ સુધી કરવાથી જલતત્ત્વની સિદ્ધિ થાય છે. તેથી જલતત્ત્વ તેના પર ઉપદ્રવ કરી શકતું નથી. અને કદાચ ઉપદ્રવ થાય તો તેનું શમન થઈ જાય છે. જલતત્ત્વનું સંપૂર્ણ સ્વરૂપ જાણી શકાય છે. મનની વૃત્તિ શાન્ત રહે છે. જિહ્વા પર સરસ્વતીનો વાસ થાય છે, ઈત્યાદિ અનેક લાભો થાય છે.

૩. મણિપૂરક ચક્રમાં 'રં' બીજાક્ષર સહિત અગ્નિ-તત્ત્વનું ધ્યાન ત્રણ કલાક કરવાથી બાર વર્ષે સિદ્ધિ મળે છે. અગ્નિ–તત્ત્વના ધ્યાનથી અનેક પ્રકારના અગ્નિ સંબંધી ઉપદ્રવો શાંત થાય છે.

પરિપૂર્ણ અગ્નિ–તત્ત્વની સિદ્ધિ થવાથી અગ્નિથી શરીર દાઝતું નથી. અજીર્ણ આદિ પેટનાં દર્દો નષ્ટ થાય છે. અગ્નિ–તત્ત્વ પર તેનો અધિકાર થાય છે.

૪. અનાહત ચક્રમાં 'યં' બીજાક્ષર સહિત વાયુ–તત્ત્વનું તેના વર્ણ પ્રમાણે ત્રણ કલાક ધ્યાન કરવું. એમ નિરંતર બાર વર્ષ સુધી સાધના કરવાથી સિદ્ધિ

થાય છે તેથી વાયુ પર તેનો અધિકાર થાય છે, વાયુ તેને હાનિ કરી શકતો નથી.

તેમ જ વાયુ-તત્ત્વનું જ્ઞાન થાય છે અને આકાશમાં વિહરી શકાય છે. કવિત્વશક્તિ, જિતેન્દ્રિયપણું વગેરેનો લાભ થાય છે.

૫. વિશુદ્ધિ ચક્રમાં 'હં' બીજાક્ષર સહિત આકશ-તત્ત્વના ધ્યાનમાં ત્રણ કલાક સુધી લીન થવું જોઈએ. એમ બાર વર્ષ સુધી સાધના કરવાથી આકાશ-તત્ત્વ પર વિજય મેળવી શકાય છે.

આ ઠેકાણે સૂચના કે કૃષ્ણ-વર્ણના પરમાણુ સ્કંધોને આકાશ-તત્ત્વ કહેવામાં આવે છે, એવી તત્ત્વવાદીઓની માન્યતા છે. જૈન શાસ્ત્ર પ્રમાણે આકાશતત્ત્વ અરૂપી, અક્રિય છે, વર્ણાદિ રહિત છે. એમ જૈનોની માન્યતા છે, પણ કૃષ્ણ વર્ણવાળા જડ તત્ત્વને આકાશ કલ્પી અત્રે ધ્યાન કરવું એમ જૈનોએ સમજવું.

આકાશ-તત્ત્વની સિદ્ધિથી મનના સંકલ્પો અને વિકલ્પોને જીતી શકાય છે. અનેક માનસિક રોગોની શાન્તિ કરી શકાય છે. બાહ્યના પણ પ્રાણાપહારક રોગો પર જય મેળવી શકાય છે, અને આયુષ્યનાશકારક વિઘ્નોને જીતી શકાય છે એમ કેટલાક યોગીઓ કહે છે.

આ પ્રમાણે પાંચ તત્ત્વોનું ધ્યાન કરવાનો વિધિ અન્ય દર્શનીય યોગીઓના વિચાર પ્રમાણે દર્શાવ્યો છે–તેમાંથી યોગસાર ખેંચી લેવો. જે બાબતમાં જૈન સિદ્ધાંતની અવિરોધતા હોય તે બાબત સર્વ સાધારણ જાણી યોગ-સાધકો ગ્રહણ કરે છે.

આજ્ઞાચક્ર પર ધ્યાન કરવાથી ભિન્ન–ભિન્ન ચક્રો પર ધ્યાન દ્વારા જે લાભ થાય છે, તે સર્વ એક માત્ર આ ચક્ર પર ધ્યાન કરવાથી પ્રાપ્ત થાય છે. ત્રિકુટીમાં ધ્યાન ધરવાથી પ્રકાશ દેખાય છે. તેને જ 'ઝળહળ જયોતિ' કહે છે.

સહસ્રદળમાં ધ્યાન કરવાથી નિર્વિકલ્પ સમાધિમાં આત્મિક સુખનો અનુભવ થાય છે.

વિભિન્ન કેન્દ્રોમાંથી સાધકને વિભિન્ન પ્રકારના આનંદનો અનુભવ થાય છે. નિર્ભયતા, મનની એકાગ્રતા અને નિશ્ચિંતતા, કામના–રહિત અવસ્થા, સંતોષ, આધ્યાત્મિક સુખ, શાન્તિ, આંતરિક આધ્યાત્મિક શક્તિ, આત્મવિશ્વાસ, ભક્તિ, મનની સ્થિરતા, આસનોની સિદ્ધિ, વિમલતા, મુક્તિની પ્રબળ કામના, દયા, ભાષણમાં મધુરતા, નેત્રોમાં જયોતિ વગેરે ગુણોનો સાધકમાં પ્રગટ થાય તો જાણવું કે કુંડલિની જાગ્રત થઇ ગઈ છે અને મૂલાધાર ચક્રને ભેદી તેનો સુષુમ્ણામાં પ્રવેશ થઇ ગયો છે.

સુષુમ્ણામાં જેટલો કુંડલિનીનો પ્રવેશ થતો જશે એટલો જ આધ્યાત્મિકતાનો અનુભવ થશે અને ત્યારે એ ગુણો અધિકાધિક સ્પષ્ટ થતા જશે. અંતમાં જ્યારે કુંડલિની પરમ શિવમાં લય થઈ જાય છે ત્યારે નિર્વિકલ્પ સમાધિની અવસ્થા પ્રાપ્ત થાય છે. સાધકને મોક્ષ મળી જાય છે અને પરમ જ્ઞાન તથા અનંત સુખ મળવા માંડે છે. સાધકને નીચેનાં ચક્રોમાં આવવાનું આકર્ષણ થાય છે.

સાધકે સિદ્ધિઓથી દૂર રહેવું જોઇએ. તો જ તેનું ધ્યેય સિદ્ધ થઈ શકે છે. સિદ્ધિઓ એના માર્ગમાં વિઘ્ન રૂપ છે. જો તે સિદ્ધિઓની માયામાં આસક્ત થશે તો એનું પતન થશે અને તે પોતાના ધ્યેયને પહોંચી શકશે નહિ.

જે સાધક કે યોગી સદા સાવધાન નથી રહેતો અથવા જેનામાં પૂર્ણ વૈરાગ્ય નથી હોતો, સિદ્ધિઓ એના મનને વિચલિત કરી દે છે.

જે સાધક દીર્ઘ કાલ સુધી ધૈર્ય અને શાન્તિપૂર્વક, વિઘ્નો હોવા છતાં, એની સાધનામાં રત રહે છે, તથા પોતાની નિર્બળતાઓને શોધીને તેને દૂર કરવાનો પ્રયત્ન કરે છે, એ પોતાની કુંડલિનીને જાગ્રત કરી લે છે અને એક સિદ્ધ યોગી બની જાય છે.

જે વ્યક્તિમાં કામનાઓ હોતી નથી, એનું ચિત્ત શુદ્ધ બની જાય છે, તો એની કુંડલિની સ્વયં જાગ્રત થઈ જાય છે. તે સાધન વડે પૂર્ણ લાભ મેળવી શકે છે. જો અસ્વસ્થ હૃદય અને અશુદ્ધ મન વડે હઠયોગ (બલ-

પૂર્વક ) દ્વારા એને જાગ્રત કરવાનો પ્રયત્ન કરવામાં આવશે તો સાધકનો ઉદ્ધાર નહિ થાય અને તે વિવિધ વાસનાઓનો શિકાર બનતો રહેશે. એ દોષોથી બચવાની એનામાં માનસિક શકિત રહેશે નહીં.

ભગવાન કરે, કુંડલિની બધા પર કૃપા કરે અને એની કૃપા વડે પ્રત્યેક સાધકની સાધના સફળ થાય.

## કુંડલિની જાગ્રત કરવાની સાધના

જ્યારે એક વ્યકિત ઇન્દ્રિય–વિષયોથી પર થઇ જાય છે ત્યારે એની કુંડલિની જાગ્રત થાય છે.

જે સાધકનું હૃદય નિર્મલ, પવિત્ર, અને મન વાસનાઓથી રહિત હોય છે તે જ કુંડલિનીને જાગ્રત કરી તેનો લાભ લઈ શકે છે.

જે વ્યકિત અશુદ્ધ મન વડે બળપૂર્વક આસન, પ્રાણાયામ અને બીજી યૌગિક ક્રિયાઓ દ્વારા એ શક્તિને જાગ્રત કરવા ધારે છે તે પોતે જ પોતાના પગમાં કુહાડો મારે છે. અને યોગમાં સિદ્ધિ મળતી નથી.

સર્વ પ્રથમ મનની વિમલતા આવશ્યક છે. પછી સાધન–પંથનું જ્ઞાન, યોગ્ય ગુરુ અને ક્રમિક અભ્યાસ. હઠયોગી આસનો, પ્રાણાયામ, અને મુદ્રાઓ દ્વારા કુંડલિનીને જાગ્રત કરે છે.

રાજયોગી મનને વશ કરીને તથા એકાગ્રતા વડે જાગ્રત કરે છે. ભક્તજનો પૂર્ણ આત્મ–સમર્પણ અને અનન્ય ભકિત વડે કુંડલિનીને જાગ્રત કરે છે. જ્ઞાની–જન

વિવેચના દ્વારા અને તાંત્રિકગણ મંત્રો દ્વારા કુંડલિનીને જાગ્રત કરે છે.

કુંડલિની જાગ્રત થઇને જ્યારે સહસ્રારમાં શિવને મળી જાય છે ત્યારે સમાધિની અવસ્થા પ્રાપ્ત થાય છે. જોકે કુંડલિની શકિતનું રૂપ સર્પવત્ છે અને એમાં કુંડલિનીનાં સાડા ત્રણ કુંડાળાં છે, તો પણ એને જે રૂપથી જોવાની સાધકની ભાવના હોય, એ રૂપે તેને દેખાય છે.

સહસ્રાર સુધી પહોંચવાના ચાર માર્ગ છે, જેની અંદર થઈને કુંડલિનીને જવું પડે છે. બધાથી લાંબો માર્ગ મૂલાધારથી સહસ્રાર સુધીનો છે. જે યોગી એ માર્ગથી કુંડલિનીને લઈ જાય છે તે વધારે સફળ થાય છે. બધાથી કઠિન માર્ગ એ જ છે.

બધાથી ટૂંકો માર્ગ આજ્ઞાચક્રથી સહસ્રારનો છે. ત્રીજો હૃદયથી સહસ્રારનો છે. ચોથો માર્ગ મૂલાધારથી સહસ્રારનો, સામેથી છે.

યોગી આજ્ઞાચક્ર પર જ ધ્યાન કેન્દ્રસ્થ કરે છે તો નીચેનાં ચક્રો સ્વયં જ ખુલ્લી જાય છે અને એના પર અધિકાર થઈ જાય છે. જેવી રીતે આજ્ઞાચક્રની નીચે ચક્ર છે એ પ્રકારે ઉપર પણ ચક્રો છે. ગુરુ ચક્ર, સોમ ચક્ર, માનસ ચક્ર, લલના ચક્ર, વગેરે.

જ્યારે કુંડલિની જાગ્રત થાય છે તો સાધક વિચિત્ર ધ્વનિથી ગાય છે. એને અનેક દિવ્ય દૃશ્યો અને ગંધનો અનુભવ થાય છે. હૃદયમાં મનોબળ ઉત્પન્ન થાય છે. એને

વિચિત્ર પ્રકાશ દેખાય છે. જેમ કે મૂલાધારમાં ૧૦૦૦ સૂર્ય ચમકી રહ્યા હોય.

જે સાધક સાહસી, ભક્ત, અને નમ્ર હોય છે તથા જેનામાં ઉદારતા, કૃપા, વિશુદ્ધતા અને નિષ્કામતા હોય છે તે સરલતાથી કુંડલિની જાગ્રત કરી લે છે.

જ્યારે કુંડલિની જાગ્રત થઈ જાય છે તો શરીરમાં એક પ્રકારનું વિચિત્ર કંપન થાય છે તથા મૂલાધારમાં તો એથી પણ અધિક જોરનું કંપન થાય છે.

જ્યારે કુંડલિની જાગ્રત થઈ જાય છે તો પછી પ્રકૃતિ સ્વયં વિભિન્ન ક્રિયાઓ કરાવે છે અને કુંડલિનીને ઉપર તરફ અગ્રેસર કરે છે.

## કુંડલિની જાગૃતિનું સ્વરૂપ

૧. આજ્ઞાચક્ર, બ્રહ્મરંધ્ર વગેરે સ્થાનો પર પ્રાણ રોકાઈ જાય એને કુંડલિની જાગ્રત થઈ એમ ન સમજવું પણ બધા પ્રાણનો પ્રવાહ જ્યારે સ્થૂલ શરીરમાંથી સુષુમ્ણા નાડીમાં આવી જાય અને સ્થૂલ શરીર તથા સ્થૂલ જગતનું ભાન ભૂલાઈ જાય અને સૂક્ષ્મ શરીર અને સૂક્ષ્મ જગતમાં પ્રવેશ થઈ જાય તો કુંડલિની શક્તિ જાગ્રત થઈ છે એમ સમજવું જોઈએ.

૨. એક વાર કુંડલિની જાગ્રત થઈ ગયા પછી એમ ન સમજવું કે સર્વદા એમ જ રહેશે. મનની પવિત્રતા, શુદ્ધતા, નિર્મલતા, સૂક્ષ્મતા, વાસનાઓ-રહિતપણું,

વિચારોની પવિત્રતા, વૈરાગ્યની તીવ્રતા, મન તથા શરીરની સ્વસ્થતા આ બધાની પરમાવશ્યકતા છે. એના અભાવમાં કુંડલિનીની જાગ્રત દશા રહી શકતી નથી.

## કુંડલિની શક્તિની પ્રાર્થના

"માતેશ્વરી ! ઓ સૂર્યવત્ કુંડલિની શક્તિ ! ઓ હૃદયનિવાસિની ! તું મૂલાધારમાં ૩ા કુંડલિયાં (કુંડાળાં) બનાવીને સુપ્ત છે. તું સાકાર અને નિરાકાર છે, તું સોત અને અવલંબનરૂપ છો; શાસ્ત્રો તારાં ગુણગાન કરે છે, ઋષિગણ તારું ધ્યાન કરે છે, યોગી તથા ભક્તજનો તારી પૂજા કરે છે. તું અગમ્ય છો, તું અપાર છો, તું અચલ છો, તું વર્ણનાતીત છો. તું મને તારું દર્શન દે. મારી જિહ્વા તારાં ગુણગાન કરે. મારા હાથ તારા માટે કાર્ય કરે, મારું ધ્યાન સતત તારામાં રહો. મને સદાચારમાં અનુરક્ત કર. મારી સુષુમ્ણા ખોલી આપ. મારી કુંડલિની જાગ્રત થાઓ. મને યોગામૃતનું પાન કરાવો. મને સમાધિ–દશા પ્રાપ્ત થાઓ. મારા પ્રાણ અપાનથી મળે. મને કેવળ કુંભકમાં સિદ્ધિ મળે. હું તારામાં લીન થઈ જાઉં."

પ્રકરણ ૧૧

# સમાધિ યોગ

**સમાધિ**—વિક્ષેપોને હટાવી એકાગ્ર થવું તે સમાધિ છે. ધ્યાન જ જ્યારે અભ્યાસના બળથી પોતાના ધ્યાનાકારને છોડીને કેવળ ધ્યેય-વસ્તુના આકારને ગ્રહણ કરે છે તેને સમાધિ કહે છે.

સમાધિ એટલે ધ્યાનની ઉચ્ચ દશા. આ સ્થિતિએ પહોંચવા ધ્યાનનો અભ્યાસ ઘણો કરવો જોઈએ.

અત્રે એમ સમજવાનું છે કે ધ્યાનાવસ્થામાં ધ્યાન, ધ્યેય વસ્તુ અને ધ્યાતા જુદા-જુદા પ્રતીત થાય છે, પરંતુ સમાધિમાં ધ્યેય વસ્તુ જ શેષ રહે છે. ધ્યાન, ધ્યાતા અને ધ્યેય એ ત્રણેય એકરૂપ થાય છે.

ધ્યાનમાં ત્રિપુટીનું ભાન હોય છે અને સમાધિમાં કેવળ ધ્યેયનું જ ભાન હોય છે. ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણના સમુદાયને યોગશાસ્ત્રમાં સંયમ કહે છે.

સંયમનો દૃઢ અભ્યાસ થવાથી કેવળ ધ્યેયમાં જ શુદ્ધ સાત્ત્વિક પ્રવાહરૂપથી બુદ્ધિ સ્થિર થાય છે તેને

પ્રજ્ઞાલોક કે જ્ઞાન–જ્યોતિનો ઉદય થયો છે એમ કહેવાય છે.

વિવેક–ખ્યાતિનો નિરોધ થતાં અસંપ્રજ્ઞાત સમાધિની પ્રાપ્તિ થાય છે. ત્યારે સ્વરૂપ–સ્થિતિમાં સ્થિર થવાય છે.

આ સ્થિતિ માનવ–જીવનની અનોખી સ્થિતિ છે.

સમાધિ બે પ્રકારની છે: (૧) સાલંબન અથવા સવિકલ્પ. વળી કોઈ સંપ્રજ્ઞાત પણ કહે છે. (૨) નિરાલંબન અથવા નિર્વિકલ્પ કોઈ તેને અસંપ્રજ્ઞાત સમાધિ પણ કહે છે.

સવિકલ્પ-સમાધિમાં ધ્યાતા, ધ્યાન, ધ્યેય એ ત્રિપુટીનો લય થઈ ને ધ્યેયાકારે જ વૃત્તિનું પરિણમન થાય છે. અને નિર્વિકલ્પ–સમાધિનો કોઈ પણ વિકલ્પ હોતા નથી. કેવલ મન સ્થિર થઈ આત્માકારે આત્માનું પરિણમન થાય છે.

પ્રથમ સવિકલ્પ–સમાધિનો પરિપૂર્ણ અભ્યાસ થતાં નિર્વિકલ્પ–સમાધિમાં પ્રવેશ થાય છે. સવિકલ્પ અભ્યાસ વિના નિર્વિકલ્પ–સમાધિમાં પ્રવેશી શકાતું નથી. સવિકલ્પ ધ્યાન દ્વારા સવિકલ્પ–સમાધિમાં પ્રવેશાય છે.

દેવેન્દ્રોનાં સુખો પણ સમાધિનાં સુખો પાસે એક બિન્દુ સમાન નથી. ખરેખરો આનંદ તો નિર્વિકલ્પ સમાધિમાં જ આવે છે. નિર્વિકલ્પ–સમાધિવાળા યોગીઓ જીવતાં છતાં મુક્તિના સુખની વાનગી અનુભવે છે.

આ ભવમાં જ સમાધિ–સુખ મેળવવા માટે સદ્‌ગુરુની સેવા કરવી જોઇએ. ગમે તેટલાં પુસ્તકો વાંચવામાં આવે તો પણ સદ્‌ગુરુની ઉપાસના વિના સમાધિ–સુખ પ્રાપ્ત થતું નથી.

સમાધિ–સુખના અધિકારી જ્ઞાની અને પરિગ્રહ-ત્યાગી પુરુષો જ થઈ શકે છે. **આત્મજ્ઞાન વિના આત્મિક-સમાધિ દશા પ્રાપ્ત થતી નથી.**

આવી ઉત્તમ સવિકલ્પ અગર નિર્વિકલ્પ–સમાધિના અધિકારી મુનિરાજો જ હોય છે. જ્ઞાની ગીતાર્થ મુનિરાજ સમાધિગુણમય ચારિત્રપદને પામે છે. સહજ–સમાધિનું વિશેષ સ્વરૂપ ગુરુ પાસેથી જાણી લેવું.

હઠયોગનો અભ્યાસી સર્વ શરીરમાંથી પ્રાણોને ખેંચી સહસ્રાર ચક્રમાં, મસ્તકમાં ઉપર લઈ જાય છે, ત્યારે તે સમાધિમાં પ્રવેશ કરે છે. ભક્તને ભગવાનના પ્રેમ દ્વારા ભાવસમાધિ દશા પ્રાપ્ત થાય છે.

રાજયોગીને ચિત્તવૃત્તિનિરોધ દ્વારા નિરોધ–સમાધિ પ્રાપ્ત થાય છે.

જ્ઞાનીને સચ્ચિદાનંદમય આત્મ–ચિંતન દ્વારા ભેદ સમાધિ પ્રાપ્તિ થાય છે.

સવિકલ્પ–સમાધિની તુલના ચાલતી બળદગાડીથી કરી શકાય છે. જ્યારે ગાડી રોકાઈ જાય તો નિર્વિકલ્પ–સમાધિ સમજવી જોઇએ અને બળદોને છોડી દેવા તે સહજ–અવસ્થા છે.

કોઈ મકાનનો જેમ નીચેનો મજલો તે તો વિષય રૂપ સંસારી વિષયી જીવન છે. પહેલો મજલો સવિકલ્પ સમાધિનો છે, અને બીજો મજલો નિર્વિકલ્પ–સમાધિનો છે, અને ત્રીજો મજલો સહજાવસ્થા છે.

શ્રવણ, મનન અને નિદિધ્યાસન રૂપી ત્રણ ડાંડાવાળી સીડી છે, જેના પર ચઢીને સાધક આત્મ–સાક્ષાત્કાર સુધી પહોંચી જાય છે.

સવિકલ્પ–સમાધિમાં ધ્યાતા, ધ્યાન, ધ્યેય એ ત્રિપુટીનો લય થઈ ધ્યેયાકારે મન પરિણમે છે. નિર્વિકલ્પ સમાધિમાં ત્રિપુટી રહેતી નથી. મન પૂર્ણરૂપે આત્મામાં લીન થઈ જાય છે.

સવિકલ્પ–સમાધિમાં જે આનંદ પ્રાપ્ત થાય છે એને રસાસ્વાદ કહે છે. આગળના આધ્યાત્મિક ઉન્નતિ-પંથમાં એ પણ એક પ્રતિબંધ રૂપ થાય છે. એ તમને એક જગ્યાએ જ રોકી દે છે. એ મોક્ષ પ્રાપ્ત કરાવી શકતો નથી. તમારે એથી પણ આગળ વધવું જોઇએ જેમાં તમારી મુક્તિ છે.

રહસ્યમય જ્ઞાનની એક ઝલક માત્રથી પદાર્થમય સત્તાનો અંત આવી જાય છે અને સંસારનો વિચાર કે આ સંસારમાં જીવની સત્તાનો વિચાર આત્માને બિલકુલ છોડી દે છે.

સહજજ્ઞાન આધ્યાત્મિક અનુભવ હોય છે, સહજ-જ્ઞાનમાં તર્કબુદ્ધિ હોતી નથી. તે પ્રત્યક્ષ હોય છે. સહજ-

જ્ઞાન તર્કથી અતીત હોય છે, પણ એ તર્કનો વિરોધ કરતું નથી.

બુદ્ધિ મનુષ્યને સહજજ્ઞાનના દ્વાર સુધી પહોંચાડી પાછી ફરે છે. સહજજ્ઞાન દિવ્ય-દૃષ્ટિ યા જ્ઞાનચક્ષુ છે. સહજજ્ઞાન દ્વારા આધ્યાત્મિક પ્રકાશ યા સત્યની ઝલક આવ્યા કરે છે. પ્રેરણા, જ્ઞાનનાં દર્શન, આધ્યાત્મિક વિષયમાં ગતિ—એ સર્વ સહજજ્ઞાન દ્વારા પ્રાપ્ત થાય છે.

નિર્વિકલ્પનો અર્થ છે વિકાર-રહિત અને કલ્પના-રહિત.

જો તમે દશ સેંકડ સુધી સ્થિરતાથી મનને કોઈ વસ્તુ પર એકાગ્ર કરી શકો તો એ 'ધારણા' થાય છે, એવી દશ ધારણાઓને ધ્યાન કહે છે અને એવા દશ ધ્યાનથી 'સમાધિ' બને છે.

છાતીમાં પ્રાણવાયુ અને ગુદામાં અપાનવાયુ ચાલે છે. જાલંધરબંધ, મૂલબંધ અને ઉડ્ડિયાનબંધ દ્વારા એ બન્ને મળી જાય છે અને મેરુદંડની સુષુમ્ણા નાડીમાં પ્રવેશ કરે છે. પ્રાણ પોતાની સાથે મનને પણ સુષુમ્ણાની અંદર ખેંચી લે છે.

જ્યારે મન સુષુમ્ણાની અંદર રહે છે ત્યારે યોગીને સાંસારિક કે બાહ્ય વિષયનું ભાન રહેતું નથી. એ સંસાર માટે મૃતપ્રાય બની જાય છે અને ચિદાકાશમાં જ રમણ કરે છે. તત્ત્વ દૃષ્ટિથી વિચારતાં આત્મામાં જીવન કે મરણ નથી.

જેમ ઘણા લોકો કલ્પના કરે છે કે સમાધિ શિલા સમાન નિષ્ક્રિય દશા છે, પણ તે કલ્પના સત્ય નથી. તે તો ચૈતન્યની ઊંચામાં ઊંચી સક્રિય દશા છે. જ્યાં સુધી જીવાત્મા સાંસારિક, ભૌતિક બંધનોમાં ઘેરાયેલો રહે છે, ત્યાં સુધી એની શકિતઓ પૂર્ણરૂપથી વિકસિત થતી નથી અને જ્યારે તે એ ભૌતિક બંધનોથી અતીત થઈ જાય છે તો એનું વિશ્વ જીવન ગંભીર થઈ જાય છે અને જીવ સમૃદ્ધ બની જાય છે, આંતરિક જીવનમાં વૃદ્ધિ થાય છે. વિશ્વ જીવન અને અતિ–વિશ્વ–જીવન વિશાલ થઈ જાય છે.

જ્યારે સર્વ વૃત્તિઓ નષ્ટ થઇ જાય છે તો સંસ્કાર અને મનનો ઢાંચો રહી જાય છે. સંસ્કાર કેવલ–નિર્વિકલ્પ–સમાધિ દ્વારા ભસ્મ કરી શકાય છે.

## યોગ

મિથ્યાત્વ, વિષય, કષાયાદિ વિકલ્પોમાં પરિણમેલ મનને વીતરાગ નિર્વિકલ્પ–સમાધિ વડે શુદ્ધ પરમાત્માની સાથે એક કરી દેવું તેનું નામ યોગ છે.

પરમાત્માની સાથે આત્માનો યોગ થવો, આત્મા પરમાત્મારૂપે–પરિણમી રહે તેને યોગ કહે છે. મનને મારવાની શકિત ન હોય તો યોગ નકામો છે. અનંત ગુણથી પૂર્ણ શુદ્ધ આત્માને મૂકી બાહ્ય દ્રવ્યોના આલંબનથી યોગ સિદ્ધ થતો નથી.

પ્રથમ શરૂઆતમાં મનને નિર્મળ કરવા તથા વિષય

કષાયાદિ દુર્ધ્યાનને અટકાવવા પરમાત્માના કોઇ પણ પવિત્ર નામનો જાપ કરોડોની સંખ્યામાં કરવો જોઇએ.

જાપ જેમ નાનો હોય તેમ વધારે સારું. શરીરમાં તેજને રહેવાનાં અનેક સ્થાન છે તેમાંથી હૃદય અને તેની ઉપરનાં સ્થાનો શરૂઆતમાં ધ્યાન કે જાપ કરવા માટે વિશેષ ઉપયોગી છે.

મનને સ્થિર કરવા વીતરાગ ભાવની સૂચક પરમાત્માની પવિત્ર કલ્પનામય મૂર્તિના અંગોપાંગ ઉપર અથવા ફોટા ઉપર મનને વિશેષ પ્રકારે જોડી રાખવું અને તેના દરેક અવયવો ઉપર જાપ પણ ચાલુ રાખવો. આ અભ્યાસ દશા છે. **આગળ વધતાં નિશ્ચય ધ્યાન દશામાં તો પોતાનો શુદ્ધ આત્મા જ ધ્યેયરૂપે ધ્યાન કરવા યોગ્ય છે.**

શુભાશુભ મન, વચન, કાયાના વ્યાપારોથી અલગ થઇને જેઓ ત્રિગુપ્તિવાળી સમાધિમાં–શુદ્ધ આત્મસ્વરૂપમાં–સ્થિર થાય છે તેઓ પ્રભુના પંથે વિચરનારા વીર પુરુષો છે. જેઓ ઉજ્જડ માર્ગને વસાવે છે અને વસેલા માર્ગને ઉજ્જડ કરે છે, તેવા યોગીઓ ધન્યવાદને પાત્ર છે.

યોગના અભ્યાસીઓ નાસિકાથી નાભિ અથવા મૂળાધાર સુધીનો જે પ્રદેશ પ્રાણવાયુના ગમનાગમનથી વસેલો છે તેને ઉજ્જડ કરે છે, અને નાસિકાથી સીધો બ્રહ્મરંધ્ર સુધીનો માર્ગ ઉજ્જડ છે તેને વસાવે છે. તે

રસ્તે થઈ પ્રાણવાયુ સ્વાભાવિક બ્રહ્મરંધ્ર દ્વારા બહાર નીકળે એવો રસ્તો બનાવવામાં આવે છે. આ યોગનો માર્ગ છે.

જ્ઞાનયોગના માર્ગમાં, શુદ્ધ આત્માના અનુભવનાં પરિણામોને સ્વસંવેદન જ્ઞાન વડે સ્થિર કરવાં તે ઉજ્જડ ભાગને વસાવવા બરોબર છે. કેમ કે આ પ્રદેશ ઉજ્જડ વેરાન જેવો બની ગયો છે. તેમ જ મિથ્યાત્વાદિ વિકલ્પ-જાળથી મનનો પ્રદેશ નિરંતર વસેલો છે.

આ માર્ગ ધોરી માર્ગની જેમ સદા ચાલુ છે. આ વિભાવ પરિણામવાળા પ્રદેશને સ્વ-સંવેદન-જ્ઞાનના બળે હવે ઉજ્જડ બનાવે છે. તે વસેલા ભાગને ઉજ્જડ મેદાન બનાવવા બરોબર છે. આવા યોગીઓને ધન્ય છે!

આ નાસિકાનાં બન્ને છિદ્રોથી શ્વાસોચ્છ્વાસ નીકળતો બંધ થઇને જે ચિદાકાશના પ્રદેશમાં લય થાય છે, ત્યાં આવી શાંત જાગ્રત દશામાં મનુષ્યોનો મોહ તરત નષ્ટ થઇ જાય છે. મન પણ ત્યાં જ વિલય પામે છે.

પ્રાણ નાસિકાદ્વારનો માર્ગ મૂકીને અંદર લીધેલા શ્વાસ-પ્રશ્વાસ રૂપે તાલુરંધ્ર વડે બહાર નીકળે છે તે આકાશમાં ( નિર્વિકલ્પ-સમાધિમાં ) રાગાદિ વિકલ્પ-જાળરૂપ મોહ નાશ પામે છે.

રાગાદિ વિકલ્પના આધારભૂત મન પણ ત્યાં વિલય પામે છે, સ્વરૂપમાં લીન થઈ જાય છે.

જ્યારે આત્મા રાગાદિ પરભાવમાં નહિ પરિણમતાં કેવલ નિર્વિકલ્પ–સમાધિમાં રહે છે, ત્યારે ઉચ્છ્‌વાસ રૂપ વાયુ નસિકાનાં બન્ને છિદ્રમાંથી નીકળવાનું બંધ કરીને સાધકની પ્રેરણા વિના પોતાની સહજ ગતિએ તાળવાના મધ્ય ભાગમાં વાળના આઠમા ભાગ જેટલું પાતળું સૂક્ષ્મ એક છિદ્ર છે તેને દશમું દ્વાર કહે છે. દશમા દ્વાર વડે પ્રાણવાયુ બહાર નીકળે છે.

તે વખતે નાસિકાના છિદ્ર વડે પ્રાણવાયુ નીકળતો થોડા વખત માટે બંધ થાય છે. અભ્યાસે કરીને તે પ્રાણ બ્રહ્મરંધ્ર દ્વારા નીકળવાને ટેવાઈ જાય છે તેથી મન નિર્વિકલ્પ–દશામાં લય પામે છે અને મોહ નાશ પામે છે.

હઠયોગનો માર્ગ અને જ્ઞાનયોગનો રાજમાર્ગ એ બન્નેમાં ભેદ એ છે કે હઠયોગમાં ક્રિયાની મુખ્યતા છે અને જ્ઞાનયોગમાં આત્મોપયોગ (ભાન) એટલે જ્ઞાનની મુખ્યતા છે.

ધારણા દ્વારા પવનને બ્રહ્મરંધ્ર તરફ હઠયોગથી લઈ જઈ શકાય છે. તે ધારણાના પ્રયોગની આ વાત નથી, પણ મનની વાસનાઓ નષ્ટ–થતાં નિર્મળતા વધતાં આત્મ-જાગૃતિને લીધે મન જ્યારે વિકલ્પો કરતું બંધ થાય છે ત્યારે તે મનની નિર્વિકલ્પ સ્થિતિમાં પ્રાણ નાસિકા દ્વારા નીકળતો બંધ થઈ સહજ ઊર્ધ્વ ગતિએ બ્રહ્મરંધ્ર દ્વારા બહાર આવે છે, તે નિર્વિકલ્પ આત્મ

જાગૃતિવાળી સ્થિતિમાં મન તથા મોહનો નાશ થાય છે એ કહેવાનું તાત્પર્ય છે.

વાયુની ધારણાથી દેહની નીરોગતા, શરીરનું હળવાપણું ઇત્યાદિ થાય છે, પણ તે વાયુની ધારણાથી કર્મના ક્ષયવાળી મુક્તિ પ્રાપ્ત થતી નથી.

નેત્રો અર્ધ–ઉઘાડાં રાખવાથી કે બંધ રાખવાથી કંઈ યોગ સિદ્ધ થતો નથી પણ મનને સર્વ પ્રકારની ચિંતા (વિકલ્પો) રહિત કરીને શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિર રાખવાથી યોગ સિદ્ધ થાય છે, મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે.

જેઓ આકાશમાં (નિર્વિકલ્પ–દશામાં) નિવાસ કરીને રહે છે તેમનો મોહ વિલય પામે છે, મન મરી જાય છે, શ્વાસોચ્છ્વાસ રોકાય જાય છે અને જ્ઞાન અંતરમાં પ્રગટે છે.

રાગ–દ્વેષ અને મોહના વિચારવાળી વિકલ્પજાળથી રહિત મન, વચન, કાયાની નિશ્ચલ સ્થિરતાવાળી ત્રણ ગુપ્તિથી ગુપ્ત પરમ સમાધિમાં જેઓ નિવાસ કરે છે તેમની મોહ–મમત્વાદિવાળી વિકલ્પજાળ નાશ પામે છે. આ લોક તથા પરલોકના સુખની આશાવાળું મન મરી જાય છે, તે વખતે સહજ થોડીવાર સ્વાભાવિક ગતિએ શ્વાસોચ્છ્વાસ નાસિકાદ્વારને મૂકી ઉચ્છ્વાસ તાલુમાં રહેલા સૂક્ષ્મ છિદ્ર વડે બહાર નીકળે છે. ફરી પણ થોડું અંતર નાખીને નાસિકા દ્વારા ઉચ્છ્વાસ બહાર

નીકળે છે. ફરી પણ ઉચ્છ્વાસ-વાયુ બ્રહ્મરંધ્ર દ્વારા બહાર નીકળે છે.

વિકલ્પો બંધ થતાં નિર્વિકલ્પ-સમાધિના બળ વડે યોગી લોકો જેને દશમું દ્વાર, બ્રહ્મરંધ્ર અને સૂક્ષ્મ નામથી ઓળખાવે છે તે તાળવાના છિદ્રમાંથી વાયુ બહાર જાય છે. તે નિર્વિકલ્પ દશામાં વિશેષ ઉપયોગરૂપ સ્થિરતા થતાં મોહ ઓછો થાય છે, મન વિકલ્પો કરતું અટકે છે. શ્વાસોચ્છ્વાસ ચાલવો તે વખતે બંધ થાય છે, આવી સ્થિતિ વધારે વખત લંબાય, તો કેવલજ્ઞાન, કેવલદર્શન ઉત્પન્ન થાય છે.

મનુષ્યનું જ્યાં મનત્વ નાશ પામે છે, ત્યાં પવનનું પવનત્વ પણ નાશ પામે છે. આવી સ્થિતિમાં જ વિશ્વનો પ્રકાશક આત્મા સ્વરૂપમાં-નિર્વિકલ્પ-સમાધિમાં પરમાનંદનો ઉપભોગ કરે છે.

લોક-પ્રમાણ વ્યાપી રહેલા આકાશમાં પોતાના મનને વ્યાપક કરવાથી એ ધ્યાનથી મોહ નાશ પામે છે અને પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે.

જેમ-જેમ પવનને આકાશમાં (ચિદાકાશમાં) સ્થિર કરી શકાય છે અને મનને પણ ધીમે-ધીમે થોડું વિશેષ, થોડું વિશેષ એમ આકાશમાં દૂર ને દૂર મોકલી શકાય છે તેમ-તેમ અભ્યાસથી મનને વિશ્વવ્યાપક પણ બનાવી શકાય છે.

મનની નિર્મળતા અને નિર્વિકલ્પતા જેમ-જેમ વધતી જાય છે તેમ તેના પ્રમાણમાં મન આ દેહથી છૂટું થતું જાય છે. નિર્વિકલ્પ-સમાધિમાં પછી મનને વિશ્વ-વ્યાપી ધારી શકાય છે અને સ્થિર પણ કરી શકાય છે. આ સ્થિતિમાં કર્મોનો ક્ષય થાય છે અને આત્મા પરમાત્મા-સ્વરૂપે પ્રકાશે છે.

## આત્મા તે જ પરમાત્મા છે.

આત્મા તે જ પરમાત્મા છે. કર્માવરણથી પરાધીન દશા ભોગવે છે. આત્મા જ્યારે આત્માને જાણે છે ત્યારે આ આત્મા તે જ પરમાત્મા છે. 'જે જ્ઞાનમય પરમાત્મા છે, તે હું છું અને જે હું છું, તે પરમાત્મા છે,' આ પ્રમાણે ભ્રાન્તિ રહિત થઇ પરમાત્માની ભાવના કરવી જોઇએ.

વ્યવહારે કર્મનાં આવરણોથી આત્મા ઢંકાઈ ગયો છે, છતાં સત્તાગતે તો નિશ્ચયથી તે પરમાત્મા સ્વરૂપ જ છે. આ ભાવનાના બળ વડે વ્યવહારમાં પણ આત્માની પૂર્ણતા પ્રગટ થાય છે.

નિર્મળ સ્ફટિક રત્નની આગળ મૂકવામાં આવેલી લાલ પુષ્પાદિની ઉપાધિ જેમ સ્ફટિક રત્નથી જુદી છે તેમ આત્માની આગળ આવી રહેલી કર્મની ઉપાધિ પણ સ્વભાવથી જ જુદી છે એમ દૃઢ નિશ્ચયથી માનો. સ્ફટિકની જેમ આત્મા સ્વભાવથી જ નિર્મળ છે. આ શરીર મનાદિની મલિનતાનો ભ્રાંતિથી આત્મા ઉપર આરોપ (તહોમત) કરીને આત્માને, હે ભવ્યો ! મલિન ન માનશો.

વસ્ત્ર લાલ, જીર્ણ કે ફાટી ગયેલું હોય તો પણ તેથી કાંઇ શરીર લાલ, જીર્ણ કે ફાટેલું માનવામાં આવતું નથી, કેમ કે શરીર અને વસ્ત્ર બંને જુદાં છે, તેમ જ શરીર અને આત્મા બંને જુદાં છે, એમ જ્ઞાનીજનો માને છે.

**પરમ સમાધિમાં કર્મ–મળ ધોવો.**

પાણીના પ્રબળ પ્રવાહમાં જેમ મળ ધોવાઇ જાય છે, તેમ જેઓ ચિદાનંદ એક સ્વભાવરૂપ પરમ સમાધિમાં મગ્ન થાય છે તેનાં શુદ્ધ પરિણામરૂપ પાણીના પ્રવાહમાં કર્મમળ ધોવાઇ જાય છે. આ પરમ સમાધિ સર્વ વિકલ્પોનો નાશ કરે છે. માટે જ શુભાશુભ પરિણામનો ત્યાગ કરી યોગીઓ કેવળ આત્મસ્વરૂપમા વારંવાર નિમગ્ન રહે છે.

શુભ પરિણામ કે પ્રવૃત્તિથી પુણ્યબંધ થાય છે ત્યારે આ વીતરાગ–નિર્વિકલ્પ–સમાધિમાં કર્મની નિર્જરા (ખરી જવું, ઝરી જવું) થાય છે, આત્માનો પૂર્ણ વિકાસ આ સમાધિમાં થાય છે માટે જ આત્માર્થી જીવો વારંવાર આ સમાધિરૂપ માનસરોવરમાં–અમૃતના કુંડમાં મગ્ન થઈ રહે છે; અને આત્માના અભેદ આનંદનો અનુભવ કરે છે.

જેનું મન પરમાત્માની સાથે તન્મય થયું છે અને પરમાત્મા પણ મનની સાથે સમરસીભૂત–એક રસતાને પામે છે એવો અધિકારી કોની પૂજા કરે? વીતરાગ નિર્વિકલ્પ–સમાધિમાં એકરસ થયેલા અધિકારી સાધકને

બહારની પ્રવૃત્તિ ન હોવાથી તેને પૂજન કરવાપણું રહેતું નથી.

**વીતરાગ–નિર્વિકલ્પતાવાળી સમાધિ એ કેવલજ્ઞાનનું બીજ છે.** ત્રણ ગુપ્તિની જેમાં મુખ્યતા છે એવી આ સમાધિના બળથી કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે; ને વખતે દર્પણની અંદર પડતા પ્રતિબિંબની જેમ આ લોકાલોકરૂપ વિશ્વનું જ્ઞાન તેમને થાય છે. માટે જ પ્રભુએ કહ્યું છે કે આત્માને જાણવાથી સર્વ જણાય છે.

વીતરાગ–ભાવવાળી નિર્વિકલ્પ સમાધિ, મોહરૂપ વાદળોનો નાશ કરે છે. પ્રથમ જડ–ચૈતન્યની ભિન્નતાનું નિશ્ચય વિવેકજ્ઞાન થાય છે, ત્યાર બાદ વિશેષ અભ્યાસે સમાધિના બળ વડે પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થતાં સ્વ અને પર બન્ને જાતના પદાર્થોને જાણી શકે છે. આત્માનો સ્વભાવ પોતાને તથા પરને પ્રકાશ કરવાનો છે.

જો મનને આત્મામાં લીન કરી દેવારૂપ ધ્યાનની શ્રેણી હાથમાં આવી જાય તો ઘણા થોડા વખતમાં કર્મોનો ક્ષય કરીને કેવલજ્ઞાન પ્રાપ્ત કરી શકાય.

'એક એવ મનોરોધઃ, સર્વાભ્યુદયસાધકઃ;
યમેવાલમ્બ્ય સંપ્રાપ્તા. યોગિનસ્તત્ત્વનિશ્ચયમ્." ૧

જ્ઞા. સ. ૨૨ શ્લો ૧૨

"એક મનનો નિરોધ જ બધા અભ્યુદયનો સાધવાવાળો છે, કેમ કે, મનોનિરોધનું અવલંબન કરીને જ યોગીશ્વરો તત્ત્વનિશ્ચયતાને પ્રાપ્ત કરે છે."

"યથા યથા મનઃ શુદ્ધિર્મુનેઃ સાક્ષાત્પ્રજાયતે;
તથા તથા વિવેક શ્રીર્હૃદિ, ધત્તે સ્થિરં પદમ્." ૨

જ્ઞા. સ. ૨૨ શ્લો. ૧૮

"મુનિના મનની જેમ-જેમ શુદ્ધતા થતી જાય છે. તેમ-તેમ વિવેક અર્થાત્ **ભેદવિજ્ઞાન રૂપ લક્ષ્મી તેમના હૃદયમાં સ્થિરતાને ધારણ કરે છે."** ૨

"તદ્ધ્યાનં તદ્વિજ્ઞાનં, તદ્ધ્યેયં તત્ત્વમેવ વા;
યેનાવિદ્યામતિક્રમ્ય, મનસ્તત્ત્વે સ્થિરીભવેત્." ૩

"તે જ ધ્યાન છે, તે જ વિજ્ઞાન છે અને તે જ ધ્યેય તત્ત્વ છે; કે જેના પ્રભાવથી અવિદ્યાનું ઉલ્લંઘન કરી મન નિજ સ્વરૂપમાં સ્થિર થઈ જાય" ૩

"અનંતજન્મજાતેઽ, કર્મબંધ સ્થિતિર્દૃઢા;
ભાવશુદ્ધિ પ્રપન્નસ્ય, મુનેઃ પ્રક્ષીયતે ક્ષણાત્" ૪

જ્ઞા. સ. ૨૨ શ્લો ૨૬

"જે અનંત જન્મથી ઉત્પન્ન થયેલ દૃઢકર્મ-બંધનની સ્થિતિ છે તે ભાવશુદ્ધિને પ્રાપ્ત થયેલ મુનિને ક્ષણવારમાં નષ્ટ થઈ જાય છે, **કેમ કે કર્મ-ક્ષય કરવામાં ભાવોની શુદ્ધતા જ પ્રધાન કારણ છે."** ૪

"આરાધ્યાત્માનમેવાત્મા, પરમાત્મત્વમશ્નુતે;
યથા ભવતિ વૃક્ષઃ સ્વં, સ્વેનોદ્ઘૃષ્ય હુતાશન." ૫

જ્ઞા. સ. ૩૨ શ્લો. ૯૫

"આત્મા આત્માને જ આરાધી પરમાત્મા બને છે. જેમ વાંસને (વાંસનાં લાકડાં) પરસ્પર એકબીજા સાથે ઘસવાથી એમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે. (એવી રીતે આત્મા આત્માને આરાધી પરમાત્મા બને છે)"

"શરીરદ્‌ભિન્નમાત્માનં, શૃણ્વન્નપિ વદન્નપિ;
તાવન્ન મુચ્યતે યાવન્ન, ભેદાભ્યાસ નિષ્ઠિતઃ." ૬
જ્ઞા. સ. ૩૨ શ્લો. ૮૫

"જે કોઈ સાધક આત્માને શરીરથી ભિન્ન સાભળવા છતાં, કહેવા છતાં પણ જ્યાં સુધી એ ભેદાભ્યાસમાં નિષ્ઠિત (પરિપક્વ) થતો નથી, ત્યા સુધી મમત્વભાવથી એ મુક્ત થતો નથી; કેમ કે નિરંતર ભેદજ્ઞાનના અભ્યાસથી જ એનું મમત્વ હટે છે અને ક્રમશઃ ક્ષીણતાને પામે છે." ૬

"વ્યતિરિક્તં તનોસ્તદ્‌દ્ભાવ્ય, આત્માऽત્મનાऽત્મનિ;
સ્વપ્નેऽપ્યયં યથાऽભ્યેતિ, પુનર્નાગેન સંગતિમ્" ૭
જ્ઞા. સ ૩૨ શ્લો. ૮૬

"આત્માને આત્મા જ દ્વારા વિચારવો, ચિંતવવો કે જેથી ફરી એ આત્મા સ્વપ્નમાં પણ શરીરની સંગતિને પ્રાપ્ત ન થાય; અર્થાત્ હું શરીર છું એવી બુદ્ધિ, ભ્રાન્તિ સ્વપ્નમાં પણ મનોમંદિરમાં ઉત્પન્ન ન થાય, એવો દૃઢ નિશ્ચય કરવો જોઈએ." ૭

ચિત્તશુદ્ધિ વિના વિકાસ થાય નહિ. ભોગોને ભોગવ્યા વિના પણ દુર્ધ્યાન વડે—મનની મલિનતા વડે—જીવો કર્મ બાંધે છે, માટે ચિત્તશુદ્ધિ કરવા નિરંતર પ્રયત્ન કરવો.

ધ્યાનમાં વિઘ્નરૂપ જે—જે નિમિત્તો હોય તેનો ત્યાગ કરવાથી જ ધ્યાનની વૃદ્ધિ થાય છે. રાગદ્વેષ ઇત્યિાદિ ભાવકર્મ છે. જ્ઞાનાવરણાદિ દ્રવ્યકર્મ છે. આ બંનેની સાથે મિથ્યાત્વ, રાગાદિ પરિણામે પરિણમેલ જીવોની સોબત આ સર્વનો ત્યાગ કરવો જોઇએ.

ધનુષ્યવિદ્યાનો અભ્યાસી જેમ પોતાના લક્ષને સાધવામાં જ લીન થઈ બીજી તરફ નજર પણ કરતો નથી, તેમ બીજો વિચાર પણ કરતો નથી, તેથી જ તે પોતાનું લક્ષ વીંધી શકે છે, નહિતર તે પોતાનું લક્ષ ચૂકે છે; તેવી જ રીતે આત્મસ્વરૂપનો અભ્યાસી પોતાની ત્રિગુપ્તિવાળી સમાધિના લક્ષમાં સર્વસંગનો ત્યાગ કરીને એકતાર થાય છે. જો તેમાં એકતાર ન થાય તો તેને સમાધિની પ્રાપ્તિ થતી નથી. આત્મા જ સંયમ, શીલ, તપ, દર્શન, જ્ઞાન, મોક્ષનો માર્ગ અને સુખરૂપ છે.

બાહ્ય દૃષ્ટિએ પ્રાણ તથા ઇંદ્રિયો વશ કરવા રૂપ સંયમબળ વડે સાધ્ય સાધક ભાવે આત્મા સંયમ રૂપ કહેવાય છે. નિશ્ચય દૃષ્ટિએ શુદ્ધ આત્મામાં સ્થિર થવાથી આત્મા એ જ સંયમ છે.

વ્યવહારદૃષ્ટિએ કામક્રોધાદિના ત્યાગ કરવા રૂપ લક્ષણે કરીને, વ્રતોના રક્ષણ કરવા રૂપ પ્રવૃત્તિને શીલ કહે છે. આત્મદૃષ્ટિએ શુદ્ધ આત્મ–દ્રવ્યની નિર્મળતાનો અનુભવ કરવો તેને શીલ કહે છે, એટલે આત્મા જ શીલ રૂપ છે. વ્યવહારદૃષ્ટિએ ઉપવાસ આદિને તપ કહે છે. નિશ્ચયદૃષ્ટિએ પરદ્રવ્ય ગ્રહણ કરવા સંબંધી સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરવો તેને તપ કહે છે.

ઇચ્છાઓ ઉપર વિજય મેળવવો, અથવા કર્મોને તપાવવાં, નીરસ કરવાં અને આત્માથી જુદાં કરવાં તે અપેક્ષાએ આત્મા જ તપરૂપ છે. શુદ્ધ આત્મા જ ગ્રહણ

કરવા યોગ્ય છે તેવી રુચિ થવી તે સમ્યગ-દર્શન છે એટલે આત્મા જ સમ્યક્ત્વ છે.

વીતરાગ સ્વસંવેદનજ્ઞાનનો અનુભવ કરવો તે નિશ્ચયજ્ઞાન, એટલે આત્મા જ જ્ઞાન છે.

મિથ્યાત્વ, રાગાદિ વિકલ્પજાળનો ત્યાગ કરવો તે મોક્ષનો માર્ગ છે. અહીં પણ આત્મા તે જ મોક્ષ-માર્ગ છે.

પરમાત્મા-તત્ત્વને વિષે પરમ સમરસીભાવે પરિ-ણમન કરવું તે મોક્ષ છે. એટલે આત્મા એ જ મોક્ષ છે.

આત્માનો આનંદ એ જ આત્માનું સુખ છે, એટલે આત્મા જ અનંત સુખ સ્વરૂપ છે.

આત્માને જાણ્યા સિવાય આ વિશ્વની સર્વ વસ્તુ-ઓનો અનુભવ કરવામાં આવે તો પણ શાંતિ કે આનંદ પ્રાપ્ત થતા નથી. નિર્વિકલ્પ સ્વસંવેદનજ્ઞાન વડે પરમાત્મ-તત્ત્વનો અનુભવ થઈ શકે છે.

આત્માનો આનંદ અનુભવ્યા પછી આ વિશ્વનો કોઈ પણ માયાવી પદાર્થ મનને લલચાવી શકતો નથી અને તેને બીજું જાણવાની કે મેળવવાની ઇચ્છા રહેતી નથી.

જેઓ પરમાત્માના શુદ્ધ સ્વરૂપમાં એક નિમિષ જેટલા થોડા વખત સુધી પણ એકરસ થાય છે તેનો પર્વત જેટલો પાપનો ઢગલો હોય તો પણ બળીને ભસ્મ થઈ જાય છે. આવું શુદ્ધ આત્મધ્યાનનું સામર્થ્ય છે.

દેખેલા, સાંભળેલા અને અનુભવેલા ભોગોની ઇચ્છા-કરવારૂપ આર્ત ધ્યાનવાળી સર્વ પ્રકારની ચિંતાજાળને મૂકી દઇ નિશ્ચિંત થઇ પરમાત્મસ્વરૂપને વિશે ચિત્તને સ્થિર કરો, અને પછી શુદ્ધ આત્મરૂપ પરમ આરાધન કરવા યોગ્ય દેવનું ધ્યાન કરો. તેથી નિરંજન દેવનો અનુભવ થશે

શુદ્ધ આત્મતત્ત્વને મૂકીને, દેહ, વિષયાદિ પરભાવમાં મનને ન જવા દેવું એ આગળ વધવાનો માર્ગ છે. ઉત્તમ શુદ્ધ ધ્યાન કરવાથી આત્માનું સુખ પ્રગટે છે, તેવા સુખની આગળ આ વિશ્વનું સુખ એક તૃણ સમાન-પણ નથી.

જેમ નિર્મળ આકાશમાં સૂર્ય પ્રકાશી રહે છે તેમ કામક્રોધાદિના વિકલ્પ રૂપ વાદળાં વિખરાઇ જતાં નિર્મળ ચિત્તરૂપી આકાશમાં કેવળજ્ઞાનાદિ અનંતગુણરૂપ કિરણોવાળો શુદ્ધ આત્મસૂર્ય પ્રકાશિત થાય છે. **જેઓનું મન વિષયોના ચિંતનમાં લીન હોય તે પરમાત્માનું ચિંતન કરી શકતા નથી.**

મનની સંકલ્પ રૂપી જાળનો સર્વથા નિરોધ કરીને વીતરાગ નિર્વિકલ્પ સ્વસંવેદનજ્ઞાનમાં એકતાર થઈ રહે છે તેઓને આત્મિક સુખનો અનુભવ થાય છે. આ સુખ પોતાને પોતાથી પ્રત્યક્ષ અનુભવાતું હોવાથી સ્વસંવેદન કહેવાય છે. આ સુખમાં બીજા કોઇની મદદ કે જરૂરિયાત હોતી નથી.

શુભાશુભ, સંકલ્પ–વિકલ્પ–રહિત શુદ્ધ સ્વભાવને સ્થિર રાખવા નિરંતર પુરુષાર્થ કરવાની જરૂર છે.

## સ્વસંવેદનજ્ઞાન.

જેમાં વીતરાગભાવ રહેલો છે અને પોતાનો જ પોતાને બોધ જેમાં થાય છે, આવી સ્થિતિને વીતરાગ સ્વસંવેદનજ્ઞાન કહે છે. તેવા વીતરાગ નિર્વિકલ્પ સ્વ–સંવેદનજ્ઞાન વડે જન્મ–મરણ વિનાનો મોક્ષ પ્રાપ્ત થાય છે. તે જ વીતરાગ સવિકલ્પ જ્ઞાન વડે દેવેન્દ્ર, ચક્રવર્તી આદિની વિભૂતિ થવાપૂર્વક પરંપરાએ મોક્ષની પ્રાપ્તિ થાય છે.

વીતરાગ નિર્વિકલ્પ સ્વસંવેદનજ્ઞાન વડે મોક્ષ પ્રાપ્ત થાય તેમાં જરા પણ સંદેહ નથી. આવા જ્ઞાન વિના જીવો ઘણા કાળ સુધી સંસારમાં ભ્રમણ કરે છે. પાણીનું વારંવાર મંથન કરવામાં આવે તો પણ હાથ ચીકણા થતા નથી, તેમ શુદ્ધ આત્માના અનુભવ વિના બાહ્ય તપ ત્યાગથી મુક્તિ પ્રાપ્ત થતી નથી.

શુદ્ધ આત્મજ્ઞાન વિનાનું શાસ્ત્રજનિત જ્ઞાન અને આત્મબોધ વિના કરાયેલી તપશ્ચર્યા તે તપ અને જ્ઞાન કહેવાય છે ખરાં, પણ તેથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી. માટે આત્મઅનુભવજન્ય જ્ઞાન તે જ ખરું જ્ઞાન છે. વીતરાગ સહજાનંદરૂપ પારમાર્થિક સુખની સાથે પરમાત્મ-તત્ત્વનો સંબંધ છે.

શુદ્ધ ઉપયોગ રૂપ વીતરાગ ભાવવાળા પરિણામે કરીને પૂર્વનાં સંચિત કરેલાં કર્મોનો નાશ થાય છે. વારંવાર સ્વસંવેદનજ્ઞાન પ્રાપ્ત કરવાની ભલામણ કરવામાં આવે છે.

ખરી રીતે નિર્વિકલ્પ શુદ્ધ આત્મામાં વિશ્રાંતિ કરાવવાવાળા વીતરાગ ચારિત્રથી પરમાર્થ સાધ્ય થઇ શકે છે. મન, વચન, કાયાને નિર્મળ બનાવવાપૂર્વક આત્મામાં લય કરવા જોઇએ.

શુદ્ધ આત્મતત્ત્વનું સ્મરણ કરવું તે જ તીર્થ છે. પરમાત્માના ધ્યાનમાં આરૂઢ થયેલો જ્ઞાની સુખ-દુઃખને સમભાવે સહન કરે છે, તેથી તેનાં પૂર્વના કર્મોની નિર્જરા થાય છે. આત્મપ્રદેશથી તે કર્મો નીરસ થઇને ખરી પડે છે અને નવીન કર્મનો બંધ તેને થતો નથી.

વીતરાગ ચિદાનંદ સ્વભાવવાળા ધ્યાનમાં એકાગ્ર થવું, લીન થવું તે આત્માની આત્મા સાથે અભેદ સ્થિતિ છે. **આ સ્થિતિમાં શુભાશુભ કર્મોની નિર્જરા થઇ જાય છે.** પર દ્રવ્યની ઇચ્છા ન કરવા રૂપ ઇચ્છા નિરોધ તપ થવાથી આવતાં કર્મ-બંધન થવા સાથે પૂર્વ-કર્મની નિર્જરા થાય છે. સ્વરૂપ-સ્થિરતાની અગ્નિથી સત્તામાં રહેલો કર્મનો રસ શોષાઇ જતો હોવાથી તે રસ વિનાનાં થયેલાં કર્મો પોતાની મેળે જ ઝરી જાય છે, ખરી જાય છે.

સ્વરૂપસ્થિતિ

"એવં ત્યક્ત્વા બહિર્વાચં, ત્યજેદન્તરશેષતઃ ।
એવં યોગઃ સમાસેન, પ્રદીપઃ પરમાત્મનઃ ॥"

સમાધિ-શતક, શ્લોક ૧૭

"એ પ્રમાણે બાહ્ય વાણી ત્યાગી અંતરવાચાને પણ અશેષ–સમગ્રપણે ત્યજે, સંક્ષેપથી પરમાત્માનો દીપક સમાન એ યોગ છે."

નિર્વિકલ્પ–સમાધિ જ મુક્તિની પ્રાપ્તિ કરાવનાર છે. જ્યાં સુધી આત્મા જડ પ્રકૃતિથી અતીત ન થાય, અને સવિકલ્પ–સમાધિથી આગળ ન વધે, ત્યાં સુધી તેને ખરી સ્થિરતા મળી શકતી નથી. નિર્વિકલ્પ–સમાધિની રીત સહેલી લાગે તો પણ તેને સિદ્ધ કરવી બહુ જ કઠિન છે. એને સિદ્ધ કરવાની રીત આ પ્રમાણે છે કે, મનને જ ધ્યાનનો વિષય બનાવી દેવો અને તેમાં કોઈ પણ પ્રકારનો વિચાર આવે તેને દબાવી દેવો.

મનની અંદર કોઈ પણ જાતનો વિચાર પ્રવેશવા ન દઈને સંપૂર્ણ શૂન્ય કરી રાખવું. આ કાર્ય પૂરેપૂરું સિદ્ધ થાય, એટલે જે અંશે એ સ્થિર રહે ત્યારે તમે મુક્તિનું સુખ ભોગવી શકો અગર એટલો સમય તમે મુક્ત જ છો એમ જાણવું.

પરંતુ જેઓ શરૂઆતમાં જ સાધનો સાધ્યા વગર જ એકદમ મનને શૂન્ય કરવા મંડી જાય છે; તેમનું ચિત્ત ઊલટું અજ્ઞાનના સ્થાન રૂપ તમોગુણથી ભરાઈ

જાય છે, અને તેમનું મન આળસુ, અને મૂઢ થઈ જાય છે. આમ છતાં તેઓ પોતાના મનથી તો એમ જ સમજતા હોય છે કે, અમે અમારા મનને તદ્દન શૂન્ય કરી દીધું છે.

**મનને શૂન્ય (નિર્વિકલ્પ) કરવામાં પુષ્કળ સામર્થ્યની જરૂર પડે છે; કેમ કે મનની ગતિને તદ્દન રોકી દેવામાં સંયમની પરાકાષ્ઠા આવી જાય છે.** આવો અભ્યાસ કરતાં કરતાં જે નિર્વિકલ્પ અવસ્થા પ્રાપ્ત થાય છે, તેને નિર્બીજ—સમાધિ પણ કહે છે. તેનું તાત્પર્ય એ છે કે, સવિકલ્પ—સમાધિમાં ચિત્તવૃત્તિનો માત્ર નિગ્રહ થાય છે પણ તે સંસ્કાર—બીજના રૂપમાં રહી જાય છે અને તેથી કરીને સમય આવતા પછી તે અંકુરિત થઈને તરંગાકૃતિ ધારણ કરવાનો સંભવ રહે છે, પણ જ્યારે સંસ્કાર પણ તદ્દન નિર્મૂળ થઈ જાય, ત્યારે મન પણ નિર્મૂળ થઈ ગયું જ જાણવું. એ અવસ્થા આવે એટલે જેને નિર્બીજ—સમાધિ કહે છે તેની પ્રાપ્તિ થાય છે.

આ યોગનાં આઠ અંગોનો ક્રમથી અભ્યાસ કરીને આગળ વધવાનું છે. માર્ગ કઠિન છે. તલવારની ધાર પર ચાલવું સરલ છે પણ આ માર્ગ પર ચાલવું કઠિન છે શાસ્ત્રમાં કહ્યું છે કે—

"જો સહસ્સં સહસ્સાણં, સંગામે દુજ્જએ જિણે ।
એગં જિણેજ્જ અપ્પાણં, એસ સે પરમો જઓ ॥"

ઉ. અ. ૯ ગા. ૩૪

અર્થ :—"જે પુરુષ દુર્જય સંગ્રામમાં દશ લાખ સુભટો પર વિજય મેળવે છે અને એક વીર મહાત્મા પોતાના આત્માને જીતે છે તે બન્નેમાં આત્મવિજય કરનારો શ્રેષ્ઠ છે." આવો માર્ગ કઠિન છે છતાં વીર પુરુષો માટે કંઈ જ અસાધ્ય નથી.

છતાં પણ મન એટલું અસ્થિર અને ચપળ છે કે ક્ષણભરમાં સાધકની વિચારધારાને બદલી નાખે છે, જેની સાધકને ખબર પણ પડતી નથી.

પ્રસન્નચંદ્ર–રાજર્ષિએ રાજ્ય–રિદ્ધિ ત્યાગીને પ્રભુ મહાવીરદેવ પાસે ચારિત્ર ગ્રહણ કરેલ હતું. પ્રભુ એક સમયે રાજગૃહી નગરીમાં પધાર્યા. પ્રસન્નચંદ્ર–રાજર્ષિ ધ્યાનાવસ્થામાં રહેલા હતા. એ અવસરે શ્રેણિક રાજા પ્રભુને વંદન કરવા માટે જતા હતા. રસ્તામાં પ્રસન્નચંદ્ર મુનિનાં દર્શન કર્યાં. રાજાની સાથે તેમના સેવકો પણ હતા. તેમાં બે નોકરો ત્યાંથી પસાર થતાં, એકે મુનિનાં ગુણગાન કર્યાં, ત્યારે બીજાએ કહ્યું : 'શું છે એમાં ? નાના બાળકને રાજ્ય સોંપી દીક્ષા લીધી છે તેથી તે બાળ રાજા પર અમુક ગામનો રાજા લડવા માટે આવેલો છે.' આમ વાતો કરતા તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

પણ આ શબ્દો મુનિના કાનમાં પડ્યા અને મનમાં રાગભાવ ઉત્પન્ન થયો. રાગ–મમત્વ ભાવ જરા પણ મનમાં રહે તો તે વિષમતાને સર્જે છે અને જીવને પતનની ગર્તામાં નાંખી દે છે.

જેમ અગ્નિનો એક કણ પણ પ્રજ્વલિત થઈ મોટી આગને ઉત્પન્ન કરીને અનેક વસ્તુઓને ભસ્મ કરે છે, તેમ જ આ રાગનો અંશ આત્માના વિકાસમાં બાધક થઈ જીવને ઊંચેથી નીચે પટકી દે છે. માટે આ શત્રુથી સાવધાન રહેવાનું છે.

મુનિના પરિણામોની ધારા જે આત્મરસમાં સમ હતી તે વિષમ થઈ ગઈ અને મુનિ મનોમન યુદ્ધ કરવા લાગ્યા. આત્મધ્યાન ભુલાયું અને શત્રુ–મિત્ર આદિ વિષમ ભાવે લડવા લાગ્યા. આ છે મનની રમત ? ક્ષણમાં કંઈનું કંઇ થઈ ગયું.

આ તરફ શ્રેણિક રાજા પ્રભુ પાસે જઇને વંદન કરીને બેઠા, અને પ્રશ્ન કર્યો કે, "હે પ્રભો ! આ પ્રસન્નચંદ્ર રાજર્ષિ જે ધ્યાનાવસ્થામાં રહેલા છે તે જો અત્યારે કાળ કરે તો ક્યાં જાય ?"

પ્રભુએ ઉત્તર આપ્યો : 'પહેલી નરકે, ફરી વાર બીજી નરકે, યાવત્ સાતમી નરકે જાય.' એમ કહ્યું.

થોડી વારે દેવ–દુદુંભિ વાગવા માંડી ત્યારે ફરી શ્રેણિક મહારાજાએ પૂછયું : 'પ્રભુ, દેવ–દુંદુભિ (દેવતાઈ વાજિંત્ર) કેમ વાગે છે ?'

પ્રભુએ ઉત્તર આપ્યો : "પ્રસન્નચંદ્રમુનિને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે માટે દેવતા વાજિંત્ર વગાડે છે."

શ્રેણિક રાજા આશ્ચર્યમાં મુગ્ધ બની ગયા અને ક્ષણભર મૌન બની ગયા. ત્યાર બાદ પ્રભુને વિનયથી પૂછવા

લાગ્યા : 'પ્રભો ! આપના વચનમાં કંઈ જ શંકા કરવાપણું ન હોય. છતાં અમો અજ્ઞાની આપના વચનને ન સમજી શકીએ એ સ્વાભાવિક છે. માટે હે પ્રભો ! અજ્ઞાનીને સમજાય એવું આપ વદો.'

પ્રભુએ ઉત્તર આપ્યો : 'હે રાજન ! આ બધો મનનો ખેલ છે. એ જાદુગર જેવું મન ક્ષણભરમાં કંઇનું કંઈ કરે છે. પ્રસન્નચંદ્રમુનિ ધ્યાનાવસ્થામાં હતા ત્યારે તારા નોકરોના શબ્દો સાંભળવાથી મન વડે આત્મધ્યાનથી ચ્યુત થયા અને સંસારી ધ્યાનમાં પડયા. શત્રુ રાજા સાથે મનોમન લડવા લાગ્યા. આ જ વખતે તમોએ પ્રશ્ન પૂછયો કે કાળ કરે તો કયાં જાય. ત્યારે જો કાળ કરે તો તે પહેલી નરક જતા. જેમ–જેમ પરિણામો અશુદ્ધ થતા ગયા તેમ–તેમ નરકો વધતી ગઈ અને સાતમી નરકે જવાની તૈયારી કરી લીધી.

પરંતુ લડતાં–લડતા શત્રુ રાજાનો મુગટ ખેંચવા જતાં પોતાના માથાના જ વાળ હાથમાં આવતાં ભાન થયું કે હું કોણ ? મારે શત્રુ કોણ ? મિત્ર કોણ ? એમ વિચારતાં–વિચારતાં તેમણે પોતાનાં પરિણામોની ધારા પલટાવી ઉપાર્જિત કરેલાં કર્મોના દળિયા શુદ્ધ પરિણામોથી વિખેરી નાંખ્યા અને એટલા ઉત્કૃષ્ટ ભાવોમાં ઊંચે ચડયા કે કેવલજ્ઞાન, કેવલદર્શન ઉત્પન્ન થયું.

હે રાજન ! આ મોહ (મન) રૂપી શત્રુથી બરાબર સાવચેત રહેવાનું છે.

માટે જ પ્રભુએ કહ્યું છે કે 'હે ગૌતમ, સમય માત્રનો પ્રમાદ ન કરવો. જરા આત્મભાન ભૂલ્યા કે બાજી બગડી જ સમજવી.'

શાલીભદ્રજી અને ધન્નાજીએ ધ્યાન કર્યું હતું. ત્યાં તેમનાં માતાજી તેમની ૩૨ સ્ત્રીઓ અને બહેન સુભદ્રા વગેરે દર્શન કરવા માટે આવ્યાં. ધન્નાજી તો સ્થિર જ હતા તેથી તેઓ મોક્ષે ગયા. બાહ્ય દૃષ્ટિથી તો શાલીભદ્રજી પણ સ્થિર જ હતા. આંખનું એક મટકું માર્યું તે પણ મોહસૂચક છે જેથી શાલીભદ્રજીને એક ભવ કરવો પડશે. આ મોહની લીલા અજબ છે.

વર્તમાન કાળે તો દેશ–વિદેશમાં ધ્યાનયોગ અને બ્રહ્મજ્ઞાનનાં બજારો ખુલ્લી રહ્યાં છે. શ્રોતાવકતાની ભીડો જામે છે. પરિણામે ઉપરથી મનોમન સૌ કોઈ જાણતું જ હશે કે, વાસ્તવિકતાથી કોણ કેટલું દૂર કે પાસે છે? આવો ઘણાનો અનુભવ હશે કે, ઊંઘ લાવવાનો પ્રયત્ન કરવાથી ઊંઘ આવતી નથી; એ દૂર ભાગી જાય છે.

પરંતુ પરિશ્રમ અને ભોજન કર્યા પછી, તમોગુણ વધે છે ત્યારે ન ઇચ્છીએ તો પણ ઊંઘ આપોઆપ આવે છે.

તે જ પ્રમાણે ધ્યાન કરવાથી ધ્યાન થતું નથી. તે આપોઆપ થાય છે. રજોગુણ અને તમોગુણનો અભિભવ (પરાભવ) થતાં અંતઃકરણ સાત્ત્વિક બને છે અને આપોઆપ અંતર્મુખતા સધાય છે અને ધ્યાન થાય છે. પ્રયત્ન

કરવો પડતો નથી. આ વાત સાધક અભ્યાસીની છે. અધિકારી માટે ધ્યાન પોતાનો સ્વભાવ છે.

તૃષ્ણા ઘટે તો તૃપ્તિ થાય, તૃપ્તિ થાય તો નિર્ભયતા વિકસે, નિર્ભયતા વિકસે તો મગ્નતા (લીનતા) થાય, લીનતા થાય તો પૂર્ણતાને પમાય.

યોગી જ્યારે સર્વ પ્રકારની સિદ્ધિઓની તૃષ્ણાનો પરિત્યાગ કરે છે ત્યારે જ તેના સર્વ ભ્રાન્ત–સંસ્કારોનો, તમામ આકર્ષણો તથા પ્રલોભનોનો અને દેવતાઓનાં સુખોનાં પ્રલોભનોનો સમૂળો ક્ષય થાય છે. સર્વ પ્રકારની અદ્ભુત સિદ્ધિઓ મેળવ્યા બાદ યોગી જ્યારે તેને પણ વિઘ્નરૂપે સમજીને તે સર્વનો ત્યાગ કરે છે, ત્યારે જ તે અંતિમ લક્ષ્યબિંદુ સુધી પહોંચી શકે છે.

આપણને સુખી કરવા માટે બાહ્ય વસ્તુઓની આવશ્યકતા દર્શાવવાવાળી **જે–જે વૃત્તિઓ આપણા ચિત્તમાં ઉદ્ભવે છે તે સર્વ કૈવલ્યપ્રાપ્તિના માર્ગમાં વિઘ્નકર્તા છે.** "આત્મા પોતે સ્વભાવથી જ સુખ અને આનંદ સ્વરૂપ છે," તે સત્યજ્ઞાનને પૂર્વના વિપરીત સંસ્કારો વારંવાર ઉદ્ભવીને ઢાંકી દે છે; માટે એ સંસ્કારોને ક્ષીણ કરવાની જરૂર છે.

ખરું જોતાં તો જ્ઞાન એ આત્માનો સ્વભાવ જ છે, યોગના સાધન વડે તો તેના ઉપરનું આવરણ દૂર થાય છે એટલું જ. તત્ત્વનો અભ્યાસ કરવાથી અને દેહ, ઇન્દ્રિયો, મન ઇત્યાદિ જડ પ્રકૃતિના દરેક કાર્યનો તે (આત્મા)

નહિ, આ તે (આત્મા) નહિ, (અથવા હું તે નથી. હું તે નથી.) એમ સમજીને તેમાંથી 'અહંમમ' ભાવનો ત્યાગ કરવાથી વિવેકની સિદ્ધિ થાય છે.

જડ પ્રકૃતિથી ઉત્પન્ન થતા દુઃખાદિનો, દોપોનો વિચાર કરવાથી, તેને લક્ષપૂર્વક જોવાથી, રાગની નિવૃત્તિ થાય છે, મલિન ચિત્તરૂપ ભૂમિમાં ઉપદેશ રૂપ બીજ પડવાથી જ્ઞાનરૂપ અંકુરની ઉત્પત્તિ થાય નહિ. કામ, ક્રોધ, મોહ, લોભ, માત્સર્ય, શોક, તાપ એ બધા મનના મેલ છે. એના પ્રવેશથી મન મલિન થાય છે.

જેમ મલિન દર્પણમાં મુખાદિનું પ્રતિબિંબ પડતું નથી તેમ રાગાદિ વડે મલિન થયેલા ચિત્તમાં તત્ત્વોપદેશની છાયા સરખી પણ પડી શકતી નથી.

સાધના દ્વારા સિદ્ધિઓનો લાભ થવાથી પણ મુક્તિ પ્રાપ્ત થતી નથી. એક માત્ર તત્ત્વ બોધ વડે જ મુક્તિ પ્રાપ્ત થાય છે. તત્ત્વબોધ વગર માત્ર કેવળ સિદ્ધિ પ્રાપ્ત કરવાથી કોઇ મુક્ત થઈ શકતું નથી.

હંસ જેમ પોતાની શક્તિ–વિશેષ દ્વારા દૂધમિશ્રિત પાણીમાંથી દૂધ માત્રનું ગ્રહણ કરે છે; તેમ વિવેકી જીવાત્માએ પણ વિવેકજનિત શકિત–વિશેષ દ્વારા સંસારનો ત્યાગ અને મોક્ષને ગ્રહણ કરવું જોઇએ.

વિરકત પુરુષ હંસની જેમ અસાર જડ પ્રકૃતિનો ત્યાગ કરીને સારરૂપ આત્મતત્ત્વને ગ્રહણ કરે છે. પણ અવિરકતથી એમ થઈ શકતું નથી.

## ૧. આ જીવનમાં મુક્તિનું સુખ કેમ અનુભવાય ? તેના પ્રશ્નોત્તર.

પ્ર. ધ્યાન એટલે શું ?

ઉ. 'ધ્યાન' :—"સંયમ ક્રિયા વડે એકઠી કરી દાબી રાખેલી મનોશક્તિ વડે પોતાના ભાનને ધ્યેય અથવા લક્ષ્યની દિશામાં–તોપના ગોળાની માફક ધકેલવું એનું નામ ધ્યાન."

પ્ર. "એ તો બરાબર સમજ્યો. પણ એ સમજથી મોક્ષ અહીં કે દૂર છે તેનો નિર્ણય કેમ થઈ શકે ?"

ઉ. "નિર્ણય જ શું કરવા, અનુભવ થવો જોઈએ. ? નિર્ણય કાંઈ 'અનુભવ' નથી. એ તો બુદ્ધિનું કાર્ય છે." સમાધાનઃ "પણ હું તો બુદ્ધિના નિર્ણયથી પણ સંતોષ પકડીશ."

પ્ર. "ઠીક છે ભલા, મોક્ષ આત્મામાં કે આત્માની બહાર ?

ઉ. "આત્મામાં."

પ્ર. "તમારો આત્મા હમણાં તમારા શરીરમાં હશે કે ક્યાંય બીજા સ્થાને ?"

ઉ. "આ શરીરમાં જ."

પ્ર. "ગઈ કાલે આપણે ફરવા ગયા ત્યારે તે વખતે તમારો આત્મા ક્યાં હતો ?"

ઉ. "આ શરીરમાં જ."

પ્ર. "થોડા વખત પછી આપણે સમુદ્રકિનારે ફરવા જવાના છીએ તે વખતે આત્મા ક્યાં હશે?"

ઉ. "આ શરીરમાં જ."

પ્ર. "પલંગ પર સૂતા હો ત્યારે અને સાધુનો સત્સંગ કરતા હો ત્યારે તે આત્મા ક્યાં હોય છે?"

ઉ. "આ શરીરમાં જ."

પ્ર. "વારુ, અને તમે જ વળી કહો છો કે મુક્તિ આત્મામાં છે. આત્માની બહાર નહિ, ખરું કે?"

ઉ. "જી હા."

"ત્યારે મુક્તિ આ શરીરમાં અત્યારે છે. કાલે હતી અને આવતી કાલે હશે. આત્માને છોડીને તે ક્યાંય જઈ શકતી નથી અને આત્માનું ઘર–આ શરીર–જ્યાં–જ્યાં જે–જે કાળે જાય ત્યાંત્યાં અને તે–તે કાળે મુક્તિ સાથે જ હોય છે!"

ઉ. **ઓ...હ! ત્યારે તો તે મારાથી દૂર હતી જ નહિ,–ફક્ત મારાથી દૂર માની હતી!"**

પ્ર. "સબૂર નહિ, "**મારાથી**" એ શબ્દ વડે તમે શું કહેવા માગો છો તે વિચારો."

ઉ. "મારા હમણાં ચાલતા 'ભાન' થી. હમણાંનું ભાન વાત કરવામાં છે. કોઈ વખતે ભાન દૃશ્ય જોવામાં હોય છે."

પ્ર. "એટલે કે—જે કાળે જે ચીજમાં–સ્થૂલમાં કે સૂક્ષ્મમાં, પદાર્થ કે વિચારમાં–તમારું ભાન વર્તે છે તે કાળે ભાન તે જ "હું" એમ તમે માનતા રહ્યા છો."

ઉ. "એમ જ."

આદેશ

"હવે જરા આંખો બંધ કરી શાન્ત બેસી રહો. હલન–ચલન ક્રિયા બંધ કરો, કાનને અવાજ ઝીલવાની મના કરો...હં ઠીક "તપ" કર્યો...હવે 'સંયમ' કરો; મનની સઘળી વૃત્તિઓને પાછી ખેંચી એકત્ર કરી દબાવો. દબાવ્યે જાઓ.

તમારી અંતઃકરણની તોપ બરાબર તૈયાર થઈ છે; એમાંથી તમારા ભાનરૂપી ગોળાને ફેંકવો છે. દૂર, બહુ દૂર ફેંકવો છે કયા ધ્યેય પર ફેંકશો? મોક્ષસ્થાન પર, કે જે આકાશમાં—ઘણે દૂર—એક પહાડના સોયની અણી જેટલા બારીક શિખર પર છે.

ધ્યેય ચોક્કસ કર્યું છે માટે વચ્ચે રોકાવાનું નથી તે તો નિશ્ચય જ હોવો જોઇએ. કવચિત્ તમારી તોપ એટલી તેજ ન હોય કે જેથી એક જ ભડાકે ગોળાને લક્ષ્યસ્થાન સુધી ફેંકી શકે, તો વચ્ચે—આકાશમાં—ગોળાને ક્ષણભર પડવા દઈ ફરી તોપ ફોડજો.

સમજી ગયા?... Ready! એક, બે, ત્રણ!...દાબી રાખેલો તોપનો આંકડો છોડી દો! 'ભાન'ના ગોળાને આકાશમાં ઊડવા દો!...કેટલે દૂર પહોંચ્યો તે?... ફિકર નહિ, ફરી તોપ ફોડો. ક્ષણભરની 'રાહત' બસ છે... એક, બે, ત્રણ!...ગોળો ઊડ્યો! ઠેઠ પહાડની ટોચ સુધી! અને તેનાથી અથડાઈ ફાટ્યો! ફાટવો જ જોઇએ. કારણ કે તે કાંઈ 'આકાશ' નહોતું પણ પહાડ સાથે અથડાવું હતું. ફાટવા દો. ત્યાં મુક્તિ સિવાય બીજું કાંઈ

કે કોઈ નથી તેથી ફૂટીને ત્યાં જ ભળશે, સંયુક્ત થશે; એમ જ થયું ને?..."

"પણ હવે મને કોણ કહી શકે કે, મુક્તિ નામના તમારા ધ્યેય પર ભાનરૂપી ગોળો પડી તેનાથી એકાકાર થતાં તમે જૈન શાસ્ત્રમાં કહેલી સુખ તેમ જ દુઃખ બન્નેથી અનોખી કોઈ ઔર જ 'લહેજત' અનુભવો છો કે કેમ? ધ્યાતા રૂપ 'તમે' અને 'ધ્યેય' રૂપ મુક્તિ બન્ને અદૃશ્ય થઈને માત્ર 'લહેજત'માં સમાઈ ગયા હશો કે કેમ તે મને કોણ કહી શકે?..."

પ્ર. આહ, પણ હું તમારું અહીં પડેલું શરીર હાલતું જોઉં છું. તમારી આંખો ખુલતી દેખાય છે. હવે તો તમે મને કાંઈક કહી શકશો. વારુ, કહો જોઉં કે તમારું ભાન ક્યાં હતું?"

ઉ. "મુક્તિમાં."

પ્ર. "થોડી મિનિટ પહેલાં તમારું ભાન મુક્તિમાં નહોતું અને હમણાં પણ મુક્તિમાં નથી—જો કે મધ્યકાળે તે મુક્તિમાં હતું: એનો અર્થ શું?"

ઉ. "એ જ કે મુક્તિ મારામાં જ હતી, છે અને રહેશે, પણ ભાન એનાથી જુદું પડે ત્યારે અને તેટલો વખત મુક્તિ મારામાં નથી એમ બુદ્ધિ બોલે છે. મુક્તિની ગેરહાજરીમાં જ બુદ્ધિ બોલે છે અને તેને તો તે ઘણી જ દૂરની—ક્રોડો માઈલ દૂરની—કાલ્પનિક ચીજ જેવી લાગે છે.—જો કે 'મને' ખાત્રી છે કે **મુક્તિ અનુભવ** છે અને તે મારી અંદર જ સદા રહે છે."

પ્ર. "ત્યારે 'તમે' અનુભવ્યું તે તમારી જ બુદ્ધિના કથનથી જુદું પડ્યું—જૂઠું પડ્યું. હવે કહો કે શાસ્ત્રકારે શાસ્ત્ર લખ્યાં તે બુદ્ધિના સામ્રાજ્યમાં રહેનારાઓ માટે કે 'અનુભવીઓ' માટે?"

ઉ. "**બુદ્ધિના સામ્રાજ્યમાં રહેનારાઓ માટે; અને તેથી "મુક્તિ" અતિ દૂર કહેવી જ પડે.** પણ મને તો આપે પ્રથમ વિચારણાથી સાબિત કરી બતાવ્યું, અને પછી ધ્યાનથી અનુભવ કરાવ્યો કે મુક્તિ મારી અંદર છે.

પ્ર. હવે સવાલ માત્ર એટલો જ રહ્યો છે કે થોડા વખતને માટે—ધ્યાનકાળે—હું મુક્તિરૂપ અર્થાત્ મુક્ત હતો તેમ લાંબો વખત—સઘળો વખત—મુક્ત થવું શક્ય હશે કે નહિ?"

ઉ. "ધ્યાનવસ્થામાં જે સ્થિતિ હતી તે વિચારી જવાથી આ પ્રશ્નનો ઉત્તર મળી રહેશે. **'સ્થૂલ' તેમજ 'સૂક્ષ્મ' બન્નેનું ભાન ત્યાં નહોતું; નહોતી દેખાતી દેહ કે દુનિયા, નહોતાં વિચાર કે લાગણી. વિચારો અને લાગણીઓને જેટલો વખત દાબી શકો—વગર ધ્યાને, માત્ર પ્રેક્ટીસથી—તેટલો વખત મુક્તિ અનુભવી શકો છો,** અને તે પણ શારીરિક ક્રિયા—પ્રતિક્રિયા ચાલતી હોવા છતાં. સઘળો આધાર 'પ્રેક્ટીસ' પર—ધ્યાનના મહાવરા પર—છે."

"એટલે કે જેમ પ્રેકટીસ લાંબા કાળની તેમ Will તે વધુ પ્રબળ થાય, અને જ્ઞાનતંતુ (nerves) Will મય–લોખંડી બને અને **તેને પરિણામે પોતાથી** થતી ક્રિયા–પ્રતિક્રિયા વચ્ચે પણ સ્વાભાવિક આનંદ બન્યો રહે. એવા મનુષ્યથી થતી હરેક ક્રિયા મધ્યસ્થ શક્તિથી ઝરતી હોઈ પ્રકાશમય અને નૃત્યમય હોય."

"અને એ જ Will જીવન જીવવામાં કામ લાગે. 'શાહી' જીવન જીવવામાં, જયવંતું જીવન જીવવામાં, જૈન જીવન જીવવામાં."

## સહજ–સમાધિનું દૃષ્ટાંત

એક રાજકુમાર હતો. તેને તેના પિતાએ ઘણું કહ્યું છતાં તે લગ્ન કરવાને તૈયાર થયો નહિ. એકદા પ્રસ્તાવે તેનો પિતા એકાએક શૂલરોગથી મરણ પામ્યો અને **તે રાજકુમાર** રાજા બન્યો. રાજા બન્યા પછી તેના **કર્મચારીઓ, પ્રજાજનો વગેરે તેને લગ્ન માટે આગ્રહ કરવા લાગ્યા. ત્યારે તેણે કહ્યું કે, "મારી ઇચ્છા હોય તેને પરણવાની જો તમો હા પાડતા હો તો હું પરણવાને તૈયાર છું."**

કર્મચારી વગેરેએ મનમાં વિચાર્યું કે, "ચાલો પરણવાની હા પાડે છે તો તેની ઇચ્છાનુસાર જે કન્યા તેને પસંદ હોય તેની સાથે લગ્ન કરવાની આપણે સંમતિ આપવી જ જોઈએ." એમ સમજી બધાએ હા પાડવાથી તેણે કહ્યું, "ત્યારે કરો તૈયારી." અને તત્કાળ બધી તૈયારી થઈ ગઈ અને જાન લઈને રાજા પરણવા જવા લાગ્યા.

રાજાએ વનપ્રદેશ તરફ જવાની બધાને આજ્ઞા આપી. બધા લોકો મૂક થઈને રાજાની આજ્ઞાનું પાલન કરતા હતા. છતાં મનમાં અનેક તર્ક–વિતર્કો એમને થતા હતા કે, રાજા કોને પરણવા જઈ રહ્યો છે. વગેરે ?

આગળ જતાં એક ઋષિનો આશ્રમ આવ્યો. ત્યાં રાજાએ સવારીને રોકવાની આજ્ઞા આપી. લોકો આશ્ચર્યથી વિભોર બની ગયા.

રાજા ઋષિની પાસે જઈને વંદન કરીને તેની પાસે બેઠો. અરસ–પરસ કુશલ સમાચાર પૂછ્યા.

તે જ સમયે જેણે યૌવનમાં પદાર્પણ કર્યા છે અને રૂપ, લાવણ્ય, અને ગુણથી સંપન્ન છે એવી ઋષિકન્યા ત્યાં આવી. રાજકુમાર અને ઋષિકન્યાની આંખો એક-બીજામાં મળી ગઈ, બન્નેના હૃદયમાં પ્રેમાંકુર સ્ફુરિત થયો.

ઋષિ બન્નેના ભાવ જોઈને આનંદિત થયા. ત્યાર બાદ ઋષિને નમસ્કાર કરીને રાજાએ કહ્યું કે, "આપ મને યોગ્ય ધારતા હો તો આપ આપની કન્યાનું કન્યાદાન મને આપો." ઋષિ બોલ્યા : "હે રાજન્ ! મારી કન્યા વન-પ્રદેશમાં ઊછરી છે. તેને તમારા રાજ્યની રીતભાત કંઈ જ આવડતી નથી. વળી, મારી પાસે તમને આપવા લાયક કંઈ જ નથી."

રાજાએ કહ્યું : "આપ બન્ને વાતે નિશ્ચિંત રહો. અમારે કંઈ જ આપની પાસેથી જોઈતું નથી. તેમ જ

તમારી કન્યાને સર્વ રીતે યોગ્ય બનાવવાનો ભાર હું મારા શિર પર લઉ છું. હવે આપને કોઈ બીજો વાંધો ન હોય તો આપશ્રી કન્યાદાન આપશો.”

ઋષિને તો કંઇ તૈયારી કરવાની હતી જ નહિ, અને પ્રભુ-કૃપાથી આવેલ અવસર સહર્ષ સ્વીકારીને તરત જ કન્યાદાન આપ્યું.

કન્યાનાં વલ્કલ વસ્ત્રો ઉતારીને બહુમૂલ્ય વસ્ત્રો તથા અલંકારોથી સજ્જ કરવામાં આવી અને તરત જ લગ્ન-કાર્ય પતાવ્યું અને ઋષિ કન્યાની ચિંતાથી મુક્ત થયા.

તેમની સેવા માટે રાજાએ એક નોકર ત્યાં રાખ્યો. ઋષિએ પોતાની કન્યાને આત્મબોધ આપ્યો. કન્યાએ પોતાના વલ્કલનાં વસ્ત્રોને પણ પતિગૃહે જતાં સાથે જ રાખ્યા. તે ઋષિને વંદન કરીને સજળ નયને જવા તૈયાર થઈ. રાજા પણ ઋષિને વંદન કરીને પોતાના રથમાં બેઠો.

ગૃહે આવ્યા પછી રાજાએ રાણીને સર્વ વાતે કુશલ બનાવી દીધી. રાજા-રાણી આનંદમાં રહે છે. રાણીનું નામ નિવૃત્તિદેવી હતું. તે સદા એકાંતમાં જઈને વલ્કલનાં વસ્ત્રો પરિધાન કરી આત્મધ્યાન, આત્મચિંતન કરતી હતી. તેના ઋષિ પિતાએ તેને બાળવયમાં જ આધ્યાત્મિક જ્ઞાન આપેલું હતું. તે તેમાં ઘણી જ પ્રવીણ બનેલ હતી. સંસારસુખ ભોગવતાં રાણી ગર્ભવંતી થઈ.

પ્રસવનો સમય નજીક આવ્યો ત્યારે પ્રજાએ વિપ્લવ (બળવો) કર્યો કે, "આ રાણીનું કુળ કે જાત કંઈ જ માલૂમ નથી તો તેનો પુત્ર રાજ્યનો વારસ કેમ બની શકે?" વિરોધીઓ પ્રબળ હતા. રાજાનો જાન જોખમમાં હતો. એ અવસરે રાણીએ પુત્રનો જન્મ આપ્યો. રાજા રાણી પાસે જઈને કહેવા લાગ્યો કે, "જો હું તને પ્રિય હોઉં તો તું પુત્રનો મોહ ત્યાગી દે, કારણ કે પ્રજાએ વિપ્લવ (બળવો) કર્યો છે. જો તેની માગણી મંજૂર નહિ કરવામાં આવે તો મારો પ્રાણ જશે. એ કરતાં પુત્રને જ પરલોક પહોંચાડવો એ એક જ માર્ગ મારા માટે છે."

સ્વાર્થવશ માનવ શું શું નથી કરી શકતો તે આ રાજાનાં વચનોથી અને કૃત્યોથી, વાચક, તું જાણી શકીશ. સ્વાર્થી પિતા પોતાના પ્રાણની રક્ષા માટે નિર્દોષ બાળકને હણવા તૈયાર થયો.

રાજાનાં વચનો સાંભળીને નિવૃત્તિદેવી જે પરમ તત્ત્વને પામી ચૂકેલી છે તે કહેવા લાગી, "હે રાજન્! પ્રિય શું? અને અપ્રિય શું? આત્મ તત્ત્વ પ્રિય–અપ્રિય થકી નિરાળું છે. જડ વસ્તુના અણુ–પરમાણુ પણ આત્માના નથી. ન પુત્ર મારો છે. આત્માનો કોઇ વિચ્છેદ કરી શકતું નથી, અને આત્માનું કોઈ હિત કે અહિત કરનાર નથી. આપની ઇચ્છા હોય તેમ આપ કરવા સમર્થ છો. મને કોઈ હર્ષ–વિષાદ નથી. હું પરમ આત્મા છું."

રાણીની તત્ત્વવાણીમાં રાજા કંઈ જ સમજ્યો નહિ. બાળપુત્રને લઈને મારાઓને સોંપ્યો. સમય જતાં પ્રજા શાન્ત થઈ ગઈ. એમ કરતાં બીજાં ચાર વર્ષ વીતી ગયાં.

ફરી રાણી ગર્ભવંતી થઈ અને પ્રજાને જાણ થઈ. પ્રસવ સમય નજીક આવતાં ફરી પ્રજાએ વિપ્લવ (બળવો) કર્યો. અને યથાસમયે રાણીએ પુત્રને જન્મ આપ્યો. રાજાએ રાણી પાસે પુત્રની માગણી કરી આદિ સર્વ વૃત્તાંત પૂર્વવત્ બીજા પુત્રને પણ મારાને સોંપ્યો.

બે પુત્રોનો વિયોગ થવા છતાં રાણીને ન વિષાદ છે, ન શોક છે. તે તો પોતાના આત્માનંદમાં મગ્ન છે. તે વિચારે છે કે મારું એમાં કંઈ જ નથી. પુત્ર કોનો અને પિતા કોનો ? આ બધા દેહજનિત સંબંધો વિનાશી છે, વિયોગશીલ છે, અને અમર–આત્માનો તેની સાથે શો સંબંધ છે કે હું શોક કરું ? હું તો અનંત આનંદમય આત્મા છું. જડના વિયોગે મારું કંઈ જ અહિત થનાર નથી.

રાણી આત્માનંદમાં લીન છે. પ્રજા પણ ફરી શાન્ત થઈ ગઈ, તેથી રાજા પણ શાન્ત હતો. એમ કરતાં બીજાં પાંચ વર્ષો બધાનાં શાન્તિથી વીતી ગયાં. ફરી રાણી ગર્ભવતી થઈ.

પૂર્વવત્ પ્રજાએ બળવો કર્યો. આ વખતે રાણીએ પુત્રીને જન્મ આપ્યો. તેને પણ મારાઓને સોંપી. ફરી રાજા, પ્રજામાં શાન્તિ સ્થાપિત થઈ.

ત્યારબાદ સમય જતાં રાજા વિચારે છે કે, "હું આમ મારા જીવન માટે કેટલાંક માસુમ નિર્દોષ બાળકોને હણીશ? આ તો જુલમ થાય છે. આ પરંપરાનો છેડો કેમ આવે?" આમ અનેક તર્ક–વિતર્ક તે રાજા કરે છે. પણ કોઈ ઉપાય મળતો નથી.

સમય જતાં રાજાને એક ઉપાય મળ્યો. તેણે વિચાર્યું કે, "આ રાણીનો જ ત્યાગ કરીને બીજી રાણી સાથે લગ્ન કરું તો આ અનર્થ ટળે." સ્વાર્થ કેવો છે? તે જ અનર્થની પરંપરા સર્જે છે. પરંતુ માનવ તો તેને સુખદાતા માને છે. **આત્મજ્ઞાન વિના પરમાર્થપંથ મળે નહિ. સ્વાર્થ છે ત્યાં પરમાર્થ રહી શકે નહિ.**

બસ, રાજાને રસ્તો મળ્યો કે તરત જ રાણી પાસે દોડીને ગયો અને સર્વ વાત કહી. રાણીને તો કોઈ જાતનો વિરોધ હતો જ નહિ. તે તો સંસારને એક સ્વપ્નવત્ માની ચૂકી હતી અને આત્મનિષ્ઠ હતી. રાજાની આજ્ઞા થતાં તે તો જ્યાં પોતાના ઋષિ પિતા રહેતા હતા તે વનમાં ગઈ. ઋષિનો દેહાંત થઈ ચૂક્યો હતો. તે જ ઉપવનમાં નિવૃત્તિદેવીએ વાસ કર્યો. ન ઉદાસીનતા તેને સ્પર્શ કરી શકે છે ન હર્ષ.

તે તો પરમ આત્મમાં સ્થિર થઈ ચૂકી હતી. સંસારનાં ક્ષણિક પ્રલોભનો પર તેણે વિજય મેળવ્યો હતો. તે તો હર હાલતમાં આનંદમસ્ત રહેતી હતી.

જેણે આત્મતત્ત્વને જાણી લીધું હોય તેનું તૃષ્ણા રાક્ષસી કંઈ અહિત કરી શકતી નથી.

રાજાને તો આ રાણી કંઈક વિલક્ષણ લાગી. પણ તેના જ્ઞાનને રાજા શું જાણી શકે?

રાજાએ પોતાનું સગપણ એક રાજ્યકન્યા સાથે કર્યું અને હવે વિવાહની તૈયારી કરવાની હતી. પણ ઘરમાં કોઈ કાર્ય કરનાર ન હતું. રાજા વિચારમાં પડ્યો હવે આ બધું કાર્ય કોણ કરશે? વિચાર કરતાં યાદ આવ્યું કે, "નિવૃત્તિદેવીને બોલાવવી જોઈએ. એ વિના આ બધું કાર્ય કોણ કરી શકે?" વળી, રાજા તર્કે ચડ્યો, "તે આવશે? શું હું તેને બોલાવવા જાઉં?" વગેરે અનેક તર્ક-વિતર્કો રાજાને સતાવવા લાગ્યા. પણ તે કોઈ નિર્ણય કરી શક્યો નહિ.

એણે બે દિવસ અને બે રાત્રી વિચારમાં નિર્ગમન કર્યા. ત્રીજે દિવસે રાજાએ નિશ્ચય કર્યો કે, "જે થવાનું હોય તે થાઓ, પણ એક વાર રાણી પાસે જઈને તેને લગ્ન-કાર્યનું આગ્રહભર્યું આમંત્રણ આપવું." આમ વિચારીને રાજા પોતે રથમાં બેસી રાણી પાસે આવ્યો.

રાણી તો સહજ સમાધિમાં સ્થિર હતી. તે જડ પ્રકૃતિના અવનવા ખેલોને જોનાર બની ગઈ હતી. દૃશ્ય પદાર્થ તેના પર કંઈ અસર કરી શકતો ન હતો. રાજાએ ત્યાં જઈને કુશલ સમાચાર પૂછ્યા. બાદમાં પોતાનો

પ્રસ્તાવ તેની પાસે રજૂ કર્યો અને રાણીએ તેનો સહર્ષ સ્વીકાર કર્યો.

પ્રિય વાચક ! વિચારજે, સમગ્ર સંસાર સુખ માટે તલસી રહ્યો છે, અને તે માટે એ પ્રયત્નશીલ છે, સતત પ્રયત્નશીલ છે, પણ સુખ પ્રાપ્ત થતું નથી અને થઈ શકે પણ નહિ. કારણ સંસાર–જે ક્ષણિક સુખ–દુ:ખથી ભરપૂર છે ત્યાં સાચું સુખ ક્યાંથી સાંપડે ? સાચું સુખ તો આ પ્રપંચથી ભરપૂર **સંસારી સુખનો મોહ ત્યાગવાથી જ મળે છે.**

જે માનવ સંસારના વ્યામોહથી મુક્ત થઈને પરમતત્ત્વમાં સ્થિર થાય છે, તે હર હાલતમાં ખુશ રહી શકે છે. શાસ્ત્રકારોએ તેને 'સહજ સમાધિ' કહી છે, જેનાં દર્શન તમોને નિવૃત્તિદેવીના જીવનમાં પ્રત્યક્ષ થઈ રહ્યાં છે.

રાણીને મન આ પ્રારબ્ધનો ખેલ હતો, અને તે પ્રારબ્ધ અનુસાર વર્તવા છતાં હું આત્મા છું, આ કર્મનો ખેલ છે, એવું દૃઢ ભેદવિજ્ઞાન તેના દિલમાં હોવાથી તે પોતાના સ્વભાવમાં સ્થિર રહી શકતી હતી.

હે ભવ્યો ! આ જ સાચું સુખ છે. તેને પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ બનો. રાગાદિ વિકલ્પજાળને દૂર કરવાથી સાચું આત્મિક સુખ પ્રાપ્ત થાય છે.

હવે રાણી રાજ્યમાં આવીને સર્વ કાર્ય આનંદપૂર્વક કરવા લાગી. જાન જેવા પહેલાં રાજાએ લગ્ન

નિમિત્તે ભોજનસમારંભ કર્યો. સર્વ પ્રજા પણ તેમાં સામેલ થઇ. રાજા, પ્રજા, સર્વ જમી રહ્યાં છે, રાણી બધાને હોંશે–હોંશે જમાડી રહી છે, તેના મનમાં એમ નથી થતું કે આ લોકોએ તો મારું સર્વસ્વ લૂંટી લીધું છે વગેરે તર્ક–વિતર્ક એને થતા જ ન હતા.

સામાન્ય મનુષ્યને આવી સ્થિતિમાં રાગ, દ્વેષ, ક્રોધ વગેરે મનોમંદિરમાં કેવાં ઉત્પન્ન થાય? પણ એથી શો લાભ? કંઇ જ નહિ. ઊલટું નુકસાન જ થાય છે. પણ જ્ઞાન વિના એ સમજી શકાતું નથી. જે માનવ મન વડે જીતાય જાય તે જ પામર છે, તે કદી સુખને પામી શકતો નથી. પણ જે મન પર વિજય કરે છે, તેને જીતે છે, તે જ આ વિશ્વમાં સુખી બને છે.

જ્યારે રાણી તો આનંદમાં વિભોર બનેલી છે ત્યારે રાજા અને પ્રજાને મિષ્ટાન્ન, પકવાન્ન જમતાં–જમતાં તેમનાં નેત્રોમાં આંસુ પડી રહ્યાં છે કે, "અહો! અમોએ આવી જ્ઞાનવાન રાણીને દુઃખના દરિયામાં ધકેલવાનું મહાન પાપ-કર્મ કર્યું છે." એવા અનેક વિચારોથી તેઓ ઉદાસીન બનેલા હતા. મિષ્ટાન્ન ભોજન પણ તેમને સુખ ઉપજાવી શકતું ન હતું. વધારામાં રાજા બોલ્યો: "ખરેખર આપણામાં કોઈ સુખી હોય તો આ રાણી જ છે."

હે પ્રિય વાચક! બાહ્યનાં અનેક પ્રકારનાં સુખભોગનાં સાધન હોવા છતાં મન અશાન્ત હોય તો તે આનંદ કે સુખ આપી શકતાં નથી એ તું ધ્યાનમાં રાખજે.

રાજા જાન લઇ ને લગ્ન માટે ગયો અને લગ્ન-કાર્ય વીત્યા પછી તે પાછો પોતાના રાજ્યમાં આવ્યો. નવી રાણી સાથે તેના બે ભાઇઓ પણ આવેલા હતા.

નવી રાણીએ પણ નિવૃત્તિદેવીની વાત સાંભળી તો તે પણ દુઃખી થઈ. યથા-સમયે રાજા-રાણીને પોંખવાનો સમય આવ્યો. ઘરમાં બીજું કોઈ ન હોવાથી આ કાર્ય પણ નિવૃત્તિદેવીને જ કરવાનું હતું.

રાજા-રાણી સામે ઊભાં હતાં. નવી રાણીના બે ભાઈ નવી રાણીની બાજુમાં ઊભા હતા અને નિવૃત્તિદેવી પોંખવા માટે આવી કે, ત્યાં આશ્ચર્યકારી ઘટના બની જેથી સર્વ જણા આશ્ચર્ય-વિભોર બન્યા. વાત એમ બની કે જ્યાં નિવૃત્તિદેવી પોંખવાની તૈયારી કરે છે ત્યાં જ તેના સ્તનમાંથી દૂધની ધારા છૂટીને નવી રાણી તથા તેના બન્ને ભાઇઓ પર પડી, તેમને ભીંજવી દીધા.

સર્વ લોકો વિમૂઢ થઇને વિચારે છે કે, આ શું? પોંખવાનું કાર્ય તો બંધ જ રહ્યું. રાજા પણ આભો બની ગયો કે, આ શું? નવી રાણી તથા તેના ભાઇઓને પૂછવામાં આવ્યું કે, “તમે કોનાં બાળકો છો?” તેઓએ કહ્યું, “અમે તો અમુક રાજાનાં બાળકો છીએ.”

તરત જ નવી રાણીના પિતાને બોલાવવા અસ્વારોને દોડાવ્યા. યથાસમયે નવી રાણીનાં માતા-પિતા ત્યાં આવ્યાં. તેમને બધી વાતથી વાકેફ કરીને પૂછવામાં આવ્યું કે, “કહો આ ત્રણે બાળકો કોનાં છે?”

એ રાજાએ કહ્યું, “ કોના છે એ તો હું જાણુતો નથી પણ મને એ વનમાંથી મળેલાં છે અને હું તેનો પાલક પિતા છું.” ત્યાર પછી મારાઓને બોલાવવામાં આવ્યા. તેઓ થરથર ધ્રૂજતા હતા. તેમને રાજાએ કહ્યું : “ ભય પામવાનું કોઈ કારણ નથી, તમારા બધા જ ગુનાઓ માફ છે. તમો સાચી હકીકત કહો કે તમોને જે બાળકો મારવા માટે આપેલ તેને તમોએ માર્યાં છે કે નહિ ? ”

મારાઓએ કહ્યું, “ કૃપાનાથ ! ગુનો માફ કરશો, પણ તે નિર્દોષ બાળકોને અમોએ કરુણાવશાત્ મારેલાં નથી. ત્રણે બાલકોને અમે વનપ્રદેશમાં જ મૂકીને પાછા આવેલા અને આપને અસત્ય કહેલું કે મારી નાખ્યાં છે.”

રાજાએ એ મારાઓને સુવર્ણ ભરેલા થાળો ઇનામમાં આપ્યા.

બધી વાત સમજમાં આવી કે. પુત્રો તથા પુત્રી મરેલ નથી અને તે પુત્રી એ જ નવી રાણી છે, તેના બન્ને ભાઇઓ તે મારા પુત્ર જ છે એમ રાજાએ વિચાર્યું અને નિવૃત્તિદેવીના ચરણમાં પડચો. “ હે દેવી ! તેં મને આજે મહાન પાપમાંથી બચાવ્યો છે. નહિતર મહાઅનર્થ થઇ જાત. અજાણતાં હું પુત્રી સાથે જ પરણ્યો. પણ હે દેવી, તમારી સમતાના પ્રભાવે હું બચી ગયો છું.”

પુત્રો તથા પુત્રી પણ હર્ષિત થઈ માત-તાતના પગમાં પડચાં.

રાજાએ તથા પ્રજાએ આ નિમિત્તે મોટો ઉત્સવ કર્યો. આ એક સ્વપ્ન હતું તે વીખરાઈ ગયું પણ નિવૃત્તિ દેવી તો આ ખેલને જોઇને ન હર્ષિત થઈ કે ન વિષાદ તેને સ્પર્શી શક્યો. આપણામાં કહેવત છે કે, 'સમતાનાં ફળ મીઠાં' તે આનું નામ છે.

રાણી-રાણીને સ્થાને જ રહી, પુત્રો-પુત્રી પણ મળી ગયા. અને આનંદ-મંગળ થયા. એ બધો પ્રતાપ નિવૃત્તિ-દેવીની સમતાનો અને મમતા-પરિહારનો હતો.

જીવનમાં જે શીખવાનું છે તે આ જ કે ગમે તેવી પરિસ્થિતિમાં મનને શાંત અને સમ રાખતાં શીખવાનું છે. 'જો હર હાલતમેં ખુશ, વહી મર્દ હૈ' આ પરમ સ્થિતિને સહજ સમાધિ પણ કહી શકાય. જેના પર સુખ, દુઃખની અસર ન થાય ત્યારે બાકી શું રહે ? નિજાનંદનો અનુભવ. આ વસ્તુ અનુભવગમ્ય છે. લેખિની તેનું વર્ણન કરી શકે તેમ નથી.

હે પ્રિય વાચક ! જો તું સુખનો અભિલાષી હો તો આ સહજ સમાધિ પ્રાપ્ત કરવા પ્રયત્નવંત બન અને ક્ષણિક સુખ-દુઃખોથી વિરમ.

**અવ્યાબાધ સુખ હયાત હોવા છતાં તે કેમ અનુભવાતું નથી ?**

અવ્યાબાધ સુખ એ આત્મ સ્વભાવ છે. તે જીવથી અલગ રહી શકતું નથી, માટે એ સુખ સદા કાયમ હોય છે.

માત્ર જ્ઞાન કુંઠિત એટલે ટૂંકુ થવાથી અને વિકૃત એટલે અજ્ઞાનરૂપ થવાથી શરીરને થતી પીડા તરફ ઉપયોગ ( ભાન ) વર્તે છે, તે કારણથી અવ્યાબાધ સુખ હયાત હોવા છતાં તેને વેદી શકાતું નથી. જો જ્ઞાન ઉપયોગરૂપે ન રહેતાં સંપૂર્ણ થાય અને વ્યાપક બને તો અવ્યાબાધ સુખને વેદ, અનુભવે; અથવા શ્રદ્ધાથી બાધા–પીડાને પોતાથી ભિન્ન જાણે, દેખે તો પોતાને અવ્યાબાધ સ્વરૂપ માને. આ રીતે શ્રદ્ધાથી માનવું તેનું નામ સમાધિ છે.

**આ રીતે સમાધિ વેદતા, અનુભવતાં જે–જે બાધાપીડા આવે તે પોતાની નથી, પરની છે, એવા વિચારથી તેને દૂર કરતો જાય તે જ અંશે મોક્ષ સુખ વેદવા માંડે.**

ઉપર કહેલી સમાધિ જ્યાં સુધી વેદતાં ન આવડે ત્યાં સુધી સંયમ બોજારૂપ થઈ પડે છે. અને આ જ ખામી વર્તમાનકાળે જૈનના અનુયાયીઓમાં કલંકરૂપ બનેલ છે. આવી રીતે પોતાના અવ્યાબાધ સુખમાં વિઘ્નરૂપ દર્શન મોહ છે. **દર્શન મોહ, વિષયોમાં સુખ મનાવે છે. મોહ બધા–પીડાને જીવની વસ્તુ મનાવી વેદાવે છે અને એ વેદવાથી અવ્યાબાધ સુખ મોજુદ હોવા છતાં વેદી શકાતું નથી. વિષયોની કલ્પના માત્ર મોહને લઈને સુખનું વેદન કરાવે છે. તે જ ધારણા, તે જ કલ્પના તે જ માન્યતા અવ્યાબાધ સુખને વેદવામાં આવરણરૂપ બને છે.**

## પ્રકરણ ૧૨

# મુક્તિ–સોપાન

મોક્ષ એટલે આધ્યાત્મિક વિકાસની પૂર્ણતા. આવી પૂર્ણતા, કાંઇ એકાએક પ્રાપ્ત થઈ શકતી નથી. કારણ, તેને પ્રાપ્ત કરવામાં અમુક વખત વ્યતીત કરવો પડે છે. તેથી જ મોક્ષ પ્રાપ્ત કરવા માટે આધ્યાત્મિક ઉત્ક્રાન્તિનો ક્રમ સ્વીકારવો પડે છે. તત્ત્વ–જિજ્ઞાસુઓના હૃદયમાં સ્વાભાવિક જ પ્રશ્ન ઉદ્ભવે છે કે આ આધ્યાત્મિક ઉત્ક્રાતિનો ક્રમ કેવા પ્રકારનો હોય છે?

**આત્માની ત્રણ અવસ્થા**

આધ્યાત્મિક ઉત્ક્રાન્તિના ક્રમનો વિચાર આવતાં જ તેની સાથે તેના પ્રારંભનો અને સમાપ્તિનો વિચાર આવે છે. તેનો આરંભ એ તેની પૂર્વ સીમા અને તેની સમાપ્તિ એ તેની ઉત્તર સીમા. પૂર્વ સીમાથી ઉત્તર સીમા સુધી વિકાસનો વૃદ્ધિક્રમ એ જ આધ્યાત્મિક ઉત્ક્રાતિક્રમની મર્યાદા.

આ પહેલાંની સ્થિતિ એ આધ્યાત્મિક અવિકાસ અથવા પ્રાથમિક સંસાર દશા, અને તેના પછીની સ્થિતિ એ મોક્ષ અથવા આધ્યાત્મિક વિકાસની પૂર્ણતા. આ રીતે

કાળની દૃષ્ટિએ સંક્ષેપમાં આત્માની અવસ્થા ત્રણ ભાગમાં વહેંચાઇ જાય છે.

**(અ) આધ્યાત્મિક અવિકાસ, (બ) આધ્યાત્મિક વિકાસક્રમ, (ક) મોક્ષ.**

(અ) આત્મા સ્થાયી સુખ અને પૂર્ણજ્ઞાન માટે તલસે છે, તેમ જ તે દુઃખ કે અજ્ઞાનને જરાયે પસંદ કરતો નથી. છતાં તે દુઃખ અને અજ્ઞાનના વમળમાં ગોથાં ખાય છે, તેનું શું કારણ?

આ એક ગૂઢ પ્રશ્ન છે. પણ તેનો ઉત્તર તત્ત્વજ્ઞોને સ્ફુરેલો છે. તે એ છે કે, "સુખ અને જ્ઞાન મેળવવાની વૃત્તિથી આત્માનું પૂર્ણાનંદ અને પૂર્ણજ્ઞાનમય સ્વરૂપ સાબિત થાય છે. કારણ કે તે જ્યાં સુધી પૂર્ણાનંદ અને પૂર્ણજ્ઞાન ન મેળવે, ત્યાં સુધી સંતોષ પામી શકતો નથી; છતાં તેના ઉપર **અજ્ઞાન અને રાગ-દ્વેષના એવા પ્રબળ સંસ્કારો છે કે જેને લીધે તે ખરા સુખનું ભાન કરી શકતો નથી. અગર કાંઇક ભાન થાય તોપણ તે ખરા સુખની પ્રાપ્તિ માટે પ્રવૃત્તિ કરી શકતો નથી.**"

અજ્ઞાન એ ચેતનાના સ્ફુરણનું વિરોધી તત્ત્વ છે. તેથી જ્યાં સુધી અજ્ઞાનની તીવ્રતા હોય ત્યાં સુધી ચેતનાનું સ્ફુરણ અત્યંત મંદ હોય છે. તેને લીધે ખરા અને સાચા સુખનાં સાધનોનો ભાસ જ થવા પામતો નથી. આ કારણથી આત્મા પોતે એક વિષયમાં સુખ મળવાની-

ધારણાથી પ્રવૃત્તિ કરે છે. અને તેમાં છેવટે નિરાશ થવાથી બીજા વિષય તરફ વળે છે. બીજા વિષયમાં નિરાશ થતાં વળી ત્રીજા વિષય તરફ દોડે છે.

આ રીતે તેની સ્થિતિ વમળમાં પડેલા લાકડા જેવી કે વંટોળિયામાં ઊડતા તણખલા જેવી થઈ જાય છે.

આવી કષ્ટ–પરંપરા અનુભવતાં કાંઈક અજ્ઞાન ઓછું થાય છે, તો પણ રાગ–દ્વેષની તીવ્રતાને લીધે સુખની ખરી દિશામાં પ્રયાણ કરી શકાતું નથી.

અજ્ઞાનની સહજ મંદતાથી ઘણી વાર એવું ભાન થાય છે કે સુખ અને દુઃખનાં બીજ બાહ્ય જગતમાં નથી, છતાં રાગ–દ્વેષની તીવ્રતાને પરિણામે પૂર્વપરિચિત વિષયોને જ સુખ અને દુઃખનાં સાધન માની તેમાં હર્ષ અને વિષાદનો અનુભવ થયા કરે છે.

આ સ્થિતિ ચોક્કસ લક્ષ્ય વિનાની હોવાથી દિશાનો ચોક્કસ નિશ્ચય કર્યા સિવાય વહાણ હંકારનાર ખલાસીની સ્થિતિ જેવી છે. આ જ સ્થિતિ આધ્યાત્મિક અવિકાસ કાળની છે.[૧]

---

૧ આધ્યાત્મિક અવિકાસકાળની ઉપર જે સ્થિતિ બતાવી, તે આત્મવિકાસની અપેક્ષાએ કહેલ છે; બાકી શુભ કર્મો તો તે સ્થિતિમાં પણ કરે છે. ઉત્કૃષ્ટ ચારિત્ર ધારણ કરે છે અને પુણ્યનો સંચય કરે છે. કષાયોને મંદ કરે છે, અને એ જ સ્થિતિમાં ચડતાં કોઈ વાર ભવ–સ્થિતિ પાકે તો ઊલટાનો સુલટો થઈ સમ્યગ્દર્શન સન્મુખ પણ થાય. માટે કોઈ વસ્તુને એકાંત ન માનતાં અપેક્ષા કૃત જ માનવી રહી.

(૫) અજ્ઞાન અને રાગ–દ્વેષના ચક્રનું બળ પણ હંમેશાં જેવું ને તેવું ન જ રહી શકે, કારણ, તે બળ ગમે તેટલું વધારે હોય તો પણ છેવટે આત્મિક બળ સામે તો અગણ્ય છે. લાખો મણ ઘાસ અને લાકડાંને બાળવા તેટલા જ અગ્નિની જરૂર નથી હોતી; તે માટે તો અગ્નિનો એક કણ પણ બસ છે.

શુભ પ્રમાણમાં થોડું હોય તો પણ તે લાખોગણા અશુભ કરતાં વધારે બળવાન હોય છે.

જ્યારે આત્મામાં ચેતનાનું સ્ફુરણ સહજ વધે છે અને રાગ–દ્વેષ સાથેના આત્માના યુદ્ધમાં જ્યારે રાગ–દ્વેષની શક્તિ ઘટે છે, ત્યારે આત્માનું વીર્ય (શક્તિ) જે અત્યાર સુધી ઊલટી દિશામાં કામ કરતું તે સાચી દિશામાં વળે છે. તે જ વખતે આત્મા પોતાના ધ્યેયનો નિર્ધાર કરી તે મેળવવા દૃઢ નિશ્ચય કરી લે છે અને તે માટે તે પ્રવૃત્તિ કરવા લાગે છે.

આ વખતે આધ્યાત્મિક વિકાસનો પાયો નંખાય છે. હવે પછી આત્મા પોતાની જ્ઞાન અને વીર્યશકિતની મદદ લઈ અજ્ઞાન અને રાગ–દ્વેષ સાથે કુસ્તી કરવા અખાડામાં ઊતરી જાય છે; કદાચ તે ક્યારેક હાર ખાય છે, પણ છેવટે તે હારના પરિણામે જ વધેલ જ્ઞાન અને વીર્યશક્તિને લઈ હરાવનાર અજ્ઞાન અને રાગ–દ્વેષને દબાવતો જ જાય છે. જેમ–જેમ તે તેને દબાવતો જાય છે તેમ–તેમ તેનો ઉત્સાહ વધતો જાય છે.

ઉત્સાહ–વૃદ્ધિ સાથે જ એક અપૂર્વ આનંદની લહેર છૂટે છે, અને આનંદની લહરીમાં નખશિખ ડૂબેલ આત્મા અજ્ઞાન તેમ જ રાગ–દ્વેષના ચક્રને વધારે ને વધારે નિર્બળ કરતો પોતાની સહજ સ્થિતિ તરફ આગળ વધતો જાય છે. આ સ્થિતિ આધ્યાત્મિક વિકાસક્રમની છે.

(૪) આ સ્થિતિની છેવટની મર્યાદા એ જ વિકાસની પૂર્ણતા. એ પૂર્ણતા પ્રાપ્ત થઈ એટલે સંસારથી પર સ્થિતિ પ્રાપ્ત થઈ. તેમાં સ્વાભાવિક આનંદનું જ સામ્રાજ્ય હોય છે. એ મોક્ષની સ્થિતિ છે.

જૈન દર્શનનું મંતવ્ય છે કે, આત્માનું વાસ્તવિક સ્વરૂપ શુદ્ધ જ્ઞાનમય અને પરિપૂર્ણ સુખમય છે. જેને જૈન પરિભાષામાં અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ અને અનંતશક્તિ કહે છે. એ સ્વરૂપને વિકૃત અથવા આવૃત્ત કરવાનું કાર્ય કર્મોનું છે.

**કર્માવરણનાં ઘનઘોર વાદળાં જ્યારે આત્માને આવૃત્ત કરે છે ત્યારે આત્મિક શક્તિ મંદ થઈ જાય છે.** પરંતુ જેમ–જેમ કર્મોનું આવરણ ઘટતું જાય છે તેમ તેમ આત્માની શક્તિ પ્રગટ થતી જાય છે. પ્રથમ ગુણ-સ્થાનકમાં આત્મ–શક્તિનો પ્રકાશ અત્યંત મંદ હોય છે, ક્રમશઃ આગળનાં ગુણસ્થાનોમાં[1] એ પ્રકાશ અભિવૃદ્ધિને પામે છે.

---

૧. વિકાસ ક્રમની ભૂમિકાઓ.

ગુણસ્થાનકોની સંખ્યા ૧૪ની છે. તેને મુક્તિ સોપાન પણ કહે છે. ૧૪ મા ગુણસ્થાનમાં આત્મા પૂર્ણ વિશુદ્ધ અવસ્થામાં પહોંચી જાય છે.

ગુણસ્થાનક—ગુણ એટલે આત્માની ચેતના, સમ્યક્ત્વ, ચારિત્ર, વીર્ય આદિ શક્તિઓ. સ્થાન એટલે તે શક્તિઓની શુદ્ધતાની તરતમ ભાવવાળી અવસ્થાઓ.

જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અંતરાય એ આત્મ-શક્તિને આચ્છાદિત કરનાર આવરણ છે. એ ચારમાં પણ મોહનીરૂપ આવરણ મુખ્ય છે. મોહની તીવ્રતા અને મંદતા પર અન્ય આવરણોની તીવ્રતા અને મંદતા અવલંબિત છે. એ જ કારણથી ગુણસ્થાનકોની વ્યવસ્થાઓમાં મોહની તીવ્રતા અને મંદતા પર અધિક લક્ષ્ય આપવામાં આવ્યું છે.

મોહના મુખ્ય બે ભેદ છે–દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય. દર્શનમોહનીયના કારણે આત્માને આત્મ-બોધ (સ્વાનુભૂતિ) થઈ શકતી નથી, તથા એના વિચાર, ચિંતન અને દૃષ્ટિ સમ્યક્ થઈ શકતી નથી. ચારિત્ર-મોહનીયને કારણે સ્વભાવમાં સ્થિરતા થઈ શકતી નથી, વિવેકયુક્ત આચરણમાં પ્રવૃત્તિ થઈ શકતી નથી.

આવી રીતે મોહનીયકર્મને કારણે ન તો સમ્યગ્-દર્શન થાય છે, ન સમ્યક્-ચારિત્ર પ્રાપ્ત થાય છે.

ગુણસ્થાન ૧૪ કહેલા છે જેનું વર્ણન આ પ્રકારે છે—**૧. મિથ્યા દૃષ્ટિ :–** પહેલા ગુણસ્થાનકનું નામ મિથ્યા

દૃષ્ટિ છે. એ નામ દર્શન મોહનીયના આધાર પર રાખવામાં આવેલ છે. એ આત્માની અધસ્તમ અવસ્થા છે. એમાં મોહની અત્યાધિક પ્રબળતા હોય છે, જેથી વ્યક્તિની આધ્યાત્મિક શક્તિ પૂર્ણ રૂપથી દબાયેલી હોય છે.

વિપરીત શ્રદ્ધાને કારણે તે રાગ-દ્વેષને વશીભૂત થઇ આધ્યાત્મિક સુખથી વંચિત રહે છે.

નિશ્ચયદૃષ્ટિથી જ્યાં સુધી અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ, મિથ્યાત્વ મોહનીય, મિશ્ર મોહનીય અને સમ્યક્ મોહનીય—એ સાત પ્રકૃતિનો ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય થતો નથી ત્યાં સુધી કોઇ પણ જીવ પ્રથમ ગુણસ્થાનકથી આગળ વધી શકતો નથી.

પહેલા ગુણસ્થાનકની સ્થિતિ (ત્યાં રહેવાનો કાળ) ત્રણ પ્રકારની છે.

**૧. અનાદિ અનંત** :– અભવ્ય જીવ આશ્રી.

**૨. અનાદિ સાંત** :– જે જીવ મિથ્યાત્વની ગ્રંથિને ભેદીને સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે તે અપેક્ષાએ.

**૩. સાદિ સાંત** :– જે જીવ સમ્યક્ત્વનું વમન કરે છે (પતન થાય છે) તેના આશ્રી. એક વાર સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી તે જીવ નિશ્ચય મોક્ષગામી બને છે.

**૨. સાસ્વાદાન સમ્યગ્દૃષ્ટિ** :– અગિયારમા ગુણસ્થાનકથી પતિત થઇ પ્રથમ ગુણસ્થાનક પર જતાં વચ્ચે બહુ થોડો વખત સુધી જે અવસ્થા પ્રાપ્ત થાય છે, તેમાં

પતનોન્મુખ આત્માને તત્ત્વરુચિનો સ્વલ્પ પણ આસ્વાદ હોય છે, જેવી રીતે મિષ્ટાન્નના ભોજન બાદ ઊલટી થતી વખતે એક વિલક્ષણ સ્વાદ હોય છે. આ બીજું ગુણસ્થાનક પતનોન્મુખ આત્માને જ હોય છે, તેની સ્થિતિ જઘન્ય[1] **૧ સમયની** ઉત્કૃષ્ટ[2]—૬ અવલિકાને સાત સમયની[3] છે.

### ૩. સમ્યગ્-મિથ્યા-દૃષ્ટિ :–

હીંચકે હીંચકતા માણસની જેમ જે અવસ્થામાં આત્મા ડોલાયમાન હોય છે, જેને લીધે તે સર્વથા સત્ય દર્શન કરી શકતો નથી અર્થાત્ તેની શંકાશીલ સ્થિતિ બની જાય છે. એ અવસ્થા સમ્યક્ મિથ્યાદૃષ્ટિની છે. આ ગુણસ્થાનકમાં દર્શન મોહનીયનું વિષ પ્રથમ જેટલું તીવ્ર રહેતું નથી પણ તે હોય છે ખરું.

ત્રીજા ગુણસ્થાનકની સ્થિતિ અંતર્મુહૂર્તની છે. એ ગુણસ્થાનકમાં પૂર્ણ સંદિગ્ધ અવસ્થા રહે છે. એ ગુણસ્થાનકમાં આયુષ્યનો બંધ થતો નથી અને ન તે પૂર્ણ હોય છે એથી એ ગુણસ્થાનકને અમર કહેલ છે.

---

૧. થોડામા થોડો સમય.

૨. ઉત્કૃષ્ટ વધારેમા વધારે સમય.

૩. સમય એટલે આંખ ખોલીને બંધ કરે તેમા અસંખ્યાતા સમયનો કાળ શાસ્ત્રકારોએ કહ્યો છે. સમય એ કાળનું સૂક્ષ્મ માપ છે.

## અવિરતિ સમ્યક્ દૃષ્ટિ નામના ચોથા ગુણસ્થાનકનું વર્ણન

સાત કર્મમાં મોહ કર્મના પેટા ભેદરૂપ જે મિથ્યાત્વ મોહનીય કર્મ છે તેની ભયાનકતા તો બીજા પેટા ભેદવાળા મોહનીય કર્મથી પણ અતિશય વધુ હોય છે. આથી એમ કહી શકાય કે, સર્વ કર્મમાં સૌથી વિઘાતક—સર્વથી ભયંકર કર્મ હોય તો તે મિથ્યાત્વ મોહનીય કર્મ છે. આ મિથ્યાત્વ મોહનીય કર્મના ઉદયમાં ગુણો પણ દુર્ગુણોનું કાર્ય કરે છે, અને એના નાશ-કાળમાં દુર્ગુણો પણ ખાસ અસર બતાવી શકતા નથી. જ્યારે આ મિથ્યાત્વ મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ—૭૦ કોટાકોટિ સાગરોપમની એક પણ વખત જીવ બાંધવાનો ન હોય, ત્યારે જ તે જીવ અપુનર્બન્ધક કહેવાય છે. જીવના અપુનર્બન્ધકતામાં જ્ઞાનાવરણાદિ કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિના નાશનો સંબંધ ન લેતાં મિથ્યાત્વ મોહનીય કર્મના નાશનો સંબંધ લીધો એ જ વાત બતાવી આપે છે કે ધર્મ-પ્રાપ્તિમાં મોટામાં મોટું વિઘ્ન કરનાર કોઈ કર્મ હોય તો તે મિથ્યાત્વ મોહનીય કર્મ જ છે. આ જ કર્મ સમ્યક્ત્વભાવની પ્રાપ્તિમાં ભારે વિઘ્નકારક બને છે. ૭૦ કોટાકોટિ સાગરોપમથી ઓછી સ્થિતિને જ બાંધનાર જીવ અપુનર્બન્ધક થઈ શકે. એ અવસ્થામાં ઊંચામાં ઊંચો ગણાતો વિકાસ પામી શકે પરંતુ તે ઉચ્ચ વિકાસની તદ્દન નિકટમાં જે ઊભો રહેલો સમ્યક્ત્વ ભાવને પ્રાપ્ત ન કરી શકે. એ ભાવ પામવા

માટે સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિથી ઓછી થાય એવી શરત ચાલતી નથી પરંતુ એ મિથ્યાત્વ મોહનીય કર્મની સ્થિતિ ફક્ત એક કોટાકોટિ સાગરોપમથી પણ ઓછી થઈ જાય ત્યારે જ સમ્યક્ત્વ ભાવ પ્રાપ્ત થઈ શકે છે. અર્થાત્ ખૂબ માર ખાઈને, તડકા-તાપ વેઠીને, નરકમાં જઈ ઘોર દુઃખો ભોગવીને, બાળ-તપ વગેરે કરીને ગમે તે રીતે— મિથ્યાત્વ મોહનીય કર્મની એક કોટાકોટિ સાગરોપમથી વધારે સ્થિતિ કપાઈ જાય અને પછી પણ હજી થોડી ઓછી થઈ જાય એટલે કે જીવ ઉપર ચોંટેલા મિથ્યાત્વ મોહનીય કર્મની અંતઃ કોટાકોટિ સાગરોપમની સ્થિતિ થાય ત્યારે જ સમ્યક્ત્વભાવ પ્રાપ્ત થવાની યોગ્યતા પ્રાપ્ત થાય. અહીંઆ પણ વચ્ચે એક સાધના કરવાની રહે જ છે. એ છે રાગ-દ્વેષની ગાંઠનું ભેદન. અનાદિકાળના રાગ-દ્વેષના પરિણામોની જીવ સાથે જે ગ્રન્થિ બંધાઈ છે તે એવી દુર્ભેદ છે કે તેને તોડવાનું કામ પર્વતને ચૂરી નાંખનાર ચક્રવર્તી માટે પણ મુશ્કેલ હોય છે.

જ્યાં સુધી આ ગ્રન્થિનું ભેદન ન થાય ત્યાં સુધી સમ્યક્ત્વભાવ પ્રાપ્ત થતો નથી.

અભવ્ય વગેરે જીવો અનેકાનેક વખત આ ગ્રન્થિની નજીક આવ્યા, ઘોર ચારિત્ર્ય વગેરે પાળ્યા પણ ગ્રન્થિ ભેદ્યા વિના જ પાછા ફર્યા. આવું તો તેમને અનંતીવાર બની જાય અને તો પણ એ અભવ્ય જીવો ગ્રન્થિભેદ કદાપિ કરી શકે નહિ. ગ્રન્થિપ્રદેશની નજીક આવ્યા વિના

દ્રવ્યથી પણ ધર્મ—સાધના પ્રાપ્ત થતી નથી. અર્થાત્ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ઓછો એવા કોટાકોટિ સાગરોપમ જેટલી મિથ્યાત્વ મોહનીય કર્મની સ્થિતિ થાય, ત્યારે જ ગ્રન્થિની નજીક પણ આવી શકાય અને ત્યારે જ દ્રવ્યાનુષ્ઠાની પણ પ્રાપ્તિ થાય.

કેટલાકને ગ્રન્થિભેદ કરીને સમ્યક્ત્વભાવ નિસર્ગથી એટલે કે તે વખતે ગુર્વાદિનું નિમિત્ત પામ્યા વિના પ્રાપ્ત થાય છે, તો કેટલાકને ગુર્વાદિના નિમિત્ત પામીને અપૂર્વ વીર્યોલ્લાસ થતાં એ રાગ—દ્વેષની ગ્રન્થિ ભેદન થાય છે અને તરત જ સમ્યક્ત્વભાવની પ્રાપ્તિ થાય છે.

આ બે રીતે ગ્રન્થિભેદપૂર્વક, સમ્યક્ત્વભાવ પ્રાપ્ત થાય છે; નિસર્ગથી અને અધિગમથી.

પર્વત પાસેની નદીમાં પાણીમાં તણાતો—અથડાતો—કુટાતો પથ્થર અણઘડ્યો પણ ક્યારેક ગોળ સુંવાળો બની જાય છે તેમ જીવને પણ કોઈ તથાવિધ કર્મ સ્થિતિ ઘટાડવાનો આશય ન હોય તોપણ ઘૂણાક્ષર ન્યાયે કષ્ટો વેઠતાં કેટલાંક કર્મોનો નાશ થાય છે તેમ નવા બંધાતા પણ જાય છે. આ પ્રવૃત્તિ સહજરૂપે થયા કરે છે માટે તેને યથાપ્રવૃત્તિકરણ કહે છે. એ યથાપ્રવૃત્તિકરણ દ્વારા કર્મોની સ્થિતિની હાનિ અને વૃદ્ધિ બન્ને થયા કરે છે. કોઈ વાર હાનિનું પલ્લું નમી પડે છે પરંતુ આમ થતાં—થતાં જ્યારે હાનિનું પલ્લું ખૂબ જ નમી જાય છે એટલે કે

કર્મોની સ્થિતિ અંતઃકોટાકોટિ સાગરોપમની જ બાકી રહે છે ત્યારે ગ્રન્થિભેદ કરવાનો અવસર આવે છે.

આયુષ્ય સિવાય સાત કર્મની અંતઃકોટાકોટિ સાગરોપમની સ્થિતિ થાય ત્યારે તે જીવ ગ્રન્થિભેદ નજીક આવ્યો કહેવાય છે. જ્યારે જે જીવનું ભાવિમાં કલ્યાણ થવાનાં સાધન પ્રાપ્ત થાય ત્યારે તે જીવને તેવા રાગ–દ્વેષનો તીવ્ર પરિણામ ઊભો રહેતો નથી. એ સમયે કોઈ એવો અનેરો ઉલ્લાસ પ્રગટે છે કે તેથી તે વખતે તે જીવ પાંચ વસ્તુઓ અપૂર્વ કરે છે.

એને અપૂર્વકરણ કહેવાય છે. ( કરણ એટલે આત્મ-ભાવ ) આ વીર્યોલ્લાસના બળે રાગ–દ્વેષની ગાંઠનું ભેદન થાય છે. જ્યારે આ રીતે જીવ અપૂર્વકરણ કરે છે ત્યારે તે જીવનું તે અપૂર્વકરણ પૂર્વનું યથાપ્રવૃત્તિકરણ તે છેલ્લું યથાપ્રવૃત્તિકરણ કહેવાય છે.

**અપૂર્વકરણ** :– અપૂર્વકરણમાં કઈ પાંચ બાબતો અપૂર્વ બને છે તે જોઈએ.

૧. અપૂર્વ સ્થિતિઘાત, ૨. અપૂર્વ રસઘાત, ૩. અપૂર્વ ગુણશ્રેણી, ૪. અપૂર્વ ગુણસંક્રમ, ૫. અપૂર્વ સ્થિતિબંધ.

**૧. અપૂર્વ સ્થિતિઘાત** :– બાંધેલા કર્મની સ્થિતિ એટલે ટકવાનું કાળમાન.

કોઈ પણ કાર્મિક રજકણ ચોંટતાની સાથે તેની સ્થિતિ ( Time–limit ) નક્કી થયેલી જ હોય છે. આ અપૂર્વ-

કરણના એક મુહૂર્તના વીર્યોલ્લાસથી તે સ્થિતિ ઉપરથી પ્રતિ સમય તૂટતી જાય છે. અર્થાત્ એમાંની ઉપરની અંતિમ સ્થિતિના કર્મસ્કન્ધોને પ્રતિસમયે અસંખ્ય ગુણની વૃદ્ધિ સાથે ઉપાડે છે અને ઉપર નીચેની સ્થિતિવાળા કર્મસ્કન્ધમાં ભેળવી દે છે. તેથી એ ભાગની સ્થિતિમાં કર્મ જ નહિ રહેવાથી તેટલી સ્થિતિનો ઘાત થયો કહેવાય. યથાપ્રવૃત્તિકરણની શરૂઆત વખતે કર્મોની સ્થિતિ એક કોટાકોટિ સાગરોપમથી ઓછી થયેલ હતી, તેમાં એ કરણથી અંતઃકોટાકોટિમાં ઓછી કરી મૂકી હતી તે હવે અહીં અપૂર્વકરણમાં છેવટે જઈને એમાંથી સંખ્યાતા ભાગ ઓછી થઈ જવાથી, પ્રારંભ કરતા સંખ્યાતમા ભાગ જેટલી કાળસ્થિતિ બાકી રહે છે. આને અપૂર્વ સ્થિતિ ઘાત કહેવાય. અપૂર્વ એટલા માટે કે પૂર્વે આવો સ્થિતિ-ઘાત જીવે કદી કર્યો ન હતો.

**૨. અપૂર્વ રસઘાત :–** અહીં અશુભ કર્મોમાં રહેલા ઉગ્ર રસનો ઘાત થાય છે. અર્થાત્ અશુભ કર્મોમાં રહેલા રસને મંદ બનાવી દેવામાં આવે છે. જો આ રસઘાત ન થયો હોત તો તે કર્મનો રસ કર્મના ઉદય વખતે તોફાન મચાવત, તે હવે નહિ મચાવી શકે.

**૩. અપૂર્વ ગુણશ્રેણી :–** અહીં ગુણ એટલે 'અસંખ્ય ગુણાકારે' અને શ્રેણી એટલે કર્મના દળની રચના કરવી– પૂર્વે જે સ્થિતિઘાત બતાવ્યો ત્યાં પ્રતિસમય ઉપરની સ્થિતિમાંથી જે કર્મ–દળિયા નીચે ઉતારે તેને ઉદય

સમયથી માંડીને અંતર્મુહૂર્ત સુધીનાં સ્થિતિ-સ્થાનોમાં અસંખ્ય ગુણના ક્રમે ગોઠવે. અર્થાત્ ૧ લાખ દલિક ઉપાડ્યા હોય તેમાંથી પહેલા સમયે ઉદયમાં જે કર્મો છે તેના ભેગા ૧૦૦ દલિક ગોઠવે. બીજા સમયે ઉદયમાં આવનાર જે કર્મો છે તેના ભેગા ૫૦૦ દલિક ગોઠવે. ત્રીજા સમયે ઉદયમાં આવનાર જે કર્મો છે તેના ભેગા ૨૫૦૦ દલિક ગોઠવે. આમ ઉદય સમયથી માંડી અંતર્મુહૂર્ત સુધીનાં સ્થિતિ-સ્થાનોમાં અસંખ્ય ગુણના ક્રમથી થતી દલિક રચનાને ગુણશ્રેણી કહે છે. આ રીતે, અપૂર્વકરણના ચરમ સમય સુધી ગુણશ્રેણીની રચના ચાલુ રહે છે.

૪. ગુણસંક્રમ :– અહીં અસંખ્યાત ગુણઅસંખ્યાત ગુણ ચડતા ક્રમે અશુભ કર્મ દલિકોનું નવાં બંધાઈ રહેલાં શુભ કર્મોમાં સંક્રમણ કરે અર્થાત્ અશુભને શુભમાં પલટાવી નાંખે. સામાન્યતઃ તો નિયમ એવો છે કે બંધાતાં શુભ કર્મમાં પૂર્વે બાંધેલા સજાતીય અશુભ કર્મના અમુક અંશોનું અને બંધાતા અશુભ કર્મમાં પૂર્વબદ્ધ સજાતીય શુભકર્મના અમુક અંશોનું સંક્રમણ ચાલુ જ હોય છે. પરંતુ સંક્રમણ પામતો અંશ પ્રતિસમય અસંખ્ય ગુણ બનતો જાય તેને ગુણ સંક્રમણ કહે છે.

અહીં આ મુખ્યત્વ મિથ્યાત્વ મોહનીય કર્મનો વિચાર છે. આ કર્મમાં કોઈ કર્મનો સંક્રમણ થવાનો પ્રસંગ નથી.

તેથી આ મિથ્યાત્વ મોહનીય કર્મનો અપૂર્વ ગુણસંક્રમણ બનતો નથી, પણ બાકીના આયુષ્ય સિવાય સાતે કર્મોમાં ગુણસંક્રમણ ચાલુ છે.

૫. **અપૂર્વ સ્થિતિબંધ** :– અહીંઆ અંતર્મુહૂર્તે–અંતર્મુહૂર્તે નવા–નવા કર્મબંધમાં કાળસ્થિતિ, પલ્યોપમના સંખ્યાતમાં ભાગ જેટલી ઓછી ને ઓછી નક્કી થતી જાય છે. એવો નિયમ છે કે અધ્યવસાયનો સંકલેશ જેમ વધારે તેમ સ્થિતિબંધ વધારે ને વધારે અને વિશુદ્ધિ વધારે તેમ સ્થિતિબંધ ઓછો–ઓછો થાય. શુભ હોય કે અશુભ હોય બન્ને કર્મ માટે આ નિયમ છે. જ્યારે રસબંધમાં નિયમ એવો છે કે સંકલેશમાં શુભ કર્મમાં મંદરસ અને અશુભનો તીવ્રરસ થાય, જ્યારે વિશુદ્ધિમાં શુભનો તીવ્ર અને અશુભનો મંદ રસ બંધાય.

સારાંશ એ છે કે અપૂર્વકરણ વખતે શુભ અધ્યવસાય પ્રત્યેક સમયે ચડતી માત્રામાં હોય છે. તેથી સમયે–સમયે ઉપરોક્ત પાંચ કાર્ય ચડતાં–ચડતાં થાય છે. આ રીતે સ્થિતિઘાતદિ પાંચ કદાપિ થયા ન હતા કેમ કે આવો ઉત્કૃષ્ટ પરિણામ કદાપિ આવ્યો ન હતો. માટે જ આ પાંચને અપૂર્વ કહેવામાં આવે છે. આ વીર્યોલ્લાસવાળું અપૂર્વકરણ અંતર્મુહૂર્ત કાળ સુધી જ ચાલે છે.

**અનિવૃત્તિકરણ** : છેલ્લા યથાપ્રવૃત્તિકરણ વખતે આયુષ્ય સિવાયના સાત કર્મની સ્થિતિ અંતઃકોટાકોટિ સાગરોપમની થઈ ગઈ હતી. હવે આ અપૂર્વકરણમાં

તેથી પણ સંખ્યાતમાં ભાગની સ્થિતિ રહી, સંખ્યાતા બહુ ભાગનો નાશ થયો તેમ જ એ કર્મોનો રસ પણ ઓછો થયો. અર્થાત્ એ કર્મો કાંઈક નિર્બળ થયાં. એટલે જ અપૂર્વકરણના અંતિમ સમયે આત્મા ( મિથ્યા મોહનીય કર્મ) રાગ-દ્વેષના તીવ્ર રસરૂપ ગ્રન્થિને અંતિમ સમયે ભેદી નાંખે છે. એટલે કે મિથ્યાત્વ મોહનીય કર્મનો સત્તામાં રહેલો તીવ્ર રસ ઓછો થઈને એકદમ મંદ થઈ જાય છે. જેથી આગળનું કામ સરલ બને છે.

આ અપૂર્વકરણનો એક અંતમુહૂર્તનો કાળ પૂર્ણ થતાં આત્મા અનિવૃત્તિકરણના એક અંતર્મુહૂર્તના કાળમાં પ્રવેશે છે. અહીં પણ અપૂર્વ સ્થિતિઘાતાદિ ચાલુ તો રહે જ છે પણ આ કરણમાં એકસાથે તે-તે સમયે પ્રવેશતા જીવોના અધ્યવસાય ઉત્તરોત્તર સમયે વધતા જાય છે અને તે-તે સમયે એકસાથે તે અનિવૃત્તિકરણમાં ચડેલા તે જીવોના પરસ્પરના અધ્યવસાય-ભાવમાં ફેરફાર હોતો નથી. અપૂર્વકરણમાં તો એક જ સમયે તેમાં પ્રવેશેલા જીવોના અધ્યવસાયમાં પરસ્પર ફેરફાર રહ્યા કરે છે.

જેમ કે ૧ લાખ જીવ એક સાથે અપૂર્વ સ્થિતિ-ઘાતાદિ કરે છે. પરંતુ જ્યાં સુધી તેના પરસ્પરના અધ્ય-વસાયમાં તારતમ્યતા રહે છે ત્યાં સુધીના એક અંતર્મુહૂર્તનો કાળ એ અપૂર્વકરણ કહેવાય છે. પણ આ કાળને તાર-તમ્યતાવાળું કરણ એટલે કે નિવૃત્તિવાળું (નિવૃત્તિ-તારતમ્ય) કરણ કહેવાય છે.

હજુ સ્થિતિઘાતાદિ તો ચાલુ જ છે પણ જે સમયથી એક સાથે તે જીવો પરસ્પરના તારતમ્ય વિનાના અધ્યવસાયવાળા એટલે કે સરખા અધ્યવસાયવાળા બની જઈને આગળ–આગળના સમયોમાં પસાર થતા જાય છે તે સમયથી તે જીવો અનિવૃત્તિકરણમાં (પરસ્પરના અધ્યવસાયના તારતમ્ય વિનાના) કરણમાં પ્રવેશ્યા એમ કહેવાય છે. અહીં પ્રવેશતા પહેલાં સમયે જે અધ્યવસાય વિશુદ્ધિ હોય છે તેના કરતાં અનંતગુણી વિશુદ્ધિ ઉત્તરોત્તર સમયે સાથે પ્રવેશેલા બધા જીવોની એકસરખી રીતે વધતી જ જાય છે. પરંતુ એમાં પરસ્પરની વિશુદ્ધિમાં જરા પણ ઓછા–અધિકાપણું થતું નથી. માટે જ આ કરણને અનિવૃત્તિકરણ કહેવાય છે. આ અનિવૃત્તિકરણ પણ એક અંતર્મુહૂર્તના સમય જેટલું જ હોય છે. અનાદિ સંસારમાં સર્વ જીવે અનંતા યથાપ્રવૃત્તિકરણ કર્યા છે. પરંતુ તેમાં જે અપૂર્વકરણ કરે તેને તે અપૂર્વકરણની પૂર્વનું છેલ્લું યથાપ્રવૃત્તિકરણ એક અંતર્મુહૂર્તનુ થાય. તેમાં યથાપ્રવૃત્તિ કરણ થતાં પહેલાં તીવ્ર મિથ્યાત્વનો ઉદય હોવા છતાં પણ, એક અંતર્મુહૂર્ત સુધી અનેક પ્રકારની અપૂર્વ વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે. એટલે અપૂર્વ વિશુદ્ધિનો અંતર્મુહૂર્તનો કાળ, ત્યારબાદ કર્મસ્થિતિની લઘુતા કરવાનો યથાપ્રવૃત્તિકરણનો અંતર્મુહૂર્તનો કાળ, ત્યારબાદ ગ્રન્થિભેદ કરવાના પરિણામરૂપ અપૂર્વકરણનો અંતર્મુહૂર્તનો કાળ અને અપૂર્વકરણનો અંતર્મુહૂર્ત કાળ બાદ એક અંતર્મુહૂર્ત કાળ 'અનિવૃત્તિકરણ'નો હોય છે. અહીં આ

ખ્યાલ રાખવો કે ઉપરોક્ત ચાર અંતર્મુહૂર્તના કાળમાં જીવ મિથ્યાત્વ મોહનીય કર્મના દલિકો ભોગવે છે. માટે તે જીવ પહેલા મિથ્યાત્વ ગુણસ્થાનકે જ હોય છે. અપૂર્વકરણના અંતિમ સમયે રાગ-દ્વેષની ગ્રન્થિ ભેદાઈ ગઈ પછી પણ એક અંતર્મુહૂર્ત કાળના અનિવૃત્તિ-કરણને પસાર કર્યા પછી જ જીવ સમ્યક્ત્વ પામે છે. કેમ કે તે અનિવૃત્તિકરણમાં પણ મિથ્યાત્વ મોહનીયના દલિકોનો ઉદય ચાલુ હોય છે. અર્થાત્ તે દલિકોને ઉદયમાં લાવીને જીવ પોતાના ઉપરથી ખંખેરી નાંખવાનું કાર્ય પ્રબળ વેગથી કરી રહેલ હોય છે.

એક અંતર્મુહૂર્તના કાળનું અનિવૃત્તિકરણ પૂર્ણ થતાં ત્યાર બાદના અંતર્મુહૂર્તકાળમાં મિથ્યાત્વ મોહનીય કર્મ ઉદયમાં આવી શકતું નથી. કેમ કે અનિવૃત્તિકરણના સમયમાં પાછલા ભાગમાં જીવે તે ભાગની સાફસૂફી કરવાનું કાર્ય શરૂ કરીને તે સમયને મિથ્યાત્વ મોહના એક પણ દલિયા વિનાનો બનાવી રાખે છે. શી રીતે અનિવૃત્તિ-કરણમાં જીવ સાફસૂફી કરે છે તે જોઈએ ?

ધારો કે અનિવૃત્તિકરણના કાળના ૧૦૦ સમય છે. (વસ્તુતઃ અસંખ્ય સમય છે) જ્યારે તે જીવ ૬૦ સમયના અનિવૃત્તિકરણનો કાળ પસાર કરે છે એટલે બાકીના ૪૦ સમયમાં એવું કામ કરે છે કે ૪૦ માં સમયે આવતાં-આવતાં તો તે પછી આવનારા ૧૦૦ સમયના એક અંતર્મુહૂર્તકાળમાં એક પણ મિથ્યાત્વ મોહનીય કર્મનું

દલિયું રહેવા દેતો નથી. અર્થાત્ અનિવૃત્તિકરણના ૯૧–૯૨–૯૩માં સમયમાં પસાર થનાર તે જીવ આખા અનિવૃત્તિકરણ પછી આવનારા નવા અંતર્મુહૂર્તકાળમાં (=૧૦૦ સમયમાં) ઉદયમાં આવનારા મિથ્યાત્વ મોહનીય કર્મના દળિયાને ઉઠાવીને દૂરના કાળમાં એટલે કે એ ૧૦૦ સમયના અંતર્મુહૂર્તની ઉપરની સ્થિતિમાં અને પોતાના ભોગવાતા ૯૧–૯૨–૯૩ વગેરે સો સુધીના સમયરૂપ નીચલી સ્થિતિમાં ફેંકતો જાય છે.

આ ક્રિયા અંતર્મુહૂર્તકાળ સુધી ચાલે છે (૪ સમય સુધી). શેષ રહેલા અનિવૃત્તિકરણના સંખ્યાતમાં ભાગ સુધી જ ચાલે છે, તેટલા કાળમાં અનિવૃત્તિકરણના અંત પછીના અંતર્મુહૂર્તના કાળને મિથ્યાત્વ મોહના દલિક વગરનો બનાવી દે છે. આ મિથ્યાત્વના દલિક વગરના કાળને અંતઃકરણ કહે છે. અંતઃકરણના નીચેના અનિવૃત્તિકરણના શેષ કાળને પ્રથમ સ્થિતિ તથા અંતઃકરણના ઉપરના કાળને દ્વિતીય સ્થિતિ કહે છે.

અનિવૃત્તિકરણના જે એક અંતર્મુહૂર્ત પ્રમાણ (૯૧થી ૯૪ સમય) કાળમાં ઉપરની જગ્યાને ખાલી કરી તે કાળને અંતઃકરણ–ક્રિયા કાળ કહેવાય છે. અંતઃકરણ–ક્રિયા કાળ પછી બાકીની પ્રથમ સ્થિતિમાં (૯૫ થી ૧૦૦ સમયની) મિથ્યાત્વના દળને ભોગવતો જીવ આગળ વધે છે અને પ્રથમ સ્થિતિનો સમય પૂરો થતાં જ અંતઃકરણમાં (મિથ્યાત્વના

દળિયા વિનાનાં સ્થિતિ-સ્થાનોનાં ભોગવટામાં) પ્રવેશ કરતો જીવ સમ્યગ્દર્શનને પામે છે.

કેમ કે હવેના અંતર્મુહૂર્તમાં તે મિથ્યાત્વ મોહ. કર્મના દલિકોને ઉદયમાં ભોગવતો નથી. કેમ કે તેણે પહેલેથી તે સ્થાનેથી તે દલિકોને સાફ કરવાનું કામ કરી રાખેલ છે તે જ કાળમાં જે મિથ્યાત્વ મોહના દલિકો ઉદયમાં આવવાના હતા તેમાંના કેટલાકને તો તેણે ભોગવી લીધેલા અને કેટલાકને એવા દાબીને ઉપશાંત કરી દીધા છે કે તે એક અંતર્મુહૂર્ત સુધી ચૂં કે ચા કરી શકતા નથી, જેમ સાંડસામાં પકડાયેલો સર્પ.

આથી જ તે જીવ સમ્યક્ત્વભાવમાં રમે છે. આ સમ્યક્ત્વ ઉપશમભાવનું સમ્યક્ત્વ કહેવાય છે.

અનિવૃત્તિકરણનો અર્થ એ પણ થાય છે કે ઉપશમ સમ્યક્ત્વ પ્રગટ કર્યા વિના પાછા ન ફરવું-નિવૃત્તિ ન કરવી-જંપીને બેસવું નહિ.

અનિવૃત્તિકરણ પૂર્ણ થતાં જ જીવ મિથ્યાત્વ મોહ-કર્મના ઉદયભાવથી રહિત થઈ જાય છે અને સમ્યક્ત્વભાવની ખુશનુમા હવાને અનુભવે છે. હવે તેની અનંતકાળની મિથ્યાત્વની અંધકારમય ગુંગળામણ દૂર થાય છે. એ દૂર થતાં જ અનંતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભનાં, કર્મોનાં તોફાનો પણ ઉપશાંત થઈ જાય છે. હવે એક અંતર્મુહૂર્ત સુધીના કાળમાં ગુંગળામણની શકયતા નથી.

કેમ કે ઉપશમ સમ્યક્ત્વનો કાળ પૂર્ણ થયે ક્ષયોપશમ સમ્યક્ત્વ પામનારને ગુંગળામણ ભોગવવાની નથી.

આ અંતઃકરણમાં પ્રવેશતો જીવ ઉપશમભાવના સમ્યક્ત્વવાળો હોય છે. અહીં યદ્યપિ મિથ્યાત્વ મોહકર્મનું એક પણ દલિક નથી તથાપિ જ્ઞાનાવરણાદિ કર્મોના દલિકો તો ઢગલાબંધ ઉદયમાં આવ્યા જ કરે છે. કેમ કે તે બધાની સાફસૂફીનું કાર્ય જીવે કર્યું જ નથી.

હવે ઉપશાંતભાવમાં રહેલા જીવની વિશુદ્ધિ શું કરે છે? તે જોઈએ. અર્થાત્ અંતઃકરણના કાળમાં પ્રવેશેલો ઉપશમ સમ્યક્ત્વી જીવ શું કરે છે? તે તપાસીએ.

તે આત્માનો ઉપશાંત ભાવ ભાવિમાં ઉદયમાં આવનારાં કર્મોને એવા સખત આંચકા–ઝાટકા (શોક) મારે છે કે તે કર્મના તો છક્કા છૂટી જાય છે, તેનો તીવ્ર રસ નષ્ટ થાય છે અને અતિ મંદ રસ રહે છે.

૧. કેટલાક મિથ્યાત્વ મોહ–કર્મના દલિયાને તો એવા ઝાટકા લાગે છે કે તેનો રસ એટલો બધો ઘટી જાય છે કે પછી તેનામાં અત્યલ્પ પ્રમાણમાં નહિવત્ રસ જ રહે છે.

૨. બીજા કેટલાક મિથ્યાત્વ મોહ–કર્મના દળિયાને ઝાટકા લાગતાં તેમાંથી અર્ધો રસ નીકળી જાય છે. એટલે કે તે દળિયા અર્ધા મિથ્યાત્વભાવ વિનાના અને અર્ધા મિથ્યાત્વ ભાવવાળા એવાં મિશ્ર ભાવવાળા રહે છે.

૩. કેટલાક મિથ્યાત્વ મોહ–કર્મના દળિયાને ધારી અસર ન થતાં તેમનો રસ ખાસ નીકળતો નથી એટલે મિથ્યાત્વની મલિન અવસ્થામાં જ લગભગ રહી જાય છે.

આમ થતાં મિથ્યાત્વ મોહ–કર્મના દલિકો ઝાટકાની જુદી–જુદી અસરોથી ત્રણ ભાગમાં વહેંચાઈ જાય છે. કેટલાક મિથ્યાત્વ મોહકર્મના ભાવ વિનાના, કેટલાક મિશ્રભાવવાળા અને કેટલાક લગભગ મિથ્યાત્વ મોહના ભાવવાળા. આમ એક જ ઢગલાના ત્રણ ઢગલા થાય છે. જેને ત્રણ પુંજ કહેવામાં આવે છે. આ ત્રણને ક્રમશઃ શુદ્ધ પુંજ ( સમ્યક્ત્વ પુંજ ) અર્ધ શુદ્ધ પુંજ ( મિશ્ર પુંજ) અશુદ્ધપુંજ ( મિથ્યાત્વ પુંજ ) કહેવાય છે.

ખ્યાલમાં રાખવું કે અંતઃકરણમાં પ્રવેશેલા જીવના ઉપશમ ભાવની વિશુદ્ધિના ઝાટકાઓ સમયે સમયે મિથ્યાત્વ મોહ–કર્મના દલિયાને લાગવાથી આવા ત્રણ પુંજ બન્યા છે. અને ત્રણ પુંજ થતાંમાં તો ઉપશમ સમ્યગ્દર્શનનું અંતર્મુહૂર્ત પૂરું થયા બાદ, ત્રણ પુંજરૂપે થયેલા મિથ્યાત્વ મોહનીય કર્મના શુદ્ધ પુંજનો જો ઉદય શરૂ થાય તો તેનાં (શુદ્ધ પુંજનાં) ઉદયવર્તિ દલિકોનો ક્ષય થતો જાય, અને તે શુદ્ધ પુંજનો બાકીનો ભાગ અને બાકીના બે પુંજ ( અર્ધશુદ્ધ અને અશુદ્ધ ) ઉપશમિત હોય. ઉપશમિત તે પુંજમાંથી તે ટાઇમે અશુદ્ધ પુંજના

પ્રદેશોને અર્ધશુદ્ધ પુંજમાં સંક્રમતા જાય, અને અર્ધ પુંજના પ્રદેશો શુદ્ધ પુંજમાં સંક્રમતા જાય. એવી રીતે અશુદ્ધ પુંજમાંથી અને અર્ધશુદ્ધ પુંજમાંથી પ્રદેશો સંક્રમતા શુદ્ધપુંજમાં એકત્ર થતા જાય છે. અર્થાત્ અધ્યવસાય અનુસાર કોઈ પણ એક પુંજનો વિપાક ઉદય થાય છે. બાકીના બે પુંજના દલિકો પ્રદેશોદયથી વિપાકોદયવાળા પ્રકૃતિમાં સંક્રમીને ભોગવાઈ જાય છે. પ્રદેશોદયવાળા કર્મનું ફળ ભોગવાતું નથી. આથી ઉપશમ સમ્યક્ત્વનો સમય પૂર્ણ થતાં જો સમ્યક્ત્વ મોહનીયનો ઉદય થાય તો ક્ષાયોપશમિક સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. અને જો મિશ્ર મોહનીયનો ઉદય થાય તો ત્રીજા ગુણસ્થાનકની પ્રાપ્તિ થાય છે. જ્યાંથી અંતર્મુહૂર્ત પછી જીવ અવશ્ય ક્ષયોપશમ સમ્યક્ત્વ કે મિથ્યાત્વને પામે છે. મિથ્યાત્વનો પુંજ ઉદયમાં આવે તો જીવ પહેલે ગુણસ્થાનકે જાય છે. જેને પહેલા શુદ્ધ પુંજનો ઉદય થાય તેને તે પુંજમાં મિથ્યાત્વનો તીવ્ર રસ ન હોવાથી—અત્યલ્પ રસ હોવાથી ભોગવતી વખતે તે જીવ સમ્યક્ત્વભાવમાં જ વર્તતો હોય છે. યદ્યપિ મિથ્યાત્વ મોહનીયનો તે શુદ્ધ પુંજ ઉપશમ ભાવના સમ્યક્ત્વને દૂર કરે છે. તથાપિ જીવમાં ઉપશમભાવનું સમ્યક્ત્વ ન રહેવા છતાં ક્ષયોપશમભાવનું સમ્યક્ત્વ રહે જ છે. અર્થાત્ ઉપશમભાવના સમ્યક્ત્વને લીધે જીવ ચોથા ગુણસ્થાનકે હતો તેમ ક્ષયોપશમભાવના સમ્યક્ત્વને પ્રાપ્ત કરીને પણ જીવ ચોથા ગુણસ્થાનકે જ

ટકી રહે છે. માત્ર નામ બદલાય છે. પહેલા જીવ ઉપશમ સમ્યક્ત્વી કહેવાતો હતો. હવે શુદ્ધ પુંજનો ઉદય ભાવ થતાં ક્ષયોપશમ સમ્યક્ત્વી કહેવાય છે. આ ક્ષયોપશમ સમ્યક્ત્વની સ્થિતિ જઘન્ય એક અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ (વધુમાં વધુ) ૬૬ સાગરોપમની છે. કેમ કે તેટલા કાળ સુધીમાં શુદ્ધ થયેલા મિથ્યાત્વ પુંજના અંશો ક્રમશઃ ઉદયમાં આવીને ભોગવાઈ શકે છે.

જો કે આ જે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે તે મિથ્યાત્વ મોહનીય કર્મના શુદ્ધ દલિકોના ઉદયથી પ્રાપ્ત થયેલ છે. તેથી અતિચાર લાગે છે. કેટલીક વાર તત્ત્વ સંબંધી સૂક્ષ્મ સંશય પણ થાય છે.

હવે ઉપશમ સમ્યક્ત્વનું મુહૂર્ત પૂરું થતાં મિથ્યાત્વ મોહનીય કર્મનો પહેલો પુંજ ઉદયમાં આવે નહિ અને બીજો મિશ્ર પુંજ ઉદયમાં આવે તો તે જીવ મિશ્ર ભાવ પામે એટલે કે તેનામાં અર્ધો સમ્યક્ત્વભાવ અને અર્ધો મિથ્યાત્વભાવ એક અંતર્મુહૂર્ત સુધી રહે. ત્યાર પછી તે અવસ્થામાં ગમે તે ફેરફાર થઈ જ જાય. આ અવસ્થા-વાળા જીવને જિનપ્રણીત તત્ત્વ પ્રત્યે રુચિ કે અરુચિ હોતી નથી. તે વખતે જીવ ત્રીજા મિશ્ર ગુણ સ્થાનકે ગણાય છે. એ અંતર્મુહૂર્ત પછી જો પહેલો શુદ્ધ પુંજ ઉદયમાં આવે તો ક્ષયોપશમ સમ્યક્ત્વભાવ પ્રાપ્ત કરીને

ચોથા ગુણસ્થાનકે ચડી જાય અને જો અશુદ્ધ પુંજનો ઉદય થાય તો તે જીવ પહેલા ગુણસ્થાન કે ધકેલાઈ જાય.

હવે અશુદ્ધ પુંજ ઉદયમાં આવે તો શું થાય તે જોઈએ ? ઉપશમ સમ્યક્ત્વના અંતર્મુહૂર્તનો કાળ પૂરો થતાં જ જો અશુદ્ધ પુંજ ઉદયમાં આવે તો તે એકદમ ઉદયમાં આવતો નથી. કેમ કે તેને ઉદયમાં આવતાં વધુમાં વધુ છ આવલિકા જેટલો સમય લાગે છે. જ્યાં સુધી આ છ આવલિકાનો સમય પૂરો થાય નહિ ત્યાં સુધી જીવ અશુદ્ધ પુંજના ઉદયવાળો પહેલા ગુણસ્થાનકે ગયેલો ગણાય નહિ.

આ છ અવલિકા પછી આવનારા મિથ્યાત્વના મિત્ર સમાન ચાર અનંતાનુબંધી કષાયમાંથી ગમે તે એક મિત્ર ઉદયમાં આવી જાય છે. એમ થતાં શુદ્ધ ઉપશમ સમ્યક્ત્વ ન રહે અને ક્ષયોપશમ કે મિશ્રભાવ પણ ન રહે. એટલું જ નહિ પણ હજી અશુદ્ધ પુંજનો ઉદય થયો ન હોવાથી તે જીવ મિથ્યાત્વી પણ ન કહેવાય તો શું કહેવાય ? એ પ્રશ્ન સહેજે થાય. એનું સમાધાન એ છે કે આ સ્થિતિમાં અનંતાનુબંધી કષાય ઉદયમાં આવેલા છે એટલે એ સ્થિતિ ડહોળાએલી તો બની જ ગઈ છે અને વધુમાં વધુ ૬ અવલિકા પછી અશુદ્ધ પુંજ ઉદયમાં આવતાં જ જીવ પહેલા ગુણસ્થાનકે પણ જવાનો છે. આ જઘન્ય એક સમય ઉત્કૃષ્ટથી ૬ આવલિકાના ડહોળાએલા ભાવને સાસ્વાદન ભાવ કહેવાય છે. આ ભાવવાળો જીવ બીજે

ગુણસ્થાનકે રહેલો ગણાય છે. અહીં આ મિથ્યાત્વનો ઉદય નથી અને સમ્યક્ત્વ ભાવની ઊલટી થવા લાગી છે એટલે એ ઊલટીમાં સમ્યક્ત્વનો સ્વાદ આવે જ છે માટે આ ભાવને ( સ + આસ્વાદ ) સમ્યક્ત્વના આસ્વાદ સહિતનો આસ્વાદન ભાવ કહેવાય છે. આ ભાવ ઓછામાં ઓછો એક સમય અને વધુમાં વધુ ૬ આવલિકા સુધી જ ટકી શકે છે. ત્યાર પછી તે ભાવવાળો જીવ અવશ્ય પહેલા ગુણસ્થાનકે ધકેલાઈ જાય છે. કેમ કે મિથ્યાત્વ મોહ કર્મના અશુદ્ધ પુંજનો ઉદય થયા વિના રહેતો નથી

ઉપશમ સમ્યક્ત્વ ભાવવાળા જીવોને ચોથા ગુણસ્થાનકેથી પડીને પહેલે જતાં આ બીજું ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે.

અહીં ઉપલક્ષણથી સમજી લેવું કે ઉપશમ સમ્યક્ત્વથી પડતાં જેમ બીજે ગુણસ્થાનકે આવે તેમ ઉપશમ ભાવના ચારિત્રથી ( ૧૧માં ગુણસ્થાનકેથી ) પડતાં પણ આ બીજે ગુણસ્થાનકે આવે.

ક્ષયોપશમભાવનું સમ્યક્ત્વ પણ ચોથા ગુણસ્થાનકે જ હોય છે છતાં તે ભાવથી પડનાર જીવ પહેલે ગુણસ્થાનકે જાય તો પણ બીજે ગુણસ્થાનકે ન જાય.

પહેલાં તો ઉપશમ-સમ્યક્ત્વ દરેક જીવને અવશ્યમેવ પ્રાપ્ત થાય જ. ત્યાર પછી જો પહેલો શુદ્ધ પુંજ ઉદયમાં આવે તો તે જીવ ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત

કરે, અને જો બીજો પુંજ ઉદયમાં આવે તો મિશ્ર-સમ્યક્ત્વ પ્રાપ્ત કરે, અને જો અનંતાનુબંધી કષાય ઉદયમાં આવ્યા હોય અને ત્રીજો પુંજ ઉદયમાં આવવાની તૈયારી કરી આવ્યો ન હોય તે વખતે સાસ્વાદન સમ્યક્ત્વ પ્રાપ્ત કરે, અને ત્રીજો પુંજ ઉદયમાં આવે તો પહેલું મિથ્યાત્વ ગુણસ્થાનક પ્રાપ્ત થાય. વળી એ જ ગુંગળામણ એ જ અંધકારમાં અટવાઈ જવાનું છતાં પૂર્વની એ ગુંગળામણ અને અંધકાર કરતાં હવે તેમાં ઘણી જ ઓછાશ તો ખરી જ.

આગળ લખ્યા પ્રમાણે જો પહેલો શુદ્ધ પુંજ ઉદયમાં આવતાં જ જીવ ક્ષયોપશમ ભાવનું સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. તે વખતે મિશ્ર અને અશુદ્ધ પુંજના કર્મ-પ્રદેશો સંક્રમતા—સંક્રમતા શુદ્ધ પુંજમાં એકત્ર થતાં જાય અને તે એકત્ર થયેલો જથ્થો ઉદયમાં આવીને ક્ષય પામતો જાય છે.

આમ કરતાં કરતાં અશુદ્ધ અને મિશ્રના બધા કર્મ-પ્રદેશો પહેલા શુદ્ધ પુંજમાં ફેરવાઇ જાય એટલે એ બે પુંજનો નાશ થયો. હવે પહેલા પુંજના કર્મપ્રદેશો પણ ઉદયમાં આવી આવીને ક્ષય પામતા હોવાથી તે પહેલો પુંજ પણ ખતમ થવાની અણી ઉપર આવી જાય ત્યારે પહેલા પુંજનો છેલ્લો જથ્થો ઉદયમાં આવીને વેદાતો હોય તે વખતે સત્તામાં ઉપશાંતભાવે ત્રણમાંથી એકે ય પુંજનું

એક પણ દલિક રહેલ નથી. અર્થાત્ એ વખતે શુદ્ધ પુંજના છેલ્લા જથ્થાનો કેવળ ઉદય દ્વારા વેદવાનું ( ક્ષય કરવાનું ) જ કામ ચાલે છે. એટલે અહીંઆ એકેય પુંજનો ઉપશમ નથી. તેમ જ છેલ્લા જથ્થાને વેદવાનું કામ ચાલુ હોવાથી તેનો ક્ષય પણ નથી. માટે આ સ્થિતિનું સમ્યક્ત્વ તે ક્ષયોપશમ—સમ્યક્ત્વ તો ન કહેવાય પરંતુ તેને વેદક સમ્યક્ત્વ કહેવાય છે.

આ સમ્યક્ત્વ એક જ સમયનું હોય છે. આ સમ્યક્ત્વને ઉપશમ ભાવનું, ક્ષયોપશમ ભાવનું, સાસ્વાદન ભાવનું કે આગળ કહેવાતા ક્ષાયિકભાવનું કહી શકાય નહિ.

જ્યારે શુદ્ધ પુંજનો છેલ્લો જથ્થો એક જ સમયમાં સંપૂર્ણ ભોગવાઈ જાય છે, ત્યારે હવે આત્મા ઉપર ત્રણે પુંજનું અસ્તિત્વ સર્વથા નષ્ટ થઇ ગયું હોય છે. આ વખતે આત્માનો સ્વભાવિક સમ્યગ્દર્શન ગુણ પ્રગટ થાય છે. અત્યાર સુધી આ ગુણને મિથ્યાત્વ મોહના કર્મદળિયાઓએ ઢાંકી રાખ્યો હતો. માત્ર શુદ્ધ એવા તે દળિયાના ઉદય વખતે મિથ્યાત્વનો રસ ન હોવાથી તે કર્મના ઉદયથી પ્રાપ્ત થયેલું પૌદ્ગલિક સમ્યક્ત્વ પ્રાપ્ત થયું હતું પરંતુ હવે તો આત્માનો સમ્યક્ત્વ ગુણ પ્રાપ્ત થયો. જે અનંતકાળ સુધી એ જ સ્વરૂપમાં રહેવાને સર્જાયેલ છે. આ જ રીતે જે ઉપશમભાવનું સમ્યક્ત્વ હતું તે પણ કર્મના ઘરનું ન હતું કેમ કે

ત્યાં પણ મિથ્યાત્વ મોહનીય કર્મના પુદ્ગલનો સંપૂર્ણ ઉપશમ થયેલો હતો. આમ ઉપશમ અને ક્ષાયિકભાવના સમ્યક્ત્વ અપૌદ્ગલિક કહેવાય છે. જ્યારે ક્ષાયોપશમિક, મિશ્ર, સાસ્વાદન અને વેદક ભાવના સમ્યક્ત્વ પૌદ્ગલિક કહેવાય છે.

આ રીતે છ પ્રકારના સમ્યક્ત્વ અને મિથ્યાત્વનો વિચાર કર્યો.

જીવ જ્યારે કર્મનો બંધ કરે છે ત્યારે માત્ર મિથ્યાત્વ મોહનીય કર્મનો જ બંધ કરે છે. પરંતુ કદી પણ સમ્યક્ત્વ કે મિશ્ર–મોહનીય કર્મનો બંધ કરતો નથી.

પ્રશ્નઃ–આ બે કર્મનો બંધ વિના ઉદય શી રીતે થાય ?

ઉત્તરઃ–મિથ્યાત્વ મોહનીયના દલિકો જ ત્રણ પુંજની સંક્રમણ ક્રિયા પ્રાપ્ત કરીને ત્રણ પુંજમાં ફેરવાય છે.

એટલે તેમાં જે શુદ્ધ પુંજ છે તેને સમ્યક્ત્વ મોહનીય કર્મ કહેવાય છે અને જે મિશ્ર પુંજ છે તેને મિશ્ર મોહનીય કર્મ કહેવાય છે. આથી જ બંધ પામતી કર્મ પ્રકૃતિ ૧૨૦ કહી છે. જ્યારે ઉદયમા આવતી કર્મપ્રકૃતિ ૧૨૨ કહી છે.

પ્રશ્નઃ–ક્ષયોપશમ અને ઉપશમ સમ્યક્ત્વમાં તફાવત શું ? કેમ કે બન્નેમાં ઉદય પ્રાપ્તનો ક્ષય થયો છે અને અનુદય પ્રાપ્ત કર્મનો ઉપશમ થાય છે

ઉત્તર:— ક્ષયોપશમ સમ્યક્ત્વી જીવ સત્તામાં રહેલા મિથ્યાત્વના અને અનંતાનુબંધી કષાયના પ્રદેશોને વિપાકથી ભોગવે છે પણ તેનો રસ ભોગવતો નથી. જ્યારે ઉપશમ સમ્યક્ત્વી તે સત્તાગત પ્રદેશોને પણ ભોગવતો નથી. અર્થાત્ એકને સત્તાગત તે દલિકોને પ્રદેશોદયથી ભોગવવાના હોય છે. જ્યારે બીજાને તે પ્રદેશોદય પણ હોતો નથી.

(રસોદય વિના પ્રદેશોનો ભોગવટો તે પ્રદેશોદય.)

જે જીવો કદી પણ મોક્ષભાવ પ્રાપ્ત કરવાના નથી તે અભવ્યો અને જાતિ ભવ્યોને સદાકાળ મિથ્યાત્વ મોહનીય કર્મનો જ ઉદય હોય છે. છતાં અભવ્યો તે કર્મની કાંઈક લઘુતાથી ગ્રન્થિદેશ નજીક આવે છે ત્યારે તે તીર્થંકર ભગવંતના સમવસરણ સુધી જઈ શકે છે અને મુક્તિ અદ્વેષપૂર્વક દેવલોકાદિનાં સાંસારિક સુખો માણવાની ઇચ્છાથી સદનુષ્ઠાનના રાગ વિના સાધુ જીવનનો આચાર પાળી શકે છે. અને ૯ મા ગ્રૈવેયક સુધી પણ જઈ શકે છે. આ બધું ગ્રન્થિદેશની નજીક આવ્યા વિના બની શકતું નથી

ક્ષયોપશમ સમ્યક્ત્વવાળાને શુદ્ધ પુંજના દલિકો (સમ્યક્ત્વ મોહનીય) અશુદ્ધ થવાનો, મિથ્યાત્વ મોહનીય રૂપ થવાનો અને ઉપશમ સમ્યક્ત્વવાળાને ઉપશાંત દલિકોનો ઉદય થવાનો ભય રહે છે.

ભવચક્રમાં ઉપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિ જીવને વધુમાં વધુ પાંચ વખત, ક્ષયોપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિ સંખ્યાતા વાર આવે ને ચાલ્યું જાય છે તેનો સંસાર અર્ધપુદ્ગલથી વધારે રહી શકતો જ નથી. એ જીવ સમ્યક્ત્વભાવથી પતિત થઈને મિથ્યાત્વ ભાવને પામે ત્યારે જગતનાં ભયંકરથી ભયંકર પાપો કરે તો પણ તેનો સંસાર અર્ધપુદ્ગલ પરાવર્તનથી વધી શકતો નથી. આવાં પાપો ન કરનાર પતિત સમ્યક્ત્વી જીવ તો થોડા કાળમાં જ સંસારનો અંત આણી શકે છે.

ક્ષાયિક સમ્યકત્વની પ્રાપ્તિ એક જ વખત થાય છે. કારણ કે એક વખત પ્રાપ્ત ક્ષાયિક સમ્યકત્વનો પુનઃ અભાવ થતો નથી.

જ્યાં સુધી ક્ષાયિકભાવનું સમ્યક્ત્વ જીવમાં પ્રગટ થાય નહિ, ત્યાં સુધી વિષયોની વધુ પડતી આસક્તિ હોય તો સમ્યગ્દર્શન વગેરે ગુણો લાંબા સમય સુધી સ્થિર રહી શકતા નથી. ઇન્દ્રિયોના અસંયમથી એટલે કે વિષયોની તીવ્ર આસક્તિથી કષાયભાવ ઉત્પન્ન થાય છે, કષાયભાવથી હિંસક પરિણામ ઉત્પન્ન થાય છે, અને તીવ્ર હિંસક પરિણામરૂપ આત્મ દોષને કારણે, પ્રાપ્ત સમ્યત્ક્વનું વમન થઈ જાય છે. દીવો પ્રગટ થયા બાદ એ દીવાની જ્યોત ન બુઝાઈ જાય એ માટે જેમ કાચ વગેરેના સંરક્ષણની જરૂર છે, તે જ પ્રમાણે આત્મગુણની પ્રગટ થયેલ જ્યોતને

સજાગ રાખવા જીવનમાં સંયમ-તપ વગેરેની પરમાવશ્યકતા છે. કારણ કે અનંતકાળની વિષયોની આસક્તિ, તપ અને સંયમ વિના નષ્ટ થતી નથી, એ નિશ્ચિત વાત છે. એટલે તપ અને સંયમનું પારમાર્થિક રહસ્ય જો કોઇ પણ હોય તો તે વિષયોની આસક્તિનો અભાવ અથવા મંદતા છે, અને તેના પરિણામે જ આત્મા ક્ષાયિક ભાવે સમ્યક્ત્વ પ્રાપ્ત કરીને મુક્તિ પદને પામે છે.

અહીંઆ જે સમ્યક્ત્વ પ્રાપ્તિનો ક્રમ કહ્યો છે તે કર્મગ્રન્થના આધારે લખેલ છે.

(૫) દેશવિરતિઃ—દેશવિરતિ સમ્યગ્દૃષ્ટિ નામના પાંચમા ગુણસ્થાનકમાં વ્યક્તિની આત્મ-શક્તિ વધારે વિકસિત થાય છે. તે પૂર્ણરૂપથી તો ચારિત્રની આરાધના કરી શકતો નથી પણ દેશવિરતિ ( અલ્પાંશે )-ચારિત્રનું પાલન કરે છે.

આ ગુણસ્થાનક વર્તી જીવને જૈન આચાર-શાસ્ત્રોમાં ઉપાસક અને શ્રાવક[1] પદવીધારક કહેલ છે. શ્રાવકના બાર વ્રતો છે તેનું તે યથાશક્તિ પાલન કરે છે. આ ગુણસ્થાનકની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટી કાંઈક ન્યૂન ક્રોડ પૂર્વની છે.

છઠ્ઠી ભૂમિકાથી આગળની બધી ભૂમિકાઓ મુનિજીવનની છે જે આ પ્રકારે છે.

---

૧. શ્ર. શ્રદ્ધાપૂર્વક વ વિવેકપૂર્વક ક. ક્રિયા કરનાર તે શ્રાવક, ગૃહસ્થધર્મના પાલક.

(૬) **પ્રમત્ત–સંયત** :—છઠ્ઠા ગુણસ્થાનકમાં સાધક કાંઈક આગળ વધે છે. તે દેશવિરતિથી સર્વવિરતિ થઈ જાય છે. તે પૂર્ણરૂપથી સમ્યક્–ચારિત્રની આરાધના પ્રારંભ કરે છે. એના વ્રત અણુવ્રત નહિ મહાવ્રત હોય છે. એનો હિંસાદિ ત્યાગ સ્થૂલ નહીં સૂક્ષ્મ હોય છે. અણુ નહીં મહાન હોય છે.

એ બધું હોવા છતાં પણ એમ નથી કહી શકાતું કે, એ અવસ્થામાં રહેલ સાધકનું ચારિત્ર પૂર્ણ વિશુદ્ધ હોય છે. અહીંયાં મદ, વિષય, કષાય, નિદ્રા અને વિકથા આદિ પ્રમાદ દોષોનો યત્કિંચિત્ સંભવ રહે છે, એથી આ ગુણસ્થાનકનું નામ પ્રમત્ત–સંયત રાખેલ છે.

સાધક પોતાની આધ્યાત્મિક પરિસ્થિતિ અનુસાર એ ભૂમિકાથી નીચે પણ જઈ શકે છે અને ઉપર પણ ચઢી શકે છે. એ ગુણસ્થાનકની સ્થિતિ જઘન્ય એક સમયની, અને ઉત્કૃષ્ટ દેશઊણી એક ક્રોડ પૂર્વની છે.

(૭) **અપ્રમત્ત–સંયત** :— આ ગુણસ્થાનકમાં અવસ્થિત સાધક પ્રમાદાદિ દોષોથી રહિત થઈને આત્મ-સાધનામાં લીન રહે છે, એ માટે એને અપ્રમત્ત–સંયત ગુણસ્થાનક કહે છે. અહીંયાં એ સ્મરણમાં રાખવું જોઈએ કે છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનકનું પરિવર્તન પુનઃ–પુનઃ થયા કરે છે.

જ્યારે સાધક આત્મામાં તલ્લીન હોય છે ત્યારે તે સાતમા ગુણસ્થાનકમાં ચઢે છે અથવા જાય છે અને પરિણામોની ન્યૂનતા આવવાથી છઠ્ઠામાં આવી જાય છે.

આ ગુણસ્થાનકની સ્થિતિ જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તની છે.

(૮) નિવૃત્તિ બાદર—આ ગુણસ્થાનકમાં જે નિવૃત્તિ શબ્દ આવેલ છે એનો અર્થ ભેદ છે. નિવૃત્તિ બાદર ગુણસ્થાનકની સ્થિતિ અંતર્મુહૂર્તની છે. એના અસંખ્યાત સમય છે, એમાં ભિન્ન સમયવર્તી જીવોની પરિણામ-વિશુદ્ધિ એક સદૃશ નથી હોતી.

એક સમયવર્તી જીવોની પરિણામ-વિશુદ્ધિ સદૃશ અને વિસદૃશ બન્ને પ્રકારની હોઈ શકે છે, એથી એ વિસદૃશ પરિણામ-વિશુદ્ધિનું ગુણસ્થાનક છે. નિવૃત્તિ બાદરનું બીજું નામ અપૂર્વકરણ પણ છે.

અહીંયાં એ સ્મરણ રાખવું જોઈએ કે ચતુર્થ ગુણસ્થાનકમાં જે અપૂર્વકરણ હોય છે તે સમ્યગ્દર્શનનું અપૂર્વકરણ છે અને આ ગુણસ્થાનકમાં જે અપૂર્વકરણ છે તે સમ્યક્ ચારિત્રનું અપૂર્વકરણ છે. આ ગુણસ્થાનકમાં અપૂર્વ વિશુદ્ધિ—પૂર્વગુણસ્થાનકમાં અપ્રાપ્ત પરિણામોની વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે. એથી એનું નામ અપૂર્વકરણ છે.

એ ગુણસ્થાનકમાં પહેલાં કોઈ વાર ન આવ્યા હોય એવા વિશુદ્ધ ભાવ આવે છે. આત્મા ગુણશ્રેણીનું આરોહણ કરવા લાગે છે. આરોહણની શ્રેણીઓ બે પ્રકારની છે—ઉપશમ શ્રેણી અને ક્ષપક શ્રેણી.

મોહને ઉપશાન્ત કરીને આગળ વધનાર જીવાત્મા અગિયારમા ગુણસ્થાનકમાં પહોંચી, મોહને સર્વથા ઉપશાન્ત કરીને વીતરાગ બની જાય છે. પરંતુ ઉપશમ અલ્પકાળનો જ

હોય છે, એથી મોહનો ઉદય થતાં તે પુનઃ નીચેની ભૂમિકાઓમાં આવી જાય છે. *

ક્ષપક શ્રેણી કરનાર જીવ મોહનો ક્ષય કરીને દસમા ગુણસ્થાનકથી સીધો બારમે ગુણસ્થાનકે જાય છે, અને વીતરાગ બની જાય છે. ક્ષીણ મોહવાળાનું પતન થઈ શકે જ નહીં. તેની સ્થિતિ જ. ૧ સમયની ઉ. અંતર્મુહૂર્તની છે.

**(૯) અનિવૃત્તિ બાદર** :—અનિવૃત્તિનો અર્થ અભેદ છે. અનિવૃત્તિ બાદર ગુણસ્થાનકના એક સમયવર્તી જીવોની પરિણામ-વિશુદ્ધિ સદૃશ ( સમાન ) જ હોય છે. એ માટે એ સદૃશ પરિણામ વિશુદ્ધિનું ગુણસ્થાનક છે. દૃષ્ટ, શ્રુત અથવા ભુક્ત વિષયોનો અભાવ હોવાથી પ્રસ્તુત ગુણસ્થાનકમાં અધ્યવસાયોની વિષયાભિમુખતા હોતી નથી, એના ભાવ ફરી વિષયોની તરફ જતા નથી.

એ પ્રકારે ભાવો—અધ્યવસાયોની અનિવૃત્તિને કારણે એ ગુણસ્થાનકનું નામ અનિવૃત્તિ બાદર ગુણસ્થાનક છે. એને અનિવૃત્તિ બાદર સંપરાય અથવા બાદર સંપરાય ( કષાય ) ગુણસ્થાનક પણ કહે છે.

પૂર્વવર્તી ગુણસ્થાનકોની અપેક્ષાએ ઉત્તરવર્તી ગુણસ્થાનકોમાં કષાયના અંશ કમ થતા જાય છે. જેમ જેમ કષાયના અંશ ઓછા થતા જાય છે તેમ—તેમ

---

નોંધ અગિયારમા ગુણસ્થાનકે દર્શનમોહનીયનો સર્વથા ક્ષય સંભવે પણ ચારિત્ર મોહનીયનો તેવો ક્ષય હોતો નથી. માત્ર તેની સર્વાંશે ઉપશાન્ત સ્થિતિ હોય છે આને લીધે જ મોહનો ઉદય થતાં આ ગુણસ્થાનકેથી તેનું અવશ્ય પતન થાય છે.

પરિણામોની વિશુદ્ધિ પણ વધતી જાય છે. આઠમા ગુણસ્થાનકની વિશુદ્ધિની અપેક્ષાએ નવમા ગુણસ્થાનકે પરિણામોની વિશુદ્ધિ વિશેષ હોય છે. તેની સ્થિતિ જ. ૧ સમયની, ઉ. અંતર્મુહૂર્તની છે.

(૧૦) **સૂક્ષ્મ સંપરાય** :– આ ગુણસ્થાનકમાં સૂક્ષ્મ લોભરૂપ કષાયનો જ ઉદય રહે છે, અન્ય કષાયોનો ઉપશમ કે ક્ષય થઇ જાય છે. જે પ્રકારે ધોયેલ કસુંબી રંગના વસ્ત્રમાં લાલિમાની સૂક્ષ્મ આભા જ રહી જાય છે એ પ્રકારે આ ગુણસ્થાનકમાં લોભ કષાય સૂક્ષ્મ રૂપથી રહી જાય છે. એથી જ એ ગુણસ્થાનકને સૂક્ષ્મ સંપરાય (કષાય) ગુણસ્થાનક કહેલ છે. તેની સ્થિતિ જ. ૧ સમયની, ઉ. અંતર્મુહૂર્તની છે.

(૧૧) **ઉપશાંત મોહ** :– દસમા ગુણસ્થાનકના અંતમાં સૂક્ષ્મ લોભનો ઉપશમ થતાં જ જીવ અગિયારમા ગુણસ્થાનકમાં આવે છે.

જેમ મેલા પાણીમાં કતકફલ, ફટકડી આદિ નાંખવાથી એનો મેલ નીચે બેસી જાય છે અને સ્વચ્છ પાણી ઉપર રહે છે તેવી જ રીતે ઉપશમ શ્રેણીમાં શુક્લ ધ્યાનથી મોહનીય કર્મને એક અંતર્મુહૂર્તને માટે ઉપશાંત કરી દેવામાં આવે છે જેથી જીવનાં પરિણામોમાં એકદમ વીતરાગતા, નિર્મલતા અને પવિત્રતા આવી જાય છે. એથી એને ઉપશાંત મોહ યા ઉપશાંત કષાય ગુણસ્થાનક કહે છે.

એ ગુણસ્થાનકમાં વીતરાગતા તો આવી જાય છે પણ જ્ઞાનનું આવરણ કરનાર કર્મ વિદ્યમાન રહે છે એથી

વીતરાગ બની જવા છતાં પણ તે અલ્પજ્ઞ છે, સર્વજ્ઞ નથી.

મોહ-કર્મનો ઉપશમ એક અંતર્મુહૂર્ત સમય માટે જ રહે છે. એ સમય પૂર્ણ થઈ ગયા પછી રાખથી ઢંકાયેલ અગ્નિની માફક તે પુનઃ પોતાનો પ્રભાવ દેખાડે છે. ફળ સ્વરૂપ આત્માનું પતન થાય છે અને તે નીચેના ગુણસ્થાનકમાં આવી જાય છે. એટલે સુધી કે અગિયાર-માંથી પડવાવાળો આત્મા કોઈ વાર પ્રથમ ગુણસ્થાનકમાં આવી જાય છે. એ પ્રકારના આત્માઓ પુનઃ પ્રયત્ન કરીને પ્રગતિ કરી શકે છે. એની સ્થિતિ જ. ૧ સમયની, ઉ. અંતર્મુહૂતની[1] છે.

(૧૨) **ક્ષીણ-મોહ** :- આ ભૂમિકામાં મોહ-કર્મ સર્વથા ક્ષીણ થઈ જાય છે. કષાયોને નષ્ટ કરી અગળ વધનાર સાધક દશમા ગુણસ્થાનકના અંતમાં લોભના અંતિમ અવશેષને વિનષ્ટ કરી મોહથી સર્વથા મુક્ત થઈ જાય છે. એ અવસ્થાનું નામ ક્ષીણ-મોહ-વીતરાગ કે ક્ષીણ-કષાય છે.

---

**નોંધ** ૧. અંતર્મુહૂર્તના ત્રણ ભેદ છે જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ.

જ. અં. બે સમયથી નવ સમયનું છે

મ. અં. ૧૦, ૧૧. ૧૨ એમ સંખ્યાતા, અસંખ્યાતા સમય એમ અનેક ભેદ છે.

ઉ. અં. ૪૮ મિનિટમાં એક સમય બાકી રહે તે.

**સમય** એટલે નેત્ર ખોલીને બંધ કરે તેમાં અસંખ્યાતા સમયનો કાળ શાસ્ત્ર-કારોએ કહ્યો છે સમય એ કાળનું સૂક્ષ્મ માપ છે.

એ ગુણસ્થાનકને પ્રાપ્ત કર્યા પછી સાધકનું પતન થતું નથી. ભગવાને કહ્યું છે કે, "કર્મનું મૂળ મોહ છે. સૈન્યનો નાયક ભાગી જાય તો સૈન્ય પોતાની મેળે ભાગી જશે. તેવી જ રીતે મોહનો નાશ થવાથી જ્ઞાન તથા દર્શન અને અંતરાયના આવરણ એ ત્રણેય કર્મબંધન તૂટી જાય છે." તેની સ્થિતિ જ. ઉ. અંતર્મુહૂર્તની છે.

(૧૩) **સયોગી-કેવલી** :- ચાર ઘાતી કર્મો (જ્ઞાનાવરણ, દર્શાનાવરણ, મોહનીય અને અંતરાય) ક્ષીણ થવાથી જેને શરીર આદિની પ્રવૃત્તિ શેષ રહે છે એને સયોગી કેવલી કહે છે.

અર્થાત્ જે વિશુદ્ધ જ્ઞાની હોવા છતાં પણ શારીરિક પ્રવૃત્તિઓથી મુક્ત નથી બનતા તે સયોગી કેવલી કહેવાય છે.

ઘાતી કર્મોનો નાશ થવાથી આત્મા નિરાવરણ જ્ઞાનને પામે છે તે જ્ઞાન કેવલજ્ઞાન કહેવાય છે. તે આત્માને સર્વજ્ઞ પણ કહે છે. સર્વજ્ઞ બનેલ આત્મા સમસ્ત લોકાલોકના ચરાચર પદાર્થોને હસ્તામલકવત્ જુએ છે, જાણે છે. તે વિશ્વ-તત્ત્વજ્ઞ અને સર્વ-દર્શી બની જાય છે. તેને જીવન્મુક્ત પણ કહે છે. ૧૩ મા ગુણસ્થાનકની દેશઉણી ક્રોડ પૂર્વની સ્થિતિ છે.

(૧૪) **અયોગી કેવલી** :— આ ગુણસ્થાનકમાં પ્રવેશ કરતાં જ શુક્લ-ધ્યાનનો ચતુર્થ પાદ (ભેદ)

સમુચ્છિન્ન–ક્રિયા અનિવૃત્તિ પ્રગટ થાય છે. એના દ્વારા યોગોનો નિરોધ થાય છે.

માનસિક, વાચિક અને કાયિક વ્યાપારોનો સર્વથા નિરોધ થવાને કારણે જ એ ગુણસ્થાનકને અયોગી કેવળી કહેવામાં આવે છે. ચારિત્ર–વિકાસ અને આત્મ–વિકાસની એ ચરમ અવસ્થા છે.

એમાં આત્મા ઉત્કૃષ્ટતમ શુક્લ–ધ્યાન દ્વારા સુમેરુ પર્વતની જેમ નિષ્પ્રકંપ સ્થિતિને પ્રાપ્ત કરી, અંતમાં દેહ ત્યાગરૂપ સિદ્ધાવસ્થાને પ્રાપ્ત કરે છે.

એ ગુણસ્થાકની 'અ,ઇ,ઉ,ઋ,લૃ' એ પાંચ હ્રસ્વ અક્ષરોને બોલવામાં જેટલો વખત લાગે છે તેટલી સ્થિતિ છે. એ પછી તે દેહનો ત્યાગ કરીને સિદ્ધાવસ્થાને પ્રાપ્ત કરે છે, જેનાં પરમાત્માપદ, સ્વરૂપસિદ્ધિ, મુક્તિ, નિર્વાણ, બ્રહ્મસ્થિતિ, અપુનરાવૃત્તિસ્થાન અને મોક્ષ આદિ નામો છે. એ અવસ્થા વિદેહ મુક્તિની છે. આ આત્માની સર્વાંગીણ–પૂર્ણતા, પૂર્ણ કૃતકૃત્યતા તથા પરમ પુરુષાર્થની સિદ્ધિ છે.

આત્માના આ વિકાસ–ક્રમથી એ સ્પષ્ટ છે કે જૈન ધર્મમાં કોઈ અનાદિ સિદ્ધ એક જ પરમાત્માને માનેલ નથી. પ્રત્યેક જીવાત્મા પોતાના પુરુષાર્થ વડે પરમાત્મા બની શકે છે.

## સમાધિ અને નિર્વિકલ્પતા.

જૈન દર્શનની નિર્વિકલ્પ સમાધિ અને અન્યમતની નિર્વિકલ્પ–સમાધિમાં ઘણું જ અંતર છે. અન્યમતમાં સમાધિ હજારો વર્ષની, અમુક દિવસની, માસની, વર્ષની વગેરેનો ઉલ્લેખ છે.

જ્યારે જૈન દર્શનમાં તો જેમ–જેમ મોહ હટે છે અને આત્મા વીતરાગ ભાવને પામે છે, કષાયભાવથી મુક્ત થાય છે, તેને જ નિર્વિકલ્પતા માનેલ છે. તેથી કહ્યું છે કે—જેટલા કષાય[1] ટળ્યા છે તેટલો અંતરમાં વીતરાગ ભાવ થયો છે અને જેટલો વીતરાગ ભાવ છે તેટલી અંતરમાં નિર્વિકલ્પ દશા કાયમ હોય છે.

અનુભવમાં નિર્વિકલ્પ દશા હોય ત્યારે પર દ્રવ્ય કે ભેદનું ચિંતન હોતું નથી, પણ જેટલી વીતરાગ પરિણતિ થઈ છે તેને પણ નિર્વિકલ્પ–દશા કહેવાય. અને સિદ્ધ ભગવાન તથા અરિહંત પ્રભુને અનુભવરૂપ નિર્વિકલ્પ દશા કાયમ રહે છે અને અન્ય ગુણસ્થાનક વાળાઓને જેટલો મોહ ટળ્યો તેટલી અંતરમાં નિર્વિકલ્પ દશા હોય છે.

કહેવાનો મતલબ એ છે કે જૈન દર્શનમાં પ્રાણ-નિરોધ વગેરેથી થતી સમાધિ માન્ય નથી, પરંતુ મોહ જન્ય રાગ, દ્વેષ, કષાય વગેરે જેમ–જેમ ઓછા થતા

૧. ક્રોધ, માન, માયા, લોભ.

જાય અને આત્મા શુદ્ધતાને પામતો જાય તેમ-તેમ તે વીતરાગ નિર્વિકલ્પ દશાને પામે છે, અને સંવર[1], નિર્જરા[2] પણ તેને અધિક થાય છે, જેમ કે ૪ ગુણસ્થાનકવાળા નિર્વિકલ્પ ઉપયોગમાં લીન હોય છતાં તેને સંવર, નિર્જરા થોડી અને આશ્રવ-બંધ ( કર્મનુ આવાગમન ) વધારે, જ્યારે ૫, ૬, ગુણસ્થાનકવાળા બન્ને આહારાદિ ભલા ભાવમાં વર્તતા હોય છતાં આશ્રવ-બંધ થોડો અને સંવર, નિર્જરા વધારે થાય છે, કેમ કે તેમને અકષાય-ભાવ વિશેષ છે.

એટલે ૪. ગુણસ્થાનકે અમુક અંશે ગુણશ્રેણી નિર્જરા છે પણ ૫, ૬, ગુણસ્થાનકની અપેક્ષાએ વિશેષ નથી. ૫. ગુણકસ્થાનકવાળો જીવ તિર્યંચ ગાય, ભેંસાદિ હોય, લીલોતરી ખાતો હોય અને તીર્થંકરનો જીવ ચોથે ગુણસ્થાનકે હોય ત્યાં તિર્યંચનો જીવ પાંચમા ગુણસ્થાનકવાળો વિશેષ અકષાય ભાવવાળો છે અને સંવર નિર્જરા પણ ૪. ગુણસ્થાનકવાળાથી વિશેષ હોય છે.

માટે અંદરમાં ચૈતન્યનું અવલંબન વધતાં શુદ્ધતા થતા અકષાય પરિણતિ થાય તેટલો આશ્રવ-બંધ નથી અને જેટલા કષાય છે તેટલો આશ્રવ[1] બંધ છે અને જેટલી અકષાય પરિણતિ છે તે વીતરાગતા નિર્વિકલ્પ દશા છે. બાકી નિર્વિકલ્પ-સમાધિનો કાળ તો અંત-

૧ કર્મબંધનો નિરોધ ૨. નિર્જરા=કર્મનું ઝરી જવું, ખરી જવું

૧. કર્મનું આવાગમન.

મુહૂર્તનો જ બતાવેલ છે અને ૪૮ મિનિટથી વિશેષ સમય જો નિર્વિકલ્પ–સમાધિમાં લીન રહે તો કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે.

પ્રભુ મહાવીર દેવ ૧૨ાા વર્ષ અને એક પક્ષ સુધી ધ્યાન–અવસ્થામાં છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનમાં જ રહ્યા હતા. સાતમે અલ્પકાળ રહેતા અને ફરી છઠ્ઠે આવી જતા. ફરી પ્રયત્ન કરતા અને સાતમે જતા; ફરી છઠ્ઠે ગુણસ્થાનકે આવતા. એમ ૧૨ાા વર્ષ ને એક પક્ષ સુધી આંતર–શત્રુઓની સાથે યુદ્ધ કર્યું. અંતમાં વિજયને વરી કેવલજ્ઞાનને પ્રાપ્ત કર્યું.

આ સંયમી જીવનની ભૂમિકાનું વર્ણન છે. તે છતાં શાસ્ત્રકાર કહે છે કે સાતમે ગુણસ્થાનકે પણ સંપૂર્ણ નિર્વિકલ્પતા નથી. ત્યાં અબુદ્ધિપૂર્વકનો રાગ છે જેને સાધક જાણી શકતો નથી પણ કેવલી ભગવાન જાણે છે. સંપૂર્ણ નિર્વિકલ્પ સ્થિતિ ૧૩ મે ગુણકસ્થાનકે જ છે જેને જીવનમુક્ત દશા કહેવાય છે.

સમાધિસ્થ પુરુષ વડે જો જ્ઞાનસ્વરૂપ આત્મા ન અનુભવાય તો તે તેનું ધ્યાન જ નથી, કિન્તુ મૂર્છાથી યુક્ત એવો મોહ જ છે. એ માટે મોહ હટે ત્યારે જ અને તેટલે અંશે જ સમાધિ–દશાનો અનુભવ થાય એમ જૈન દર્શન ગર્જના કરીને કહે છે.

આ વિરાટ વિશ્વમાં અનંત સ્વતંત્ર આત્માઓ છે, પછી તે ત્રસ હોય કે સ્થાવર. જૈન દર્શનમાં આધ્યાત્મિક

વિકાસની દૃષ્ટિથી એનું ત્રણ ભાગોમાં વર્ગીકરણ કરેલું છે: ૧. બહિરાત્મા, ૨. અંતરાત્મા, ૩. પરમાત્મા. પ્રારંભના ત્રણ ગુણસ્થાનવાળા જીવોની બહિરાત્મા સંજ્ઞા છે. ચતુર્થ ગુણસ્થાનકથી લઈને બારમા ગુણસ્થાનકવાળા જીવોને અંતરાત્મા કહે છે, અને ૧૩–૧૪મા ગુણસ્થાનકવાળા આત્માને પરમાત્મા કહે છે.

પ્રથમ ગુણસ્થાનક એ અવિકાસકાળ છે. અને બીજા અને ત્રીજા એ બે ગુણસ્થાનકમાં વિકાસનું સહજ સ્ફુરણ હોય છે, પણ તેમાં પ્રબળતા અવિકાસની જ હોય છે. ચોથાથી વિકાસ ક્રમશઃ વધતાં-વધતાં તે છેવટે ૧૪ મે ગુણસ્થાકે પૂર્ણકલાએ પહોંચે છે અને ત્યારબાદ મોક્ષ પ્રાપ્ત થાય છે.

જૈન વિચારસરણીનું પૃથક્કરણ એટલું જ કરી શકાય કે પહેલાં ત્રણ ગુણસ્થાનકનો એ અવિકાસકાળ છે અને ચોથાથી ચૌદમા સુધીનાં ગુણસ્થાનો વિકાસ અને તેની વૃદ્ધિનો કાળ છે. ત્યાર બાદ મોક્ષકાળ છે.

નોંધ :– પ્રથમના ગુણસ્થાનક ત્રણને અવિકાસકાળના કહ્યા છતાં તે એકાંત નથી, અપેક્ષાકૃત છે. ભગવતીસૂત્ર શતક સાત ઉ. છઠ્ઠો તેમાં કહ્યુ છે કે—મિથ્યાત્વાવસ્થામાં ૧૮ પાપનું વિરમણ કરે (ત્યાગ કરે) અને અલ્પ આરંભી અલ્પ પરિગ્રહી હોય તો તેને અકર્કશ વેદની બંધાય છે. આ પ્રકૃતિ શુભ હોવાથી તે જીવને સમકિત સન્મુખ કરે છે, અથવા ધર્મસાધન મેળવી આપે છે.

ન્યાયની દૃષ્ટિએ દરેક વસ્તુના અંશાઅંશ ભેદ ગ્રહણ કરવા જોઇએ. પ્રથમ ગુણસ્થાનક વર્તી જીવને પણ સંવર, નિર્જરા માનવાં પડશે, કેમકે જો સંવર, નિર્જરા ન હોય તો પહેલેથી ચડીને ચોથે ગુણસ્થાનક ચડે કેવી રીતે? અર્થાત્ સુલટો પડનાર આત્મા સમ્યક્ત્વની સન્મુખ થનાર આશ્રી આ કથન છે.

## મોહનો ઉપશમ.

ઉદય આવેલા મોહજન્ય-કષાયમાં ઉપયોગને ભળવા ન દેવો; તેથી ઉદય આવેલ કર્મ પોતાની મેળે નિર્જરી જશે, અને તેથી નવીન બંધ ઓછો થશે. આ પ્રમાણે કરવાથી સિલક ઘટશે અને કષાય નબળા પડશે. વળી કષાયના ઉદય વખતે ઉપયોગને આત્મચિંતનમાં રોકી રાખવો જોઇએ.

## કષાયને ક્ષીણ કરવાનો ઉપાય.

કષાયને ક્ષીણ કરવાના ઉપાય બે પ્રકારના છે.

૧. કષાયના દોષોનું નિરીક્ષણ કરવું. આ ઉપાય તીવ્ર છે. મંદ શક્તિવંત જીવો માટે દુષ્કર છે.

૨. કષાયમાં ઉપયોગને[૧] જવા દેવો નહિ, બીજે રોકી રાખવો. આ ઉપાય મંદ અને સલામત છે, અને સર્વ સાધારણ માટે ઉત્તમ છે.

---

૧. આત્માભાનને

બંધનનું કારણ કષાય-યુક્ત યોગોની પ્રવૃત્તિ જ છે.

૧. કષાય અને યોગ બંને હોય તો તીવ્ર બંધ થાય જેમ સર્વ સંસારી જીવો કરે છે, તેમ.

૨. કષાય અને યોગ ન હોય તો બંધ થાય નહિ. તેના સ્વામી ૧૪માં ગુણસ્થાનકવાળા છે.

૩. કષાય રહિત યોગ હોય તો ઇરિયાવહીનો બંધ પડે. તેના સ્વામી (૧૧), (૧૨), (૧૩) ગુણસ્થાનક-વાળા જીવો છે.

૪. યોગને સ્થિર કર્યા હોય, માત્ર કષાય વર્તતી હોય તો બંધ કરે, પણ અતિ મંદ (સંપરાયનો) કરે

ઇચ્છા એ મોહનીયનું જ નામ છે માટે તેને ૨૮ પ્રકૃતિમાં ગણી નથી.

૧. અનંતાનુબંધી ચોકમાં—સર્વ જગતના સ્વામી-પણાની ઇચ્છા વર્તે છે.

૨. અપ્રત્યાખ્યાની ચોકમાં – સ્વામીપણાની ઇચ્છા બંધ પડે છે, પરંતુ ઉત્પન્ન તથા અણઉત્પન્ન એવા સર્વ જગતના ભોગોને ભોગવવાની ઇચ્છા રહે છે.

૩. પ્રત્યાખ્યાની ચોકમાં – અણઉત્પન્ન ભોગોની ઇચ્છા બંધ થાય છે. પરંતુ ઉત્પન્ન ભોગોની ઇચ્છા છૂટતી નથી.

સંજવલના ચોકમાં–ઈચ્છાનું પાત્ર કોઈ રહેતું નથી. માત્ર પ્રકૃતિના ઉદય વખતે કષાય ઉત્પન્ન થઈ, વિલય પામે છે.

## શ્રી હરિભદ્રસૂરિએ બીજી રીતે વર્ણવેલ વિકાસક્રમ

આ પ્રાચીન જૈન વિચારને હરિભદ્ર સૂરિએ બીજી રીતે પણ વર્ણવેલ છે. તેઓના વર્ણનમાં બે પ્રકાર છે.

**આઠ દષ્ટિનો પહેલો પ્રકાર :–**

પહેલા પ્રકારમાં અવિકાસ અને વિકાસક્રમ બન્નેનો સમાવેશ કરેલો છે. અવિકાસકાળને તેઓ ઓઘ દષ્ટિના નામથી અને વિકાસક્રમને સદ્દષ્ટિના નામથી ઓળખાવે છે. સદ્દષ્ટિના મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા અને પગ એવા આઠ વિભાગો કરેલ છે. આ આઠે વિભાગોમાં ઉત્તરોત્તર વિકાસનો ક્રમ વધતો જાય છે.

દષ્ટિ એટલે દર્શન અથવા બોધ. એના બે પ્રકાર છેઃ પહેલામાં સત્ શ્રદ્ધાનો (તાત્ત્વિક રુચિનો) અભાવ હોય છે. જ્યારે બીજામાં સત્ શ્રદ્ધા હોય છે. પહેલા પ્રકારમાં ઓઘ–દષ્ટિ અને બીજો યોગ–દષ્ટિ કહેવાય છે. પહેલામાં આત્માનું વલણ સંસાર–પ્રવાહ તરફ અને બીજામાં આધ્યાત્મિક–વિકાસ તરફ હોય છે. તેથી યોગ-દષ્ટિ એ સદ્–દષ્ટિ કહેવાય છે.

જેમ સમેઘ રાત્રિ, અમેઘ રાત્રિ, સમેઘ દિવસ, અમેઘ દિવસમાં અનુક્રમે અતિમંદતમ, મંદતમ, મંદતર, અને મંદ ચાક્ષુષ જ્ઞાન હોય છે, તેમાંય ગ્રહાવિષ્ટ અને ગ્રહપુરુષના ભેદથી, બાળ અને તરુણ પુરુષના ભેદથી, તેમજ વિકૃત નેત્રવાળા અને અવિકૃત નેત્રવાળા પુરુષના ભેદથી ચાક્ષુષ જ્ઞાનની અસ્પષ્ટતા કે સ્પષ્ટતા તરતમ ભાવે હોય છે; તેવી જ રીતે ઓઘ–દૃષ્ટિની દશામાં સંસાર-પ્રવાહનું વલણ છતાં આવરણના તરતમ ભાવે જ્ઞાન તારતમ્યવાળું હોય છે.

આ ઓઘ–દૃષ્ટિ ગમે તેવી હોય તોયે **આધ્યાત્મિક વિકાસની દૃષ્ટિએ અસદ્દૃષ્ટિ** જ છે. ત્યાર બાદ જ્યારથી આધ્યાત્મિક વિકાસનો આરંભ થાય છે, પછી ભલે તેમાં બાહ્ય જ્ઞાન અલ્પ હોય છતાં, ત્યાંથી સદ્દૃષ્ટિ શરૂ થાય છે. કારણ કે તે વખતે **આત્માનું વલણ સંસારોન્મુખ ન રહેતાં મોક્ષોન્મુખ થઈ જાય છે.**

આ સદ્દૃષ્ટિ (યોગ–દૃષ્ટિ)ના, વિકાસના તારતમ્ય પ્રમાણે આઠ ભેદો છે. આ આઠ ભેદોમાં ઉત્તરોત્તર બોધ અને સવિશેષ જાગૃતિ થાય છે.

પહેલી મિત્રા નામની દૃષ્ટિમાં બોધ અને વીર્યનું બળ તૃણાગ્નિની પ્રભા સમાન હોય છે. બીજી તારા-દૃષ્ટિમાં છાણાની અગ્નિની પ્રભા સમાન; ત્રીજી બલા–દૃષ્ટિમાં લાકડાની અગ્નિની પ્રભા સમાન, ચોથી દીપ્રા–દૃષ્ટિમાં દીવાની પ્રભા સમાન; પાંચમી સ્થિરા–દૃષ્ટિમાં રત્નની

પ્રભા સમાન; છઠ્ઠી કાન્તા-દૃષ્ટિમાં નક્ષત્રની પ્રભા સમાન; સાતમી પ્રભા-દૃષ્ટિમાં સૂર્યની પ્રભા સમાન અને આઠમી પરા-દૃષ્ટિમાં ચંદ્રની પ્રભા સમાન હોય છે.

જો કે આમાંની પહેલી ચાર દૃષ્ટિઓમાં સ્પષ્ટપણે જ્ઞેય આત્મસ્વરૂપનું સંવેદન નથી હોતું, ફક્ત છેલ્લી ચાર દૃષ્ટિઓમાં જ તેવું સંવેદન હોય છે. છતાં પ્રથમની ચાર દૃષ્ટિઓને સદ્દૃષ્ટિમાં ગણવાનું કારણ એ છે કે તે સ્થિતિમાં આવ્યા પછી જ આધ્યાત્મિક-ઉત્ક્રાંતિનો માર્ગ નિશ્ચિત થઇ જાય છે.

યોગનાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર ધારણા, ધ્યાન અને સમાધિ-એ આઠ અંગોને આધારે સદ્દૃષ્ટિના આઠ વિભાગો સમજવાના છે. પહેલી દૃષ્ટિમાં યમની-સ્થિરતા, બીજીમાં નિયમની, એમ અનુક્રમે આઠમીમાં સમાધિની સ્થિરતા મુખ્યપણે હોય છે.

પહેલી મિત્રા આદિ દૃષ્ટિઓમાં આધ્યાત્મિક વિકાસ હોય છે ખરો, પણ તેમાં કાંઇક અજ્ઞાન અને મોહનું પ્રાબલ્ય રહે છે, ત્યારે સ્થિરા આદિ પાછલી ચાર દૃષ્ટિઓમાં જ્ઞાન અને નિર્મોહતાનું પ્રાબલ્ય વધતું જાય છે.

**યોગનાં પાંચ ભાગરૂપ બીજો પ્રકાર :-**

બીજા પ્રકારના વર્ણનમાં તે આચાર્યે માત્ર આધ્યાત્મિક-વિકાસના ક્રમનું જ યોગરૂપે વર્ણન કર્યું છે; તે પહેલાંની સ્થિતિ વર્ણવી નથી.

યોગ એટલે જેનાથી મોક્ષ પ્રાપ્ત કરી શકાય તેવો ધર્મવ્યાપાર. અનાદિકાળચક્રમાં જ્યાં સુધી આત્માની પ્રવૃત્તિ સ્વરૂપ–પરાઙ્ મુખ હોઈ, લક્ષ્ય–ભ્રષ્ટ હોય છે. ત્યાં સુધીની તેની બધી ક્રિયા આત્મલક્ષ સિવાયની હોવાથી યોગની કોટિમાં આવતી નથી.

જ્યારે તેની પ્રવૃત્તિ બદલાઈ સ્વરૂપોન્મુખ થાય છે, ત્યારે જ તેની ક્રિયા આત્મસુખાર્થે થાય છે અને તેવો વ્યાપાર ધર્મ–વ્યાપાર કહેવાય છે.

આ રીતે આત્માના અનાદિ સંસારકાળના બે ભાગ થઈ જાય છે, એક અધાર્મિક અને બીજો ધાર્મિક. અધાર્મિક કાળમાં ધર્મની પ્રવૃત્તિ હોય તે ધર્મ ખાતર હોતી નથી, (એટલે આત્મસુખાર્થે હોતી નથી,) કેવલ સંસારિક સુખ પ્રાપ્ત કરવાને અર્થે હોય છે.

અંતરમાં સંસારસુખની સૂક્ષ્મ વાસનાઓ હોય ત્યાં સુધી તેવી પ્રવૃત્તિને ધર્મમાં ગણવા યોગ્ય નથી. ધર્મ ખાતર ધર્મની પ્રવૃત્તિ ધાર્મિક કાળમાં જ શરૂ થાય છે, તેથી તે પ્રવૃત્તિ–યોગ કહેવાય છે.[1]

યોગના તેઓએ આધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિસંક્ષય એવા પાંચ ભાગો કરેલાં છે.

૧. જ્યારે થોડા કે ઘણા ત્યાગ સાથે શાસ્ત્રીય તત્ત્વચિંતન હોય છે અને મૈત્રી, કરુણાદિ ભાવનાઓ

૧. જુઓ યોગબિન્દુ

વિશેષ સિદ્ધ થઈ જાય છે, ત્યારે તે સ્થિતિ અધ્યાત્મ કહેવાય છે.

૨. જ્યારે મન સમાધિપૂર્વક સતત અભ્યાસ વડે સવિશેષ પુષ્ટ થાય છે, ત્યારે તે ભાવના છે. ભાવનાથી અશુભ અભ્યાસ ટળે છે શુભ અભ્યાસની અનુકુળતા વધે છે. અને **સુંદર ચિત્તની** વૃદ્ધિ થાય છે.

૩. જ્યારે ચિત્ત ફક્ત શુભ વિષયને જ અવલંબીને રહેલું હોય છે, અને તેથી તે સ્થિર દીપક જેવું પ્રકાશમાન હોઈ સૂક્ષ્મ બોધવાળું બની જાય છે ત્યારે તે ધ્યાન કહેવાય છે ધ્યાનથી દરેક કામમાં ચિત્ત આત્માધીન થઇ જાય છે. ભાવ નિશ્ચલ થાય છે અને બંધનોનો વિચ્છેદ થાય છે.

૪. અજ્ઞાનને લીધે ઇષ્ટ—અનિષ્ટરૂપે કલ્પાયેલી વસ્તુઓમાંથી જ્યારે વિવેકને લીધે ઇષ્ટ—અનિષ્ટપણાની ભાવના નષ્ટ થાય છે, ત્યારે તેવી સ્થિતિ સમતા કહેવાય છે.

૫. વાસનાના સંબંધથી ઉત્પન્ન થનારી વૃત્તિઓનો નિરોધ કરવો તે વૃત્તિસંક્ષય.

આ બન્ને પ્રકારનાં વર્ણનો એ પ્રાચીન જૈન ગુણસ્થાનકના વિચારોનું નવીન પદ્ધતિએ વર્ણન માત્ર છે.

## પ્રકરણ ૧૩

# સાધક અને સાધના-શકિત

પ્રિય સખી,

જુલે વર્ને લખેલ કેપ્ટન નેમોનાં સાહસો વાંચી તું મુગ્ધ બની જાય છે ને? પણ એનાથી પણ અધિક રોમાંચક સાંહસો આત્મ-સાધનમાં પડેલા સાહસિક સાધકો કરે છે. અંતર માત્ર એટલું જ છે કે સાગરખેડૂઓ અને ગિરિઆરોહકોનાં સાહસો ભૌતિક ક્ષેત્ર પર હોય છે. અને આત્મ-સાધનાના સાધકોનાં સાહસો ચેતનાના ક્ષેત્રમાં હોય છે.

દરેક સાહસિકોને પોતપોતાના ક્ષેત્રમાં અનેક વિઘ્નોનો સામનો કરવો પડે છે, સંકટોને જીતવા પડે છે. ભૌતિક ક્ષેત્રના સાહસિકો ફતેહ કેવી રીતે મેળવે છે, એ તો કોઈ જુલે વર્ને જેવા લેખક જ લેખી શકે.

અહીંયા આ તારી નમ્ર સખી તને કેવલ આત્મ-સાધકો કઈ શક્તિની સહાયતા વડે વિજયી બને છે એના વિશે થોડુંક કંઈક લખે છે.

જ્યાં સુધી માનવી દિવ્યતા પ્રતિ વળતો નથી ત્યાં સુધી તેનાં સર્વ કાર્યો માનુષી શક્તિ પર અવલંબિત હોય

છે. માનુષી–શકિત સદા અર્ધ–જ્ઞાન તેમજ અજ્ઞાનથી આવૃત્ત, અંધકારપૂર્ણ અને અદિવ્ય હોય છે. માનુષી–શક્તિથી કરેલાં કાર્યો સ્ખલનાઓથી ભરેલાં હોય છે.

આ શકિત માનવને અંધકારમાં અથડાવે છે. પરંતુ માનવ જ્યારે દિવ્યતા પ્રતિ વળે છે, ઇશ્વર સાથે એ પોતાનું અંતર જોડે છે, ત્યારે તેની સાધનાનો આરંભ થાય છે અને એનામાં દિવ્ય–શક્તિનો આવિર્ભાવ થાય છે.

દિવ્યતાનો સંયોગ–ઇશ્વરનો યોગ થવાથી માનુષી શકિત રૂપાંતર પ્રાપ્ત કરે છે અને સાધકની પરિમિતતા એની અપરિમિતતામાં, અને એનું અર્ધ–જ્ઞાન ને અજ્ઞાન એના જ્ઞાનમાં, એનું અંધકાર જયોતિમાં અને એની અદિવ્યતા દિવ્યતામાં પરિવર્તિત થાય છે.

દિવ્યતાની સાધના કરવાથી, આપણા અંતસ્તલને અનંતતા સાથે જોડવાથી, પરમોચ્ચ પ્રતિ વાળવાથી, સાધકમાં જે શકિત પ્રગટે છે તેને સાધન–શકિત કહેવામાં આવે છે. માનવી પોતાની માનુષી–શકિતથી જે કાર્યો કરી શકતો નથી એ કાર્યો તે પોતાની અંદર તેમ જ બહાર જગતમાં આ સાધન–શક્તિથી કરી શકે છે.

કહેવત છે ને કે, તલવાર કરતાં પણ કલમમાં વધુ બળ છે અને આ કલમ એટલે હકીકતમાં તો જ્ઞાનનું જ બળ! જો જ્ઞાનમાં બળ છે તો વિજ્ઞાનમાં એનાથી અધિક બળ છે. પણ એ ગૂંચવણમાં તું ન પડતી. આ વિજ્ઞાન

એટલે તારું હજી અજ્ઞાન–અંધકારમાં બાથોડિયાં ભરતું ભૌતિક વિજ્ઞાન નહિ પણ આ વિજ્ઞાન તો ચેતનાનું આત્મ–વિજ્ઞાન છે. વિજ્ઞાન એટલે આત્મ–દિવ્યતા.

આ આત્મવિજ્ઞાન – આ આત્મ – દિવ્યતામાં–પ્રવેશ કરવાથી સાધકમાં પ્રગટતી સૂક્ષ્મ શક્તિ સાધન–શકિત પાસે કલમનું બળ કંઈ જ વિસાતમાં નથી. (ગણતરીમાં નથી).

એ શકિત તો, હે પ્રિય સખી, આ વિશ્વમાં અદ્‌ભુત કાર્યો કરી શકે છે અને કરી પણ રહી છે. પણ તે શી રીતે કરી રહી છે એ તો આપણે ફરી કદી જોઈશું ? અને ત્યારે તારા ખ્યાલમાં એ પણ આવશે કે જેના કારણે વિજ્ઞાનવેત્તાઓ આજે જગતને આશ્ચર્ય પમાડનારી શોધ–ખોળ કરે છે તેના મૂળમાં પણ આ જ શકિત છે અને એનો અનુચિત ઉપયોગ કરી વિજ્ઞાનિકો તેને વિકૃત કરી નાખે છે.

હવે આ વાત અહીંયા જ પડતી મૂકી, મૂળ વિષય પર આવું છું. આપણે એ તો જાણીએ છીએ કે, આપણામાં અનેક દોષો, દુર્ગુણો રહેલા છે. કેટલીક વાર તેનાથી કંટાળીને આપણે એનાથી મુકિત ઇચ્છીએ છીએ પણ એ આપણો એ રીતે પીછો છોડતા નથી.

એક ક્ષણ પહેલાં આપણે નિશ્ચય કર્યો હોય છે કે, આપણે ક્રોધ, નિંદા, ઈર્ષ્યા વગેરે નહિ કરીએ, પણ બીજી જ ક્ષણે પ્રસંગ પડતાં આપણો નિશ્ચય તૂટી જાય છે અને આપણે ક્રોધ કે નિંદા આદિ કરી બેસીએ છીએ.

ઘણી વાર પાછળથી દુઃખ તથા પશ્ચાત્તાપ થાય છે કે આપણે આમ શા માટે કર્યું ? પણ આ વિચારવાથી કાંઈ જ ઉપાય થતો નથી. કારણ **જુગજૂની આ માનવ મનની નિર્બળતા છે, અને અજ્ઞાન-અંધકાર, અદિવ્યતાના પૂર્વ સંસ્કારોને આધીન છે.**

આમ છતાં આ બધી વસ્તુ પણ આત્મ-સાધકો પોતાની આ નિર્બળતાને, વિવશતાને સામાન્ય-જનની જેમ સ્વીકારી લેતા નથી, તેઓ તો તેનાથી મુકત થવાના ઉપાયો વિચારે છે, યત્નો પણ કરે છે, તેઓ કઠોરતમ સાધના કરે છે અને સાધના-શકિતના પ્રભાવે તે-તે દોષોનો, દુર્ગુણોનો સામનો કરે છે, લડે છે, અને હારતાં નિરુત્સાહ ન થતાં બમણા જોરથી એક લડવૈયાની રીતે પાછો સામનો કરે છે, અંતમાં વિજય મેળવે છે.

સાધનાને કારણે એમનામાં એ શકિત પ્રગટ થાય છે કે જે એને સ્ખલનાઓથી બચાવે છે. એટલું જ નહિ પણ એમનામાં રહેલા દોષોને, દુર્ગુણોને નિર્બળ કરતાં-કરતાં એ તેમનો ધીમે-ધીમે નાશ પણ કરે છે.

આપણને આપણી બહાર જગતમાં અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. કેટલીક અડચણો આપણને ઘણી જ સતાવે છે, કેટલાક અપરાધો પ્રતિ તો આપણે તદ્દન અસહાય જ બની જઈએ છીએ.

અનેક વિઘ્નકર બાબતોમાં આપણે કંઈ જ ઉપાય

શોધી શકતા નથી. પણ સાચા સાધકો તે શોધી કાઢે છે. તેઓ મુશ્કેલીઓ, અડચણો, અપરાધો અને વિઘ્નોથી રાહત મેળવવા, મુક્ત થવા એ શક્તિની સહાયતા લે છે કે જે માનવીમાં સાધના કરવાથી પ્રગટે છે.

સાધના–શક્તિ કેવલ આપણી અંદર જ નહિ પણ બહાર પણ પ્રભાવ નાંખે છે, જગતમાં પણ એ પોતાનું કાર્ય કરે છે. એ સાધકોને અનેક મુશ્કેલીઓ અને વિઘ્નોથી પર કરે છે. એનો સંસ્પર્શ અડચણોને સહાયતામાં અને અવરોધોને સુવિધાઓમાં પલટી નાખે છે. એનું પ્રાગટ્ય સાધકમાં એની નિર્બળતાઓને સામર્થ્યમાં ફેરવી નાખે છે. એ શક્તિ ગમે તેવાં પ્રતિપક્ષી બળ સામે જંગ ખેલે છે ને ફતેહ મેળવે છે.

હે પ્રિય સખી! એ અતિ તેજસ્વી શક્તિ છે! સંસારના સમર્થ ગણાતા માણસો અને ગમે તેવાં વિરોધક બળો પણ તેની આગળ ટકી શકતાં નથી, વિવશ બની જાય છે, હાર પામે છે. જ્યારે સાધકમાં આ શક્તિ પ્રગટે છે ત્યારે જ તેનું ખરું સાચું જીવન શરૂ થાય છે. એના મનુષ્યત્વનું ઈશ્વરત્વમાં પરિવર્તન થતું જાય છે અને અંતે શિવત્વને પામે છે.

જો બહેન! આને તું ટાઢા પહોરની ગપ ન ગણીશ. અધ્યાત્મનો આખો ઇતિહાસ હકીકતમાં, આ જ શક્તિની કથા છે: સામાન્ય માનવીની જેમ છીછરું, ઉપરછલ્લું જીવન

સાધકનું હોતું નથી. એનું જીવન તો ઊંડાણનું, અંતરનું હોય છે. એનાં સાહસો સહેલાઈથી સમજી શકાતાં નથી, અને એમને સામાન્ય ભાષામાં જગતને સમજાવવા એ પણ એક મુશ્કેલ કાર્ય છે.

બીજી એ વાત પણ ખ્યાલમાં રાખવાની છે કે સાચા સાધકો પોતાનાં સંવેદનો અને સાહસો વિશે અતિ અલ્પ જ બોલે છે. પણ હકીકતમાં તો એક-એક સાધકે એ શક્તિની સહાયતાથી એવું કાર્ય કર્યું હોય છે કે આ સંસારના એક સો સાગરખેડુઓ અને પર્વત-આરોહકો પણ ન કરી શકે. એ સ્થૂલ ક્ષેત્રમાં વિચરનારા બિચારાઓ સાધકનાં સૂક્ષ્મ સંવેદનો, સંગ્રામો અને હાર-જીત વિશે શું સમજી શકે?

સાધકમાં થતી પ્રકાશ અને અંધકારની પટાબાજી, દિવ્ય અને અદિવ્ય બળો વચ્ચે ચાલતું યુદ્ધ અને એના પતન અને પુનરુત્થાનનું આલેખન કોઈ એક જુલે વર્ને પણ ન કરી શકે. એને સમજવા અને સમજાવવા તો બહેન, કોઈ આત્મવેત્તા જ જોઇએ. અલબત્ત, ઉતાવળને કારણે એક મહત્ત્વની બાબત તો જણાવ્યા વિનાની જ રહી ગઈ.

આપણામાં દયા, કરુણા, પ્રેમ અને પ્રમોદભાવના કેમ પ્રગટાવવાં એ તેં મને પૂછ્યું હતું. બહેન, આ આપણા આંતરિક ગુણો છે અને એ આપણામાં બહારથી

ઠાંસવાથી સહજપણે પ્રગટતા નથી, પણ જે આવરણો તેને આવૃત્ત કરી બેઠાં છે એમને દૂર કરવાથી એ સ્વયં જ પ્રગટે છે અને આપણા જીવનને ધન્ય બનાવી દે છે.

એટલું સમજી લે જે કે, કોઈ પણ સ્થૂલ પ્રયત્નથી આ ગુણો આપણામાં કાયમી સ્થિર બનતા નથી. એના માટે તો **આપણી ચેતનામાં વિશુદ્ધિ ફેલાવવી પડે છે, ઊંડાણમાં ઊતરીને આવરણોને ઓગાળવાં પડે છે. એ ઓગાળવાનું કાર્ય સાધના–શક્તિ શીઘ્ર પણે કરે છે.**

સાધનાનો અગ્નિ પ્રગાઢ આવરણોને પણ બાળીને ભસ્મ કરી દે છે. આ આવરણો આપણી અજ્ઞ ચેતનામાં રહેલાં છે અને એની પાછળ પ્રચ્છન્નરૂપમાં આપણી દિવ્ય ચેતના રહેલી છે.

સાધના–શક્તિ આ બંને ચેતના–સ્તરોમાં એક સાથે કાર્ય કરે છે અને સાથોસાથ દિવ્ય–ચેતનાને પ્રગટ કરે છે અને એ આ બન્ને રીતે ઉપરોક્ત ગુણોને પ્રકાશિત કરે છે. તેથી તું સમજી શકે છે કે કોઇ પણ પ્રકારની કેવળ ઉપરછલ્લી હિલચાલ આવા ગુણોની પ્રાપ્તિમાં સફળ ન થાય, પણ એના માટે સાધના કરી ચેતના પર દબાણ લાવવું અને સાધનાનો પ્રભાવ ચેતનામાં ફેલાવવો એ આવશ્યક રહે છે.

## પ્રકરણ ૧૪

# જડ-ચૈતન્યનો વિવેક

## નિશ્ચય અને વ્યવહાર

વ્યવહાર અને નિશ્ચયની ઓળખાણ કરાવવા માટે કંઈક લખવામાં આવે છે. જેમ માટીના ઘડા, કુંડાં માટલાં, કથરોટ વગેરે અનેક ઘાટો નિરંતર માનવની દૃષ્ટિમાં આવે છે, ઘાટ કહો કે આકૃતિ કહો તે જોવામાં માનવજાત એટલી બધી ટેવાઈ ગઇ છે કે તેને જોતાંવેંત જ આ હલકો, આ ભારે, આ કાળો, આ ધોળો, આ લાલ, આ પીળો, આ સારો, આ ખરાબ વગેરે અનેક વિકલ્પો કરવા મંડી જાય છે. પણ તે માટી છે એ વાત તો બધા ભૂલી જ જાય છે; આકારના રોમે-રોમે માટી વ્યાપી રહી છે.

અરે! માટી સિવાય તેમાં બીજું કાંઇ જ નથી, છતાં માટી સામે કોઈની નજર જતી નથી. દરેક માનવો તેના આકારની પ્રશંસા કરે છે અથવા સારો નથી એમ કહે છે. આ માટી તે નિશ્ચય છે અને જે ઘડા પ્રમુખ આકાર (ઘાટ) તે વ્યવહાર છે.

ખાંડનાં રમકડાં દિવાળી ઉપર બનાવવાનો અને સ્નેહીઓને ઘેર ભેટ આપવાનો રિવાજ ઘણા દેશમાં પ્રચલિત છે, કોઇ ખાંડનાં ખુરશી, ટેબલ, પ્યાલારકાબીઓ, ઘોડા, રથ, વગેર અનેક આકારો બનાવે છે. મનુષ્યોની દૃષ્ટિ આ આકારો તરફ એટલી બધી ખેંચાયેલી હોય છે કે તે ઘાટ જોતાં જ તેની પ્રશંસા કરવા લાગશે, અથવા તો તેની ટીકા કરવા લાગશે. સારા–સારા આકારો (ઘાટ) જોઈ ને ખુશી થશે. બાળકો પણ કહેશે કે મને ઘોડો જોઈએ, હાથી નહીં. મને રકાબી જોઈ એ, પ્યાલો નહિ.

જો તે બાળકની ઇચ્છા વિરુદ્ધ બીજું રમકડું આપવામાં આવે તો તે રડશે, નારાજ થશે અને છેવટે તેનું મનગમતું રમકડું મળશે ત્યારે જ ખુશી થશે.

વાચકો, ધ્યાન આપશો કે બધાં રમકડાંમાં ખાંડ સિવાય બીજું કાંઈ જ નથી. રમકડાંના રોમે–રોમમાં ખાંડ જ વ્યાપી રહી છે છતાં આ સારું અને આ ખરાબ કહેનારાઓની દૃષ્ટિએ ખાંડ ઉપર છે કે ખાંડના બનેલા આકાર–(ઘાટ) પર છે ? ઘાટ પર જ છે એમ કહેવું પડશે.

આ ખાંડ તે જ્ઞાનીઓનો નિશ્ચય અને ખાંડના રમકડાં તે વ્યવહાર. ખાંડને જોનાર તે જ્ઞાની, **રમકડાંમાં પ્રીતિ કરનાર તે અજ્ઞાની–બાળ.**

આ જ દૃષ્ટાંતે મૂળ વસ્તુ તે આત્મા, તે આકાર–રૂપ છે તે આકારને લઇને મનુષ્યો આકારની બનેલી

સુંદરતા અથવા અસુંદરતામાં એટલું બધું ભાન ભૂલી ગયા છે કે માટી અને ખાંડની જેમ આત્માને ભૂલી ગયા છે, એને વીસરી ગયા છે.

માટી અને ખાંડની આકૃતિ બનવામાં એક મુખ્ય કારણ છે અને તે પાણી અથવા ચીકાશ. માટીમાં અને ખાંડમાં પાણી ભળવાથી તે માટી અને ખાંડ જુદા જુદા આકારમાં ગોઠવાઈ જાય છે.

જો આ પાણી કે જેણે માટી કે ખાંડ સાથે ભળીને ચીકાશનું રૂપ ધારણ કરેલું છે તેને વચમાંથી કાઢી લેવામાં આવે તો માટી તે માટીરૂપે અને ખાંડ તે ખાંડરૂપે થઈ રહે છે, તેમ આત્માની સાથે જડ પ્રકૃતિ રાગદ્વેષની ચીકાશરૂપે મળવાથી તેના પુરુષ, સ્ત્રી, પશુ, પક્ષી, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, દેવ, નારકી ઇત્યાદિ અનેક આકારો બન્યા છે, છતાં દરેકની અંદર વિવેક-દૃષ્ટિથી જોશો તો આત્મા તેમાં વ્યાપીને રહેલો જણાશે.

કોઈને શંકા થશે કે માટી કે ખાંડમાં તો સહેજ સાજ પાણી હશે તે પણ સૂકાઈ ગયું હોય તેમ લાગે છે અને આત્મામાં તો જડ વસ્તુનો મોટો ભાગ દેખાય છે, વળી આત્મા ખાંડ કે માટીની જેમ પ્રત્યક્ષ પણ દેખાતો નથી તેનું શું ?

આ શંકાનું સમાધાન એ છે કે માટી કે ખાંડની અંદર પાણી થોડું છે તે વાત બરાબર છે અને ખાંડ તથા

માટી પ્રત્યક્ષ દેખાય છે તેમ આત્મા દેખાતો નથી એ વાત પણ ઠીક છે. આ થોડા પ્રમાણમાં ખાંડ કે માટીની અંદર જડ ભાગ વધારે છે છતાં પણ આત્માની મહાન શક્તિની આગળ આ વધારે દેખાતો જડ ભાગ ઘણો જ ઓછો છે.

અહીંયાં બેઠાં આત્મ-શક્તિથી હજારો ગાઉ પર્યંત દૂર રહેલા પદાર્થો જોઈ શકાય છે. વિકાસ પામેલ આત્મા પોતાના એક 'સંકલ્પબળ'થી આ પૃથ્વીને ધ્રૂજાવી શકે છે, મેરુ જેવા પર્વતોને પણ પગના અંગૂઠાથી કંપાવી શકે છે. તેવા આત્મબળ આગળ આ દેખાતો માયાનો જડ ભાગ કાંઇ વધારે નથી, પણ આત્મા આટલા થોડા જડ ભાગથી એટલો બધો ઢંકાઇ ગયેલો લાગે છે કે જાણે આત્માની હયાતી જ નથી.

રમકડાં અને વાસણોના ઘાટ આડે જેમ ખાંડ તથા માટી પ્રત્યક્ષ છતાં ઢંકાઈ ગયેલી હોય તેથી મનુષ્યો જોઈ શકતા નથી, તેમ આટલા થોડા પુદ્દગલોની આડે અનંત શક્તિવંત આત્મા ઢંકાઈ ગયો છે એ ભૂલ શું જેવી-તેવી છે?

ખાંડ તથા માટી પ્રત્યક્ષ દેખાય છે તેમ આત્મા દેખાતો નથી, એનો ઉત્તર એ છે કે વિચાર કરતાં આત્મા તેના જેટલો જ પ્રત્યક્ષ છે.

આત્માની હયાતી હોય તો જ હાથપગ ચાલે, આંખો જોવે, ઇંદ્રિયો પોતાનું કાર્ય કરે, મન વિચારો કરી શકે.

આ બધું વિચારતાં આત્માની હયાતી પ્રત્યક્ષ જ છે. બાહ્ય ચિહ્નો પરથી પણ મનુષ્યો નિશ્ચય કરી શકે છે કે આમાં જીવ છે, આ મરી ગયો છે. હું છું કે નહિ એવી શંકા કોઈ દિવસ કોઈને થાય છે ખરી? જો ન થતી હોય તો તમે હયાત છો એ જ તેનો પુરાવો છે.

આ પ્રત્યક્ષ આત્માની હયાતી હોવા છતાં આકારો આડે મનુષ્યો જોઈ શકતા નથી, અને આત્માને ભૂલી ગયા છે. આ ભુલાયેલ બાબતને **તેના ખરા સ્વરૂપમાં પ્રગટ કરવી તે સાધકની સાધનાનું પરિણામ–ફળ છે.**

ગમે તેવા આકારો બદલાયા કરે છતાં તે આકારોમાં પણ મૂળ વસ્તુની **સામે જ દૃષ્ટિ–લક્ષ રાખી તેને જ જોનાર તે નિશ્ચય. અહીં જ જ્ઞાનમાર્ગની શરૂઆત થાય છે.**

કર્મોને લઈને ગમે તેવા આકારો બદલાયા કરે છતાં હે ભવ્યો, તમે તમારી મૂળ વસ્તુ જે આત્મા તેને ન ભૂલશો. આ દૃષ્ટિ જાગ્રત થઈ કે આત્મભાનની શરૂઆત થઈ ચૂકી. તેનું નામ જ સમ્યગ્દર્શન. સમ્યગ્દર્શન એટલે વસ્તુને વસ્તુરૂપે જોવી, આત્માને આત્મારૂપે અને જડને જડરૂપે જોવાં, અનુભવવાં, એ જ મોક્ષમાર્ગ છે. તેનાથી વિપરીત માર્ગ એ જ કે આકૃતિમાં મૂળ વસ્તુનું ભાન ભૂલવું, આત્માને બદલે વિવિધરંગી દેહને જોવો, તેમાં આસક્તિ કરવી, અનુકુળ કે પ્રતિકુળ સંયોગોમાં રાગ–દ્વેષ કરવા, આ સંસારનો માર્ગ છે. જેને મિથ્યાત્વ કહે છે તે એનું જ નામ છે.

વ્યવહાર બે પ્રકારનો છે, એક અશુદ્ધ વ્યવહાર, બીજો શુદ્ધ વ્યવહાર. આત્મભાન ભુલવનાર, દેહને જ આત્મા માનીને, મનાવીને કાર્યમાં પ્રવૃત્તિ કરાવનાર વ્યવહાર તે અશુદ્ધ વ્યવહાર છે. સત્યને સમજીને આત્મભાનપૂર્વક સત્યને માર્ગે સત્ય પ્રગટ કરવા વ્રત, તપ, જપ, દેવ, ગુરુની ભક્તિ, સેવા, પૂજા, શાસ્ત્રનું જ્ઞાન વગેરે જે-જે ધાર્મિક અનુષ્ઠાનો કરવામાં આવે છે તે શુદ્ધ વ્યવહાર છે, શુદ્ધ વ્યવહાર કારણરૂપે થઇ કાર્યસિદ્ધિમાં મદદગાર થાય છે.

અશુદ્ધ વ્યવહાર આત્મભાન ભુલાવી, ઊલટે રસ્તે ચડાવી માયિક જાળમાં સપડાવે છે. આ અશુદ્ધ વ્યવહાર ત્યાગવા યોગ્ય છે. શુદ્ધ વ્યવહાર કાર્યનો સાધક હોવાથી સાધક-દશામાં આદરવા યોગ્ય છે.

પ્રભુનો માર્ગ સ્યાદ્‌વાદ છે. અપેક્ષાવાદ છે. વસ્તુની બધી બાજુ તપાસવાનો છે. એક તરફી વિચાર કરતાં બીજી તરફનો વિચાર રહી જાય તે અધૂરી વિચારણા છે. વ્યવહારને પોષણ આપતાં નિશ્ચય રહી જાય, નિશ્ચયને પોષણ આપતાં વ્યવહાર રહી જાય તે અપૂર્ણ જ્ઞાન છે. માટે સાધકે વ્યવહાર, નિશ્ચય બન્નેનું જ્ઞાન કરીને જ વિકાસ સાધવો જોઈએ.

## દેહમાં આત્મા કેવી રીતે રહેલો છે ?

જે વસ્તુ પ્રત્યક્ષ રીતે જુદી બતાવી શકાતી નથી

તે વસ્તુ દૃષ્ટાંતની કલ્પના વડે કેટલીકવાર સામાના હૃદયમાં ઘણી સારી રીતે સમજાવી શકાય છે.

અપ્રત્યક્ષ પણ અનુભવવામાં આવતી વસ્તુ અન્યને સમજાવવા માટે ઘણી વાર શાસ્ત્રકારોએ તથા જ્ઞાનીઓએ વિવિધ પ્રકારનાં અનુમાનો, દૃષ્ટાંતો અને કલ્પનાઓ વડે બાળ–જીવોને સમજાવ્યા છે. તેમ આત્માને દેહથી ભિન્ન સમજાવવા ખાતર અહીં પણ એક કલ્પના કરવી પડે છે. તેનો સમજવા ખાતર ઉપયોગ કરવાથી તે વસ્તુ સારી રીતે સમજાશે. કલ્પનાને સિદ્ધાંત તરીકે માનવાની ભૂલ ન થાય પણ કાર્ય રૂપ વસ્તુનો બોધ થાય એ તરફ વાંચનારાઓને ખાસ લક્ષ આપવા વિનંતી છે.

## કાચના કિલ્લાની કલ્પના

એક જાડા કાચના કિલ્લાની કલ્પના કરો. તે ઉપરથી ઢંકાયેલો છે. શ્યામ વર્ણનો છે. તેની અંદર એક બીજો બારીક પાતળો પણ લાલ વર્ણવાળો સ્વચ્છ કાચનો કિલ્લો છે. તેની અંદર એક ત્રીજો સ્વચ્છ કાચનો કિલ્લો છે.

આ કિલ્લો વિવિધ પ્રકારના પુદ્‌ગલોથી મલિન થયેલો છે. તેની અંદર એક સુંદર સ્વચ્છ જ્યોતિ પ્રકાશી રહેલી છે. આ જ્યોતિનો પ્રકાશ ત્રણે કિલ્લાઓને તે કિલ્લાની સ્વચ્છતા, જાડાઇ અને વર્ણના પ્રમાણમાં ભેદીને બહાર આવે છે.

તે જ્યોતિ પોતાનાં પ્રકાશવાળાં કિરણો વડે પોતાનો પ્રકાશ તે કિલ્લાઓની બહાર કાઢવા, બહારના પદાર્થોને પ્રકાશિત કરવા અથવા તેનું નિરીક્ષણ કરવા, માટે પ્રયત્ન કરે છે. તથાપિ તે કિલ્લાની મલિનતાના આવરણને લઈ ને કે તેની અપારદર્શકતાને લઈને તે પદાર્થો જોઈ શકતી નથી, પોતે બહાર આવી શકતી નથી, છતાં તે કિલ્લામાં અમુક સ્થળે છિદ્રો પડેલાં છે, આ છિદ્રો વસ્રમાં રહેલાં સૂક્ષ્મ છિદ્રોથી પણ વધારે બારીક છે. કોઈ સ્થળે પારદર્શક કાચમાં રહેલાં છિદ્રો જેવાં છે.

કાચમાં છિદ્રો દેખાતાં નથી પણ પ્રકાશ તેને ભેદીને બહાર આવે છે એથી નિશ્ચય કરાય છે કે પ્રકાશ જઈ શકે તેવાં છિદ્રો કાચમાં રહેલાં છે. તે કિલ્લામાં કોઈ સ્થળે નાના ગોખલા જેવા પણ પારદર્શક જાળીવાળાં છિદ્રો રહેલાં છે. તે દ્વારા જ્યોતિનો પ્રકાશ બહારના પદાર્થોને જોઈ શકે છે અને અનુભવ મેળવે છે.

આ જ્યોતિ તે આત્મા. પહેલો કિલ્લો તે આપણું આ ઔદારિક સ્થૂલ–શરીર. બીજો કિલ્લો તે તેજસ–શરીર, ત્રીજો કિલ્લો તે કર્મના સંસ્કારવાળું કાર્મણ–શરીર. આ ત્રણ કિલ્લાની અંદર આત્મજ્યોતિ રહેલી છે.

આ કિલ્લાઓ ( શરીર) ને ભેદીને આત્મ–જ્યોતિનો પ્રકાશ બહાર આવે છે તેમાં પડેલાં છિદ્રો તે કર્મના

ક્ષય કે ક્ષયોપશમની નિર્મળતા છે. આંખનાં છિદ્રો મોટા ગોખ જેવા ગણાય છે. કારણ તે સ્થળે કર્મનો ક્ષયોપશમ વધારે હોવાથી વધારે પ્રકાશ બહાર આવે છે.

કાન, નાક, જિહ્વા એ છિદ્રો તેનાથી નાનાં છે અને બાકીનાં બારીક છિદ્રો તે સ્પર્શન-ઇન્દ્રિય કે જે દ્વારા સ્પર્શ થતાં શરીરના બધા ભાગમાંથી બહારના હળવા, ભારે, શાંત, ઉષ્ણ આદિ પદાર્થોનું જ્ઞાન થાય છે

આ ત્રીજે કાર્મણ-શરીર નામના કિલ્લાને તદ્દન નિર્મળ અને પવિત્ર બનાવવો જોઇએ. તેમાં રહેલા મલિન સંસ્કારો, વિવિધ વાસનાઓ, જેમ-જેમ ઓછી થાય તેમ તેમ તે નિર્મળ થાય છે. અને તેની નિર્મળતાથી આત્મ-જ્યોતિ વધારે પ્રમાણમાં બહાર પ્રકાશે છે,

આ આત્મ-જ્યોતિનો પ્રકાશ ત્રીજા ઔદારિક સ્થૂલ શરીર સુધીમાં પ્રકાશિત થાય છે. પ્રકાશ આવે છે, તે જાગ્રત દશા છે. તેમાં રહીને જીવ અનેક પ્રકારના વ્યાવહારિક કાર્યો કરે છે. નવીન કર્મોનો બંધ કરે છે. આવરણરૂપ સંસ્કારો પણ આ સ્થિતિમાં તે વધારે મેળવે છે. તેમ તેને અટકાવવાના વ્યવહારુ ઉપાયો પણ આ સ્થિતિમાં કરી શકાય છે.

આ શરીરમાં પ્રકાશ કરવાથી પાછો હઠીને તે જ્યોતિ તેજસ-શરીર સુધી જ પ્રકાશ આપે છે, ત્યારે

સ્વપ્નદશાનો અનુભવ થાય છે, જેમાં માનસિક સંસ્કારો અનેક પ્રકારના નાના-મોટા આકારનાં રૂપો ધારણ કરી આત્માની સમક્ષ ઉપસ્થિત થાય છે, અને પ્રબળ વાસનાઓ કે, જે સ્થૂલ શરીરમાં અનુભવ કરવાનું કેટલાંક કારણોથી અશક્ય જેવું થયું હોય છે તેનો અનુભવ કરાવે છે.

આ શરીરમાંથી પણ તે આત્મ-જ્યોતિ ગાઢ આવરણના કારણે (દર્શનાવરણીય કર્મના ઉદયથી) પાછી હઠીને જ્યારે કાર્મણ-શરીરમાં રહે છે, ત્યારે ગાઢ નિદ્રા આવે છે. તે દશામાં મન પણ મૂર્છિત થયેલું હોવાથી કોઈપણ પ્રકારના સંકલ્પ-વિકલ્પ કરતું નથી. પણ કેવળ અજ્ઞાન દશાનો-આત્મા વિનાનો અંધકાર ફેલાઈ રહેતો હોય છે. તે દશામાં બહારના સઘળા વ્યાપારો કે આખું વિશ્વ તેને માટે તો હયાતી વિનાનું હોય તેવું થઈ રહે છે. મતલબ કે આ વિશ્વનું કાંઈ પણ ભાન તે સ્થિતિમાં થતું નથી.

અથવા તો એક નળી તે જ્યોતિની સાથે જોડવામાં આવી છે. આ નળી કાર્મણ-તેજસ્-કિલ્લાઓને (શરીરોને) ભેદીને ઔદારિક સ્થૂલ શરીરમાં આવે છે. તે નળી દ્વારા આત્મ-જ્યોતિનો પ્રકાશ ત્રણે શરીરને પ્રકાશિત કરે છે.

સ્થૂલ-શરીરમાં પાંચે ઇન્દ્રિયોની સાથે તે નળીનો જ્યારે સંબંધ થાય છે ત્યારે જ તે પ્રકાશિત હોય છે.

અર્થાત્ તે દ્વારા કરાતો વસ્તુનો જુદી-જુદી રીતે બોધ યા નિર્ણય તે, નળીનો તે ઇન્દ્રિયો સાથે સંબંધ થયો હોય તો જ થઈ શકે છે. જેમ પાણીનો નળ ખુલ્લો ન હોય તો પાણી બહારે આવતું નથી અથવા મૂળ પાણીના દ્વાર સાથે સંબંધિત ન હોય ત્યારે તેમાંથી પાણી બહાર આવતું નથી.

આ નળ તે મન છે. તે મનનો આત્મ-જ્યોતિ સાથે ઘણો જ નિકટનો સંબંધ છે. તે મન દ્વારા જ આત્મ-જ્યોતિનો પ્રકાશ આ શરીરનું સંચાલન કરે છે, જાગ્રત રાખે છે. મન, ઇન્દ્રિયો સાથે જોડાયેલું હોતું નથી ત્યારે સાંભળવાનું, જોવાનું વગેરે ઇન્દ્રિયોનો કાર્ય થતાં નથી.

આ મનનો ઇન્દ્રિયો સાથેનો સંબંધ જ્યારે બંધ થાય છે ત્યારે નિદ્રા આવે છે. આ વખતે સ્થૂલ-શરીર સાથેનો મનનો સંબંધ તૂટે છે તેથી ઇન્દ્રિયો સંબંધી કાંઈ બોધ તે વખતે થતો નથી. છતાં તૈજસ-શરીર સાથે હજી મનનો સંબંધ રહેલો છે તેથી સ્વપ્નાંઓ આવે છે. આ સંબંધ પણ તૂટતા તે મનનો કાર્મણ-શરીર સાથે સંબંધ રહે છે એટલે ગાઢ નિદ્રા આવે છે.

આ કાર્મણ શરીરમાં લીન થયેલું-અજ્ઞાનમાં લીન થયેલું મન હવે કાંઇ પણ સંકલ્પ-વિકલ્પની ચપળતા કરી શકતું નથી. આ પ્રસંગે મન આડો તો મહાન પડદો પડયો હોય છે.

કેવળ જ્યોતિ પ્રકાશી રહે છે. પણ તે કાર્મણના મલિન બંધનમાં જકડાયેલ હોવાથી હતી તેના કરતાં પણ વધારે અંધકારમાં (અજ્ઞાનમાં) રહે છે. આ વખતે બહારના સમાચાર લાવનાર મનનો સંબંધ ન હોવાથી અથવા બંધ થયેલ હોવાથી મૂંગી શાંતિ જ હોય છે. પાછો તે મનનો જ્યોતિ સાથે સંબંધ જોડાતાં જાગ્રત થયો એમ કહેવાય છે.

સ્થૂલ-શરીર સાથેનો સંબંધ જોડાઇ જતાં ઇન્દ્રિયોમાં ચૈતન્ય આવે છે અને મનનો તેઓ સાથે સંબંધ થતાં પોતાના વ્યાપારોમાં ઇન્દ્રિયો લાગી જ જાય છે, ઉજ્જડ કે શૂન્ય થયેલું આ દેહજગત પાછું સ્વસ્થ થઈ ચાલુ થઇ જાય છે.

આ દૃષ્ટાંતે વિચાર કરતાં દેહ, ઈન્દ્રિયો, મન એ સર્વનાં લક્ષણોથી આત્મ-જ્યોતિનું લક્ષણ કોઈ વિલક્ષણ અને તદ્દન જુદું છે. તેઓ વચ્ચેનું અંતર સહેલાઈથી સમજી શકાય છે.

આવું ભેદ જ્ઞાન અને આત્મ-જ્યોતિ તે હું એવું અભેદ જ્ઞાન જ્યારે થાય છે ત્યારે સમ્યગ્દર્શન (સાક્ષાત્કાર કે સ્વાનુભવ) થયું કહેવાય છે. કર્મણ અને તેજસ્-શરીરને સાથે લઇને તે જ્યોતિ આ ઔદારિક શરીરનો ત્યાગ કરી અન્ય ઔદારિક શરીરમાં ચાલી જાય છે. તેને મનુષ્યો મરણદશા કહે છે. કાર્મણ અને તેજસ્

તથા ઔદારિક શરીરને અહીંયા જ રહેવા દઈને તે જ્યોતિ તેનાથી તદ્દન અલગ થઈ જાય છે, તે નિર્વાણ અથવા મોક્ષ—દશા છે.

પૂર્વે કહેલી વ્યવહારની જાગ્રત દશા તે આત્મભાન ભુલાયેલી છે. આ સ્થળે આ ત્રણે શરીરમાં રહેલી જ્યોતિ જ પ્રકાશ કરે છે. આ તેનો જ પ્રકાશ અથવા બોધ—જ્ઞાન છે. ગમે તેવી સ્થિતિમાં પણ તે જ્યોતિ જ દ્રષ્ટા અને જ્ઞાતા છે. આ જ્યોતિની મદદ કે નિમિત્તથી જ શરીરાદિ દ્વારા કાર્ય થાય છે.

જ્યોતિ પોતાના સ્વભાવમાં સ્વરૂપસ્થ રહે તે જ તેનો આનંદ અને તે જ તેનું કર્તા—ભોક્તાપણું છે. આત્મભાન ભુલાયેલા આ દેહનો અભિમાની આત્મા તે આ વ્યવહારનો કર્તા અને ભોક્તા છે.

આ મૂળ જ્યોતિ તરફ લક્ષ ખેંચાય, જ્ઞાતા અને દ્રષ્ટા આ જ્યોતિ જ મનાય, અનુભવાય—સમજાય, ત્યારે તેને સમ્યગ્જ્ઞાન તથા સમ્યગ્દર્શન થયું કહેવાય.

આ જ્ઞાતા, દ્રષ્ટા તે જ્યોતિ જ છે, અન્યમાં તે સામર્થ્ય નથી જ, આવો દૃઢ નિશ્ચય થાય તે જ સમ્યક શ્રદ્ધાન છે. તે નિશ્ચય કર્યા પછી તે જ્યોતિ તે જ હું છું એમ વારંવાર અનુભવવું. તેમાં વ્યવહારના પ્રસંગે ભાન ભુલાઈ જાય, પછી જાગૃતિ આવે એમ વારંવાર મંદ—મંદ જાગૃતિ રહે તે ક્ષયોપશમિક સમ્યકત્વ છે.

અંતર્મુહૂર્ત (બે ઘડીમાં કંઈક ન્યૂન) દેહાભિમાન છૂટી જઇ તે જ્યોતિમાં મન લીન થાય, આત્માકારે મન પરિણમી રહે તે ઉપશમ સમ્યક્ત્વ છે. તે આત્મ–જ્યોતિનો બોધ કાયમ બન્યો રહે, ગમે તેવા વ્યવહાર–પ્રપંચની જાળમાં કે વિષમ પ્રસંગોમાં પણ હું તે આત્મ–જ્યોતિ જ છું; અને દેહભાવ–દેહાધ્યાસ ( દેહમાં આત્મભાન ) ભૂલી આત્મામાં જ અખંડ આત્મભાન રહે તો તે ક્ષાયિક સમ્યક્ત્વ છે.

જેમ જાણ્યું તેમ વર્તન થાય તે ચારિત્ર છે. એટલું ધ્યાનમાં રાખવાનું છે કે **જાણ્યા પછી ચારિત્રમાં આવતાં વખત લાગે છે. જાણવું, સત્ય સમજવું તે દર્શન-મોહનીયના ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય ઉપર આધાર રાખે છે અને અનુભવવું, વર્તનમાં લાવવું તેનો ચારિત્ર મોહનીયના ક્ષય ઉપર આધાર છે.**

આ આત્મ–જ્યોતિને ભૂલી જઈ, જે દેહોવાળા કિલ્લાઓ, જેમાં આત્મ–જ્યોતિ પ્રકાશી રહી છે તે દેહાદિને જ્યોતિરૂપ માની તેમાં આસક્ત થવું તે મિથ્યાત્વ છે. આ ભૂલ (આત્મભ્રાંતિ) અનેક ભૂલો કરાવે છે.

દેહનું ભાન ભૂલી જઇ, આત્મોપયોગે નિરંતર રહેતા, આ દેહમાં રહેવા છતાં તે જ્યોતિની પૂર્ણ સત્તા શક્તિ ખીલી નીકળે. જ્ઞાન, દર્શન, આનંદ અને વીર્ય (શક્તિ)ને રોકનાર સાથેકાર્મણ શરીરના પડદાઓપીગળી જઇ વિખરાઇ

જાય, ત્યારે કેવળ—જ્ઞાન પ્રગટ થાય છે. તે અખંડ જ્યોતિ-સ્વરૂપ પરમાત્મા, શુદ્ધાત્મા આ દેહનિવાસને મૂકી દઇ, બાકી રહેલ ચાર કર્મના બારીક પડદાઓનો નાશ કરીને આ દેહથી તદ્દન અલગ થઇ રહે, પ્રકાશસ્વરૂપ બની રહે તે મોક્ષ છે.

આ જ્યોતિનો પ્રકાશ જ્યારે આત્મભાન ભૂલાયેલું હોય ત્યારે પણ પોતે તો જે સ્વરૂપે છે તે જ સ્વરૂપે પ્રકાશી રહે છે. તે હું છું એવું જીવને ભાન ન પણ હોય ત્યારે પણ તે દેહ—દેવળની અંદર પ્રકાશિત જ છે.

તે જ્યોતિ કોઇ પણ વખતે બુઝાતી જ નથી છતાં માલિકને પોતાના ઘરમાં રહેલા ખજાનાનું ભાન ન હોય ત્યારે પૈસા ઘરમાં હોવા છતાં પૈસાથી મળતાં ઉપભોગનાં સાધનોના અભાવે આનંદ મળી શકતો નથી. તેમ સત્તામાં જ્યોતિ પ્રકાશિત હોવા છતાં અજ્ઞાનતાને લીધે તેના આનંદનો અનુભવ મળતો નથી. આ અજ્ઞાનદશા કહેવાય છે, અને તેનું જ્ઞાન—જાણપણું, થવું તે જ જ્ઞાનદશા છે.

અજ્ઞાનદશાથી જ્ઞાનદશામાં આવતાં આટલો વખત લાગે છે, પણ આ જ્ઞાન અંતરને ભેદીને થવું જોઇએ. મતલબ કે મનને તેની ચોક્કસ ખાત્રી થવી જોઇએ. પછી તે જ્ઞાનમાંથી પડવાનો કે આવેલ જ્ઞાન જવાનો પ્રસંગ કદાચ ભાગ્યે જ બનવા પામે છે.

તે જ્યોતિ જ્યારે ઘણા જ ગાઢ આવરણવાળા સ્થળમાં અજ્ઞાનતાથી પૂરાય છે ત્યારે તેને એક ઇન્દ્રિય કહે

છે. કારણ કે તે કિલ્લા રૂપ શરીર ઘાટું જ ગાઢ, મલિન ઘટ્ટ છિદ્રોવાળું અને કર્મના ક્ષયોપશમ રૂપ ઉજ્જવળતા વિનાનું હોય છે, તેથી તે જ્યોતિનો પ્રકાશ સારી રીતે બહાર પ્રકાશિત થઇ શકતો નથી.

તેથી સહેજ ઓછા ગાઢ આવરણવાળા તથા એક વધારે છિદ્રોવાળા શરીર રૂપ કિલ્લામાં જીવ આવે છે ત્યારે તેને બે ઇન્દ્રિય કહે છે.

આમ કર્મના ક્ષયોપશમના પ્રમાણમાં વિશુદ્ધતા વધતા એક, એક ઇન્દ્રિય, એક, એક છિદ્ર દ્વારા વધતા પ્રકાશવાળા શરીરમાં આ જ્યોતિ આવતાં તેને ત્રણ ઇન્દ્રિય, ચાર ઇન્દ્રિય, અને પાંચ ઇન્દ્રિઓવાળા જીવો કહેવામાં આવે છે.

મતલબ કે બહારના જ્ઞાનમાં વધારો કરનાર ઇન્દ્રિયોની પ્રાપ્તિથી તે-તે ઇન્દ્રિયોની જાતિથી તે ઓળખાય છે. આત્મ પ્રકાશ-સ્વરૂપ છે એમ જાણવા છતાં તેનો પ્રત્યક્ષ અનુભવ થતો નથી તેનું કારણ એ છે કે આ જાણવા રૂપ જ્ઞાન તે પરોક્ષ જ્ઞાન છે. સ્ફટિક મણિ લાલપુષ્પાદિની ઉપાધિથી લાલ દેખાય છે. ખરી રીતે લાલ નથી. જેમ સ્ફટિક મણિ પાસેથી પુષ્પાદિ લાલ ઉપાધિ લઈ લેતાં અથવા દૂર થતાં તે સ્ફટિક મણિનું ખરુ નિર્મળ સ્વરૂપ પ્રગટ થાય છે, તેમ આ કર્મની ઉપાધિ દૂર થયા પછીથી

જ સર્વથા જ્યોતિસ્વરૂપ આત્માનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. તે સિવાય આત્મા શુદ્ધ છે એવું પરોક્ષ જ્ઞાન જ થાય છે.

જેવી રીતે આ પોતાના દેહમાં આત્મ-જ્યોતિ રહેલી છે, તેવી જ રીતે આ પ્રત્યક્ષ જણાતાં પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, વિકલેંદ્રિય અને પાંચ ઇન્દ્રિયોવાળા સર્વ દેહોની અંદર પણ તેવી જ જ્યોતિ પ્રકાશી રહેલી છે.

તે જ્ઞાન પણ પોતાના દેહની જ્યોતિનું જ્ઞાન કરવા સાથે કરવાનું છે. અને તે સર્વમાં તે જ્ઞાન થવાથી જ ખરું સમ્યગ્-જ્ઞાન-દર્શન થાય છે. જો બીજા સર્વમાં તે જ્ઞાનનો નિશ્ચય કરવામાં નથી આવતો-અથવા તે સર્વમાં આત્મ-જ્યોતિ છે એવી લાગણી જાગ્રત રાખવામાં નથી આવતી તો તેઓ તરફ આત્મભાવવાળું વર્તન રાખી શકાતું નથી. તેમ તે પોતાના એક દેશ-એક ભાગનું જ્ઞાન થવાથી જગતના સર્વ જીવોનું જ્ઞાન થતું નથી.

તેમ દરેક પ્રસંગે તેમના સહવાસમાં કે સ્મરણ-પંથમાં આવતાં તેમાં જો આત્મ-જ્યોતિની ભાવના કરવામાં નથી આવતી તો રાગદ્વેષની પરિણતિ મંદ પડતી નથી, કેમ કે આત્મ-જ્યોતિની લાગણી કે જાગ્રતિ વિના આપણે

સામાને દેહભાવે જ જોવાના અને જેમ–જેમ દેહભાવના ઉપયોગમાં વધારે રહેવામાં આવે છે તેમ–તેમ દેહાધ્યાસ દૃઢ થાય છે.

વળી એમ પણ બનવા યોગ્ય છે કે, જેમ બીજાનું મુખ ઘણી વાર જોવામાં આવે છે અને પોતાનું મુખ તો કોઈક વાર જોવામાં આવે છે તેમ જેઓ બહારના દેહોમાં રહેલ આત્માને જોઈ શકતા નથી તે પોતાના આત્માને કેવી રીતે જાણી શકશે ? અર્થાત્ સામો અરીસો છતાં જે તેમાં પોતાનું મુખ જોઈ શકતા નથી તે અંતરના અરીસામાં જોઇ નહિ શકે.

કહેવાનો મતલબ એ છે કે, જ્યાં બાહ્ય કોઈ પણ દેહ ઉપર દૃષ્ટિ પડી કે તે ઉપર દૃષ્ટિ ન ચોંટાડતાં કે તે સંબંધી વિચાર ન કરતાં તે શરીરને ભેદીને તેની અંદર રહેલ જ્યોતિ ઉપર દૃષ્ટિ સ્થાપવી કે આ દેહ નથી પણ જ્યોતિ રૂપ છે. અને તેમાં જેટલું રટણ દૃઢ થશે તેટલું જ પોતાના આત્માનું રટણ દૃઢ થશે. કારણ કે જેટલો વખત તે અન્ય શરીરોમાં આત્મદર્શન કરે છે તેટલો વખત તે આત્મોપયોગે રહે છે. તેનું મન આત્માકારે પરિણમે છે એટલે તે તેવે પ્રસંગે પણ આત્મભાન ભૂલતો નથી.

ત્યાર પછી તેને ફક્ત એટલું જ કરવાનું બાકી રહે છે કે તે ઉપયોગને તે જ્યોતિ પરથી ખસેડી પોતાની

જ્યોતિ પર સ્થિર કરવાનો છે. આ પ્રમાણે સર્વમાં અને પોતામાં આત્મદષ્ટિનો અભ્યાસ કરતાં આત્મસ્વરૂપ થઈ રહેવાશે.

આ કાર્મણ—શરીરની મલિનતા હઠાવવા નિમિત્તે શરૂઆતમાં વિવિધ પ્રકારનાં શુભ કર્મો કરવાની જરૂર છે, પણ ઉદ્દેશ સર્વ કર્માવરણોનો નાશ કરવા સિવાય બીજો કોઇ હોવો જોઈએ નહિ.

જેઓ દુનિયાના સુખની ઇચ્છાથી શુભ કર્મો કરે છે તેને પુણ્ય—બંધ તો થાય છે, પણ તેનાથી આછો ધોળો પડદો મૂળ જ્યોતિની આડો મજબૂત થાય છે.

મતલબ કે તેનાથી જ્યોતિ દબાય છે પણ ખુલ્લી થતી નથી. જેમ પાપનો પડદો કાળો છે, તેમ પુણ્યનો (આસક્તિ ભાવે કરેલા પુણ્યનો) પડદો ધોળો છે. બન્ને આવરણો કરનાર છે. વળી પુણ્યથી મળતા સંસારના સુખમાં દુઃખનાં બીજો રહેલાં છે. અને સુખ પાછળ દુઃખ, દુઃખ પાછળ સુખ આવી ઘટમાળા ચાલ્યા જ કરે છે માટે પોતાનો ઉદ્દેશ કર્મક્ષય કરવાનો રાખી તે નિમિત્તે શુભ કર્મો કરવાં, આસક્તિ—રહિત શુભ કર્મો કરવાં. નિરાસક્ત ભાવે કરેલા શુભ કર્મો વિકાસ-સાધક છે, આસક્ત ભાવે કરેલાં શુભ કર્મો વિકાસમાં બાધક છે. કર્મોની મલિનતા ઓછી થશે. ત્યાર પછી શુદ્ધોપયોગ રૂપ આત્મ—દષ્ટિથી સર્વ કર્મમળનો નાશ થતાં શુદ્ધ, પવિત્ર, નિર્મળ, અખંડ જ્યોતિ સદાને માટે ખુલ્લી થશે.

## જ્ઞાન અને અજ્ઞાન

જ્ઞાન જીવનું સ્વરૂપ છે માટે તે અરૂપી છે. જ્ઞાન વિપરીતપણે જાણવાનું કાર્ય કરે છે ત્યાં સુધી તેને અજ્ઞાન કહેવું એવી નિર્ગ્રંથ પરિભાષા છે. પણ એ સ્થળે જ્ઞાનનું પ્રતિપક્ષી નામ જ અજ્ઞાન છે એમ જાણવું.

આંટી પડવાથી ગૂંચાયેલું સૂતર અને આંટી નીકળી જવાથી વગર ગૂંચાયેલું સૂતર એ બંને સૂતર જ છે. છતાં આંટીની અપેક્ષાથી ગૂંચાયેલું સૂતર અને વગર ગૂંચાયેલું સૂતર એમ કહેવાય છે. તેમ મિથ્યાજ્ઞાન તે 'અજ્ઞાન' અને સમ્યગ્જ્ઞાન તે 'જ્ઞાન' એમ પરિભાષા કરી છે. પણ મિથ્યાજ્ઞાન તે જડ અને સમ્યગ્જ્ઞાન તે ચેતન એમ નથી. મિથ્યા જ્ઞાનથી સંસાર પરિભ્રમણ થાય અને સમ્યગ્જ્ઞાનથી મોક્ષ થાય.

જેમ અત્રેથી પૂર્વ દિશા તરફ દશ ગાઉ ઉપર એક ગામ છે. ત્યાં જવાને માટે નીકળેલો માણસ દિશાભ્રમથી પૂર્વને બદલે પશ્ચિમ તરફ ચાલ્યો જાય તો તેને પૂર્વ દિશાવાળું ગામ પ્રાપ્ત ન થાય પણ તેથી તેણે ચાલવારૂપ ક્રિયા કરી નથી એમ કહી ન શકાય. તેમ જ દેહ અને આત્મા જુદા છતાં દેહ અને આત્મા એકરૂપ જાણ્યા છે તે જીવ દેહબુદ્ધિએ કરી સંસાર–પરિભ્રમણ કરે છે પણ તેથી તેણે જાણવારૂપ કાર્ય કર્યું નથી એમ કહી ન શકાય.

પૂર્વને બદલે પશ્ચિમમાં ચાલ્યો છે એ પૂર્વને પશ્ચિમ માનવા રૂપ જેમ ભ્રમ છે તેમ દેહ અને આત્મા જુદા છતાં બન્નેને એક માનવારૂપ ભ્રમ છે. પણ પશ્ચિમમાં ચાલતાં, જેમ ચાલવારૂપ સ્વભાવ છે. તેમ દેહ અને આત્માને એક માનવામાં પણ જાણવા રૂપ સ્વભાવ છે.

જેમ પૂર્વને બદલે પશ્ચિમને પૂર્વ માનેલ છે તે ભ્રમ તથા રૂપ હેતુ સામગ્રી મળ્યે સમજવાથી પૂર્વ, પૂર્વ જ સમજાય છે અને પશ્ચિમ, પશ્ચિમ જ સમજાય છે ત્યારે તે ભ્રમ ટળી જાય છે અને પૂર્વ તરફ ચાલવા લાગે છે. તેમ દેહ અને આત્માને એક માનેલ છે તે સદ્ગુરુનો ઉપદેશ આદિ સામગ્રી મળ્યે બન્ને જુદા છે એમ યથાર્થ સમજાય છે. ત્યારે ભ્રમ ટળી જઈ આત્મા પ્રત્યે જ્ઞાનોપયોગ પરિણમે છે.

ભ્રમમાં પૂર્વને પશ્ચિમ અને પશ્ચિમને પૂર્વ માન્યા છતાં પૂર્વ તે પૂર્વ અને પશ્ચિમ તે પશ્ચિમ દિશા જ હતી. માત્ર ભ્રમથી વિપરીત ભાસતું હતું. તેમ અજ્ઞાનમાં પણ દેહ તે દેહ અને આત્મા તે આત્મા જ; છતાં તેમ ભાસતા નથી એ વિપરીત છે.

તે યથાર્થ સમજાયે ભ્રમ નિવૃત્ત થવાથી, દેહ, દેહ જ ભાસે છે અને આત્મા, આત્મા જ ભાસે છે. અને જાણવારૂપ સ્વભાવ વિપરીતપણાને ભજતો હતો તે સમ્યક્પણાને ભજે છે. દિશાભ્રમ વસ્તુતાએ કંઈ જ નથી અને

ચાલવારૂપ ક્રિયાથી ઇચ્છિત ગામ પ્રાપ્ત થતું નથી, તેમ મિથ્યાત્વ પણ વસ્તુતાએ કંઈ જ નથી અને તે સાથે મિથ્યાત્વરૂપ ભ્રમ હોવાથી સ્વ–સ્વરૂપતામાં સ્થિતિ થતી નથી.

દિશાભ્રમ ટળ્યેથી ઇચ્છિત ગામ તરફ વળતાં પછી મિથ્યાત્વ પણ નાશ પામે છે અને સ્વ–સ્વરૂપ શુદ્ધ જ્ઞાનાત્મપદમાં સ્થિતિ થઇ શકે એમાં કંઈ સંદેહને સ્થાન જ નથી.

### શુદ્ધ હું અને અશુદ્ધ હું

નિરંજન, નિરાકાર, નિર્વિકાર, નિર્વિકલ્પ, નિર્ભય, સત્, ચિત્, આનંદ એ શુદ્ધતાનું સ્વરૂપ છે.

પોતાનું ભાન ભૂલીને પોતે જ વિસ્તારેલી પોતાની મનોમય જાળમાં આ જીવ ફસાય છે. પોતાનું ભાન પોતાને હોય તો તેવી જાળમાં થોડો વખત રમણ કરી પાછો પોતાના સ્વરૂપમાં વિશ્રાંતિ લઈ શકે છે. ભાન ભૂલી કર્તા, ભોકતા થવા જતાં પોતાના જ વિચારોની પોતે જ વિસ્તારેલી ત્રિપુટીની જાળમાં સપડાઇને અસહ્ય શારીરિક કે માનસિક દુઃખો અનુભવે છે.

જગત એટલે રચના. એ જગત બે પ્રકારનાં છે. આ દૃશ્ય થતું સ્થૂલ–બાહ્ય જગત અને બીજું માનસિક કલ્પનાઓથી ઊપન્ન થયેલું, સૂક્ષ્મ આકારવાળું મનોમય જગત.

આ બાહ્ય દેખાતા જગતના જેવું જ દરેક જીવ પોતાના મનોવિકાસ અને વિસ્તાર પામેલી ભાવનાના પ્રમાણમાં થોડે કે ઘણે અંશે અથવા પૂર્ણપણે મનોમય જગત બનાવી શકે છે.

આ મનોમય જગતની ઉત્પત્તિ, અને તેમાં ઉત્પન્ન થયેલા જીવો, અને વિવિધ આકૃતિવાળાં પુદ્ગલો તેની ઉત્પત્તિનું સ્થાન આ આત્મ સિવાય બીજું કોઈ કલ્પી શકતું નથી. આત્મ-પ્રકાશથી મન દ્વારા આ સર્વ મનોમય કાલ્પનિક જગત ઉત્પન્ન થાય છે અને પાછું તેમાં જ વિલય પામે છે.

જાગૃતિ વિનાનો અજ્ઞાની જીવ મનોમય જગતનો કર્તા અભિમાની બની આ મનોમય જગતના વિવિધ વિકારોને જોઈ ઇષ્ટ-અનિષ્ટમાં રાગ-દ્વેષ કે હર્ષ-શોક કરી, મારું-તારું માની, પોતાની જ બાજીમાં રાગ-દ્વેષ, અભિમાન કરી નવીન અજ્ઞાનતાને ધરાવનાર કર્મ-બંધ પામે છે.

જેમ આ મનોમય જગત છે તેમ બંધ પણ મનોમય છે. જો પોતાનું ખરું ભાન પોતાને થાય તો આ મનોમય જગત અને તેમાં કરાયેલા રાગ-દ્વેષથી ઉત્પન્ન થયેલો કર્મ-બંધ નાશ પામે અને તે બંધનમાંથી મુક્ત થાય-મુક્તિ પામે.

જો પોતાને પોતાની જાગૃતિ હોય તો આ બાહ્ય જગત જે આ નેત્રો દ્વારા જોઇ શકાય છે તે જરાપણ દુઃખ કે કર્મ-બંધનના કારણભૂત થઇ શકતું નથી

જો આ જગત કર્મ–બંધનનું કારણ હોય તો જ્ઞાની પુરુષોને પણ તેમ થવું જોઈએ. અને શાસ્ત્રો દ્વારા આપણને સમજાય છે કે તેઓ હજારો વર્ષ પર્યંત નિર્લેપપણે આ જગતમાં વિચારતા હતા.

આ ઉપરથી નિશ્ચય થાય છે કે પોતાનું ભાન ભૂલીને આ મન દ્વારા પ્રવૃત્તિ કરનાર પોતાની અજ્ઞાનતાને લઈને જ પોતાની મનોકલ્પનાથી રાગ–દ્વેષ કરી મનોમય જગત ઉત્પન્ન કરી ( અનેક વિચારોની આકૃતિઓ ઊભી કરી ) તેમાંથી કર્મ–બંધ ઉત્પન્ન કરે છે.

ખરો જ્ઞાતા તો સત્ય આત્મા જ છે, અને વ્યાવહારિક જ્ઞાતા, કર્તા, ભોક્તા તે અંતઃકરણમાં પ્રકાશતો–બુદ્ધિરૂપી આત્મા છે, આ આત્માની પરાધીન સ્થિતિ છે એટલી જ અશુદ્ધતા છે. અહીં પર ઉપર આધાર છે.

બુદ્ધિ તથા મનના ચશ્મા દ્વારા તે પ્રકાશિત થાય છે. તે જ આડો મળ છે. બુદ્ધિ–મન જેટલાં મલિન–અશુદ્ધ વિપરીત–તેટલું જ તેમાંથી પ્રસાર થતું જ્ઞાન મલિન, અશુદ્ધ અને વિપરીત હોય છે.

બાહ્ય અનેક કર્તા, ભોક્તાઓ છે, અને દશ્ય વસ્તુઓ છે, છતાં તેમાં મન પરિણમે નહિ તો તે સર્વ વસ્તુઓ કાંઇ પણ સુખ–દુઃખ દેવાને સમર્થ નથી.

જ્યારે આપણે ગાઢ નિદ્રામાં પડ્યા હોઈએ છીએ તે વખતે આ દુનિયામાં અનંત વસ્તુઓ રહેલી છે છતાં

તેમાં આપણું મન તેટલા વખતને માટે પરિણમતું નથી તો તે વખતે આ જગતની વિદ્યમાનતાની આપણા મન ઉપર જરા પણ અસર થતી નથી. તફાવત–ફેર એટલો છે કે આ નિદ્રાની સ્થિતિમાં આપણું મન અજ્ઞાનમાં લય પામ્યું હોય છે, તે જ મન જો જાગ્રત દશામાં આત્મજ્ઞાનમાં લય પામે તો આ દુનિયાની કોઈ પણ વસ્તુની વિવિધતા, રાગ–દ્વેષ રૂપ પરિણતિ અને તેથી ઉત્પન્ન થતો હર્ષ–શોક વગેરે આપણા ઉપર અસર કરશે જ નહિ.

આ ઉપરથી નિશ્ચય થાય છે કે દુનિયાની સર્વ વસ્તુ ભલે વિદ્યમાન હોય પણ જો તેમાં આ મન પરિણમે નહિ તો, અને આત્મા પોતાના નિરાકાર સ્વરૂપમાં જાગ્રત હોય તો, ગમે તેવી મોહક કે વિષાદ ઉત્પન્ન કરનાર વસ્તુ હોય તેની જરાપણ અસર મન ઉપર થશે નહિ.

**મતલબ કે દુનિયા દુઃખરૂપ નથી પણ ભુલાયેલું ભાન જ દુઃખરૂપ છે.**

મનની પ્રબળ ગૂંચવાડાવાળી, મૂંઝવણવાળી સ્થિતિ થઈ હોય, અનેક તર્ક–વિતર્કો કરી મન થાકી ગયું હોય, પોતાના વિચારોએ જ પોતાને નાસીપાસ કરી મહા ભયમાં લાવી મૂકયા હોય, એ વખતે જરાક ઊંચી દૃષ્ટિ કરી ખરા સત્ય સ્વરૂપ આત્મા સામી નજર કરો.

જેમ કે 'હું' કોણ? આ સર્વ દ્રષ્ટા, દૃશ્ય, ભોક્તા, ભોગ્ય, કર્તા, કર્મ, ધ્યાતા, ધ્યેય ઇત્યાદિને જાણનાર કોણ?

આ સર્વ કોના વડે પ્રકાશિત થાય છે ? આ સર્વ વિચારો છે. તે વિચારોને પણ જાણનાર કોણ છે ? આ સર્વને હું જાણી શકું છું. જે પદાર્થો છે, જે મન છે, જે વિચારો છે તે બધાનું ભાન મને થાય છે તો આ સર્વ મારા દ્રષ્ટાથી દૃશ્ય છે. મારા જ્ઞાતાથી જ્ઞાત છે. મારાથી જાણી શકાય છે માટે આ સર્વને જાણનાર હું છું.'

આ સ્થળે જે આત્મા મનમાં કે બુદ્ધિમાં આવીને પ્રકાશ કરતો હતો તે તેટલી પરતંત્રતા મૂકીને થોડે ઊંચે આવે છે. મન અને બુદ્ધિને પણ જાણનારો થાય છે. છતાં આ પણ એક ઊંચી મનોવૃત્તિ છે. તથાપિ જાગૃતિવાળી મનોવૃત્તિ હોવાથી નીચલી ભાન ભૂલાયેલી મનોવૃત્તિને હઠાવી દેશે.

આ સર્વનો હું દ્રષ્ટા છું. આ સર્વ વિચારોનો હું જાણનારો છું. આ સર્વ પર છે તેને પ્રકાશિત કરનાર—પ્રકાશ આપનાર હું છું.

આટલી જાગૃતિ થતાં આ માનસિક વિચારો તથા માનસિક વિચારોથી મનમાં રચાયેલું વિવિધ આકૃતિવાળું જગત તત્કાળ વિલય થઈ જાય છે, નાશ પામે છે. તેના જાગૃત દ્રષ્ટામાં સમાવેશ પામી જાય છે. કેમ કે તે પણ એક આધારને આધારે પ્રકાશિત થતું હતું. આધારનું જ પરિણમન હતું. તે પાછું જેમ અનેક અલંકારો સુવર્ણમાં સમાવેશ પામી જાય છે, તેમ સમાઈ જાય છે, અને દ્રષ્ટા તેનાથી જુદો પડી જાય છે.

આ વેળાએ જે માનસિક વિકારોથી અસહ્ય વેદના થતી હતી, મૂંઝવણ થતી હતી તે શાંત થઈ જાય છે. આ સ્થળે કર્તા મનમાં પરિણમીને ભાન ભૂલ્યો હતો અને આ કર્તાના પ્રકાશથી પ્રકાશિત થઈ મન વિવિધ આકારે પરિણામ પામતું હતું તે સ્વપ્નની જેમ જાગૃત થતાં બધું વિખરાઈ જાય છે.

સ્વપ્નમાં જેમ મન વિવિધ પ્રકારની વાસનાઓ, ઇચ્છાઓને લઇને વિવિધ આકારો ધારણ કરે છે પણ જાગૃત થતાં તે સર્વ લય પામી જાય છે તેમ આ વ્યવહાર-જાગૃત દશામાં મન વિવિધ આકૃતિઓ ધારણ કરી હર્ષ-શોકમાં લીન થયું હતું તે આત્મા પોતે પોતામાં જાગૃત થતાં મનની બધી કલ્પનાઓ જાણે બિલકુલ હતી જ નહિ, પાયા વગરની હતી, તેવી રીતે વિલય થઈ જાય છે.

આ વિવિધ આકૃતિઓમાં માનસિક ભાન ભૂલાયેલું હતું ત્યારે આત્માનું શુદ્ધ નિરંજન-સ્વરૂપ તે અંજન-વાળું લેપાયેલું હતું, સુખ-દુઃખના ભાનવાળું હતું, નિરાકાર સ્વરૂપ વિવિધ પ્રકારના આકારને ધારણ કરેલું પોતાને માનતું હતું, નિર્વિકાર-સ્વરૂપ વિવિધ વિકારને આધીન હતું, નિર્વિકલ્પ-સ્વરૂપ અનેક વિકલ્પો કર્યા કરતું હતું, નિર્ભય-સ્વરૂપ અનેક ભયો ધારણ કરી વિહ્‌વળ થયા કરતું હતું, સત્-સ્વરૂપ છતાં અત્યારે અસત્ જેવું

બન્યું હતું, જ્ઞાન–સ્વરૂપ હોવા છતાં અજ્ઞાન કોટીનો આશ્રય લીધો હતો, અને આનંદ–સ્વરૂપ છતાં દુઃખમાં ડૂબેલું સ્વરૂપ અનુભવાતું હતું. આ સર્વ સ્થળે 'હું' હતો, પણ તે અશુદ્ધ હું હતો.–મન, શરીર આદિને હુંપણે માનતો. અથવા તે હું મન તથા શરીરમાં ભાન ભૂલીને પરિણામેલો હતો.

જ્યારે આ સર્વનો દ્રષ્ટા પ્રકાશક હું છું, તે સર્વ મારાથી દશ્ય તથા પ્રકાશ પામનારા છે, આવા સાચા 'હું'ની વિશુદ્ધ 'હું'ની જાગૃતિ થતાં આ સર્વ માનસિક મનોમય પ્રપંચ વિલય પામે છે. સર્વ શાંત થઈ જાય છે. વિવિધ ઉપાધિઓ વિશ્રાંતિ લે છે. છતાં હું જ્ઞાતા, સર્વનો દ્રષ્ટા છું આ પણ એક ઊંચી વૃત્તિ છે તેટલો પણ વિકલ્પ છે. તે પણ શાંત કરી દઇ તેટલું પણ મન દ્વારા કરાતું અભિમાન યા પરતંત્રપણું વચન દ્વારા બોલાતું 'હુંરૂપ વચન,' તેટલી પણ મલિનતા છે, તે પણ વ્યવહાર શાંત કરી, સ્વરૂપમાં વિશ્રાંતિ પમાય એટલે નિરંજન, નિરાકાર, નિર્વિકલ્પ, નિર્ભય સત્, ચિત્–આનંદ રૂપ થઇ રહેવાય તે જ પૂર્ણતા છે.

જ્યારે મનવાણીના વિષયથી પર જવાય–તે જ શુદ્ધ સ્વરૂપ છે, તે જ સ્વભાવ રમણતા છે, તે જ અભેદ સ્વરૂપ છે.

પ્રકરણ ૧૫

# સંસારી અને મુક્ત જીવોનું સ્વરૂપ.

## જીવનું સામાન્ય લક્ષણ :—

પ્રશ્ન : જો મૂળમાં બધા જીવો સમાન છે તો એ બધાનું સામાન્ય સ્વરૂપ ( લક્ષણ ) શું છે ?

ઉત્તર : રૂપ, રસ, ગંધ, સ્પર્શ વગેરે પૌદ્ગલિક ગુણોનો અભાવ અને ચેતનાનું અસ્તિત્વ, એ બધા જીવોનું સામાન્ય લક્ષણ છે.

પ્ર. આ લક્ષણ તો અતીન્દ્રિય છે; તો પછી એનાથી જીવની ઓળખાણ કેવી રીતે થઇ શકે ?

ઉ. નિશ્ચય દૃષ્ટિથી જીવ અતીન્દ્રિય છે, તેથી એનું લક્ષણ અતીન્દ્રિય જ હોવું જોઇએ.

પ્ર. જીવ તો આંખ વગેરે ઇન્દ્રિયોથી જાણી શકાય છે, તો પછી એ અતીન્દ્રિય કેવી રીતે ?

ઉ. શુદ્ધ રૂપ અર્થાત્ સ્વભાવની અપેક્ષાએ જીવ અતીન્દ્રિય છે. અશુદ્ધ રૂપ અર્થાત્ વિભાવ—પૌદ્ગલિક ભાવની અપેક્ષાએ એ ઇન્દ્રિયગમ્ય છે. અમૂર્તપણું, રૂપ, રસ વગેરેનો અભાવ અને ચેતના શક્તિ એ

જીવનો સ્વભાવ છે; અને ભાષા, આકાર, સુખ, દુઃખ, રાગ, દ્વેષ વગેરે જીવના વિભાવ અર્થાત્ કર્મજન્ય પર્યાય છે. સ્વભાવ પુદ્ગલ–નિરપેક્ષ હોવાને લીધે અતીન્દ્રિય છે; અને વિભાવ પુદ્ગલ–સાપેક્ષ હોવાથી ઇન્દ્રિયગ્રાહ્ય છે. તેથી સ્વાભાવિક લક્ષણની અપેક્ષાએ જીવને અતીન્દ્રિય માનવો જોઈએ.

પ્ર. જો વિભાગનો સંબંધ જીવ સાથે છે, તો એને આધારે પણ જીવનું લક્ષણ કરવું જોઇએ ને ?

ઉ. કર્યું જ છે. પણ એ લક્ષણ બધાય જીવોને લાગુ પડે નહીં, ફક્ત સંસારી જીવોને જ લાગુ પડશે; જેમ કે જેમનામાં સુખ દુઃખ, રાગ–દ્વેષ વગેરે ભાવો હોય, જે કર્મોના કર્તા અને કર્મફળના ભોક્તા તેમ જ દેહધારી હોય તે જીવ છે.

પ્ર. આ બે લક્ષણો વચ્ચે સ્પષ્ટ તફાવત શો ?

ઉ. પહેલું લક્ષણ સ્વભાવને સ્પર્શે છે, તેથી એને નિશ્ચય નયની અપેક્ષાએ, તેમ જ પૂર્ણ અને સ્થાયી સમજવું જોઈએ. બીજું લક્ષણ વિભાવને સ્પર્શનારું છે, તેથી અને વ્યવહાર–નયની અપેક્ષાએ, તેમ જ અપૂર્ણ અને અસ્થાયી સમજવું જોઈએ. સારાંશ એ કે પહેલું લક્ષણ નિશ્ચય–દૃષ્ટિ પ્રમાણે છે, તેથી એ ત્રણે કાળમાં લાગુ પડે એવું છે; અને બીજું લક્ષણ

વ્યવહાર દૃષ્ટિ મુજબ છે તેથી એ ત્રણે કાળમાં લાગુ પડે એવું નથી; અર્થાત્ એ સંસારી જીવોને જ લાગુ પડે છે અને મોક્ષના જીવોને લાગુ પડતું નથી.

પ્ર. ઉપર મુજબ બે દૃષ્ટિને આધારે જૈન–દર્શનમાં જેમ જીવનાં બે જાતનાં લક્ષણ કરવામાં આવ્યાં છે એવાં જ બે લક્ષણ શું જૈનેતર દર્શનોમાં પણ છે?

ઉ. સાંખ્ય, યોગ, વેદાંત વગેરે દર્શનોમાં આત્માને ચેતન-રૂપ કે સચ્ચિદાનંદરૂપ કહેલ છે તે નિશ્ચય નયની દૃષ્ટિએ; અને ન્યાય, વૈશેષિક વગેરે દર્શનોમાં સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ વગેરે આત્માનાં લક્ષણો કહ્યાં છે તે વ્યવહાર નયની દૃષ્ટિએ.

પ્ર. 'જીવ' અને 'આત્મા' એ બન્ને શબ્દોનો અર્થ એક છે?

ઉ. હા. જૈન શાસ્ત્રમાં તો સંસારી અને અસંસારી બધાય ચેતનોને માટે 'જીવ' અને 'આત્મા' એ બન્ને શબ્દોનો પ્રયોગ કરવામાં આવ્યો છે; પણ વેદાંત વગેરે દર્શનોમાં 'જીવ'નો અર્થ સંસારી અવસ્થાનો જ ચેતન થાય છે, મુકત ચેતન નહીં. અને બન્ને માટે સામાન્ય શબ્દ 'આત્મા' છે.

## જીવના સ્વરૂપનું અનિર્વચનીયપણું.

પ્ર. આપે તો 'જીવનું' સ્વરૂપ વર્ણવ્યું, પણ કેટલાક વિદ્વાનોનું કહેવું છે કે આત્માનું સ્વરૂપ અનિર્વચ-

નીય અર્થાત્ શબ્દોથી વર્ણવી ન શકાય એવું છે. તો એમાં સાચું શું છે?

ઉ. એમનું કહેવું પણ સાચું છે, કારણ કે શબ્દો મારફત તો મર્યાદિત ભાવ જ વ્યક્ત કરી શકાય છે. જો જીવનુ વાસ્તવિક સ્વરૂપ પૂર્ણપણે જાણવું હોય તો, એ અમર્યાદિત હોવાને કારણે, શબ્દોથી કોઈ રીતે દર્શાવી શકાય નહીં. એટલા માટે, આ અપેક્ષાએ, જીવનું સ્વરૂપ અનિર્વચનીય છે. આ વાત જેમ બીજાં દર્શનોમાં 'નિર્વિકલ્પ' શબ્દથી કે 'નેતિ' શબ્દથી કહેવામાં આવી છે, એ જ રીતે જૈન દર્શનમાં 'સરા તત્થ નિવત્તંતે, તક્કા તત્થ ન વિજ્જઈ.' (આચારાંગસૂત્ર ૫–૬) એટલે કે 'ત્યાંથી શબ્દો પાછા ફરે છે અને તર્કો તેમાં થઈ શકતા નથી'–વગેરે કહેવામાં આવ્યું છે. આ અનિર્વચનીયપણાનું કથન પરમ નિશ્ચય–નય કે પરમ શુદ્ધ દ્રવ્યાર્થિક–નયની દૃષ્ટિએ સમજવું જોઈએ. અમૂર્તત્વને જીવ કે ચેતના કહેવામાં આવેલ છે તે નિશ્ચય–નયની દૃષ્ટિએ શુદ્ધ પર્યાયાર્થિક–નયની દૃષ્ટિએ.

**જીવ સ્વયંસિદ્ધ છે કે ભૌતિક મિશ્રણોનું પરિણામ?**

પ્ર. એવું સાંભળવામાં અને વાંચવામાં આવ્યું છે કે જીવ એક રાસાયણિક વસ્તુ છે, અર્થાત્ ભૌતિક મિશ્રણોનું પરિણામ છે; એ કોઈ સ્વયંસિદ્ધ વસ્તુ

નથી. એ ઉત્પન્ન પણ થાય છે અને નાશ પણ પામે છે. એમાં સાચું શું ?

ઉ. આ કથન ભ્રાન્તિજન્ય છે. કારણ કે જ્ઞાન, સુખ, દુઃખ, હર્ષ, શોક વગેરે જે વૃત્તિઓ મનની સાથે સંબંધ ધરાવે છે તે સ્થૂલ કે સૂક્ષ્મ ભૌતિક વસ્તુઓના આલંબનથી થાય છે. ભૌતિક વસ્તુઓ એ વૃત્તિઓને પેદા કરવામાં કેવળ સાધન એટલે કે નિમિત્તકારણ છે, ઉપાદાનકારણ નહીં. એનું ઉપાદાનકારણ તો જુદું જ છે, અને તે છે આત્મ-તત્ત્વ. તેથી ભૌતિક વસ્તુઓને આવી વૃત્તિઓનું ઉપાદાનકારણ માનવું એ ભ્રાંતિ છે. જો એમ ન માનવામાં આવે તો અનેક દોષો ઊભા થાય છેઃ જેમ કે સુખ–દુઃખ, રાજા–રંકપણું, લાંબું–ટુંકું આયુષ્ય, સત્કાર–તિરસ્કાર, જ્ઞાન–અજ્ઞાન વગેરે અનેક પરસ્પર વિરોધી ભાવો, એક જ મા–બાપનાં બે સંતાનોમાં જોવામાં આવે છે એ, જો જીવને સ્વતંત્ર તત્ત્વ ન માનીએ તો, કોઈ રીતે અસંદિગ્ધ-પણે સાબિત ન થઈ શકે.

પ્ર. જીવના અસ્તિત્વની બાબતમાં આપણે કોના ઉપર વિશ્વાસ કરવો જોઈએ ?

ઉ. અત્યંત એકાગ્રતાપૂર્વક, લાંબા વખત સુધી આત્માનું જ મનન કરવાવાળા નિઃસ્વાર્થ સંત પુરુષો તથા સર્વજ્ઞોના વચન પર વિશ્વાસ કરવો જોઈએ, તથા આપણા પોતાના અનુભવ ઉપર અને

એવો અનુભવ ચિત્તને શુદ્ધ કરીને એકાગ્રતાપૂર્વક ચિંતન અને મનન કરવાથી થાય છે.

## સિદ્ધ પ્રભુનું અનુપમ સુખ

"જેજે અંશે નિરુપાધિકપણું, 'તે તે અંશે ધર્મ."
સમ્યતદૃષ્ટિરે ગુણઠાણાથકી, જાવ લહે શિવ શર્મ." (સુખ)

"આત્મસુખ–પરમાત્માનું સુખ અનંત છે પણ તે સુખ માત્ર અનુભવગમ્ય છે, તે વાણીનો વિષય નથી, તે વર્ણાતીત છે."

ઘણા માણસો એમ વદે છે કે, મોક્ષમાં કંઈ જ પાંચ ઇન્દ્રિયોના વિષયો નથી. તો ત્યાં વળી તે સુખ શાનું હોય? જે પામર જીવો દૃષ્ટિવિપર્યાસ–વશે દશ્ય જગતની પેલી પાર જોઈ શકતા જ નથી, અનંતકાળથી ઇન્દ્રિય-જનિત સુખોને જ જેણે સુખ માની લીધું છે તે પામર પ્રાણી આવું ન વદે તો તેનું અજ્ઞાન સાબિત કેમ થાય– પણ તેથી કંઈ અતીન્દ્રિય સુખની સત્યતા નષ્ટ થતી નથી જ્ઞાનીઓએ એ સુખ જાતે અનુભવ્યું છે.

આ બધી જ સાધનાઓ તે સુખ–પ્રાપ્તિ માટે જ કરવાની છે, જે સુખ શાશ્વત છે. જ્યારે ઇન્દ્રિયજનિત સુખ ક્ષણિક છે. જે ક્ષણિક સુખનો મોહ–મમત્વ ત્યાગે તેને જ આત્મિક સુખ પ્રાપ્ત થાય છે.

એક તરફ સ્વર્ગના અધિપતિ દેવેન્દ્રો અને અસુરેન્દ્રો-નાં ત્રણ કાળનાં સુખો ભેગાં કરીએ અને એક તરફ

સિદ્ધ પ્રભુનું સુખ એકત્ર કરીએ તો પણ સિદ્ધ પ્રભુના સુખના અનંતમાં ભાગે પણ ત્રણકાળના ચોસઠ ઈંદ્રોનું સુખ હોતું નથી.

આવું પરમાત્મિક અને આત્મિક સુખ પ્રાપ્ત કરવા સદાકાળ પ્રયત્ન કરવો જોઈએ.

જ્યારે સાધકને સાધના દ્વારા સ્વાનુભવ પ્રાપ્ત થાય છે ત્યારે તે જાણી શકે છે કે, સિદ્ધ પ્રભુનું સુખ કેવું છે. તે સુખ અનુપમ એટલે ઉપમારહિત છે. તે દૃષ્ટાંત દ્વારા સમજાવે છે.

એક નગરમાં એક રાજા રાજ્ય કરતો હતો. એક દિવસે તે ચતુરંગી સૈન્ય લઈને નગર બહાર ફરવા નીકળ્યો. ઘોડાની વક્ર ગતિને કારણે તે એક અઘોર ભયંકર વનમાં ગયો. ત્યાં તેને ખૂબ ક્ષુધા તથા તૃષા લાગી. પણ વનપ્રદેશમાં શું ઉપાય ?

રાજા આમતેમ ફરવા લાગ્યો. એવામાં એક વનવાસી ભીલ તેને મળ્યો. તેને રાજાએ ઈશારાથી કહ્યું કે, 'મને તૃષા લાગી છે' ભીલે જળ લાવીને રાજાને આપ્યું, તે રાજાએ પીધું અને એથી રાજાના પ્રાણ બચ્યા. ભોજન પણ આપ્યું જેથી રાજાની ક્ષુધાનું નિવારણ થયું, અને રાજા સ્વસ્થ થયો. રાજા તે ભીલ પર ઘણો જ પ્રસન્ન થયો. એવામાં પાછળ રહેલું રાજાનું સૈન્ય પણ આવ્યું.

રાજા પોતાના નગર તરફ જવા લાગ્યો. પેલા ભીલને પણ પોતાના નગરમાં સાથે લઈ ગયો. રાજા તેને

પોતાને જીવનદાન આપનાર જાણી પ્રેમપૂર્વક તેની અનેક પ્રકારે સેવકો દ્વારા સેવા કરાવવા લાગ્યો. ભીલને નગરની સર્વ વસ્તુઓ બતાવી, ખાવાને મેવા, મિષ્ટાન્ન વગેરે આપ્યાં, જાતજાતના વિવિધ સુખોપભોગ કરાવ્યા, અનેક પ્રકારના મૂલ્યવાન વસ્ત્રો, અલંકારો એને પહેરાવ્યાં

તે ભીલ ઘણા દિવસ ત્યાં સુખનો ઉપભોગ કરતો રહ્યો. એક દિવસ તેને તેના પૂર્વના સંબંધીઓની યાદ આવતાં તે શોકમગ્ન થયો અને રુદન કરવા લાગ્યો. રાજાએ શોક કરવાનું કારણ પૂછ્યું. તેણે સર્વ વાત કહી. રાજાએ પણ તેની ઇચ્છાને માન આપીને સન્માનપૂર્વક વિદાય કર્યો

હવે ભીલ પોતાના અરણ્યપ્રદેશમાં આવ્યો. ત્યારે તેનો પરિવાર તથા સગા-વહાલાં ભેગાં થયાં. તેઓ સર્વ મળીને કહેવા લાગ્યાં કે, તે નગર કેવું હતું ? ત્યાં શું જોયું ? શું શું ભોજન કર્યું તે સર્વ જણાવો ? પરંતુ ભીલ સર્વ જાણતો હતો પણ ઉપમાયોગ્ય પદાર્થના અભાવે ત્યાંનું વર્ણન કરી શક્યો નહિ. તેથી અન્ય ભીલોને તે સમજાવી શક્યો નહિ.

તે પ્રમાણે સિદ્ધના સુખને જાણવા છતાં પણ સ્વાનુભવી જ્ઞાતા સિદ્ધના સુખને અન્યને ઉપમાને અભાવે શી રીતે કહી શકે? અલબત્ત કહી શકે નહીં. સિદ્ધના સુખને તો એક માત્ર અનુભવી પુરુષ જાણે છે. પણ તે વર્ણન કરવા શક્તિમાન નથી.

અનુભવગમ્ય સિદ્ધના સુખને પ્રાપ્ત કરવા સદાકાળ પ્રયત્ન કરવો જોઈએ. આત્મામાં પણ તેવું અનંત સુખ છે પણ કર્માવરણથી આચ્છાદિત છે અને કર્માવરણનો નાશ થતાં તે ત્વરિત પ્રગટ થાય છે.

આત્મિક સુખ માટે પ્રયત્ન ન કરતાં, જે બાહ્ય સુખ માટે પ્રયત્ન કરે છે, તે સંસારમાં પરિભ્રમણ કરે છે.

માટે મુમુક્ષુઓનું પરમ કર્તવ્ય છે કે હર હાલતમાં બાહ્ય ક્ષણિક સુખની આશાની ભ્રાન્તિનો ત્યાગ કરી પરમાત્મા સુખ—આત્મિક સુખ માટે જ સદાકાળ પુરુષાર્થ કરે. આત્મામાંથી કર્મમળ દૂર થતાં પરમાત્મામાં અને આત્મામાં કંઈ જ ભેદ રહેતો નથી.

આત્મિક સુખ પ્રાપ્ત થતાં કદી વિનાશને પામતું નથી. તે શાશ્વત, અવિનાશી સુખ છે. અષ્ટાંગ યોગ, ભક્તિયોગ, કે કર્મયોગ વગેરેની સાધના તે આત્મિક અનંત સુખ પ્રાપ્ત કરવા માટે જ કરવાની છે.

હે વીરો! મોહનિદ્રાને ત્યાગી તમારા પોતાના આત્મિક અનંત સુખ પ્રાપ્ત કરવા માટે મળેલ સુવર્ણ—અવસરનો સત્વર સદુપયોગ કરો. સર્વ ભવ્ય જીવોને એ શાશ્વત, અનંત સુખની સત્વર પ્રાપ્તિ થાઓ એ જ અંતરની અભિલાષા છે.

## મુક્તાત્માઓનું સ્વરૂપ

કર્મ–બંધનનો વિધ્વંસ થવાથી ઊર્ધ્વગમન એ આત્માનો સ્વભાવ હોવાને કારણે એક જ ક્ષણમાં મુક્તાત્મા લોકશિખરના અગ્રભાગે પહોંચે છે.

સંસારદશામાં આત્માના પ્રદેશોને સંકોચ અને વિસ્તાર કર્મકૃત (કર્મહેતુક) છે. મુક્તિમાં તે બે નથી, કારણ કે તે બેના હેતુભૂત જે કર્મ તેનો ત્યાં ક્ષય (નાશ) થઈ ગયેલો હોય છે.

તેથી મુક્તિમાં તે આત્મા ચરમ ભવમાં ત્યાગેલ શરીરના પ્રમાણથી કાંઈક ન્યૂન એવા તે જ શરીરના આકારવાળો અને નિજ ગુણરૂપ હોય છે. પ્રક્ષીણ થયેલા છે કર્મ જેનાં એવો આત્મા મુક્તિમાં–સ્વસ્વરૂપમાં અવસ્થિત હોય છે. ત્યારે ત્યાં આત્માનો અભાવ થતો નથી, તે અચેતન પણ બનતો નથી અને તેનું ચૈતન્ય નિરર્થક પણ બનતું નથી. સર્વ જીવોનું સ્વરૂપ સૂર્યમંડળની જેમ સ્વ અને પરનું પ્રકાશક છે. તે સ્વરૂપનું પ્રકાશન–જ્ઞાન કરાવવા માટે બીજા પ્રકાશકની જરૂર નથી.

સ્વહેતુઓથી સાંસર્ગિક મલ ક્ષીણ થતાં જ જેમ મણિ સ્વરૂપમાં રહે છે, તેમ કર્મોનો નાશ થતાં આત્મા સ્વરૂપમાં રહે છે.

તે મુક્તાત્મા મોહ પામતો નથી, સંશય કરતો નથી, તેને સ્વપ્રયોજન વિષયક અનધ્યવસાય પણ હોતો નથી,

તે રાગ પામતો નથી, અને દ્વેષ પણ કરતો નથી. કિન્તુ પ્રતિક્ષણ સ્વસ્થ રહે છે. ત્યારે ત્રિકાળવિષયક સર્વ જ્ઞેયને અને આત્માને યથાસ્થિત રીતે સંપૂર્ણપણે જાણતો અને જોતો તે પ્રભુ ઉદાસીન રહે છે.

ત્યાં અચ્યુત (સ્વસ્થ) એવો તે અવિનાશી અને અતીન્દ્રિય એવા અનંત જ્ઞાન–દર્શન–વીર્ય–સમતામય[1] સુખને અનુભવે છે.

## સિદ્ધ સુખ વિષયક શંકા.

ઇન્દ્રિયો વડે તેના વિષયોને ભોગવનારને સુખ થાય છે. મુક્તાત્માઓ તો ઇન્દ્રિયો વિનાના છે, તો મોક્ષમાં સુખ કેવું હોય ?

## સમાધાન.

હે વત્સ ! જો તું મોહથી એવું માનતો હોય તો તે શ્રેયસ્કર નથી, કારણ કે તું અદ્યાપિ સુખ–દુઃખના સ્વરૂપને જાણતો નથી.

જે સ્વાધીન, વ્યાબાધા–રહિત. અતીન્દ્રિય, અવિનાશી અને ઘાતિ–કર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલું છે, તેને જ્ઞાની પુરુષો મોક્ષ–સુખ કહે છે. જે સાંસારિક સુખ છે તે તો રાગાત્મક, ક્ષણભંગુર, સ્વ અને પરદ્રવ્યના સંબંધથી ઉત્પન્ન થયેલું, તૃષ્ણા અને સંતાપનું કારણ અને મોહ,

૧. સમતા–ચારિત્ર

દ્રોહ, મદ, ક્રોધ, માયા, લોભ વગેરેનો હેતુ છે, એ રીતે તે દુઃખના કારણભૂત બંધનો હેતુ હોવાથી દુઃખ જ છે.

તે તો મોહનો જ મહિમા (પ્રભાવ) છે કે જેથી વિષયોમાં પણ સુખ ભાસે છે. એ મહિમા તો શ્લેષ્મના પ્રભાવ જેવો છે કે જેથી કડવું કારેલું પણ સ્વાદિષ્ટ લાગે છે.

સંસારમાં જે ચક્રવર્તીઓનું સુખ છે અને સ્વર્ગમાં જે દેવોનાં સુખ છે, તે તો સિદ્ધ ભગવાનના સુખના અત્યંત સ્વલ્પ અંશની સાથે પણ તુલનામાં આવે તેવું નથી.

પ્રકરણ ૧૬

## દિવ્ય જીવનની ચાવી.

૧. નિત્ય સુખ, પરમ શાન્તિ, પૂર્ણ સંતોષ, અખંડ આનંદ, જ્ઞાન તથા અમરતા તો આપણી બુદ્ધિને પ્રકાશ આપનાર પરમાત્મા કે આત્મામાં જ મળી શકે. માટે તમારા ચિત્તને શુદ્ધ કરી, આ ક્ષણથી ધ્યાન કરી સચ્ચિદાનંદ આત્માનો સાક્ષાત્કાર કરો.

૨. સંસાર મિથ્યા છે, અસાર છે, તે ક્ષણિક અને અનિત્ય છે, દુઃખ, અસત્ય, ઘૃણા, સ્વાર્થ અને દર્દથી ભરપૂર છે.

૩. સમય બહુ જ કિંમતી છે માટે દરેકે દરેક ક્ષણનો ઉપયોગ આત્માર્થે કરો. ક્ષણનો પણ પ્રમાદ કરવાની પ્રભુની આજ્ઞા નથી.

૪. સાધુ, સંતો, દુઃખી, રોગી, અપંગ, ગરીબોની સેવા નિઃસ્વાર્થ ભાવે કરો, એ પ્રભુની સેવા છે.

૫. જ્યારે તમારો મિત્ર તમારાથી રિસાયો હોય ત્યારે તમે સાચા હો તો પણ હસતો ચહેરો રાખી તમે પ્રથમ તેની સાથે બોલો. અશ્રુપૂર્ણ આંખોએ તેની માફી માગો. તેની સેવા કરો. હઠાગ્રહી સ્વભાવ તો શાંતિ, ભક્તિ અને જ્ઞાનનો શત્રુ છે.

૬. ભોજનના સમયે મૌન રાખો. બને તેટલો મૌનનો અભ્યાસ કરો. આત્મ–દર્શન અર્થે મૌન ઘણું લાભપ્રદ છે.

૭. તમારા ધ્યાન, ભજનના રૂમમાં સાધુ–સંતોના, પ્રભુનાં ચિત્રો–ફોટાઓ રાખો તે સદ્‌ગુણ–પ્રાપ્તિમાં સહાયક બનશે.

૮. સત્ય વદો. વીર્યની રક્ષા કરો. ક્ષમા, પ્રેમ અને સેવા વડે ક્રોધનું શમન કરો. જ્યારે તમારા મનમાં જરા પણ ક્રોધની વૃત્તિ જણાય તો 'ૐ શાન્તિ'નો દસ વખત જાપ કરવો.

૯. હંમેશાં એકલા સૂઓ. રવિવારનું ભોજન છોડી દો. તે દિવસે ૐ શાન્તિના એક લાખ જાપ કરો.

૧૦. તમારા મંત્રની નોટબુકમાં તમારો ઇષ્ટમંત્ર દરરોજ અરધો કલાક લખો. એક કાગળ પર મોટા અક્ષરે નીચે પ્રમાણે લખો. "સત્ય બોલો." "ૐ હિંમત." "ૐ પવિત્રતા" "હું અમર આત્મા છુ" "હું

જરૂર આત્મ--સાક્ષાત્કાર કરીશ." "સમય ખૂબ જ કિંમતી છે." "હું સાચો બ્રહ્મચારી બનીશ." "બ્રહ્મચર્ય એ જ દિવ્ય જીવન છે." અને તેને તમારી બેઠક તથા શયનગૃહમાં લટકાવો.

૧૧. હંમેશાં તમારા ગજવામાં છૂટા પૈસા રાખો અને ગરીબ તથા અપંગોને આપો.

૧૨. તમારા મિત્રો તથા કુટુંબીજનો સાથે નિત્ય રાત્રે વિશ્વ–કલ્યાણની પ્રાર્થના કરો.

૧૩. આધ્યાત્મિક પુસ્તકોનું તમારા મિત્રો સાથે એક કલાક વાચન કરો. સ્રીઓએ પણ આ પ્રમાણે કરવું જોઈએ.

૧૪. અંહકાર અને અભિમાનનો નાશ કરવો એ જ સાધુતા છે. અમર અનંત જીવન એ સાધુતાનું ફળ છે. વિનમ્રતા અને સ્વાર્થ–ત્યાગની તપશ્ચર્યા એ સાધુતાની ચાવી છે. મૌન અને ધ્યાન એ સાધુતાની જ્યોતિ છે. સદ્‌ગુણ અને સહનશીલતા એ સંતનો સાચો વેશ છે, ફક્ત ભગવાં કે શ્વેત વસ્રો જ નહિ.

૧૫. પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ જુદાજુદા રસ્તા નથી; એ તો એક જ માર્ગની બે બાજુઓ છે. પ્રવૃત્તિમાં નિવૃત્તિ અને નિવૃત્તિમાં પ્રવૃત્તિ હોય છે. એ તો માનસિક સ્થિતિ છે. વિદેહ રાજા જનક તથા ભરત ચક્રવર્તીનું દૃષ્ટાંત જુઓ. તેઓ પ્રવૃત્તિમાં પણ નિવૃત્તિનો અનુભવ કરતા હતા.

૧૬. મનુષ્ય પોતાના પ્રારબ્ધનો વિધાતા છે. એ કાર્ય કરે છે અને ટેવ પાડે છે. એ ટેવ વાવે છે અને ચારિત્ર પ્રાપ્ત કરે છે. ચારિત્ર વાવે છે અને પ્રારબ્ધ લણે છે. આ રીતે મનુષ્ય પોતે જ પોતાના પ્રારબ્ધનો વિધાતા છે. પ્રારબ્ધ તો તેને જ આધીન છે. જો માનવી આગળથી નક્કી થયેલ પ્રારબ્ધમાં જ માનશે તો એ કેવળ ભાગ્યવાદી અને આળસુ બની જશે.

૧૭. સંકલ્પ–શકિત કેળવો. એ સંકલ્પ–શકિતનો ઉપયોગ કરો. કુદરતે મનુષ્યને બુદ્ધિ, સ્વતંત્ર વિવેકપૂર્ણ વિચાર–શકિત પ્રદાન કરી છે. મનુષ્ય આણુને નિયંત્રિત કરી શકે, એ દુનિયાના એક છેડેથી બીજે છેડે પોતાના વિચારો મોકલી શકે, એ તત્ત્વો પર કાબૂ મેળવી શકે, એ હવામાં ઊડી શકે, એ વીજળી-શકિતને નિયંત્રિત કરી શકે, એ એક શરીરમાંથી બીજા શરીરમાં જઈ શકે, એ અદૃશ્ય રીતે આખી દુનિયામાં ભ્રમણ કરી શકે. આ બધું સંકલ્પ શકિતને કેળવવાથી જ મનુષ્ય કરવા સમર્થ બને છે.

૧૮. મનુષ્ય માટે કશું જ અશકય નથી. પણ તે આત્મ-નિરીક્ષણ અને આત્મચિંતન દ્વારા પોતાનું સાચું સ્વરૂપ જાણવાને બદલે ક્ષુદ્ર ભાવોની ભૂમિકા પર રહી આ મનોજાત દૃશ્ય જગતમાં આમતેમ ભટકે છે. તે આત્માની મહાનતા ભૂલી જઈ, આત્મ–અવિશ્વાસુ બની આત્મપૂજાને બદલે જડનો ઉપાસક બને છે.

એ જડનો ભક્ત બને છે. એ લખશે: "આપનો તાબેદાર નોકર." એ ભૂલી જાય છે કે તે પોતે જ આ વિશ્વનો નિયંતા અને સર્જક, ભાગ્યવિધાતા છે. જાગો, આ દયાજનક સ્થિતિમાંથી જાગો. આ સુવર્ણ અવસર વીતી રહ્યો છે. અને ફરી-ફરી મળવો દુર્લભ છે. સંતો પોકારીને તને જાગ્રત કરે છે જાગ, હે પ્રિય વાચક! જાગ; મોહનિદ્રાનો ત્યાગ કરીને આત્મભાવે જાગ્રત થા.

૧૯. આવો! આવો યોગી બનો. સંયમી બનો. સંયમ-માર્ગ જ સુખનો ભંડાર છે તેના માલિક બનો. સંકીર્ણ છિદ્રોમાંથી બહાર નીકળો. બધા જ અંધ વિશ્વાસોને નષ્ટ કરી નાખો ઉચ્ચ લક્ષ્ય રાખો. વકીલ, ડાક્તર, ઇજનેર, કે પ્રોફેસર બનવું એ તમારી મહત્ત્વાકાંક્ષા હશે પણ એનાથી મુક્તિ મળશે ખરી? **એ તમને દિવ્ય સુખ પ્રદાન કરશે ખરું? એ શાશ્વત શાંતિ આપી શકશે?** એ તમને અમરપદ પ્રાપ્ત કરાવશે ખરું? તેના પર વિચાર કરો. શું તમો પૂર્ણતા કે અમરતા પ્રાપ્ત કરવા નથી ઇચ્છતા? જો સવાલ 'હા'માં હોય તો આવો, ઉન્નત વસ્તુઓ માટે પ્રયત્ન કરો. વીર બનો. પાછળ ન જુઓ. આગળ વધો. વિચાર કરો: હું કોણ છું? શ્રવણ કરો, મનન કરો, ધ્યાન કરો અને આત્મજ્યોતિનો સાક્ષાત્કાર કરો.

૨૦. આ જીવન કેટલું અનિશ્ચિત છે? આ સંસારના ત્રિવિધ તાપથી આક્રાંત આ જીવન કેટલું અસ્થિર છે? આ સંસારી જીવન કેટલું દુઃખપ્રદ છે? છતાં હે જીવાત્મા, તું રાત-દિવસ તે સંસારમાંથી સુખ પ્રાપ્ત કરવા શા માટે ચારે તરફ દોડાદોડ કરીને ફાંફાં મારે છે? જ્ઞાની જનોનાં વચન પર લક્ષ આપીને જે અમરધામ છે, જે તમારું વાસ્તવિક મધુર ધામ છે, જે શુદ્ધ અને દિવ્ય છે, જ્યાં નિત્ય જ્યોતિ અને શાંતિનું પૂર્ણ સામ્રાજ્ય છે, જ્યાં રોગ નથી, મૃત્યુ નથી કે લડાઈ-ઝઘડો નથી એવા લોકની પ્રાપ્તિ અર્થે શ્રમપૂર્વક પ્રયત્નવંત તમે બનો.

૨૧. ઈબ્રાહિમ બલખ દેશનો રાજા હતો, તે સંત બની ગયો. તેને એક વ્યક્તિએ પૂછ્યું કે, 'અમે ઈશ્વરને નિત્ય યાદ કરીએ છીએ પણ તે અમોને દેખાતો નથી કે આવતો નથી તો તેનું શું કારણ છે?

સંતે ઉત્તર આપ્યો-તમે ઈશ્વરને યાદ કરો છો, પણ તેના પર પ્રેમ કરતા નથી. તમે એની વાત માનતા નથી અને એના આદેશોનું પાલન કરતા નથી. સ્વર્ગનાં દ્વાર તમારે માટે ખુલ્લાં છે, પણ તમે દ્વાર સુધી પહોંચવાનો પ્રયત્ન કરતા નથી.

પાપનું પરિણામ ખરાબ હોય છે, એ તમે જાણો છો છતાં પણ પાપનો ત્યાગ કરતા નથી. મૃત્યુ કોઈ પણ ક્ષણે આવનાર છે. એ પણ તમે જાણો છો છતાં

તમે તેનાથી મુક્ત થવાની તૈયારી કરતા નથી. મોહ તમારો શત્રુ છે તો પણ તમે તેને મિત્ર માનો છો.

જો તમે ઈશ્વરને મળવા ઈચ્છો છો તો ઈશ્વરના નામ સ્મરણ સાથે તમારા હૃદયને પવિત્ર બનાવો! ઈશ્વરનું સ્મરણ ફક્ત મનને શુદ્ધ કરવા, નિર્મળ કરવા માટે જ કરવાનું છે અને **એ જ સ્મરણ સાચું છે.**

"તમો દિવ્ય સદ્ગુણોથી યુક્ત બનો. ભોગોની, સંસારની આસક્તિ, રાગ, મમત્વ આદિને ત્યાગો અને ઈશ્વરથી અનુરક્તિ (પ્રેમ) કરો એ જ તમોને ઈશ્વર સમીપ લઈ જશે, પ્રભુનો સાક્ષાત્કાર કરાવશે"

"જૈસી પ્રીત હરામકી, એસી હર પે હોય;<br>ચલા જાય વૈકુંઠ મેં, પલ્લા ન પકડે કોઈ."

૨૨. અમર આત્મમય જીવન એ જ 'દિવ્ય જીવન' છે. જે દિવ્ય જીવન જીવે છે તે તો ચિંતા, શોક, દુઃખ વિપત્તિ, ક્લેશ અને સંતાપોથી મુક્ત બને છે. એ તો અમૃતત્વ, પૂર્ણતા—મુક્તિ, સ્વતંત્રતા, નિત્ય-શાન્તિ, પરમાનંદ તથા શાશ્વત સુખ પ્રાપ્ત કરે છે. એ સુખ, શાન્તિ અને જ્યોતિનો પ્રસાર કરે છે.

૨૩. દિવ્ય જીવન જીવવા માટે તમારે જંગલમાં જવાની જરૂર નથી. સંસારમાં રહેવા છતાં તમે દિવ્ય જીવન વ્યતીત કરી શકો છો. **અહંકાર, મમતા, રાગ, વાસના તથા તૃષ્ણાના ત્યાગની આવશ્યકતા છે.**

મન પ્રભુને અર્પિત કરો અને હાથને માનવજાતિની સેવામાં કામે લગાડો.

૨૪. આત્મભાવ સાથે માનવજાતિની સેવા કરો, ગરીબોની સેવા કરો, આત્મભાવે રોગીઓની સેવા કરો, સમાજની સેવા કરો, દેશની સેવા કરો. નિષ્કામ સેવા એ જ પરમ યોગ છે. જે વ્યકિત સેવામાં પૂરેપૂરી લીન છે, જેનું હૃદય શુદ્ધ છે એ અનાયાસે સમાધિ પ્રાપ્ત કરી લેશે. સેવા એ જ પ્રભુની ઉપાસના છે. ઈશ્વરને કદી ન ભૂલો. જે અંતરાત્માને ઔષધિમાં, આત્માને ચમચીમાં, આત્માને રોગીમાં, આત્માને ડોકટરમાં તથા પ્રભુને સેવામાં જુએ છે તે પરમાત્માને પ્રાપ્ત કરી શકે છે.

૨૫. આધ્યાત્મિક ઉન્નતિ માટે બ્રહ્મચર્યનો અભ્યાસ ખૂબ જ આવશ્યક છે. બ્રહ્મચર્ય જ અમૃતત્વની પ્રાપ્તિનો આધાર છે. એ જ દિવ્ય જીવન છે. બ્રહ્મચર્ય ભૌતિક ઉન્નતિ તથા માનસિક પ્રગતિ લાવે છે, એ જ આત્મગત શાંતિ અને પૂર્ણ જીવનનો આધાર છે. એ આંતરિક, રાજસિક શક્તિઓ જેવી કે કામ, ક્રોધ, લોભ વગેરે પર વિજય મેળવવા માટેનું અચૂક શસ્ત્ર છે. બ્રહ્મચર્ય પ્રબળ શકિત, મહાન ઇચ્છાશકિત અને વિચાર–શકિત પ્રદાન કરે છે.

૨૬. યોગ અને દિવ્ય જીવન માટે 'જપ' એક મહત્ત્વપૂર્ણ અંગ છે. મંત્ર એ જ ઈશ્વર છે. મંત્ર અથવા

ભગવાનના નામનું વારંવાર ઉચ્ચારણ એ 'જપ' કહેવાય છે. આ કળિયુગમાં જાપનો અભ્યાસ નિત્ય શાન્તિ, સુખ તથા અમૃતત્વ પ્રદાન કરે છે. અંતે જપ, સમાધિ અથવા ઈશ્વરસાક્ષાત્કાર બક્ષે છે.

૨૭. શ્રદ્ધા અને ભકિત સહિત ઈશ્વરનાં નામોનું ગાન કરવું તે સંકીર્તન કહેવાય છે. ઈશ્વરી નામોનું કીર્તન કરતી વખતે એવી ભાવના રાખો કે ભગવાન તમારા હૃદયમાં સ્થિત છે. ઇશ્વરનું પ્રત્યેક નામ ઈશ્વરી શકિતથી ભરપૂર છે. જૂના બૂરા સંસ્કારો તથા વાસનાઓ આ કીર્તન–શકિતથી બળી જાય છે અને મન સત્યથી પરિપૂર્ણ થાય છે. એનાથી 'રજસ્' અને 'તમસ્'નો નાશ થઇ જાય છે અને અજ્ઞાનનું આવરણ તૂટી જાય છે. આવા પ્રકારના માનસિક ભાવ સાથેના સંકીર્તનથી અધિક લાભ થાય. છે. જપની સંખ્યા કે કીર્તનના સમયનું કશું પણ મહત્ત્વ નથી. સાચું મહત્ત્વ તો એ છે કે, કેવા ભાવ સાથે એ કરાયું ? અંતરના પ્રેમપૂર્વકના ભાવ સહિત પ્રભુના નામનો જાપ અને તેનું કીર્તન આત્મ–સાક્ષાત્કારના માર્ગમાં સહાયક બને છે.

૨૮. અમર આત્મા તો હિમાલયના બરફ જેવો શુદ્ધ, સૂર્ય જેવો પ્રકાશ કરનાર, આકાશ જેવો વિશાળ, સાગર જેવો ગંભીર તથા ચંદ્ર જેવો શીતળ છે. એ વિશ્વ, શરીર, પ્રાણ તથા મનનો અધિષ્ઠાતા છે. આ આત્માથી મધુર કોઇ વસ્તુ છે જ નહિ.

૨૯. હૃદયને શુદ્ધ બનાવો અને ધ્યાન ધરો. તમારા હૃદયમાં ઊંડી ડૂબકી મારો. તો તમે આત્માને પ્રાપ્ત કરી શકશો. કિનારે–કિનારે રહેશો તો તમારા હાથમાં તૂટી–ફૂટી કોડીઓ જ આવશે.

૩૦. સુંદરમાં સુંદર પુષ્પ કે જે તમે પ્રભુને અર્પિત કરી શકો છો, તે તમારું હૃદય છે. તમારી અંદર અપાર આનંદ તથા શાશ્વત શાન્તિનું સામ્રાજ્ય છે, તેમાં પ્રવેશ કરો.

૩૧. પ્રત્યેક હૃદયમાં દિવ્ય જ્યોતિ પ્રકાશી રહી છે. ઇન્દ્રિયોને સમેટી, મનને શાંત બનાવી તમે અંતર-ચક્ષુ દ્વારા એ દિવ્ય જ્યોતિનાં દર્શન કરી શકો છો.

૩૨. કોલસા સળગતાં વાર લાગે છે, પરંતુ કપાસનો ઢગલો તો પલકવારમાં સળગી જાય છે. એ જ પ્રમાણે જેનું ચિત્ત શુદ્ધ નથી એનામાં જ્ઞાનાગ્નિ પ્રદીપ્ત કરતાં ઘણો સમય લાગે છે, પરંતુ જે સાધકનું ચિત્ત શુદ્ધ છે એ તો પલકારા માત્રમાં આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે.

૩૩. ધૈર્ય, સંલગ્નતા, શાન્તિ તથા સાહસના અસ્ત્રથી સજ્જ બની એક શિખર પરથી બીજા શિખર પર ચડતાં–ચડતાં એક, એક કરી બધી ઇન્દ્રિયોનું દમન કરી, એક પછી એક વિચારનું નિયંત્રણ કરી, એક પછી એક વાસનાઓનો નાશ કરી; અંતે તમે

આત્મ-સાક્ષાત્કાર અથવા દિવ્ય ઐશ્વર્યના શિખર પર પહોંચી જાઓ.

૩૪. હે પ્રિય મિત્ર ! જાગ ! હવે વધારે ન ઊંઘ. ધ્યાન ધર. આ બ્રાહ્મ મુહૂર્તની વેળા છે. પ્રેમની ચાવીથી હૃદય–મંદિરનું દ્વાર ખોલ. આત્મસંગીત સાંભળ. તારા પ્રિયતમ પ્રભુને પ્રેમ–સંગીત સંભળાવ. એના ધ્યાનમાં તારી જાતને વિલીન કરી દે. એની જ સાથે એક બની જા. અપાર પ્રેમ તથા આનંદના સાગરમાં નિમગ્ન બની જા.

૩૫. **મહત્તા સંપત્તિની નથી, સદ્ભાવની છે. પાઈ આપી કે પાંચ રૂપિયા એ પ્રભુ જોતો નથી. પ્રભુ તો એ જુએ છે કે દાન કેવા ભાવથી આપ્યું છે.** પ્રભુના ફિરસ્તા તો તેના દિલમાં જુએ છે કે ત્યાં કેટલો સદ્ભાવ છે. મનમાં સદ્ભાવના આવતાં જ મન શાન્ત અને સ્થિર થાય છે. જ્યાં સુધી સદ્ભાવના નથી આવતી ત્યાં સુધી લોભ, લાલચ, વૈર-ઈર્ષા, ક્રૂરતા જેવા અનેક દુર્ગુણો મનને ભમાવ્યા કરે છે. પણ જ્યારે સદ્ભાવના આવી કે બધા જ છૂમંતર થઈ જાય છે.

૩૬. કોઈ રૂપ, જ્યોતિદર્શન, કોઈ નાદશ્રવણ, કોઈ રસાનુભવ, કોઈ ગંધ યા સ્પર્શાનુભૂતિ, તે એકેન્દ્રિય હોય કે અતીન્દ્રિય, વિષય સંયોગ જ હોય કે

દિવ્ય, લૌકિક હોય કે અલૌકિક; જીવને મુક્ત નહિ કરી શકે, જો તેના પાશ તૂટી ગયા નથી તો.

**એ પાશ આઠ પ્રકારના છે.**

૧. દેહાસકિત, ૨. યશ–આસકિત ૩. સંબંધાસકિત ૪. દ્રવ્યાસકિત, ૫. ભોગાસકિત, ૬. ગુણાસકિત, ૭. ઐશ્વર્યાસકિત, ૮. અહંતાસકિત. એ આઠ પાશ બંધનરૂપ છે. એ અષ્ટગુણિત રસ્સીથી બંધાયેલ જીવાત્મા, એમાંથી એક પણ અવશિષ્ટ છે તો પણ બંધાયેલો છે. તમે પશુ છો કે નહિ—એ તમો પોતે સ્વયં પરીક્ષા કરીને અનુભવ કરી શકો છો.

૩૭. જીવન આખું એક પરીક્ષા કે પરીક્ષાઓની અખંડ હારમાળા જેવું છે અને મૃત્યુ તો મહા પરીક્ષા છે. વળી તે ક્યારે આવશે તે પણ નિશ્ચિત નથી. આ પરીક્ષાઓમાં પાસ થવું હોય તો એની પૂર્વ-તૈયારી કરવી જ જોઇએ.

ચિત્તની શુદ્ધિ, શાન્તિ અને સ્થિરતાની ત્યારે જરૂર પડવાની. એને માટે આવશ્યક મનોબળ ને આત્મશ્રદ્ધા મેળવવા માટે કંઈક આધ્યાત્મિક સાધના કરતા રહીએ તો ખરે વખતે એ ખપ લાગે; નહિ તો છેલ્લી ઘડીએ ડોકટરો–વૈદ્યો માટે દોડા-દોડી કરવાનું જ સૂઝે.

આત્મા અને પરમાત્મા પર ત્યારે એકાએક શ્રદ્ધા ક્યાંથી જાગે ? પ્રાર્થના એટલે જીવનદાતા સમક્ષ શરણુ ભાવે આત્મનિવેદન કરીને આપણી બેટરી ચાર્જ કરી લેવાની છે. એમાંથી પ્રગટે છે આત્મનિરીક્ષણ, આત્મનિરીક્ષણમાંથી આત્મશુદ્ધિ. આત્મશુદ્ધિ દ્વાર આત્મશ્રદ્ધા, અને આત્મશ્રદ્ધાને પરિણામે આત્મસિદ્ધિ એમ ક્રમિક વિકાસ થતો જાય. આવી નિયમિત સાધના એનું નામ જ નિત્યકર્મ.

દરેક કામનો મહાવરો પાડવો જ પડે છે, મહાવરો કે અભ્યાસ. બુદ્ધિ અને મન ઉત્સાહ અને કલ્પનાશક્તિનું કેંદ્ર છે. એમને સજ્જ અને સક્રિય રાખવા માટે કોઇક ને કોઈક રૂપે તાલીમ આપવી પડે. એ છે નિત્યનિયમનો મહાવરો, અભ્યાસ કે પ્રેક્ટીસ.

૩૮. પરમાત્માની સાધના નિર્હેતુ અને નિષ્કામ હોવી જોઇએ. એમાં હેતુ કે ઇચ્છા પ્રગટે તો બંધનકારક થાય. ખરી રીતે આપણે કંઈ જ કરતા નથી, આ સર્વ પ્રારબ્ધકર્મનો ખેલ છે. આ વસ્તુ જેમ-જેમ સમજાય અને 'અહં, મમ' ઘટવા લાગે તેમ તેમ ધ્યાન સરલ અને સ્વાભાવિક બનતું જાય છે. આવી સાધના સાધકને જરૂર બડભાગી બનાવે છે.

૩૯. નિત્ય આત્મનિરીક્ષણ કરવું જરૂરનું છે. એમ કરશો તો જ તમે તમારા દોષો દૂર કરી, શીઘ્ર આધ્યાત્મિક ઉન્નતિ સાધી શકશો. માળી નવા છોડની સાવધાનીપૂર્વક દેખભાળ કરે છે. એ નવા છોડની આજુબાજુના નકામા ઘાસને નીંદી નાખે છે. નવા છોડની આસપાસ સારું એવું રક્ષણ રાખે છે. નિયમિત વખતે એ છોડને પાણી પાય છે. આમ કરવામાં આવે તો જ છોડ સારી રીતે વધીને મોટો થાય છે અને શીઘ્ર ફળ આપે છે. આ જ રીતે દૈનિક આત્મનિરીક્ષણ દ્વારા તમારે તમારા દોષોનો પત્તો લગાડવો જોઈએ. ઉચિત સાધનો વડે એને દૂર કરવા જોઈએ.

એક ઉપાયથી સફળતા ન મળે તો બીજો ઈલાજ અજમાવવો જોઈએ અથવા તો બધા તરીકાઓ અને ઉપાયોનો સમન્વય કરવો જોઈએ. જો પ્રાર્થનાથી ફળ ન મળે તો સત્સંગ, પ્રાણાયામ, વિચાર વગેરે અજમાવવા.

તમારે અભિમાન, દંભ, કામ, ક્રોધ વગેરે વૃત્તિઓનો નાશ કરવો પડશે. એટલું જ નહિ પણ, એની સૂક્ષ્મ વાસનાઓ, કે જે ચિત્તના ભંડારિયામાં છુપાઈ રહેલી હોય છે, તેને પણ દૂર કરવી પડશે. ત્યારે જ તમે પૂર્ણ રીતે સુરક્ષિત બની શકશો.

૪૦. આ સૂક્ષ્મ વાસનાઓ તો બહુ જ ખતરનાક છે. એ ચોરની માફક હલ્લો કરે છે અને તમને અસાવધાન

જોઇ અથવા તો તમારામાં વૈરાગ્યની ઊણપ હોય કે તમારી સાધનામાં ઢીલાપણું હોય તો તમારા પર આક્રમણ કરે છે.

અવસર પ્રાપ્ત થયે ઉત્તેજના મળવા છતાં તેમ જ આત્મનિરીક્ષણ થોડા દિવસ માટે બંધ કરવા છતાં, જો એ દોષો તમારામાં પ્રગટ ન થાય તો જ તમારે સમજવું કે હવે તેના સૂક્ષ્મ સંસ્કારો પણ નાશ પામ્યા છે. હવે તમે સુરક્ષિત છો. આત્મ-નિરીક્ષણના અભ્યાસ માટે ધૈર્ય, સંલગ્નતા, જળોની માફક વળગી રહેવાની ટેવ, દૃઢ સંકલ્પ, તીવ્ર બુદ્ધિ અને સાહસ વગેરેની આવશ્યકતા છે. એનું ફળ અણમોલ છે. અમૃતત્વ, પરમ શાન્તિ, પરમા-નંદ. આને માટે તમારા સાધના સમય દરમિયાન અસંતોષ પ્રગટ થવા ન દેશો. તમારે આધ્યાત્મિક અભ્યાસમાં પૂર્ણ રીતે તમારાં મન, હૃદય અને આત્માને રેડવાં પડશે. ત્યારે જ તમને ત્વરિત સફળતા પ્રાપ્ત થશે.

૪૧. **હંમેશાં આધ્યાત્મિક ડાયરીનું પાલન કરો તથા દરરોજ રાત્રે આત્મનિરીક્ષણનો અભ્યાસ કરો.** તમારી ડાયરીમાં દિવસ દરમિયાનની તમારી ભૂલો જરૂર લખવી જોઈએ. સારાં કાર્યો પણ આલેખવાં જોઇએ. પ્રાતઃ સમયે એવો સંકલ્પ કરો કે, "હું આજ ક્રોધને વશ નહિ થાઉં. હું આજે બ્રહ્મચર્યનું પાલન કરીશ. હું આજે સત્ય બોલીશ."

૪૨. ઉપયોગે[1] ધર્મ, ક્રિયાઓ કર્મ, અને પરિણામે બંધ. એ વાતને જીવનવ્યવહારમાં સતત સ્મરણમાં રાખી તેનું પાલન જીવનવ્યવહારમાં કરો.

૪૩. સાચી નિર્લેપતા :– સામાન્ય લોકો એમ માની લે છે કે અમુક કામ ન કરવાથી આપણને પાપનો લેપ નહિ લાગે. તેથી તેઓ એ કામને તો તજી દે છે, પણ મોટે ભાગે એમની માનસિક ક્રિયા છૂટતી નથી. તેથી તેઓ શુભાશુભ કર્મથી અલિપ્ત રહેવાની ઈચ્છા ધરાવતાં છતાં પણ એનાથી પોતાની જાતને મુક્ત કરી શકતા નથી.

એટલા માટે એ વિચારવું જોઈએ કે સાચી નિર્લેપતા કોને કહેવાય ? માનસિક ક્ષોભ અર્થાત્ કષાયના ભાવને લેપ (બંધ) કહે છે. જો કષાય ન હોય તો ઉપર જણાવેલી કોઇ ક્રિયા આત્માને બંધનમાં નાંખી શકતી નથી. આથી વિપરીત, જો કષાયનો વેગ અંદર વિદ્યમાન હોય તો ઉપર ઉપરથી હજાર પ્રયત્ન કરવા છતાં પણ કોઇ વ્યક્તિ પોતાની જાતને બંધનથી બચાવી શકતી નથી.

કષાયમુક્ત વીતરાગ બધી જગ્યાએ, જળ–કમળવત્ નિર્લેપ રહે છે; પણ કષાયવાન આત્મા યોગનો દેખાવ કરીને પણ પોતાની તલ માત્ર પણ શુદ્ધિ કરી શકતો નથી. એટલા માટે જ એમ

1. આત્મ ભાન.

કહેવામાં આવે છે કે આસકિતનો ત્યાગ કરીને કાર્ય કરવામાં આવે તો તે બંધનકારક થતું નથી. મતલબ કે સાચી નિર્લેપતા માનસિક ક્ષોભના ત્યાગમાં છે, અર્થાત્ **કષાયોના, મોહના ત્યાગમાં છે.**

૪૪. હે આત્મન્ ! સ્વર્ગ, નરક, માનવતા, પશુતા, અને મોક્ષ એ બધું જ આ મનોમય અંતરમાં જ છે, બીજે નથી. તારી જે ઇચ્છા હોય તેને પ્રગટ કરી તેને પ્રાપ્ત કરવા તું સમર્થ છો.

૪૫. મનુષ્યને એટલો વિશ્વાસ હોવો જ જોઇએ કે, ભલે હું જાણી શકું કે ન જાણી શકું પણ મારા વિઘ્નનું આંતરિક અને મૂળ કારણ મારી અંદર જ હોવું જોઈએ. જે આભ્યંતર ભૂમિકા ઉપર વિઘ્ન રૂપી વિષ–વૃક્ષ ઊગે છે, એનું બીજ પણ એ જ ભૂમિમાં વાવેલું હોવું જોઈએ. પવન, પાણી વગેરે બાહ્ય નિમિત્તોની જેમ એ વિઘ્નરૂપી વિષ–વૃક્ષને ઉગાડવામાં કદાચ કોઈ અન્ય વ્યકિત નિમિત્ત ભૂત બની શકે. પણ એ વ્યકિત વિઘ્નનું બીજ નથી. એટલો વિશ્વાસ માનવીનાં બુદ્ધિ નેત્રોને સ્થિર કરી દે છે, જેથી એ મુશ્કેલીનું મૂળ કારણ પોતાની જાતમાં નિહાળીને એને માટે એ ન તો બીજા કોઈના ઉપર દોષારોપણ કરે છે કે ન પોતે ગભરાય છે.

૪૬. સંસારની પરિસ્થિતિ નહિ બદલી શકાય, પણ મનની દશા અને ચિત્તની ભૂમિકા તો જરૂર બદલાવી

શકાય તેમ છે. યોગની શિસ્ત અને તાલીમ દ્વારા સંસારને જીતો. સંસારની કરુણતા સામે જો રક્ષણ મેળવવું હોય તો અમનસ્કતા—મનનો નાશ જરૂરી છે. મનનો નાશ એ કાંઇ બિહામણી વસ્તુ નથી, એ તો અતિ ભવ્ય અને અતિ સુંદર છે.

૪૭. સંસારનું સુખ ક્ષણિક, દુઃખના બીજરૂપ અને ઉપદ્રવોથી ભરપૂર છે એવું જાણી, હે ભવ્યો! સ્વાનુભવ કરો. સ્વસુખ તરફ દૃષ્ટિને સ્થાપો, તો અવિનાશી આનંદ મળશે.

૪૮. તૃષ્ણાનો કાળો નાગ અને હીનતાનો, ગુલામીનો વીંછી સંસારી જીવાત્માઓને ઝેરી ડંખોથી સતત અધસુઆ કરે છે હે ભવ્યો! તેનાથી વિરમો, વિરમો અને સંતોષામૃતનું પાન કરો.

૪૯. **સંસાર કરુણ, ભીષણ અને અસાર છે એવું સચોટ ભાન એ જ વૈરાગ્ય: અને વૈરાગ્યથી મોટું કોઇ સર્જનાત્મક બળ ક્યાંય નથી.**

૫૦. જે ક્ષણે માનવ વૈભવ પાછળ દોડતો નથી, સૌંદર્ય-માંથી મન પાછું વાળી લે છે અને સત્તાથી લલચાતો નથી તે જ ક્ષણે સંસાર—બંધન તૂટી જાય છે અને માનવ સંસારની પેલે પાર જઈ વસે છે. આ **દુનિયાના ધન—વૈભવથી વધુ મૂલ્યવાન આત્મ-વૈભવ છે. આ વિશ્વના ભૌતિક સૌંદર્યથી વધારે સૌંદર્યવાન આત્મ—સૌંદર્ય છે. અને આ વિશ્વની**

**ભૌતિક સત્તાથી વધુ બળવાન આત્મ-સત્તા છે. આવી સચોટ પ્રતીતિ તે જ સમ્યગ્દર્શન** છે અને તે પ્રાપ્ત થતાં આ દુઃખદ સંસાર પણ પરમ ઉપકારક બને છે—રમ્ય, સુંદર અને મધુર બને છે.

"જનાઃ સર્વે સુખં યાન્તુ, જૈન ધર્મ : પ્રવર્ધતામ્ ।
દોષાણામ્ સર્વથા નાશો, મંગલાનિ પદે પદે ॥ ૧ ॥

સદ્‌ગુરોઃસંગતિંભવ્યાં,સમ્યક્‌ત્વં નિશ્ચલમ્ શુભમ્ ।
શાંતિ તુષ્ટિં ચ પુષ્ટિં ચ, પ્રાપ્નુવન્તુ જનાઃ સદા ॥ ૨ ॥

સર્વ મનુષ્યો સુખને પામો,ઉત્તમ જૈનધર્મની વૃદ્ધિ
થાઓ દોષોનો સર્વથા નાશ થાઓ, અને પદ-પદે,
મંગલની પ્રાપ્તિ થાઓ. ॥ ૧ ॥

ભવ્ય-જનોને સદ્‌ગુરુની સંગતિનો અને શુદ્ધ નિર્મળ
નિશ્ચલ એવા સમ્યક્‌ત્વનો લાભ થાઓ તથા
શાન્તિ, તુષ્ટિ અને પુષ્ટિને સદા પામો. ॥ ૨ ॥

વિશ્વશાન્તિચાહક

# થોડાક અભિપ્રાયો

## યોગદર્શન અને યોગસમાધિ

આ પુસ્તકના લેખક શ્રી "વિશ્વશાન્તિ ચાહક" જૈન સાહિત્યના ઊંડા અભ્યાસી હોવા સાથે યોગ વિદ્યાનું શાસ્ત્રીય જ્ઞાન ધરાવે છે. તેમણે યોગવિદ્યા વિષયક કેટલાક પ્રમાણભૂત સંદર્ભ ગ્રંથોની સહાય લઈ, જૈન યોગશાસ્ત્રોના આધારે ઉપરના ગ્રંથનું આયોજન કર્યું છે યોગ કોને કહેવાય? તેનો પ્રભાવ શું? યોગ સમાધિ પર્યંતના આઠ અંગો, ઉપરાંત ભક્તિયોગ, કર્મયોગ, ધ્યાનયોગ, સમાધિયોગ, વિવિધ પ્રકારના પ્રાણાયામો, દરેકની ક્રિયા, પદ્ધતિ અને તેના લાભો વગેરે વિષયો આ પુસ્તકમાં વિશદ રીતે સમજાવવામા આવેલ છે. યોગના અભ્યાસીઓ તથા સાધકેને આ પુસ્તક ઉપયોગી અને માર્ગદર્શક બની રહેશે.

— મુંબઈ સમાચાર.



## યોગદર્શન અને યોગસમાધિ

વિશ્વ અભ્યુદય આધ્યાત્મિક ગ્રંથમાળાનું આ ૧૨ મું પુષ્પ છે. આ પુસ્તકમાં યોગનું મહત્ત્વ. યોગથી થતા લાભો, યોગની સર્વોત્કૃષ્ટ ભૂમિકાએ પહોંચ્યા પછી આત્મા પરમાત્મદશાનો આનંદ, સુખ ક્યાં રહેલું છે અને જગતના લોકો એને ક્યાં શોધે છે? યોગથી મળતી આધ્યાત્મિક શક્તિ—આનંદ અને સુખ, સમાધિ પ્રાપ્ત કરવાની સાચી સમજ, મનુષ્યજન્મની સાર્થકતા શેમાં છે? વગેરે વિષયોની સુંદર છણાવટ આ પુસ્તકમાં કરવામાં આવી છે. જીવનનો વિકાસ સાધવા ઈચ્છનાર દરેકને આ પુસ્તકના વાંચનથી ઉપયોગી માર્ગદર્શન મળશે.

— જૈનપ્રકાશ.



# યોગદર્શન અને યોગસમાધિ

લેખક 'વિશ્વશાંતિ ચાહક'–આ લેખકના આ પહેલાં આધ્યાત્મ વિષયના કેટલાંક પુસ્તકો પ્રગટ થયેલ છે. તે ઘણા જ મનનીય અને વિચારણીય સાબિત થયાં છે કોઈને અધ્યાત્મ વિષયમા રસ હોય તેમણે તેમનાં બધાં પ્રકાશનો રસપૂર્વક વાંચવા જરૂરી છે આ પુસ્તકમા યોગનુ મહત્ત્વ. યોગથી થતા લાભો, યોગની સર્વોત્કૃષ્ટ ભૂમિકાએ પહોચ્યા પછી આત્મા–પરમાત્મ દશાનો આનંદ, જે જગતના કોઈ પણ પદાર્થમા આપવાની શકિત નથી. સુખ કયાં રહેલું છે, અને મનુષ્યો કયાં શોધે છે? યોગથી મળતી આધ્યાત્મિક શકિત વિષે આ ગ્રંથમા ખૂબ જ વિચારશીલ સામગ્રી આપવામાં આવેલ છે.

દા. ત., (૧) યોગવિજ્ઞાન, (૨) યોગવિદ્યાનો પ્રભાવ, (૩) ભકિતયોગ, (૪) કર્મયોગ, (૫) અષ્ટાંગયોગ–યમ અને નિયમ, (૬) આસન, પ્રાણાયામ, (૭) ધ્યાનયોગ, (૮) સમાધિયોગ, (૯) જડ–ચેતનનો વિવેક, (૧૦) સસારી અને મુકત જીવોનું સ્વરૂપ, (૧૧) દિવ્ય જીવનની ચાવી વગેરે ૧૬ પ્રકરણો આપેલ છે ધ્યાન શિબિર એ યોગસાધનાનું એક પરિબળ છે. મન, વચન, કાયામા યોગને ઉચ્ચતર ભૂમિકાએ લઈ જવા માટે "યોગ સાધના" અત્યંત જરૂરી છે તે જૈનીઝમનુ એક વિશિષ્ટ અગ પણ છે.

લેખકે આમાં સ્વાનુભવના ઘણા પ્રસંગો રજૂ કર્યા છે. આ પ્રકાશન દ્વારા લેખકે, પ્રકાશકે 'આધ્યાત્મ માર્ગ'ના આરાધકો માટે સુંદર વિચારણીય સામગ્રી પૂરી પાડી છે તે માટે લેખક મહાશય અભિનંદનના અધિકારી છે

— **સ્થાનકવાસી પત્ર**

卐

# વિચાર-શક્તિનો અદ્ભુત પ્રભાવ

## ભા. ૧-૨-૩

પ્રસ્તુત પુસ્તકમાં ચિંતા અને નિરાશાજનક વિચારોની સ્વાસ્થ્ય પર કેવી ખરાબ અસર થાય છે અને સદ્વિચારોથી અને પ્રસન્નતાથી જીવન કેમ આનંદથી ભરી શકાય છે એ સરળ રીતે બતાવ્યું છે. આપણું ભવિષ્ય સુધારવું કે બગાડવું તે આપણા હાથની જ વાત છે તે લેખકે દાખલા-દલીલો સાથે પુસ્તકમાં રજૂ કર્યું છે. લેખકની શૈલી ખૂબ જ સરળ અને સચોટ સહ સુંદર છે.

— મુંબઈ સમાચાર



# વિચાર-શકિતનો અદ્ભુત પ્રભાવ

સ્વર્ગ યા નરકનું સર્જન કરનાર માનવના વિચાર છે. અને જેવા જેના વિચાર છે, તેવી જ તેની કાયા અને માયા છે. માનવની ઉન્નતિ કે અધોગતિનું અંતર્ગત રહસ્ય, સબળ કારણ તેના વિચારો જ છે. પ્રસ્તુત પુસ્તકમાં ચિંતા અને નિરાશાજનક વિચારોની સ્વાસ્થ્ય પર કેવી ખરાબ અસર થાય છે અને સદ્વિચારોથી અને પ્રસન્નતાથી જીવનને કેમ આનંદથી ભરી શકાય છે, એ સરળ રીતે બતાવ્યું છે. આપણું ભવિષ્ય સુધારવું કે બગાડવુ તે તો આપણા હાથની જ વાત છે. તે લેખકે દાખલા-દલીલો સાથે પુસ્તકમાં રજૂ કર્યું છે. શુભ ભાવના અને સત્ સંકલ્પભર્યા સુવિચારો કેવા સુભગ પરિણામો જગવે છે, તે સંખ્યાબંધ દૃષ્ટાંતો દ્વારા સમજાવ્યું છે.

— ગાયત્રી વિજ્ઞાન

સંપાદક પ્રો. અવધૂત



# વિચાર-શકિતનો અદ્દભુત પ્રભાવ

## ભા. ૨-૩

મનુષ્ય પોતાના વિચારોથી પોતાનુ ઉત્થાન અને પતન કરે છે. આપણે જેવા વિચાર કરીએ તેવા બનીએ છીએ, ભવિષ્ય આપણી સામે પથરાઈને પડ્યું છે. તેને બગાડવું કે સુધારવુ એ આપણી ઈચ્છા પર નિર્ભર છે સતત સદ્દવિચારોથી ગમે તેવી પરિસ્થિતિ બદલી શકાય છે. જરૂર છે તે દિશામાં પ્રબળ પુરુષાર્થ કરવાની. શારીરિક તેમજ માનસિક રોગો તેમજ દુર્વ્યસનોથી મુકિત મેળવી શકાય છે. અને ગમે તેવું કનિષ્ટ જીવન પણ સદ્દવિચારોથી અને દૃઢ સંકલ્પથી ઉન્નત બનાવી શકાય છે તે સરળ રીતે આ પુસ્તકમાં સમજાવવામાં આવેલ છે. આજકાલ નોવેલો, સામાયિકો વગેરે મનોરંજન સાહિત્ય સારા પ્રમાણમાં વેચાય છે. તેને બદલે આવું ચારિત્ર્ય ઘડતર કરનારું સાહિત્ય યુવાનોએ વધુ વાચવું જોઈએ, આવા પુસ્તકો ઘરમાં અવશ્ય વસાવવા જોઈએ.

— જૈનપ્રકાશ

卐

આ પુસ્તકને 'જીવન સંજીવની' યાને 'વિચાર રહસ્ય' એવું નામ ઉચિત રીતે આપવામાં આવ્યું છે. તેમાં વિચાર-શકિતને ખીલવવાનો તથા ઇષ્ટ ધ્યેયને પ્રાપ્ત કરવાનો સરળ માર્ગ બતાવવામાં આવ્યો છે. વિચારોની શકિત, સારા-માઠા વિચારોની અસરો, દિવ્ય વિચારોનો જીવન પર પ્રભાવ વગેરે વિષયોની છણાવટ આ પુસ્તકમાં અસરકારક રીતે કરવામાં આવી છે દુઃખી, નિરાશ અને પતિત માનવીઓના જીવનમાં ચૈતન્યમય જીવન રસ ઉત્પન્ન કરે એવું વિચારરૂપી રસાયણ આ પુસ્તકમાં છે.

— મુંબઈ સમાચાર

卐

## જીવનસંજીવની (વિચાર રહસ્ય)

### ભા. ૧

જન સાધારણ પોતામાં રહેલ અમૂલ્ય વિચારશક્તિને કેવી રીતે ખીલવી શકે અને ક્રમશઃ આધ્યાત્મિક વિકાસ કેવી રીતે સાધી શકે તે સરળ શૈલીમાં સમજાવવામાં આવેલ છે. વિચારોને ઉન્માર્ગે જતાં રોકીને, સન્માર્ગગામી બનાવવાના ઉપાયો તેમજ 'નરમાંથી નારાયણ' બનવાનો માર્ગ અસરકારક રીતે આ પુસ્તકમાં આલેખાયેલ છે. આ પુસ્તક ખાસ મનન કરવા જેવું છે.

— જૈન પ્રકાશ



## જીવનસંજીવની

જૈન ધર્મ વિજ્ઞાનમય છે એ દર્શાવનાર આ પુસ્તિકા ભારત-વર્ષના સર્વ ગ્રંથોમાં પુણ્યપ્રદ અને શાંતિપ્રદ અભિગમ છે. વિચાર એ વિદ્યુતપ્રવાહ છે અને તે પર પી. એચ. ડી. ઉપાધિ પ્રાપ્ત થયા પછી વિજ્ઞાનને આગળ વધવા મોકો મળ્યો. ગણક-યંત્રના (Computer) યુગમાં આ ગ્રંથ જીવનજ્યોત અને વિચારપ્રવાહ સરળ રીતે સમજી શકાય છે. પશ્ચિમના ભૌતિક સંસ્કારોને લીધે તપ્ત માનસને શાંત, સુશીલ અને તૃપ્ત બનાવવા આ ગ્રંથમાંથી પ્રેરણા મળે છે. ખરેખર ભારતમાતાની અદ્‌ભુતઃ

વિચારધારાને સમાજોત્થાન માટે સર્વ વિશ્વ માટે ઉદ્યુક્ત કરવા માટે લેખકશ્રીને અભિનંદન

શાં. જે. સ્વામિનારાયણ
પ્રાધ્યાપક, ગણિતશાસ્ત્ર
ગુજરાત કૉલેજ
અમદાવાદ નં. ૬

તા. ૧૭-૭-૭૨



યત્ન સત્યેન દીપયેત્
ભગવતી ચૈતન્યદેવી,

'જીવનસંજીવની' પુસ્તક માટે આભાર. વિચાર-સામર્થ્ય, તેની ક્રિયાશક્તિ અને કાર્યપદ્ધતિ, તેનું નિયંત્રણ અને પ્રયોગ, તે દ્વારા ભૌતિક, માનસિક અને અધ્યાત્મિક ક્ષેત્રે વિકસિત અને ઉન્નત જીવન પ્રાપ્ત કરવાની સાધના વગેરે અને અત્યંત કઠિન અને ગૂઢ વિષયોને સરલ રીતે રજૂ કરીને સર્વસાધારણ જન તથા સાધક જન ઉભયને ઉપયોગી થઈ પડે તેવી જ્ઞાનસંપત્તિ આ પુસ્તકમાં આલેખાઇ છે. એક ઉત્તમ પુસ્તક એ તો તેજસ્વી આત્માની જીવનને વિકસાવતી શક્તિ હોય છે; અને તથા તે દ્વારા મનુષ્ય નવજીવન પ્રાપ્ત કરી શકે છે. આ પુસ્તક દ્વારા એવું કાર્ય

સારા રીતે થશે એ જ તેની સિદ્ધિ બનશે. આવા લોકકલ્યાણના કાર્ય માટે અનેક હાર્દિક શુભેચ્છાઓ અને ધન્યવાદ.

ગણેશ પંડ્યા
બી. એસ. સી.

સમર્પણ સાધનાલય
મુ. પો. ગરૂડેશ્વર
વાયા–રાજપીપળા
જિ. ભરૂચ



# યોગદર્શન અને યોગસમાધિ

'જૈન આગમ સાહિત્ય' ના ઊંડા અભ્યાસી, તત્ત્વજ્ઞ, આધ્યાત્મિક રસલીન, સર્વવિરતિ 'વિશ્વશાંતિ ચાહકે' આ ગ્રંથ લખ્યો છે. યોગ જેવા ગહન વિષયને શક્ય તેટલી સરલતાથી રજૂ કરવાનો એમનો પ્રયત્ન અહીં બહુધા સફળ થયો છે.

'ચાર ગતિરૂપ સંસારના દુઃખોથી ભયભીત થયેલા...અને મોક્ષના અક્ષય સુખના ઇચ્છુક...એવા મુમુક્ષુઓ' માટે જ મુખ્યત્વે લખાયેલા આ ગ્રંથમાં ૧૬ પ્રકરણ છે.

'યોગ વિજ્ઞાન' નામના પ્રકરણમાં સરળ અને લોકગમ્ય, વાણીના ગ્રંથના વિષયની ભૂમિકા આપવામાં આવી છે.

બીજા પ્રકરણમાં યોગવિદ્યાનો પ્રભાવ સચોટ દૃષ્ટાંતો વડે બતાવવામાં આવ્યો છે ત્યાર બાદ ક્રમસર ભક્તિ-યોગ, કર્મ-યોગ, અષ્ટાંગ-યોગ, યમ-નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, સાધક અને સાધનાશક્તિ, જડ-ચૈતન્યનો વિવેક, મુક્તિસોપાન, સંસારી અને મુક્ત જીવોનું સ્વરૂપ, દિવ્યજીવનની જીવી જેવા વિષયો વિગતવાર અને સદૃષ્ટાંત નિરૂપણ કરવામાં આવ્યું છે. પ્રારંભમાં કહ્યું તેમ યોગ એક ગહન વિષય છે. એમ

છતાં પરિભાષિક સંજ્ઞાઓ સમજાવી, દૃષ્ટાંતો આપી. લેખકશ્રીએ આ વિષયમાં મુમુક્ષુઓને સરળતાથી અભ્યાસ કરવાની તક ઊભી કરી આપી છે.

મુખ્યત્વે વિવરણ વ્યાખ્યાન અને વાર્તિકની શૈલીનો ઉપયોગ અહીં થયો છે. તે સર્વથા સમુચિત છે.

ઠેર ઠેર મુકાયેલી દૃષ્ટાંત કથાઓ વિષયને સુગમ તો બનાવે જ છે, તે સાથે ગહન વિષયના નિરૂપણને રસાવહ પણ બનાવે છે. લેખકશ્રીએ પ્રસ્તાવનામાં નમ્રતાથી કહ્યું છે કે, "હું સાહિત્યકાર કે દાર્શનિક એમાંથી એક પણ નથી. પ્રભુની કૃપાથી તથા સદ્ગુરુની કૃપાથી જે પરમ સત્ય મને સાંપડયું છે, તેને મારી ભાષામાં જન-સમાજ સમક્ષ મૂકવામાં અંતરાત્માના આદેશથી આ પ્રયત્ન કરું છું.

આ તો લેખકશ્રીની નમ્રતા છે. દર્શન કે તત્ત્વજ્ઞાન માર્મિકતાથી સમજાવવું એ પણ નાનીસૂની સિદ્ધિ નથી. સમસ્ત જીવો પ્રત્યે કરુણાથી ધબકતું હૃદય અને હૃદયમાં સોંસરી ઊતરી જાય તેવી વાણી તો એમની પાસે છે જ. એ દૃષ્ટિએ આ ગ્રંથનું મૂલ્ય આંકીએ એટલું ઓછું છે 'વિશ્વ શાંતિ ચાહક'નું ઉપનામ આ ગ્રંથથી સંપૂર્ણપણે સાર્થક કરે છે.

— જય હિન્દ

卐

# કારુણ્યપ્રભા

પ્રસિદ્ધ બંગાળી લેખક શ્રી અવિનાશચંદ્રદાસે મૂળ બંગાળી ભાષામાં લખેલી અને વિદ્વાનોથી પ્રસંશા પામેલી 'કુમારી' નામની નવલકથાનો હિન્દીનો અનુવાદ 'પ્રતિભા'ના નામથી પ્રગટ થયેલ. તેના પરથી વિશ્વશાંતિ ચાહકે તૈયાર કરેલું સરળ ગુજરાતી ભાષાંતર ઉપરના પુસ્તકમાં આપવામાં આવેલ છે. તેમાં સદાચાર, ઉન્નત જીવન અને શુદ્ધ પ્રેમના આદર્શોનું દર્શન થાય છે. આ કથા વાચકોને કર્તવ્યારૂઢ થવાની અને આધ્યાત્મિક જીવન જીવવાની પ્રેરણા આપે છે.

**સુંબઈ સમાચાર**

# નારી–શકિત

આ પુસ્તકમાં ૪૧ આદર્શ કોટીની આર્ય સન્નારીઓમાં જીવન-ચરિત્રો આપવામાં આવેલ છે આર્ય સન્નારીઓમાં કેટલી શક્તિ-ભરી છે. અને ગમે તેવા વિકટ સંજોગોમાંથી તેમજ કઠિન કસોટીઓમાંથી આર્ય નારીઓ પોતાના ઉચ્ચ ચારિત્રબળના પ્રભાવે કેવી રીતે અણિશુદ્ધ બહાર નીકળી આવે છે. અને જરૂર પડયે પોતાના શીલની પ્રાણના ભોગે પણ રક્ષા કરે છે તેનો યથાયોગ્ય ખ્યાલ આ પુસ્તકના વાંચનથી મળી શકે છે.

આ પુસ્તકના લેખક 'શ્રી વિશ્વશાંતિ ચાહકે' અત્યાર સુધીમાં પરમાત્મ પ્રકાશ, ઉત્થાન અથવા ભાગ્યનું નવનિર્માણ, જીવન સંજીવની, યોગદર્શન અને યોગસમાધિ, વિચાર–શકિતનો અદ્‌ભુત પ્રભાવ, મંત્ર વિજ્ઞાન અને સાધના રહસ્ય, આત્મજ્ઞાન પ્રવેશિકા, મોક્ષની કુંચી વગેરે ઉચ્ચ કોટીના આધ્યાત્મિક ગ્રંથો તૈયાર કરેલ છે. તેઓ બહુધા એકાંતપણે લોક સંસર્ગથી દૂર રહી, આત્મોત્કર્ષ સાધવામાં સહાયક બને તેવા સાહિત્યનું નિર્માણ કરી રહેલ છે.

આજની નારી આધુનિક રંગે રંગાઈ અસંયમ અને વિલાસના માર્ગે આગળ વધી રહેલ છે. ત્યારે પોતાના જીવનને શીલ અને સંયમ વડે ઉજ્જ્વળ બનાવવા ઇચ્છતી આર્ય સન્નારીઓને આ પુસ્તક પ્રેરણારૂપ અને માર્ગદર્શનરૂપ બનશે તેવી શ્રદ્ધા છે.

—જૈન પ્રકાશ



## નારીશક્તિ

જૈન આગમ સહિત્યનું ઊંડું જ્ઞાન અને અભ્યાસ ધરાવનાર 'શ્રી વિશ્વશાંતિ ચાહકે' યોગદર્શન, મંત્રવિજ્ઞાન, સમ્યગ્‌સાધના વિચાર-શક્તિનો અદ્‌ભુત પ્રભાવ વગેરે વિષયો સંબધમાં લખેલાં પુસ્તકો જિજ્ઞાસુ વર્ગમાં આદર પામ્યાં છે. તાજેતરમાં એમણે સંપાદન કરેલું ઉપરનું ૭૦૦ પાનાનું દળદાર પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. તેમાં ભારતીય સંસ્કૃતિ અને ધર્મના ઉચ્ચ આદર્શોને વરેલી ૪૦ ઉપરાંત સતી સ્ત્રીઓના ચારિત્રની રસિક, બોધક અને પ્રેરક કથાઓનું આલેખન સરળ ગુજરાતી ભાષામાં રજૂ થયુ છે. એમા મહાસતી શીલવતી, સતી રત્નપ્રભા, સતી જસમા, સતી તોરલ દેવી વગેરે પ્રાંત:સ્મરણીય, પવિત્ર અને શીલ–ગુણ સંપન્ન સન્નારીઓની કથા સમાયેલી છે. સ્ત્રી પોતે જ શક્તિ સ્વરૂપ છે. દેવાશી અને ઐશ્વર્ય સંપની તસ્વારો પણ નારીમાંથી જ ઉત્પન્ન થયા છે, સ્ત્રીઓને પવિત્ર જીવન ઘડતરનું સાચું શિક્ષણ મળે તો તેઓમા સુષુપ્તપણે રહેલી દિવ્ય આત્મશક્તિ જાગ્રત થાય એવો સંદેશો આ કથાઓમાંથી મળે છે. જે સ્ત્રીઓ ઉજ્જવલ જીવન જીવવાની અભિલાષા રાખતી હોય. તેઓને આ પુસ્તક પ્રેરક અને માર્ગદર્શક થઈ પડશે.

મુંબઈ સમાચાર



# નારી–શક્તિ

વિશ્વશાંતિ ચાહકે 'નારીશક્તિ' ગ્રંથ દ્વારા સ્વામી વિવેકાનંદ જેમ પ્રયત્ન કર્યો છે. સ્ત્રીમાં રહેલી સુષુપ્ત અસ્મિતા જાગ્રત કરવા પ્રયત્ન કર્યો છે, સાચા શિક્ષણનો મહિમા પ્રસ્તાવનામાં જણાવી દીધો છે. પાના નં. ૩, ૨૯, ૩૨, ૬૦, ૬૯, ૧૩૫, ૧૬૫ વગેરેમાં ભારતની નારીઓ કેવી રીતે પોતાનું ગૌરવ પાછું પ્રાપ્ત કરવું તે દર્શાવેલ છે. બાળકોને વાર્તારૂપે રસ પડે એવું છે. નારીઓનો મહિમા, ગૌરવ, શક્તિ પ્રગટ થાય એવા વાક્યો વડે વીરત્વ, સંયમ, ત્યાગ, બલિદાન, શિયળરક્ષણ, સ્નેહ, વચનપાલન તેમજ રાષ્ટ્રપ્રેમની વાર્તાઓ દ્વારા પોતે ઉચ્ચ બની પોતાના ભાવિ બાળકોને પણ ઉચ્ચ બનાવવા શિક્ષણ પ્રતિ દોરી જાય છે. એક વાર્તામાં ખાદી દ્વારા સમગ્ર નગરનો ઉત્કર્ષ સધાતો આલેખાયો છે. ગરીબી, બેકારીનો ઉકેલ આલેખાયો છે. પ્રૌઢ નારીઓ આ પુસ્તકના વાંચન દ્વારા વૈરાગ્ય સાધી શકે તેમ છે. પુરુષોને આ પુસ્તકના વાંચન દ્વારા નારીઓ પ્રત્યે કેમ વર્તવું તેનો બોધ થાય છે. સ્ત્રી ગુલામ–દાસી નથી, પરંતુ પુરુષ સમાન સ્વાતંત્ર્યની અધિકારીણી છે.

એકંદરે આ પુસ્તકના વાંચન દ્વારા સમગ્ર જનતાને પોતપોતાની રીતે બોધ મળી શકે તેમ છે. દરેક શાળામાં આ પુસ્તક વસાવવા જેવું છે. દરેક ગ્રંથાલયમાં આ પુસ્તક હોવું જોઈએ. લગ્ન પ્રસંગે નવપરિણીતોને આ પુસ્તકની ભેટ આપવી જોઈએ.

વાર્તાઓ દ્વારા યુવાન બહેનોની પ્રગતિ સાધવા માટે જે–જે વાર્તા ગ્રંથો પ્રગટ થયા છે તેમાં આ ગ્રંથની વિશેષતા હોય એમ જણાય છે

—હરિપ્રસાદ સ્વામિનારાયણ

# સમ્યગ્દર્શનનું સ્વરૂપ

અનાદિથી ભવના હેતુરૂપ બનતાં મિથ્યાજ્ઞાનને સમ્યગ્ જ્ઞાનમાં પલટાવી તેને ભવનિવૃત્તિરૂપ કરનાર જો કોઈ હોય તો તે સમ્યગ્દર્શન છે. માટે જિનશાસનમાં સમ્યગ્દર્શનનો મહિમા અપરંપાર છે.

જીવ અનાદિથી પરમાં સ્વપણાની બુદ્ધિ અને સ્વમાં પરપણાની બુદ્ધિ કરતો આવેલ છે એ જ મિથ્યાત્વ છે. તેની જગ્યાએ સ્વમાં સ્વપણાની બુદ્ધિ અને પરમાં પરપણાની બુદ્ધિ એ જ સમ્યક્ત્વની ખરી ભૂમિકા છે. જીવના અભિપ્રાયમાં વિપરીતપણું છે ત્યાં સુધી સમ્યક્ત્વ ઘણું દૂર છે અને અભિપ્રાયમાં સમ્યગ્પણું આવી જાય તો સમકિત ઘણું સુલભ છે. સમકિત પામ્યા પછી જીવ માટે આગળનો રસ્તો ખૂબ સરલ બની જાય છે. સમકિતની એક જ ચાવી એવી છે કે, તેનાથી પરંપરાએ અનંત જ્ઞાન ને અનંત દર્શનના અખૂટ ભંડાર ખુલ્લા કરી શકાય છે. બાકી એ ચાવી હાથમાં નથી આવી ત્યાં સુધી ઘરમાં અખૂટ ભંડાર હોવા છતાં તેના માલિક આત્માને એક પરાધીન પામરની જેમ ચાર ગતિરૂપ સંસારમાં ભટકતા રહેવાનું છે. વળી ખૂબીની વાત એ છે કે, બીજા કોઈ ભંડાર ખોલવા હોય તો ક્યારેક બીજી ચાવી પણ લાગુ કરી શકાય છે, પણ આ અનંતજ્ઞાન અને અનંતદર્શનના અખૂટ ભંડારને ખોલવા સમકિત સિવાયની બીજી કોઈ ચાવી લાગુ પડે તેમ નથી. માટે જિનોક્ત તત્ત્વમાં શ્રદ્ધા એવી કેળવવી જોઈએ કે આ સુવર્ણ અવસરે સમકિતના લાભથી વંચિત ન રહી જવાય. જીવની અંતરની જે શ્રદ્ધા પરિણતી તે જ સમ્યક્ત્વનું મૂળ સ્વરૂપ છે. માટે હે ભવ્યો, પ્રમાદ પરિહરીને સત્વર સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવાનો પ્રબળ પુરુષાર્થ આદરો તો અવશ્યમેવ સમ્યગ્દર્શન પામી શકશો. એ જ શુભકામના.

—રસાધિરાજમાંથી.